"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"નું પુસ્તક ૯ મું.

# ચક્રવર્તી અશોક.

અનુવાદક :

દલપતરામ ભાઇશંકર રાવળ.

ધ્રાંગધ્રા. ( ઝાલાવાડ. )



પ્રકાશક :

જીવનલાલ અમરશી મહેતા,

મેનેજર : "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; અમદાવાદ.

કિંમત રૂ. ૨-૦-૦.

# અનુવાદકની પ્રસ્તાવના.

સમયના વહનની સાથે સૃષ્ટિમાં અવનવા ફેરફારો થયા કરે છે તે પ્રમાણે આપણી વર્તમાન સાહિત્યસૃષ્ટિમાં પણ એક વિલક્ષણ પ્રકારનો જ ફેરફાર થવા પામ્યો છે. તે ફેરફાર નવલકથાના વાંચનનો પ્રચાર છે. સામ્પ્રત સમયને નવલકથાનો યુગ કહીએ તો પણ કંઈ ખોટું કહેવાય નહિ. સાધારણ જ્ઞાનસંપન્ન વાચકોને ગમ્મતની સાથે જ્ઞાન અને ધર્મનીતિનું શિક્ષણ આપવામાં નવલકથાનું સાહિત્ય કંઇ ઓછું સહાયભૂત થતું નથી. ધર્મશાસ્ત્રો, પુરાણો, કાવ્યાદિ દ્વારા સુબોધ લેવાની વૃત્તિ પ્રત્યેક મનુષ્યને થતી નથી. એટલું જ નહિ પરંતુ કેટલાક તો એવાં પુસ્તકોને નિરસ માનીને હાથમાં પણ લેતા નથી. એવા મનુષ્યોને નવલકથા દ્વારા બોધ લેવાનું ઘણું સરળ થઈ પડે છે.

ત્યારે હવે આપણા ગુર્જર સાહિત્યમાં સારી નવલકથાઓનું સાહિત્ય કેટલું છે? અને નવું કેવું ઉત્પન્ન થાય છે? ઠેર ઠેર ઉભરાઇ જતી નવલકથાઓ વર્તમાન જનસમાજને નીતિને માર્ગે દોરવામાં સહાયભૂત થાય તેવી છે કે? આ છેલ્લા પ્રશ્નનો જવાબ આપણું હૃદય નકારમાં જ આપી શકે છે. હાલમાં જે નવલકથાઓનો રાફડો ફાટી નીકળ્યો છે, તેમાંથી ભાગ્યે જ થોડી ઘણી નવલકથાઓ બોધપ્રદ ગણી શકાય તેમ છે. એટલું જ નહિ પરંતુ લગભગ પોણોસો ટકા જેટલું પ્રમાણ તો એવું હશે કે જેમાં મોહોત્પાદક વર્ણનો, વિરહિણીની વેદનાઓના પ્રલાપો, અને આશક-માશૂકના વિષયોત્પાદક સંવાદો જ વિશેષે કરીને નજરે પડે. નવલકથાનો અર્થ નવીન વાર્તા એવો થાય છે. નવલકથા એ એક એવી વસ્તુ છે કે જે સાધારણ જનસમાજને નીતિમાન અને સદાચારી કરી શકે છે, પણ તે બોધપ્રદ હોય તો જ. નહિતર ઉલટું તે નિર્બળ મનના મનુષ્યોને અનીતિ-દુરાચારના ઊંડા ખાડામાં ધકેલી દે છે. ત્યારે નવલકથા લખનારે પોતાની કૃતિ જનસમાજને બોધપ્રદ થઇ પડશે કે કેમ, તેનો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરવાની ઘણી આવશ્યકતા છે એમાં તો લેશ માત્ર શંકા જ નથી.

નવલકથાકારનો અધિકાર કંઇ ન્હાનો સૂનો નથી. નવલકથાકાર સમાજનો નેતા પણ થઇ શકે છે. સમાજસુધારણાનો તેમજ જનસમાજને નીતિનું-આત્મિક ઉન્નતિનું શિક્ષણ આપવાનો દાવો કરવાનો તેને જેટલો હક્ક છે તેટલો જ બલ્કે તેથી પણ વિશેષ પ્રમાણમાં, જનસમાજને

અવળે માર્ગે દોરવા માટે પણ તે જુમ્મેદાર છે. મહાન્ પર્વતોની ગુફાઓ-માં, કંગાલ ઝુંપડીઓમાં અને રાજાના રાજમહાલયમાં તેમજ ગમે તેવા ગુપ્ત સ્થળે માણસના અંતરમાં સુદ્ધાં બનતા બનાવોનું તાદ્દશ ચિત્ર જન-સમાજની દૃષ્ટિ સમક્ષ ખડું કરવાનું કામ એક નવલકથાકાર જ કરી શકે છે. એટલું જ નહિ, પરંતુ પોતાની કલ્પનાશક્તિના બળે, લેખિનિ દ્વારા એક નવલકથાકાર ભૂતકાળના બનાવોનું વર્ણન અસરકારક રીતે વાચકો સમક્ષ રજુ કરીને, ભવિષ્યમાં બનવા જોગ બનાવોની પણ આગાહી કરવાની હિંમત બીડી શકે છે, ઉંચે સ્વર્ગમાં કે નીચે પાતાળમાં જવાનું સાહસ સાધારણ મનુષ્યો કરી શકતા નથી, પરંતુ નવલકથાકારે તો સર્વત્ર વિહાર કરવાનો પરવાનો જ મેળવ્યો હોય, તેમ તે આ મૃત્યુ લોકમાં બેઠો બેઠો પણ સ્વર્ગ અને પાતાળના બનાવોનું વર્ણન પોતાની અદ્દ્ભુત કલ્પનાશક્તિના બળે આપે છે. નવલકથાકારની કેવી અનિયન્ત્રિત સત્તા !

વારૂ, ત્યારે આપણા આધુનિક નવલકથાકારો પોતાની એ અનિયન્ત્રિત સત્તાનો કેવો ઉપયોગ કરે છે એ પ્રશ્ન વિચારણીય નથી કે? ઉપર કહ્યું તેમ આશક–માશૂકના પ્રેમપ્રલાપો લખવાથી જ તેનો કર્તવ્યપ્રદેશ પૂરો થાય છે? આપણી નવલકથાઓ આપણા સુશિક્ષિત જનસમાજમાં છૂટથી વંચાય છે ખરી? ગુજરાતમાં રેનોલ્ડ જેવા ભેજાંવાળા હોવાનો દંભ દાખવનારા જે નવલકથાકારો ઉત્પન્ન થવા લાગ્યા છે, તેથીજ આપણું નવલકથાનું સાહિત્ય સુશિક્ષિત વર્ગમાં પ્રશંસનીય થઇ પડતું નહિ હોય એમ ધારી શકાય?

ઉપર્યુક્ત પ્રશ્નોનો ઉત્તર માત્ર એટલો જ આપી શકાય છે કે જે નવલકથાઓ બહાર પડે છે તેમાંની ઘણીખરી માલ વગરની હોય છે. સામાજિક કે ઐતિહાસિક નવલકથા શ્રેષ્ઠ પ્રતિની લખવાની પોતાનામાં શક્તિ હોવાનો દાવો કરનારા લેખકો પોતાને જેમ ફાવે તેમ સ્વચ્છન્દી રીતે લખે છે. તેઓ નિરંકુશ બની ગયા છે. ‘ વ્હાલા ’ ‘ વ્હાલી ’નાં નાટકી ટાયલાંને લીધે જ સાધારણ વાચકોમાં ફેલાતાં સેંકડો પુસ્તકો બહાર પડે છે. વિદ્વાન સાક્ષરો તેમજ ‘ વર્તમાનપત્રો ’ના અધિપતિઓ સૌજન્યની ખાતર અથવા **मौनं सर्वार्थ साधनम् ।** એ ન્યાયે નીતિને બદલે અનીતિને પોષનારાં પુસ્તકો પ્રત્યે આંખમિંચામણાં કરતા જણાય છે; અને તેના પરિણામે ઉલટું જનસમાજને ઘણું જ નુકસાન થાય છે. હલકી કોટિનાં પુસ્તકોનો પ્રચાર આપણા જનસમાજમાં જે સડો ફેલાવી રહ્યો છે તેના પ્રત્યે ગુર્જર વિદ્વાનો તથા જાહેરપત્રો આ પ્રમાણે કયાં સુધી આંખમિંચામણાં કર્યા કરશે ?

અલબત્ત, 'કરણઘેલો', 'ગુલાબસિંહ' અને 'સરસ્વતીચન્દ્ર' જેવા જુજ તારલાઓ ગુર્જર નવલકથા સાહિત્યરૂપી નભોમંડળમાં પ્રકાશી રહ્યા છે, તો પણ આપણું નવલકથાનું સાહિત્ય વધારે ઉન્નત ભાવનાથી ભરપૂર અને સમૃદ્ધ બનાવવાના ભગિરથ પ્રયત્નો કરવાની ઓછી આવશ્યકતા નથી. 'મા' અને 'બાપની વહુ' એ શબ્દોમાં જો કે વસ્તુતઃ કશો જ ભેદ નથી; પરંતુ કોઇ મનુષ્ય પોતાની માતાને 'બાપની વહુ' કહીને બોલાવી શકતો નથી. તે પ્રમાણે નવલકથાઓમાં પણ જે વાંચતાં વાંચનાર વર્ગ અવળે માર્ગે દોરાવાને લલચાય એવાં વર્ણનો બિલકુલ લખાવાં ન જ જોઇએ. કેટલાક પ્રસંગો એવા છે કે ગમે તેવું પ્રેમાળ દંપતી પણ પોતે જાણવા છતાં તેવા પ્રસંગોનું વર્ણન એકબીજાની સમક્ષ કરી શકતા નથી. પતિ અને પત્ની એ બન્નેનું સ્નેહબંધન ગમે તેવું સુદૃઢ–અભેદ હોય તોપણ આવી બાબતો પર તેઓ પડદો જ રહેવા દે છે તો પછી એ પડદો ઉંચો કરવાનો પ્રયત્ન કરીને નવલકથાકારોએ સમાજને અવળે માર્ગે વાળવામાં નિમિત્ત માત્ર પણ શા માટે થવું જોઇએ ? જ્યાં સુધી એક પિતા પોતાની સમજુ પુત્રી પાસે કે ભાઇ બહેનની પાસે નવલકથા વાંચી શકે તેવી નવલકથાઓ રચવાનો પ્રયત્ન નહિ થાય ત્યાં સુધી આપણું નવલકથાનું સાહિત્ય ઉચ્ચ પ્રતિનું ગણાશે કે નહિ એ પ્રશ્ન નવલકથાના લેખકો માટે કંઇ ઓછો વિચારણીય નથી. અસ્તુ !

આપણા નવલકથાના વર્તમાન સાહિત્ય વિષે આટલું વિવેચન કર્યા પછી હવે પ્રસ્તુત નવલકથા વિષે થોડો વિચાર કરીશું તો તે અસ્થાને તો નહિ જ ગણાય. સાધારણ રીતે નવલકથાના બે મુખ્ય પ્રકાર પાડી શકાય. એક ઐતિહાસિક અને બીજો કલ્પિત. કલ્પિત નવલકથા લખતી વખતે તેને રસમય બનાવવા માટે જૂદા જૂદા કલ્પિત પાત્રો દ્વારા ઇચ્છાનુસાર ચિત્રો આલેખવામાં મુશ્કેલી નડતી નથી. પરંતુ ઐતિહાસિક નવલકથાને રસમય બનાવવા માટે, તેમાં જે કલ્પિત પાત્રો આલેખવામાં આવે તેથી ઇતિહાસની મૂળ વસ્તુને બાધ ન આવે તેની ખાસ સંભાળ રાખવાની આવશ્યકતા છે. કોઇ પણ નવલકથા કે લેખ વગેરે જે કંઇ લખાય છે તેના બે વિભાગ પાડી શકાય. એક આત્મલક્ષી અને બીજો પરલક્ષી. કલ્પિત લખાણ ઘણે ભાગે આત્મલક્ષી હોવાથી લેખક તેમાં પોતાના અંગત વિચારો ઘુસાડી શકે છે. પરંતુ ઐતિહાસિક વિષયનું ચિત્ર પરલક્ષી હોવાથી, તેમજ સાચા બનેલા બનાવને અનુસરીને જ આલેખવાનું હોવાથી, તેમાંનાં પાત્રોનું ચરિત્ર પોતાના મનસ્વી વિચારો પ્રમાણે આલેખવાથી કેટલીકવાર નિર્દોષ પાત્રો પણ કલંકિત થઇ જવાનો ભય રહે છે.

પ્રસ્તુત નવલકથા ઐતિહાસિક છે. શુરવીર શિવાજી, મહારાણા પ્રતાપસિંહ, શાહેનશાહ અકબર, અને એવા બીજા નામાંકિત નરોના સમયની નવલકથાઓ ગુર્જર સાહિત્યમાં પ્રસિદ્ધ થઇ ચૂકી છે. પરંતુ સમર્થ બૌદ્ધધર્મ પ્રચારક મૌર્ય ચક્રવર્તી અશોકના જીવનચરિત્રનું થોડા ઘણા અંશે પણ દિગ્દર્શન કરાવે એવી નવલકથા અદ્યાપિ પર્યંત પ્રસિદ્ધ થવા પામી નથી. દ્વાપરમાં યુધિષ્ઠિર, અને કળિયુગમાં વિક્રમાદિત્ય, શાલિવાહન અને અકબર એટલાજ રાજાઓને મૌર્ય સમ્રાટ્ અશોકની સરખામણીમાં મૂકી શકાય તેમ છે. અશોકના સમયની ખરી ઐતિહાસિક માહિતી અદ્યાપિ-પર્યંત ઘણાજ થોડા પ્રમાણમાં મળી આવી છે, અને તેનેજ આધારે પ્રસ્તુત નવલકથાનો જન્મ થયો છે. અશોક મૌર્ય કુળમાં જન્મ્યો હતો. પ્રસિદ્ધ મુત્સદ્દિ ચાણાક્યની મદદથી નંદવંશનું નિકંદન કરીને મગધદેશના છેલ્લા નંદનો અનૌરસ પુત્ર ચંદ્રગુપ્ત મગધ દેશનું રાજ્ય પચાવી પડયો હતો. તેના પુત્ર બિન્દુસારનો પુત્ર તે અશોક હતો. ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર કહે છે કે, "અશોકે પોતાના વંશપરંપરાના ધર્મનો ત્યાગ કરી નવો ધર્મ સ્વીકારેલો હોવાથી, તેના પ્રત્યે તિરસ્કારની લાગણી થવાથી, કોઇ પણ હિન્દુ ઇતિહાસકર્તાએ તેનું જીવનવૃત્તાંત લખ્યું નહિ હોય, અને બૌદ્ધ ગ્રંથકારોએ તેના જીવનનું સમગ્ર વૃત્તાંત લખી રાખ્યું હશે તો બૌદ્ધધર્મને હિન્દુસ્થાનની બહાર કાઢવાની ધમાધમીના સમયે તે નષ્ટ થવા પામ્યું હશે." પરંતુ વસ્તુતઃ જોવા જતાં વિક્રમાદિત્ય અને શાલિવાહન જેવા રાજાઓનાં ચરિત્રો સંબંધી પણ ઇતિહાસ પૂરેપૂરો ઉપલબ્ધ થતો નહિ હોવાથી, એટલું જ અનુમાન થઇ શકે કે ધર્માન્તરના કરતાં આપણો પરંપરાથી ઇતિહાસ વિષે ચાલતો આવેલો અનાદર જ આમ થવામાં કારણરૂપ હોય.

મૌર્ય સમ્રાટ્ અશોકનો જન્મ ઇ. સ. પૂર્વે ૩૧૦ થી ૩૦૦ સુધીમાં થયો હોવો જોઇએ. તેના પિતા બિન્દુસારે ચંદ્રાપુરી નામના નગરનિવાસી એક બ્રાહ્મણની સુભદ્રાંગિ નામની કન્યા પર મોહિત થઇને તેની સાથે લગ્ન કર્યાં હતાં, અને તેને પેટે અશોકનો જન્મ થયો હતો. અશોક બાલ્યાવસ્થામાં એવો તો ઉચ્છૃંખલ અને તોફાની હતો કે તેને ચંડીનું ઉપનામ મળ્યું હતું. તેના પિતા બિન્દુસારની હયાતિમાં તેને ઉજ્જયનીના સુબેદાર તરીકે નીમવામાં આવ્યો હતો.

ઇ. સ. પૂર્વે ૨૬૩ માં અશોકનો પિતા રાજા બિન્દુસાર મરણ-પથારીએ પડયો હતો તેવા સમયે તક્ષશીલા શહેરમાં બંડ થવાથી

તેણે પોતાના મોટા પુત્ર **સુસીમા**ને ત્યાં **મોકલ્યો** હતો. એ અરસામાં તે મરણ પામ્યો. રાજા **બિન્દુસાર અશોક**ને પોતાની પાછળ સિંહાસનારુઢ થયેલો જોવા ઇચ્છતો નહોતો. કારણ કે **અશોક** સ્વરૂપે કદરૂપો તેમજ સ્વભાવે બહુ ક્રૂર હતો. પરંતુ રાજા **બિન્દુસાર**ના પ્રધાન **રાધાગુપ્ત**ની સહાયથી જ **અશોક મગધદેશ**ના રાજસિંહાસન પર બિરાજ્યો. **અશોક** ગાદીનશીન થયો તે સમય (સાલ)ના સંબંધમાં જૂદા જૂદા વિદ્વાનોનો બહુ મતભેદ છે. **હિસ ડેવીડ્સ** સાહેબના મત પ્રમાણે આ સમય ઇ. સ. પૂર્વે ૨૬૭ વર્ષ, **પાલી** ભાષાના ગ્રંથો પ્રમાણે ૨૭૨ વર્ષ, પ્રો. **મેક્ષમુલર ભટ્ટ**ના મત પ્રમાણે ૨૬૬ અથવા ૨૬૩ વર્ષ, **બાબુ મનમોહન ચક્રવર્તી**ના મત પ્રમાણે ૨૭૧ વર્ષ અને મિ. **સેનાર્ટ**ના મત પ્રમાણે ૨૬૯ વર્ષનો છે. આટલા બધા મતભેદને લીધે **અશોક**ના સમયનો કંઇ પણ ચોકસ નિર્ણય બાંધી શકાતો નથી.

**અશોકે બૌદ્ધધર્મ** સ્વીકાર્યો તે માટે જૂદાં જૂદાં કારણો એટલાં બધાં છે કે તેમાંથી કયું કારણ વધારે સબળ ગણવું તેનો નિશ્ચય થઇ શકતો નથી. **અશોક** સિંહાસન પર આરુઢ થયો ત્યારે તે **બૌદ્ધધર્મી** હતો એટલું નક્કી થઇ શકે છે. જ્યારે અનિયન્ત્રિત રાજસત્તા પોતાના હાથમાં આવી ત્યારે **બૌદ્ધધર્મ**ને રાષ્ટ્રિય ધર્મ તરીકે સ્થાપવાની તેની મહત્વાકાંક્ષા વૃદ્ધિંગત થવા લાગી. ગાદીનશીન થયા પછી **અશોકે** ધર્મપ્રચારાર્થે તલવાર પકડી અને અસંખ્ય ન્હાનાં મ્હોટાં રાજ્યો જીતી લઇને તેમને **બૌદ્ધધર્મ** સ્વીકારવાની ફરજ પાડી. ડૉ. **સ્મિથ** સાહેબ લખે છે કે, બંગાળાના ઉપસાગર પાસે આવેલા **કલિંગદેશ**ના હિન્દુધર્મી રાજ્ય પર **અશોકે** તખ્તનશીન થયા પછી નવમે વર્ષે આક્રમણ કર્યું હતું.*

પ્રસ્તુત પુસ્તક રા. રા. **બાલચંદ નાનચંદ શાહે** લખેલા અને મુંબઇની સુરસ ગ્રંથ પ્રસારક મંડળીએ મરાઠીમાં '**सम्राट् अशोक**' એ નામે પ્રસિદ્ધ કરેલા પુસ્તકનો અનુવાદ છે. જો કે આ પુસ્તકમાં તો **અશોક**ના જીવનમાં બનેલા અનેક ધર્મયુદ્ધોમાંના એક જ સમયનો કથાભાગ લેવાયો છે, પરંતુ **અશોક** કે જે એક વખત ઘાતકી અને ક્રૂર સ્વભાવનો

*ચક્રવર્તી **અશોક** વિશેની વિશેષ ઐતિહાસિક માહિતી મેળવવા ઇચ્છનારે રા. રા. **જીવનલાલ અમરશી મહેતા**એ "**અશોકનું જીવનચરિત્ર**" ઘણાં વર્ષ ઉપર લખેલું છે તે વાંચવા ભલામણ છે.

રાજા ગણાતો હતો તેજ અશોક કલિંગયુદ્ધની પૂર્ણાહુતિ પછી કેટલો બધો બદલાઈ ગયો હતો તેમજ તે ધર્મનું સત્ય સ્વરૂપ ક્યારથી સમજવા લાગ્યો હતો એ વિષય પર આ નવલકથા સારૂં અજવાળું પાડે છે.

ઐતિહાસિક વસ્તુને બાધ ન લાગે તેવી રીતે આલેખવામાં આવેલાં બુદ્ધિમતિ, સંપુષ્ટાચાર્ય અને કળાવતીનાં કલ્પિત પાત્રો આ નવલકથામાં મુખ્ય ભાગ ભજવે છે. અને એ ત્રણે કારસ્થાનપટુ વ્યક્તિઓ સમ્રાટ્ અશોકના પ્રાણુ હરવા માટે અનેક કારસ્થાનો રચે છે. પરંતુ માળ્ કલિંગાધિપતિ મૃગેન્દ્રની કન્યા શોભના-ચક્રવર્તીની ભાવિ પત્નીના પ્રયત્નોથી અશોકના પ્રાણુ બચવા પામે છે. કલિંગ યુવરાજ જીતેન્દ્રનું ઉત્તમ ચારિત્ર, ચિદાનંદ, ઉપગુપ્ત અને મોગ્ગલીપુત્ર તિષ્ય જેવા કર્તવ્યનિષ્ઠ આચાર્યોની સદ્ધર્મપરાયણતા, અને ઇન્દિરા જેવી સરળહૃદયા બાલાની નિર્મળ પ્રેમલીલા, ઇત્યાદિ પ્રસંગો વાચકવર્ગનું ધ્યાન ખેંચ્યા વગર રહે તેમ નથી. વળી બૌદ્ધધર્મના પ્રચારાર્થે સમ્રાટ્ અશોક રાત્રદિવસ કેવા કેવા અખંડ પ્રયત્નો કરી રહ્યો હતો અને તેમાં તે કેટલી મુસ્કેલીઓ સહન કર્યા પછી ફાવી શકયો હતો તેનું પણ યથાશક્તિ દિગ્દર્શન પ્રસ્તુત નવલકથામાં કરાવવામાં આવ્યું છે. આવી જાતની નવલકથા આ પહેલી જ છે.

આ પ્રસ્તાવનાની શરૂઆતમાં આપણા નવલકથાના સાહિત્ય વિષે જે કંઇ લખવામાં આવ્યું છે તે કોઈક બન્ધુને અપ્રાસંગિક લાગશે. પરંતુ મ્હારા હૃદયના ઉંડાણમાંથી એટલું લખવાની ઉદ્ભવેલી મ્હારી ઇચ્છાને નહિ દબાવી શકાયાથી જ એટલું લખવાનું ઉચિત ધાર્યું છે. અત્રે એટલું સ્પષ્ટ કરવાની જરૂર જણાય છે કે, કોઇ પણ લેખકબન્ધુ પર ખાસ આક્ષેપ કરવાની ઇચ્છાથી એ લખવામાં આવ્યું જ નથી. સામાન્ય રીતે મારા દીલને જે ભાસ-ખરો યા ખોટો-થયો છે તે જ દર્શાવ્યો છે.

મનુષ્યકૃત કોઇપણ કાર્ય સંપૂર્ણપણે નિર્દોષ હોતું નથી. સંપૂર્ણ નિર્દોષ હોવાનો કોઇએ દાવો કરવો એ ધૂમાડાના બાચકા ભરવાનું સાહસ કરીને પોતાનીજ હાંસી કરાવવા જેવું છે. આ ભાષાન્તરમાં પણ અનેક દોષો રહ્યા હશે કે મરાઠી ભાષાની અજ્ઞાનતાથી થયા હશે. પરંતુ તે બદલ હંસક્ષીર ન્યાયે ક્ષમા આપવાની વાચક બંધુઓને નમ્ર વિનંતી છે.

વિ. સં. ૧૯૭૩. ચૈત્ર
વદિ ૧ રવિવાર.
અમદાવાદ.

દલપતરામ ભાઇશંકર રાવળ.

# પ્રકાશકના બે બોલ.

સુજ્ઞ વાચકોને આ નવલકથા ગયા વર્ષમાં આપવાનું વચન આપેલું તેને બદલે ચાલુ વર્ષમાં અપાય છે તે માટે ક્ષમાની યાચના કરવા સાથે તેનો સહેજ ખુલાસો પણ જણાવવાની રજા લઉં છું. મને અતિ પ્રિય **અશોકરાજના** જીવનની આ ધાર્મિક તત્વોથી ભરપૂર અને સુન્દર નવલ-કથાનું ભાષાન્તર કરવાની ઇચ્છા તે મરાઠીમાં બહાર પડવાની સાથે જ થઈ હતી: અને તે હું જાતેજ કરવા ધારતો હતો. પરન્તુ મારાથી ભાષા-ન્તર વહેલું પુરૂં નહિ બને એમ લાગતાં એક ભાઇને એ કામ સોંપવા ધાર્યું. તેમણે પહેલું પ્રકરણ લખીને બતાવ્યું ને તે ઉપરથી આખું પુસ્તક લખવાનું તેમને સોંપ્યું હતું. તેમણે તે ઘણું જ વહેલું પુરૂં કરી નાખ્યું ખરૂં; પરન્તુ દિલગીરી એટલી જ કે નમુના દાખલ કરી બતાવેલા પહેલા પ્રકરણની ભાષા–રચના કે મૂળ એ બેમાંથી એકેયને તે મળતું નહોતું. નમુનો બતાવ્યા મુજબ આખું તૈયાર કરી આપવાનું ન ફાવે તો છેવટે અનુવાદરૂપે પણ સુધારવાનું સૂચવતાં તેમને તે પણ અનુકૂળ આવ્યું નહીં, અને તેથી આ કામ લાંબી મુદત સુધી અધુરૂં જ પડી રહ્યું હતું. પછી પ્રકરણ બીજાથી નવમા સુધીનાં મેં મૂળ સાથે સરખાવીને સુધારી લીધાં–કોઇક તો આખાં ને આખાં નવાં જ લખી કાઢયાં–પરંતુ તે પણ કંટાળા ભરેલું લાગવાથી ત્યાર પછીનું બધું નવેસરથી લખવાનું ભાઇ દલપતરામ ભાઇશંકર રાવળને સોંપ્યું હતું ને તે તેમણે પુરૂં કરવાથી હવે બહાર પડે છે. તેમણે શુદ્ધતા અને સરળતા સાચવવા માટે બની શક્યો તેટલો ઉત્સાહથી સારો પ્રયાસ કર્યો છે, એ મારે આ સ્થળે જણાવવું જોઇએ.

આ નવલકથા જુદી જુદી કલમે લખાવાથી ભાષા તેમજ જોડણી વગેરેમાં ભિન્નતા જોવામાં આવે છે, તે બીજી આવૃત્તિ વખતે સુધારી શકાશે.

જે પુસ્તકનો આ અનુવાદ છે તેના લેખક શ્રીયુત્ **બાલચંદ નાનચંદ શાહ** છે. તેમણે મરાઠીમાં સ્વતંત્ર લખેલું છે અને તે ઉત્તમ તરીકે ગણાયું છે. ભાષાન્તર કરવાની પરવાનગી આપવા માટે લેખક તથા પ્રકાશક ગૃહસ્થોનો હું ઘણો આભારી છું.

મહાભારત યુરોપીય યુદ્ધના પ્રતાપે કાગળો તથા છાપવા બાંધવાનાં સર્વે સાધનોની અતિશય મોંઘવારી થયા છતાં મોટા કદનાં ૩૫૦ પૃષ્ઠનું ને

સુન્દર બાંધણીનું આ પુસ્તક "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" ના કાયમના ગ્રાહકોને અર્ધી કિંમતમાં—પોસ્ટેજ સાથે એક રૂપીએ—મળે છે, તે મોંઘું નહિ જ ગણાય તેવી ખાત્રી છે. આની સાથે જ "**તત્વચિંતન**" નામના નવીન શ્રેણીથી લખાયેલા ઉત્તમ પુસ્તકનો લગભગ ૨૦૦ પૃષ્ઠનો પ્રથમ ખંડ પણ ગ્રાહકોને **દસ આના** જેટલી જુજ કિંમતે અપાય છે.

આ બન્ને પુસ્તકો નજરે જોયા પછી અને ઐચ્છિક દાખલ અર્ધી કિંમતે અપાતાં બીજાં પુસ્તકોની આ સાથેની જાહેર ખબર વાંચ્યા પછી દરેક ગ્રાહક બબે ચાર ચાર નવા ગ્રાહક મેળવી આપીને આવા મોંઘવારીના સમયમાં પણ આ કાર્ય સારી રીતે ચાલુ રાખવામાં અમને ખરેખરા સહાયક થશે એવી આશા છે.

અતિશય મોંઘવારીના કારણથી આ વર્ષથી છપાવવા વગેરેનું કામ અમે કંઈક ધીમું ચલાવીએ છીએ માટે પુસ્તકો બહાર પડવામાં વિલંબ થતો જણાય તો તે માટે અમારા સુજ્ઞ ગ્રાહકો અધીરાઈ ન દર્શાવતાં શાન્તિ રાખશે જ. પુસ્તકોની પસંદગી તથા છપાઈ—બંધાઈમાં ગયાં બે વર્ષનું જે ધોરણ છે તેજ કાયમ રહેશે. અમારા વિચારને પોષવાનું—તેને બળ આપવાનું ગ્રાહકબન્ધુઓની મદદ ઉપર જ રહે છે. માટે દરેક ગ્રાહક પોતાના સ્નેહી—સંબંધીને ભલામણ કરીને નવા ગ્રાહકો વધારી આપવા ખાસ લક્ષ આપશે જ.

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" ઓફિસ
**અમદાવાદ**, તા. ૧—૬—૧૭.

**જીવનલાલ અમરશી મહેતા.**
મેનેજર.

# અનુક્રમણિકા.

# “ જ્ઞાનવર્ધક પુસ્તકમાળા ” ના

## ચાલુ તથા નવા ગ્રાહક થનારને મળતો લાભ.

નવા ગ્રાહક થનારને હવે સને ૧૯૧૫ ની સાલનાં પુસ્તકોનો લાભ મળતો નથી, માટે તે કોઇએ માગવા તસ્દી લેવીજ નહિ. પણ ૧૯૧૬ ની સાલમાં ફરજીયાત તથા ઐચ્છિક અપાયેલાં **નીચેનાં બધાં પુસ્તકો સાથે લેનારને અર્ધી કીંમતે** મળશે. છુટક નહી મળે.

| ફરજીયાત અપાયેલાં. | ઐચ્છિક દાખલ અપાયેલાં. |
|---|---|
| ૧—૦—૦ **ચોખેરવાલી.** પ્રથમ ખંડ | ૨—૮—૦ **દીવાને સાગર.** |
| ૦—૧૨—૦ **ચોખેરવાલી.** ખંડ ૨ જો | ૧—૪—૦ **કુમુદચન્દ્ર** (નવલકથા). |
| ૦—૮—૦ **પશુમાંથી દેવ.** | ૧—૦—૦ **પ્રવાસીના પત્રો.** |
| ૧—૧૦—૦ **જર્મનીની** ઉન્નતિ. | ૦—૮—૦ બાળ ઉછેર—બાળરક્ષણ. |

### સન ૧૯૧૭ માટે છપાતાં નવાં પુસ્તકો.

૧ **ચક્રવર્તી અશોક** ( એક અર્ધ ઐતિહાસિક નવલકથા. )

૨ **તત્વચિંતન** ( મહાત્મા જેમ્સ એલનના ગ્રન્થ ઉપરથી નિત્ય પાઠ કરવા યોગ્ય તારીખવાર શિક્ષાપત્રી. જુન સુધીનો પ્રથમ ખંડ આ સાથે જ અપાય છે, તે ઉપરથી તેનો ખરો ખ્યાલ આવશે જ. )

૩ **રણથંભોરની રજપુતાણી** “ ચંદ્રા ”—ઐતિહાસિક નવલકથા.

૪ **મુક્તિમાળા** અથવા **જીવરાજજીવનમુક્તિ આખ્યાન;** ભાગ ૧ લો. ( વેદાન્તનો સંવાદ રૂપે સરળ ને સ્વતંત્ર. ગ્રંથ છપાય છે. )

### ચાલુ સાલે ઐચ્છિક તરીકે મળતાં પુસ્તકો.

આ ઉપરાંત નીચેનાં પુસ્તકોમાંથી જેને જે જોઇતું હોય તે ૧૯૧૭માં **ઐચ્છિક તરીકે અર્ધી કિંમતે** આપવા માટે પસંદ કરવામાં આવ્યાં છેઃ—

| | |
|---|---|
| ૧—૮—૦ **જ્યોર્જ વોશીંગ્ટન.** | ૨—૦—૦ **યુરોપનો પ્રવાસ** (સચિત્ર.) |
| ૦—૮—૦ **નીલનેની** ( પ્રો. એર્ડનની એક સુન્દર નવલકથા. ) | ૦—૮—૦ **મજનૂ અને જોગી.** **સાગર કૃત** એક સંવાદ. |
| ૦—૧૦—૦ **તપસ્વિની** ( નાટક. ) | ૦—૮—૦ **દિવ્ય રંભા.** |
| ૦—૮—૦ શારદા અને ચન્દ્રલેખા. | ૧—૮—૦ **કર્નલ મેડોઝ ટેલરનું જીવન ચરિત્ર.** |

આ પ્રમાણે ચાલુ સાલમાં પુસ્તકમાળાના ગ્રાહકોને લાભ મળે છે; તે લેવા ગુર્જર વાચક ભાઇ—બ્હેનો નહીજ ભૂલે એવી ખાત્રી છે. લખોઃ—

**જીવનલાલ અમરશી મહેતા,**

**મેનેજર—ઠે. પીરમશાહ રોડ; અમદાવાદ.**

# ચક્રવર્તી અશોક.

## પ્રકરણ પહેલું.

### સ્નેહરાજ્ઞી.

*True Love is the gift which God has given
To man alone beneath the heaven.
× × × × ×
It is the secret sympathy,
The silver link the silken tie;
Which heart to heart and mind to mind,
In body and in soul, can bind.

*Scott's Last minstre.*

+ व्यतिषजति पदार्थां नान्तरः कोऽपिहेतु
नंखलु बाह्य रुपाधीन् प्रीतयः संश्रयन्ते ।
विकसति हि पतंगस्योदये पुण्डरीकं
द्रवति च हिमरश्मावुद्गते चन्द्रकान्तः ॥

भवभूति.



શ્રિમના માર્ગે ઉતરતા સૂર્યને આદર દેવા, અને સંસારના રંગ-વિલાસ શી સન્ધ્યાનું આતિથ્ય સત્કારવા સૌ વનપંખેરૂ પ્રભુનાં ગહન ગીત આલાપતાં હતાં.

---

* ભાવાર્થ:—સાચો સ્નેહ એ દુનિયામાં માત્ર મનુષ્યને ઈશ્વર તરફથી મળેલી બક્ષીસ છે. તે એક છૂપી દયા છે, રૂપાની સાંકળ કે હીરની દોરી જેવી છે—જે હૃદયે હૃદયને, મને મનને, શરીરે શરીરને અને આત્માને ગાંઠી શકે છે.

+ " મન મહિં કંઇ હેતુ, પ્રીતિ સૌને કરાવે,
નહિ નહિ કદિ બાહ્યાકર્ષણે પ્રેમ આવે;
દિનકર ઉદયેથી પદ્મ પામે વિકાસ,
શીતકર ઉદયેથી જો દ્રવે ચન્દ્રકાન્ત. "

ગગન નિર્મળ હતું, એ નિર્મળતામાં સન્ધ્યાએ પાથરેલી ગુલાબી લાલી, વનપંખેરૂનાં ગહન ગીત, મીઠી પરિમલ વરસાવતો શીતલ વાયુ, વનમાંની અપ્રતિમ શાન્તિ, એ શાન્તિના સામ્રાજ્યમાંથી વહેતો ગંગાનદીનો નિર્મળ પ્રવાહઃ આ બધું એ ગંગાનદી જેટલોજ પવિત્ર કોઇ બાલયોગી પોતાની અવલોકનદૃષ્ટિમાં ઉતારતો, સૃષ્ટિસૌન્દર્યની લીલા વિચારતો–તેમાં તન્મય થતો–એક વિશાળ શિલાપર ગંગાકિનારે બેઠો હતો.

બાલયોગીનો બાંધો મજબૂત પણ જરા પાતળો હતો, તેની ભવ્ય ભ્રકુટિ તેજોમય હતી, આત્માનું સૌન્દર્ય તેના સર્વાંગે રમતું, બ્રહ્મચર્યનું તેજ તેના વદનપર તરતું, સ્નેહ, પવિત્રતા અને જ્ઞાન, દયા, શાન્તિ અને ક્ષમા, અમી, ઔદાર્ય અને પ્રામાણિકતા વગેરે હૃદયના સૌ મિષ્ટ ભાવો તેનાં નયનોમાંથી નિતરતા.

બાલયોગીના મજબૂત સ્નાયુવાળા ખુલ્લા બાહુ તેના ક્ષાત્રશૌર્યની સાક્ષી પૂરતા. બાલયોગી એક રાજકુલોત્પન્ન સુકુમાર હતો, પણ તે પુણ્યાત્મન હતો, પ્રતિભાસંપન્ન હતો, આકર્ષક હતો; અને એ આકર્ષણ તેના આત્માનું હતું. શિરકેસ છૂટા વેરાયલા હતા, ચરણે પાવડીઓ પહેરી હતી, યોગીને છાજતું એકજ વસ્ત્ર અંગપર ઓઢ્યું હતું.

સૃષ્ટિ અને સંસારના પ્રવાસનો પ્રસંગ આ તેને પહેલોજ હતો.

એ કાંઠે સુસ્વાટાબન્ધ વહ્યાં જતા ગંગાના પવિત્ર પ્રવાહવાળા કિનારાને રાજહંસ સમોવડ બાલયોગી શોભાવતો હતો. તેના ચરણ શીલા નીચે ઢળેલા હોવાથી ગંગાનાં પાણી તેની સાથે ઘડીવાર ગેલ કરતાં, કુમારને તે ગમતું. કને કોદંડ હતું, હાથવડે તેની દોરી રમાડતો, તો ચરણવડે વળી ગંગાનાં પાણીને રમાડતો તે સન્ધ્યાની લીલા જોવામાં તન્મય થયો હતો.

પણ તન્મયતામાં ભંગાણ પડ્યું! ભયથી કંપતી કોક વનહરિણી, તે બાલયોગીની ઓથ માગતી તેની ગોદમાં લપ્પાઇ ગઇ. દૂરથી દોડતી આવેલી આ કોમલ બાલહરિણીના મ્હોંમાં હાંફ તો માતો નહતો! હરિણી બ્હીની હતી. હરિણી અનાથ જણાઇ. બાલયોગીની દૃષ્ટિ સૃષ્ટિસૌન્દર્યમાંથી હરિણી તરફ વળી. તે શિલાપરથી સફાળો ઉઠ્યો, ને બ્હીનેલી કોમલ હરિણીના તરફડતા અંગને પોતાના માયાળુ હાથે પંપાળવા લાગ્યો, હરિણીને તે આશ્વાસન આપવા લાગ્યો, અને સહસા તેને વિચાર થયો કેઃ–"માનવીની છાયા સરખીને પણ ન ભેટનારી એવી આ વિલોલજાતિ–હરિણી આમ એક અપરિચિત મનુષ્ય કને શાથી આવી બેઠી હશે!" બાલયોગીને નવાઇ

લાગી. તે જરાવાર વિચારમાં પડયો. વિચારમાં ને વિચારમાંજ બાલયોગીની નજર દોડતી આવેલી હરિણીના માર્ગ ભણી વળી. એવીજ એક માનવ-હરિણી, વનહરિણીને પગલે પગલે ઉતાવળાં ડગ ભરતી આ તરફ આવતી જણાઇ. યોગીકુમાર એ કુતુહલમાં આકર્ષાયો હતો.

"એ બાલા કોણ? અંહી શું કામ દોડતી—અને તે વળી આટલા વેગથી—આવે છે? જણાય છે તો એ પણ વનહરિણીના જેટલીજ વ્યાકુળ. એના માથાના વાળ વિખરાઇ ગયા છે, તેનું તેને ભાન નથી! અંગ પરનાં વસ્ત્ર અસ્તવ્યસ્ત છે તેનું તેને ભાન નથી! તાપથી તપ્ત થતાં ગાલ-પર છવાયલી ગુલાબીપર લલાટ ઉપરથી શ્વેદબિન્દુ ટપકે છે તેને લુસવાની તેને તમા નથી! શ્વાસથી, થાકથી, ગભરાટથી તે ગભરાઇ ગયલી ભાસે છે. એ બાલા કોણ? કયાંથી આવતી હશે? કેમ આવતી હશે? સુગંધ-ભર વાયુથી તેના શ્વાસોચ્છવાસને સુગંધીત કરતી, તેના—અહા! તેના કમળ જેવા કોમળ ચરણસ્પર્શે વગડાની કઠોર ભૂમિમાં તે માર્દવતા આણતી માનવહરિણીએ, વનહરિણીની પૂઠ તો નહિ પકડી હોય વારૂ? શું સમ-જવું? આવા ઉજડ વેરાનમાં એક રમણીય બાલા એકાદ હરિણી વાસ્તે આટલા જોખમમાં ઉતરે એ અનુભવ, એ કલ્પના ને એ અનુમાન તો નવુંજ! ત્યારે શું સમજવું? એ બાલા કોણ?"

બાલયોગીની હુંફમાં લપ્પાઇ, પડી રહેલી વનહરિણીના શરીર ઉપર પોતાના સ્નેહાળ હસ્ત ફેરવતો ફેરવતો યોગીકુમાર આમ અનેક પ્રકારના તરંગરંગમાં રંગાતો હતો, છતાં તે કશા નિશ્ચય ઉપર તો આવી શકયો નહતો.

દોડતી આવતી માનવહરિણીએ દૂરથીજ હરિણીને કોક યોગીકુમારના અંકમાં લાડ કરતી નિહાળી હતી. બાલા તેથી હવે જરા સ્વસ્થ થતીતી, તેના દોડવાનો વેગ તેણે કમી કર્યો હતો, છતાં ચંચળતા તો તેટલીજ કાયમ હતી. બાલા હવે બાલયોગીની લગભગ આવી પહોંચી. કુમાર તેના સૌન્દર્યમાં સહસાજ અંજાયો, તેનું હૃદય સહસાજ તે બાલા તરફ ઢળ્યું. કુમાર આ વખતે કુમાર નહતો, તે સંસારમાં નહતો, તે કયાં હતો અને કોણ હતો તેનું તેને પોતાને પણ ભાન નહતું. થોડી વારે તેના હોઠ ફફડયા, કંઇક આવું સંભળાયું:—

"હૈયાના હોજમાંથી આ શું પાણી છલકાય છે,
"પ્રેમ છે એ નહિ બીજું પ્રતીતિ એમ થાય છે."+

+ કાન્ત.

બાલાનામાં સ્નેહ હતો, સૌન્દર્ય હતું, પવિત્રતા હતી, શૌર્ય હતું, માર્દવતા હતી. કયું હૃદય એનાં દર્શન પામી ક્ષણભર પ્રફુલ્લ બને નહિ? પણ આ કુમારના બ્રહ્મચર્યનૂરનું પ્રાબલ્ય કમી નહતું. કુમાર સ્વલ્પકાળે જસાવધ થયો. પોતે હરદ્વારમાંના સ્વામી ચિદાનંદના આશ્રમનો એક શિષ્ય છે એમ હવે તેને સમજાયું. આવનાર બાલાને અપાયલી દેવીની ઉપમા તે માત્ર ઉપમાજ હતી—કલ્પનાજ હતી એમ તેને ભાન થયું; અને વનહરિણીની પાછળ પડેલી બાલા પ્રત્યે તેણે હવે પ્રશ્ન કર્યો કે:

"આવી નિર્દોષ હરિણીની પૂંઠ પકડવાનું કારણ કહેશો? ભોળી બાપડી રાંક હરિણી! અંહી આવી ત્યારે એ કેટલીબધી બેહોશ બનેલી હતી!"

એક નિખાલસ પણ ન્હાની બાલકી પેઠ પવિત્ર ભાવે દોડતી આવેલી બાલા, તરૂણ યોગીકુમારથી શરમાઇ, પોતાનાં અવ્યવસ્થિત અંગવસ્ત્રથી તે લજ્જા પામી, સંકોચ પામી અને થોડી પળો તો તે કશું બોલી શકી નહિ.

બાલાના સુન્દર વદનપર શરમના શેરડા પડેલા કુમારે જોયા, અને ફરીથી પાછું પૂછ્યું: "વનહરિણીનાં વિલોલ નેત્રની સ્પર્ધામાં ઉતરવા તો તેની પાછળ નહતાં પડયાં ને?"

આતુર પણ સ્નિગ્ધ નયને બાલા સામે સ્મિત કરતાં કુમારે પ્રશ્ન ઉલટાવ્યો: "પણ હરિણીને ય હરાવે એવાં તમારાં લોચન છે, તો, એ રાંકની પાછળ પડવાનું શું કારણ?"

બાલાએ જાણ્યું કે જેમ હરિણીનો કેડો મ્હેં નથી છોડયો, તેમ કુમાર મ્હને બોલાવ્યા વિના મ્હારો કેડો મુકનાર નથી. કુમારની દવા બાલાના હૃદયમાં ઉતરી, અને બાલાના અબોલા છુટી ગયા. પગની અંગુલિ વડે ભૂમિ ખણતી, નીચી દૃષ્ટિ રાખી બાલાએ ટહુકો કર્યો:

"પે...લ્લો—પ્હણે આઘો જણાતો વનરાજ, મારી હરિણીની પાછળ પડેલો, તેથી તેની ઓથ સારૂ હું હરિણી પાછળ ભમું છું."

"સિંહના જડબામાંથી હરિણીનો છુટકારો કરવાની તમારામાં હિમ્મત છે?" સાશ્ચર્ય દૃષ્ટિ કરતાં કુમારે પૂછ્યું. અને તરતજ પાસે પડેલું પોતાનું ધનુષ્ય ઉપાડી બાણ ચડાવ્યું, અને કાન સુધી તેની દોરી ખેંચીને તીર છોડવાની તૈયારી કરતાંજ તે એકદમ અટકી ગયો. ધનુષ્યમાં ચડાવેલું તીર તેણે પાછું ખેંચી લીધું અને ધનુષ્યને નીચે નાખી દીધું.

બાલયોગીના આવા ચંચલ વર્તનની બાલાને નવાઇ લાગી. જો કે

કુમારનું બાહ્યસ્વરૂપ બાલાની દૃષ્ટિમાં અને હૃદયમાં ઠર્યું હતું. તેની ઉભા રહેવાની છટા, ધનુષ્યની દોરી ખેંચવાની ઢબ, નિશાન તાકવાની કલા, એ સૌ નિહાળી તે શરસંધાન કરવામાં પ્રવીણ હોય એમ બાલાને અનુમાન થયેલું: અને "કેવળ આવનાર સિંહને એકજ બાણે જમીનદોસ્ત કરી, મ્હારી હરિણીનું અને મારૂં સંરક્ષણ કરશે," એવો બાલાના મનમાં વિચાર આવેલો. આ દૃઢ આશાભર્યા ભાવેજ બાલા કુમારને નિહાળી રહી હતી. અનિમિષ જોઇ રહેવાથી બાલાના હૃદયમાં કોઇ અનનુભૂત કોમલ વિકારનો વિકાસ થયો, અને આ પ્રકારના વિકાસવાળા વિકારને તે સુહૃદતાનો વિકાસ સમજતી. આ સુહૃદતા ન હતી મિત્ર જેવી, બન્ધુ જેવી, કે વડીલ જેવી; પણ કોઇ વિલક્ષણ હતી. આ બધાથી જૂદાજ પ્રકારની હતી. બાલા કોઇ જુદોજ પ્રકાર અનુભવતી.

બાલયોગીનાં નયન કદિ કદિ બાલાપર ઢળતાં, કુમાર તે પાછાં ખેંચી લેતો, પણ પતંગની તાણ જબરી હતી—જીરવી ન શકાય તેટલી જબરી હતી.

વનરાજ ઘણો આઘેથી દેખાતો હતો; પણ હવે તેનાં પગલાં પાસે આવતાં સંભળાયાં. બાલા પાછી બ્હીવા લાગી. બ્હીવાનું કારણ એ હતું કે, ધનુષ્ય—બાણ દૂર ફેંકી કુમાર છૂટા હાથે શિલા કને બેઠો હતો. તે આવતા સિંહની ચેષ્ટા જોતો બેઠો હોય એમ સ્મિત વદને બેઠો હતો. બાલાને મન કુમારનું આ વર્તન વિલક્ષણ લાગ્યું. બાલા હવે કુમારને કરડી નજરથી નિહાળવા લાગી. બાલા કુમારની ઉલટી કદર આંકવા લાગી.

"કુમારનામાં પોતાનું અને બીજાનું સંરક્ષણ કરવાનું સામર્થ્યજ નથી? ડોળ—દમામ બધો બહારનોજ? તરી આવતા સઘળા આવિર્ભાવો નાટકી હશે? દેખાતું પુરુષાર્થ, બ્રહ્મચર્યપ્રાબલ્ય અને ભવ્યાકૃતિભર્યું સૌન્દર્ય એ સૌ દેખાવ પૂરતુંજ!" વગેરે અનેક તર્કવિતર્કમાં બાલા તણાતી હતી. આ તરફ સિંહ પાસે ને પાસે આવતો હતો. 'કશા પણ સ્ખલન સિવાય—સહિસલામતીથી શિકાર પંઝામાં સપડાશે' એવી કલ્પનાથી સિંહ હવે આસ્તે આસ્તેજ આવતો હતો. સિંહનો આનન્દ પારાવાર હતો, કુમારનો આનન્દ પણ એટલોજ હતો. તેથી ઉલટું બાલાને એટલીજ બ્હીક અને ચિન્તા થતી. બાલાની ચિન્તાનું કારણ પોતે ન હતી, પણ તેની હરિણી હતી. મહામહેનતે કાળના પંઝામાંથી મુક્ત થયેલી હરિણીનો જીવ પાછો જોખમમાં પડવાની ઘડીઓ ગણાતી જોઈ બાલા હવે બેહોશ બનવા લાગી. પોતાના ભોગે પણ પોતાની વ્હાલી હરિણીનું રક્ષણ થાય એમ તે વાંચ્છતી હતી. આ

વાંચ્છના બર આણવા સારૂ બાલા હવે સાવધ થઇ. કુમારનું, હરિણીનું અને બને તો પોતાનું ત્રણેયનું સંરક્ષણ કરવું એ ફરજ બાલાએ પોતાને માથે આવેલી માની.

જે વિકરાળ સિંહના પંઝામાંથી પોતે મુક્ત થયેલી, તેજ સિંહ પાછો પોતાની કને આવતો નિહાળી રાંક હરિણીને કંપારી છુટી. હરિણી ભયથી ત્રાસવા લાગી. ત્રાસતી હરિણી તેની પાલકમાતાની ગોદમાં ભરાઇ ગઇ.

કુમાર જે અટલ શાન્તિ ધરી આવતા સિંહની ચેષ્ટા જોતો બેઠો હતો, તે શાન્તિ બાલાએ સત્કારી નહિ. હાથમાં આવેલા શિકારનો સિંહ અનાદર કરે એવી તેને આસ્થાજ ન હતી, અને સ્વાભાવિક રીતે સૌનેય ન હોય. આથી બાલાનો જીવ ઝાલ્યો રહ્યો નહિ. તે ઉઠી; કુમાર પોતાનો ને હરિણીનો બચાવ કરશે એવો જે તેને અત્યાર લગણ ભરૂંસો હતો, તે નષ્ટ થયો, અને સિંહને જોવામાં તન્મય બનેલા કુમારની ઓથ જતી કરી, સ્વાશ્રય ગ્રહી, બાલાએ આઘા પડેલા ધનુષ્યબાણને હાથમાં લીધું. શરસંધાન કર્યું, અને સિંહ સામે બાણ છોડી, તેને વિંધવા જતી હતી. તેજ વખતે કુમારની દૃષ્ટિ બાલાપર પડી. કુમારે આવેશ, આશ્ચર્ય અને ઉત્કંઠાપૂર્ણ ભાવે તેના સામું જોયું; અને શબ્દ સરખો મ્હોંડેથી નહિ બોલતાં તરતજ બાલાએ ખેંચેલી ધનુષ્યદોરીવાળા તેના હાથને પોતાના હાથે પકડયો. બાણ છોડતાં બાલા અટકી પડી.

હસ્તસ્પર્શથી એક બીજાના હૃદયમાં જાગ્રત થયેલો સ્નેહવિકાર ઉભય અનુભવવા લાગ્યાં. લોહચૂમ્બક માફક એકમેક આકર્ષાવા લાગ્યાં. હસ્તે હસ્ત મળ્યો, હૃદયે હૃદય મળ્યાં. બેઉ હૃદયના ભાવો મુંગાં મુંગાં અનુભવવા લાગ્યાં. તારામૈત્રક થઇ રહ્યું. અચૂક, આ પ્રસંગ જોવા જેવો હતો, તેમની ચીર યાદગીરીનો હતો, ધન્ય હતો, બન્નેને પ્રથમજ હતો. કહેવાય છે તેમઃ—

"જો પ્રેમમાં જુગ વહે પણ અલ્પ દીસે,"
"ઉઠે પળેપળ ખૂબી નવલી વિશેષેઃ" *

કુમાર અને બાલિકાને પણ આમજ હતું. પાછળ પડેલા સિંહનો જો ભય નહત, તો આ સ્નેહનો પ્રસંગ કેટલો લંબાત એ આંકી શકાય નહિ. સિંહનો પગરવ હવે પાસેજ સંભળાયો, અને બાલા પાછી સાવધ બની. ઝટ લઇને કુમારનો કોમળ પણ સ્નેહભર્યો હાથ એટલીજ કોમળતા અને

* પ્રો૦ મણિભાઈ.

સ્નિગ્ધતાથી તરછોડી, બાલાએ પુનઃ શરસંધાન કરી બાણુ છોડવા માંડયું. એટલીજ ઉતાવળથી કુમારે તેને તેમ કરતાં ફરા થોભાવીને કહ્યું:—

"સબુર, બાલા ! સ્ત્રીના નૈસર્ગિક માદવને ભૂલી એક વીરને છાજતી કઠોર કૃતિ ત્હારા હાથે થવા દઇશ માં."

"ખસો; મ્હને આવો બોધ સાંભળવો હમણાં નથી ગમતો. વીર પુરૂષોજ જ્યારે શસ્ત્ર તજી દે, અને પોતાનું કે પારકાનું રક્ષણુ કરવાની તેમની ફરજને પણુ ભૂલી જાય ત્યારે તેની પ્રાપ્ત તકને અમ જેવી ક્ષાત્રકન્યા કદિ નહિ ગૂમાવે."

સિંહ લગભગ આવી પહોંચ્યો હતો, અને અંહી અતિ ત્વરાથી જરાક વિવાદ જામતો હતો.

"સમજફેર થાય છે. ક્ષાત્રબાલા ! તું ભુલે છે. ધનુષ્યને કોરાણે કરી દેવાનું સાચું કારણુ કળવું ત્હારી શક્તિની બહાર છે. શબ્દોમાં શ્રદ્ધા રાખવી ઘટે છે કે, સ્વતઃ સંરક્ષણુનો બોજો કોઇ બીજી વસ્તુપર નાખવો —અન્ય વસ્તુની ઓથ લેવી—અથવા તે કામ ત્હારા જેવી એક ખીલતી કળી જેવી કોમલાંગિનીને સોંપું, એટલો બધો મ્હારો આત્મા નિર્બળ નથી, મ્હારામાં એટલી ભિરૂતાને સ્થાન સરખું નથી."

"ત્યારે કહેશો કે કોદંડ કેમ ફેંકી દીધેલું ?"

"એનો ઉત્તર ત્હને આ મ્હારો વનરાજ જ આપશે."

આમ કહી પાસે આવી પહોંચેલા કેસરીને તેની કેશવાળ ઝાલી પોતાની છેક નિકટ આણી તેની પીઠ થાબડતો તરૂણુ બાલયોગી બાલા સામે સકૌતક દષ્ટિથી જોતો ઉભો રહ્યો, અને બોલ્યો: "બાલા ! હરિણી વિષેનો ત્હારો ભય હવે ગયો ? અને મ્હારાપરની અનસ્થાય પણુ ?"

"વગર વિચાર્યે મત બાંધવાના મ્હારા ઉતાવળિયા સ્વભાવ સ્હામું જોશો માં; અને શૌર્યના જેટલીજ ઉદારતા અજમાવી મ્હારી ભૂલની ક્ષમા—" ઝંખવાણી પડતી બાલાએ શરમિંદા ચ્હેરે કહ્યું.

"ક્ષમા ? બાલા ! ત્હારા કયા અપરાધની ક્ષમા ? અપરાધથીજ હું અજ્ઞાત ત્હને ક્ષમા શાની બક્ષીશ ?" નિખાલસતા દર્શાવતો કુમાર બોલ્યો.

બાલા કશું બોલી નહિ, નીચી નજરે જોઇજ રહી. કુમારે કહેવા માંડયું:— "અને, બાલા ! આમ તો જો: રામ જેમ પ્રજા પ્રત્યે પુત્રભાવે વર્તતો. તેમ આ વનરાજ ત્હારી હરિણી કને હવે કેવાં ગૅલ કરે છે! હરિણી પણ

જાણે ત્હેના પાલકની ગોદમાંજ ન લાડતી હોય ! અને માનીશ બાલા કે આ કેસરી કદિ પણ આવાં નિર્દોષ ને કુમળાં પશુને કનડતો નથી, પણ જે ત્હેને ત્રાસ આપે છે, ત્હેનોજ તે કાળ છે, બાકી સૌ સાથે તે ફ્રેવ જેવો માયાળુ છે. એવા માયાળુ પ્રાણીનો વિના કારણુ આજ કોઇ પ્રમાદને બળે હું પ્રાણુ લેવા તૈયાર થઇ ગયો હતો, પણુ ઠીક થયું કે પાછળથી હું સાવધ થયો. નહિ ?"

"અને જંગલના આવા હિંસક જાનવરની સાથે દોસ્તી બાંધનાર એવા તમ શૌર્યપૂર્ણું વીર આત્માની હું જેટલી શ્લાઘા ન કરૂં એટલી થોડી. ખરેજ, ત્હમારા આ વનરાજે મને અહીં આણી આપનાં દર્શન કરાવ્યાં એ વાસ્તે મ્હારે એને કશું ઉપહાર દાખલ આપવું જોઇએ."

"શું રસઐકય !" આટલું સ્વગત બોલી કુમારે બાલાને કહેવા માંડયું: "બાલા ! ભાવના તો ભળતીજ મળી! આવા નિબિડ વનપ્રદેશમાં એક બાલવનહરિણીએ ત્હારા જેવી અનુપમ માનવહરિણીનો મને મેળાપ કરાવરાવ્યો, એટલુંજ નહિ, પણ કોઇ અદ્વિતીય સૌન્દર્ય, વિનય, લજ્જા ઉપરાંત કોમળ સૃષ્ટિના હૃદયના મિષ્ટ ભાવો અનુભવવાની પવિત્ર તક જેના વડે હું પામ્યો, તેવી એ નિર્દોષ હરિણીને સ્મરણીય વસ્તુ મ્હારે આપવીજ પડશે."

આતુર નયને જોતો કુમાર બોલતો બંધ થયો.

"બીજું તો કશું નથી, પણ હૃદયપર અખંડ રમતી આ રત્નમાળ, આ સાચા સાથી—રે સાક્ષીભૂત કેસરી ! લે; આજથી એ મ્હારી મટીને ત્હારી બને છે." આમ કહીને વનરાજના કંઠમાં માળ પહેરાવવા બાલા ત્હેના ભણી વળી, પણ કોણુ જાણે કેમ ? તે સિંહના કંઠમાં પહેરાવતાં ત્હેના હાથ પાછા પડયા. માળ હાથમાંજ ધરી રાખી, ફુલની લટકતી માળા જેવી બાલા ઉભી જ રહી.

"ને મ્હારી કને ? મ્હારી કને શું છે ? જે હતું તે તો એની મેળે મળતા સ્થાનમાં મળી ગયું છે ! બાકી આ મુદ્રિકા છે. તે વનહરિણી ! મુદ્રિકા ત્હને શોભશે નહિ, ત્હને ટકશે નહિ. શોભે અને ટકે એટલા વાસ્તે આ મુદ્રિકા ત્હારી પાલક માતાનેજ આપું તો ?"

બાલયોગીએ હસ્તાંગુલિમાંથી મુદ્રિકા કાઢી, અને પહેલાં જે હસ્ત ગ્રહ્યો હતો, તેજ હસ્તે બાલાને અર્ધક્ષણુમાં તે પહેરાવી દીધી. બાલાના હાથમાં લટકી રહેલો તેનો રત્નહાર પણુ તેજ વખતે કુમારના કંઠમાં પડયો.

બન્નેયે મુગું મુગું સ્મિત કર્યું. તેમનાં મુગાં પ્રાણી આ સ્મિત અનિમિષ નજરે જોઇ રહ્યાં. જાણે એમને પણ આથી આનંદ થતો હોય એમ તેમની મુખ-મુદ્રા અનુમાન કરાવતી.

આમ એક બાજુ બાલયોગી અને બાલા બન્નેનાં બે હૃદય મળીને બનેલું એક હૃદય રમણ કરતું, તો બીજી બાજુ વનરાજ અને વનહરિણી આપસઆપસમાં રમતાં, અને આ તરફ-ઉંચે-ગગનમાં ભગવાન ભાસ્કરદેવ પણ પોતાની પશ્ચિમ દિગ્વધૂ સાથે છેલ્લો છેલ્લો રમી લેતો હતો.

પરન્તુ સપરિવાર ચન્દ્રની આછી ઝાંખી થતાં હવે સવિતાનારાયણને વ્હાલસોયાં લાડ તજી પોતાના પન્થે વળવું પડ્યું, અને આમજ બાલ-બાલાના મુગા વિનોદમાં પણ અંતરાય આવ્યું. વનરાજ અને હરિણી લાડકોડ ભૂલી, પોતપોતાની સ્થિતિમાં આવી જઇ સ્વસ્થ થતાં ઉભાં રહ્યાં. પણ આ અંત-રાય બહુ ભારભર્યું ન હતું. બાલાને શોધતી શોધતી તેની બ્હેનપણી અંહી આવી પહોંચી હતી. બ્હેનપણીએ બાલાને દીઠી, એટલે તેના આનન્દનો પાર રહ્યો નહિ. આટ આટલી મહેનત પછી પણ સખીની ભાળ મળી એટલે તેની મહેનતને અંગે લાગેલો સઘળો શ્રમ ઉતરી ગયો, અને પોતે હળવી ફુલ જેવી થઈ ગઇ. એ ફુલ જેવી બ્હેનપણી એ સિંહથી જરાક ભયભિત થતાં દૂર ઉભી રહી, અને બાલાને સંબોધીને કહ્યું:—

"ઇન્દિરા! અલી આ શું? તું આ કોની કને ઉભી છે? માનવીને આખો ને આખો ગળી જાય એવા સિંહ પાસે?"

સ્તબ્ધ થતી, પણ જવાબ જાણવાને આતુર બનતી સખી મ્હોંમાં આંગળી મુકતી ઉભી રહી. ત્યારે ઇન્દિરાએ કુમારપર સહેતુક દૃષ્ટિ કરીને, પોતાની બ્હેન-પણીના મેળાપથી મોદ પામતાં ઉત્તર આપ્યો કે: "કમલા! જોવા જતાં એ સિંહ છે, પણ તમે જૂવો છો કે એ કનડતો નથી. કેમકે આ યોગીકુમારનો પાળેલો છે, ને કુમારે એને માયા ને ઉદારતા આપ્યાં છે. અત્યાર સુધી તો એ આપણી આ હરિણી સાથે કેવાં કેવાં લાડ કરતોતો! તમે લગારેય ન બ્હીતાં અંહી આવો. વારૂ શું—"

કમલાની પાછળજ એક સરોજની નામની ઇન્દિરાની બીજી બ્હેનપણી આવતી હતી. એણે ઇન્દિરાની માટવાણી સાંભળી ઠાવકું મ્હોં રાખીને વચમાંજ કહી દીધું: "એ માયાળુ ને ઉદાર સિંહ સાથે હરિણી તો રમતી હશે એ સાચું, પણ એવાં પશુનું અનુકરણ આપણી ઇન્દિરાએ કર્યું દેખું!"

"માનવહરિણી કોક માનવવનરાજ સાથે કશીક ગોષ્ટિ કરી રહ્યાં છે તે કની?" સરોજની સાથે ઇન્દિરા ભણી નજર ફેરવીને મૃદુ હાસ્ય કરતાં કમલા બોલી.

રાત દહાડો ભેગાં હરનાર ફરનાર કાંઇ એક બીજાના સ્વભાવથી અજાણ્યાં ન હોય. કોઇ સ્વભાવપર ઢાંકપિછોડો કરવા મથે તો ઉલટું તે બમણું લજવાય જાય. સખીઓના આ મૃદુ હાસ્યથી ઇન્દિરા જરા ચિડવાઈ તો ખરી, પણ સ્નેહસમ્બન્ધનો પ્રસંગ ઢાંકવાનો તેનો યત્ન નિરર્થક હતો; કેમકે બન્ને બ્હેનપણીઓએ તેની રત્નમાળને કુમારના કંઠમાં ક્યારનીય દીઠી હતી. ઈન્દિરાએ આથી ચાલતી બ્હેલમાં બેસવું ઉચિત ધાર્યું, અને સખીના સ્મિતની જાણે પોતાને કશી અસરજ ન થઇ હોય, તેવો ડોળ કરી તેણે પણ હસવા માંડયું, અને પૂછયું—

"મને તેડવા સારૂ આટલાં ઉતાવળાં શાથી આવ્યાં હશો?"

કમલાએ એક શ્વાસે સંદેશો કહી સંભળાવ્યો:—

"ત્હને ક્યારે કોઇની કાળજી છે? તું ત્હારે ન્હાની બાળકીની પેઠ—"

"હવે જે કહેવાનું હોય તેજ બોલી જાવ તો બહુ સારૂં." ઇન્દિરાએ કમલાના વાક્યને છેદી નાખ્યું.

"ઓત ત્હારી! શું કહેવાય?" સરોજની મનમાંજ બડબડી.

સૃષ્ટિસૌન્દર્યમાં તન્મય થતા બાલયોગીને પણ આથી જરા હસવું આવ્યું. એને સખીઓનો આ નિર્મળ વિનોદ બહુ ગમ્યો.

"માતુશ્રી સુભદ્રાંગિએ આપણને આજને આજ પાટલીપુત્ર તરફ પાછાં ફરવાનું ફરમાવ્યું છે." કમળાએ કહી દીધું.

"એટલી ઉતાવળ શાથી?" ઇન્દિરાએ જરા ઉત્કંઠિત થતાં પૂછયું.

"શાથી કે કલિંગ દેશના યુદ્ધની અવધ આવી રહી." કમલાએ જવાબ આપ્યો, અને બાલયોગીને એ શબ્દોએ કમલા ભણી આકર્ષ્યો. ઇન્દિરા આગળ કંઇ બોલવા જાય તે પૂર્વેંજ કુમારનાથી અનાયાસેજ આ અપરિચિત કમલાને પૂછાઇ જવાયું કે:—"યુદ્ધ સમાપ્ત થઇ ગયું? પરિણામ શું આવ્યું?"

પોતાની બ્હેનપણી ઇન્દિરા સાથે ગોષ્ટી કરનાર એ કુમારે પોતાને પ્રશ્ન પૂછયો ત્યારે કમલા તો શરમાઇ ગઇ, ને છૂપી રીતે તેને જોઇ રહેવામાંજ રોકાઇ. આ તક સાધીને સરોજનીએ જવાબ વાળ્યો:—

"પરિણામ તો પહેલેથી ધારેલી ધારણા પ્રમાણેજ આવ્યું. મહારાજા અશોકનો વિજય થયો, ને કલિંગદેશના રાજવી મૃગેન્દ્ર મહારાજનું ખૂન–"

"કોનું—મૃગેન્દ્રનું ખૂન? છોકરી! આ તું શું બોલે છે? મૃગેન્દ્રનું ખૂન! અને કહે કે તે કોના હાથે?" વધતા જતા આશ્ચર્યથી કુમારે પૂછ્યું.

"વાત ખરી છે; હમણાંજ વિજયની વધાઇ લઇને ઇન્દ્રપુરથી ખેપીઓ આવેલો, તે ખબર લાવ્યો કે કલિંગદેશ મહારાજા અશોકે સર કર્યો, ને તેના રાજાનું ખૂન તો કોઇ ચિદાનન્દસ્વામી નામના સંન્યાસીએ રાજાના શયનગૃહમાંજ કરેલું. ચોકસાઇ વાસ્તે મહારાજા અશોકે સ્વામીને કેદ કરી પોતાની સાથે પાટલીપુત્ર દોર્યા છે, ને કલિંગદેશનું રાજ્ય હમણાં ત્યાંના દિવાન વિશાખાનંદને સોંપાયું છે."

આકાશમાં ચોમેરથી એકદમ વાદળાં ચઢી આવતાં સૂર્ય તેમાં આચ્છાદિત થઇ જાય, તેમ કુમાર અત્યારે આશ્ચર્ય, ભય, દુઃખ અને દ્વેશનાં વાદળાંથી ઝાંખો પડવા લાગ્યો. ઘનઘોર ઘટામાંથી ચમકારો કરતી વિજળી જરાક પ્રકાશ આપી ભૂતળ ભેદી અન્દર સમાઇ જાય, તેમ કુમારને એ સખીના શબ્દો કારી ઘા જેવા લાગ્યા. કદાચ વિજળીનો પ્રહાર એને આટલો ભારે ન લાગત! પરંતુ પ્રસંગ પલટાયો અને શોકનો પ્રસંગ અનુભવતો કુમાર થોડાજ વખત પહેલાં નિહાળેલી સંધ્યાના રંગનો હવે માત્ર મુકાબલોજ કરતો અવાક્ બેશી રહ્યો. તેને વાતો કરવાનું અને વિવિધ પ્રશ્નો પૂછવાનું ઘણું મન હતું, પણ પૂછવા જેટલી હિમ્મત તેનામાં રહી નહિ હોય.

કુમારની આવી બદલાયલી સ્થિતિ વિશે ચકોર ઇન્દિરા કંઇક વિચાર કરતી હતી, એવામાં કમલાએ તેની સાથે વાતો કરવા માંડી:—

"અલી ઇન્દિરા! કંઇકથી તને પલિત બલિત વળગ્યું છે કે શું? જાણે જીવ ઠેકાણે ન હોય એમજ કરે છે. ચાલ ઉતાવળી. ત્હારા બન્ધુ અશોકે કલિંગદેશ સર કરી ચક્રવર્તીપદ મેળવ્યું છે, ને એ જન્મોત્રીનો વર્તારો સાચો પડેલો સાંભળતાં માતા સુભદ્રાંગિ મહારાજનું મ્હોં નિરખવા તલપાપડ થઇ રહ્યાં છે. રાજધાનીનાં સૌ પ્રજાજન પણ મહારાજની આ પદપ્રાપ્તિથી આલ્હાદ પામી તેમના માનમાં મહા મંગલોત્સવ કરનાર છે, ને તેથી તો હિમાલય ઉપર ભગવાન બુદ્ધની ચરણપાદુકાનાં દર્શને જવાનું સુદ્ધાં બંધ રાખ્યું છે. હવે તો ત્હારી વારે વાર. વારૂ, તારા વડીલ બન્ધુના આવા વિજયથી ત્હને ઉલ્લાસનો ઉમળકાય નથી આવતો?"

ઇન્દિરાને તેના વડીલ બન્ધુના વિજયથી આવનાર ઉમળકાને કુમારની વિચિત્ર સ્થિતિથી થતી વિસ્મયતાએ દબાવી દીધેલા તે ભોળી સખીઓને શાની ખબર હોય ? કુમાર તો બધું સમજતો હતો. ઇન્દિરા અશોકની બ્હેન થતી હશે એની ખબર તો તેને હમણાંજ પડી. આ ખબર ખરી છે કે નહિ તેની વધારે ચોકસાઇ વાસ્તે ઇન્દિરાને તેણે પૂછ્યું :—

" અશોક ત્હમારા ભાઇ થાય ? "

ગૌરવયુક્ત ચ્હેરે ઇન્દિરાએ હકાર ભણ્યો. તે જાણ્યા પછી કુમારે કમલાને પૂછ્યું: " ચિદાનંદસ્વામીને કબજે કરી ક્યાં રાખ્યા છે ? "

" સ્વારી સાથેજ તેમને પાટલીપુત્ર લીધેલા છે, ને કદાચ અત્યારે તો હવે મહારાજ પાટલીપુત્ર પહોંચી ગયા પણ હશે. "

ફરી પ્રશ્ન પૂછવાની બાલયોગીએ તક લીધીજ નહિ. તે સ્વગત કશોક નિશ્ચય કરતો હોય તેમ જણાયું.

બાલયોગીની મુખમુદ્રાપર થયેલો ફેરફાર ઇન્દિરા સમજી હતી, અને મૃગેન્દ્રના ખૂનની વાત કમલાના મ્હોંથી નિકળતાંજ આ ફેરફાર થયેલો એ પણ તેને માલમ પડયું હતું. તેથી બાલયોગી મૃગેન્દ્રનો કોઇ સંબંધી હોવાનો સહસા ઇન્દિરાને ખ્યાલ થયો. આથી વિનયપૂર્વક તેને સમ્બોધી તેણે કહ્યું:—" મ્હારે આપને કયા નામથી ઓળખવા વારૂ ? "

" ઇન્દિરા ! મ્હારૂં નામ સાંભળવાથી તને કશોજ લાભ થનાર નથી, ઇશ્વરેચ્છાએ મારૂં નામ કહેવાની પરિસ્થિતિ જો આ પ્રસંગ પૂર્વે આવી હત તો હું તને તે વખતે આનન્દપૂર્વકજ કહેત. પણ હવે તો એટલુંજ કે આજની મુલાકાતને સ્મૃતિમાં રાખજે. પાસેના ચિદાનંદસ્વામીના આશ્રમમાંનો હું એક વિદ્યાર્થી છું. ભવિષ્યમાં ઉજળા દિવસો હું જોઇશ તો મ્હારૂં નામ ત્હને નિવેદન કરીશ. આજનું દરિદ્રી નામ કહીને રાજકુલીન ઇન્દિરાની પ્રતારણા કરવા કરતાં તે ન કહેવું એજ બ્હેતર છે. " એમ કહી ઇન્દિરા ભણી એક વાર નયન ભરી જોઇ રહ્યો. પુનઃ તેની સાથે વાતો નથી કરવાની જાણી તેની પાસેથી ખસી જઇ પાછો શિલાપર આવી વિચારનિમગ્ન થઇ તે બેઠો.

" માત્ર એક શબ્દ. " તે બાલયોગી પાસે આવીને કોમલભાવે ઇન્દિરા બોલાવા લાગી: " હવે મને એકાદ શબ્દ તો બોલવાજ દો. આજ પછીનું આયુષ્ય મેં આ મુદ્રિકાના ચિંતવનમાંજ ગાળવાનો નિશ્ચય કર્યો છે. અર્પાયલી રત્નમાળાને વિસારશો માં. "

"નહિ." બાલયોગી બોલ્યો: "બાલા ! આ શરીરમાં આત્માની જ્યોત જ્યાં સુધી ઝગહળશે, સ્મરણશક્તિ મગજમાંથી નષ્ટ થશે નહિ, ત્યાં સુધી આ રત્નમાળા અને તેની માલિકનું–આ મ્હારી ઇન્દિરાનું વિસ્મરણ કદી નહિ થાય."

ઉંડી લાગણીને લીધે કુમારથી વધારે બોલાયું નહિ. ઇન્દિરાએ હવે ત્યાંથી ધીમે ધીમે પણ અનિચ્છાએ પગલાં ભરવા માંડયાં. પોતાનો ચિન્તાગ્રસ્ત મિત્ર ઇન્દિરાને રહેવાના ઠેકાણા સુધી જઇને પહોંચાડી નહિ શકે તેમ સમજીને કે તે કાર્ય પોતે કરવું તેવી વૃત્તિથી કે હરિણીનું જેટલું વધારે સંગતિસુખ મળે તેટલું વધારે સારૂં ગણી વનરાજ, ઇન્દિરા અને તેની સખીઓને હરદ્વાર સુધી પહોંચાડવા ગયો. તે પહોંચાડીને પાછો ફર્યો, તે વખતે શશિ પોતાના શીતલ કિરણ વડે સંતપ્ત ભૂમાતાને શાન્ત કરતો હતો. પેલી શીલાતલ ઉપર એક તરૂણ બૌદ્ધભિક્ષુ બેઠો હતો, તેને જોતાંજ વનરાજ પહેલાં જરા ઘુરકવા લાગ્યો, પણ પછીથી અતિ લાડપૂર્વક ભિક્ષુની પાસે જઈ તેના પગ ચાંટવા લાગ્યો.

તરૂણ બૌદ્ધભિક્ષુ બોલ્યો: "વનરાજ, આવા વેશમાં પણ તેં મને અંધારે ઓળખ્યો ? ત્હારા આવવાનીજ હું રાહ જોતો હતો. હવે મને જવાની રજા આપ." આમ કહી વનરાજના કંઠે વળગી પડી તેણે બે અશ્રુબિન્દુ નિગાળ્યાં. હરદ્વાર તેમજ આશ્રમને નમસ્કાર કરી, આ તરૂણ બૌદ્ધભિક્ષુએ પાટલીપુત્ર ભણી વળવાનો માર્ગ લીધો, અને હિંસક પશુઓનો રાજા વનરાજ પણ વિયોગે જડ પગલાં ભરતો ત્યાંથી પાછો ફર્યો.

## પ્રકરણ બીજું.

### મથુરાંના માર્ગે.



હાત્મા શ્રીકૃષ્ણ અવતરેલા તેજ આ મથુરાંનગરી સામે દેખાય છે. તેના નામમાંજ પવિત્રતા છે, પુણ્ય છે, પરમાર્થ છે. વિશ્વકલ્યાણક સ્વામી શ્રીકૃષ્ણના અવતારનો યુગ પલટાયા છતાં હજુ મથુરાંનો આત્મા ઉજળો છે. એ તીર્થક્ષેત્રનું વાતાવરણ દિવ્ય છે, એ પ્રતાપ મહાત્મા શ્રીકૃષ્ણના પાદસ્પર્શનો

હોય કે તેમણે વેરેલાં શુદ્ધ સનાતન ધર્મતત્વોનો હોય: ગમે તેમ પણ પૂણ્યભૂમિ આર્યાવર્તનું ગૌરવ અત્રે પ્રકાશી રહ્યું છે, એ સ્પષ્ટ છે.

આપણી ગરવી ગુજરાતના લાડીલા એક કવિની ભાવના પ્રમાણે 'માનવીના મંદિરે મંદિરે મંગલ વાદ્યના નાદ' હજુ સંભળાતા નથી એ સાચું છે; પરંતુ દરેક દેવાલયમાં તો મંગલારતિ હમેશાં થાય છે, ને ઘંટારવ ગરજે છે. જીરવનાર જીવો તેને કર્ણદ્વારા હૃદયમાં ઉતારે છે, અને અનુભવાર્થી મટી અનુભવી બને છે.

મથુરાં નગરીમાંનાં બુદ્ધનાં દેવળોનાં ઉંચાં ઉંચાં શિખરો દેખાય છે. તેનું કોતરકામ અત્યંત મનોહર છે. દેવાલયોમાં થતો ઘંટનાદ એટલો કર્ણકટુ હતો કે તેને લીધે નગરીમાંનાં માણસોનો ઘોંઘાટ બિલકુલ સંભળાતો નહતો. સધન લોકોની ગગનચુંબિત હવેલીઓ અને મોટા મોટા સરદારોના મહેલોની ઠઠ મથુરાંમાં ન હોત તો એમાં મનુષ્યો વસતાં હશે, એમ કોઇને પણ છેટેથી ભાસત નહિ. નગરીની ચોતરફના ઉપવનમાંથી પરિમલને ખેંચી લાવવાનું કાર્ય પવન કરતો નહોત તો આવા મનુષ્યવિનાના ઉજડ વેરાનમાં આ શોભાયમાન દેવાલયો વ્યર્થજ બાંધ્યાં છે, એવો દૂરથી સહેજે ભાસ થયો હત. એટલા માટે મથુરાંના માર્ગે નીકળેલા ત્રણ ઘોડેસ્વારોમાંથી એક તરૂણ સ્વારે પોતાની સાથેના પાકી ઉંમરના સ્વારને નીચે પ્રમાણે પૂછ્યું તે અજ્ઞાનતા ભરેલું નહોતુંજ.

"ગંગારામ," એ જુવાન પ્રવાસી સ્ત્રીના જેવા મૃદુ અવાજે બોલ્યો: "તમે કહો છો તેજ આ મથુરાંનગરી ? અહીં તો દેવાલયો સિવાય બીજું કંઈ દેખાતુંજ નથી ! કાનને ધાક પાડી દેનારો આવોજ ઘંટનાદ આઠે પહોર અહીં થતો હોય તો તો આજુબાજુ એકેક ગાઉ માણસ આવવાની હિંમત નજ કરે ! પછી ત્યાં જઇને રાતવાસો કરવાની વાત તો છેટીજ રહી !"

"શોભના," એ જુવાન સ્વારની જોડે પોતાનો ઘોડો ચલાવતી એક પ્રૌઢા સ્ત્રી સહાસ્ય વદને બોલી: "મને પણ પહેલાં એમજ લાગેલું; પરંતુ ભવ્ય હવેલીઓ અને મહેલો જોતાં મથુરાં કહે છે તે આજ હોવી જોઇએ, એવી મારી ખાત્રી થાય છે."

તરૂણ સ્વાર બોલ્યો: "માતુશ્રી, આ દેખાય છે તે મથુરાંનગરી નહિજ હોય; અને કદાચ હશે તોપણ આ દેવળોમાંથી આવો કઠોર ઘંટનાદ જ્યારથી થવા લાગ્યો હશે ત્યારથી તે ઉજડ થઇ ગઇ હશે ! અહીં મનુષ્ય-

ની વસ્તી હોય તો તેમના અસ્તિત્વનાં કશાંકપણ ચિહ્‌ન આપણને જણાયાં હત. માણસોનો ઘોંઘાટ સંભળાયા વગર રહે કે ?"

ગંગારામ કંઇક બોલવાના વિચારમાં હતો, એટલામાંજ તે પ્રૌઢા સ્ત્રી બોલી: "શોભના ! ઘંટના પ્રચંડ નાદ આગળ માણસનો ઘોંઘાટ શી રીતે સંભળાય? પણ નગરી ઉજડ નથી એ તો ચોકસ!"

"ઇન્દુમતી રાણી સાહેબ!" ગંગારામ વિચાર કરીને ધીમેથી બોલવા લાગ્યો: "આ સામે દેખાય છે તે નગરી છે કે નહિ, નગરી હોય તો તે મથુરાંજ છે કે નહિ, મથુરાં હોય તો તે ઉજડ છે કે નહિ, એ પ્રશ્નો અત્યંત મહત્વના છે. સામાજિક, રાજકીય અને વ્યાવહારિક એવી ઘણીક બાબતો આ પ્રશ્નોના ખુલાસાને અંગે વિચારવાની અગત્ય છે. માટે આ મહત્વના પ્રશ્નોના ખુલાસા નિરાંતના વખતે અનુકૂળતાએ કરવાનું રાખીએ. હમણાં મારે આપને બે સૂચનાઓ કરવાની છે, તે માટે મને રજા આપશો."

પ્રૌઢા સ્ત્રીએ કહ્યું: "તમારે જે જણાવવું હોય તે ખુશીથી પણ ટૂંકામાં જણાવો."

ગંગારામના બીનજરૂરી શિષ્ટાચારથી અને અપ્રાસંગિક મુત્સદીપણાથી એ તરુણ પ્રવાસી અજાણ્યો નહતો. તેણે ગંગારામ તરફ એક સહાસ્ય દૃષ્ટિપાત કર્યો.

ગંગારામ બોલ્યો: "ઇન્દુમતી રાણી સાહેબ! આપ વખતોવખત શોભનાબ્હેનને તેમનાજ નામે બોલાવો છો, તે ઠીક નહિ. તેમનું ખરૂં સ્વરૂપ મુસાફરીમાં કોઇના જાણવામાં ન આવે તેટલા માટે તો આપણે તેમને આ પુરૂષવેષ પહેરાવ્યો છે. હરદ્વાર પહોંચતાં સુધી આપણે બહુ સાવધાનતાથી મુસાફરી કરવાની છે. માટે શોભના બહેનને તેમના આપણે ઠરાવેલા પુરૂષ-વાચક 'પ્રતોદ' મહારાજના નામેજ બોલાવવાનું ધ્યાનમાં રાખવાનુ છે."

તરુણ પ્રવાસીએ તેની તરફ ફરીને કહ્યું: "અને તમે પણ માજીને એકલાં ઇન્દુમતી ન કહેતાં ઇન્દુમતી રાણીસાહેબ એમ કહેવાનું લક્ષમાં રાખો. મને લાગે છે, કે ઈન્દુમતી રાણી સાહેબ કહેવાને બદલે 'કલિંગા-ધિપતિ મૃગેન્દ્રમહિષિ' કહી બોલાવવાની જો તમે કાળજી રાખશો તો આપણે સુખરૂપ હરદ્વાર જઈ પહોંચીશું."

"શોભના બહેન ઉરફે પ્રતોદ મહારાજ—" ગંગારામ આગળ બોલવાના હતા, એટલામાં શોભના વચ્ચેજ બોલી: "આ 'ઉરફે' નો ટેકો

વચ્ચે મુકીને બોલાવાની પદ્ધતિ બહુજ ઉત્તમ! એથી એક તો પોતાનું મૂળ નામ વખતોવખત બોલાવાથી તે ભુલાવાનો સંભવ ઓછો, અને બીજું નવું ધારણ કરેલું નામ લેવાથી આપણને કોઇ ઓળખી શકે નહિ. પણ આપણું બોલવું સાંભળનાર એટલે કે આપણા શત્રુ તરફનો મનુષ્ય, ઉરફે બોલતાં સુધીનું આપણું બોલવું ન સાંભળવાની કાળજી રાખે એટલે બસ!"

"શોભના!" ઇન્દુમતી તેને અટકાવવાના ઇરાદાથી બોલી.

"અહીંજ ભૂલ થઈ. પ્રતોદ મહારાજ કહો." ગંગારામે ભૂલ સુધારવા વચ્ચેજ કહ્યું.

"વારૂ. પ્રતોદ મહારાજ! તમે ગંગારામની નાહક મશ્કરી ન કરો. તેઓ વૃદ્ધ છે. તેઓ બહુ કાળજીથી બોલે છે. આપણે બોલતાં પકડાઇ ન જઇએ એવી તેમની ઇચ્છા છે, માટે સામાન્ય બાબતને તે વધારે મહત્વ આપે છે. આપણે હંસક્ષીરન્યાયે તેમનું બોલવું ગ્રહણ કરવું એટલે થયું."

"મારી પહેલી સૂચના આપે સાંભળી. હવે બીજી માટે હું પરવાનગી માગું છું."

પુરૂષવેષધારી શોભનાથી રહેવાયું નહિ. તે બોલી: "પ્રથમ આપેલી પરવાનગી જૂની થઇ ગઇ હશે!"

"બીજી સૂચના એ કે ઇન્દુમતી રાણીસાહેબે—"

શોભના વચ્ચેજ બોલી: "ઠીક કલિંગાધિપતિ મૃગેન્દ્રમહિષિએ."

"તેમણે પોતાનું નામ બદલીને બીજું નામ ધારણ કરવું, એમ મને લાગે છે." ગંગારામે પોતાની સૂચના પુરી કરી.

શોભના વિનોદી સ્વરે બોલી: "અર્થાત્ જ માજીની છઠ્ઠી જોવાનો સુપ્રસંગ મને આ જગતમાં પહેલવહેલોજ આવવાનો!"

શોભનાના બોલવા તરફ દુર્લક્ષ કરીને ઇન્દુમતી બોલી: "ગંગારામજી, મારૂં નામ બદલવાની કશી જરૂર નથી. આપણે છેકજ સાદાઇમાં મુસાફરી કરીએ છીએ. તમે મારા નામની આગળ 'રાણીસાહેબ' લગાડવાનું છોડી દેશો તો પછી મને કોઇ ઓળખશે નહિ. વળી મારા વિષે એટલી બધી બીક રાખવાનું પણ કાંઇ કારણ નથી. હું શત્રુના સમૂહ વચ્ચે જઇને મારૂં ઓળખાણ આપીને ઉભી રહું તોય મારૂં રજમાત્ર પણ નુકશાન થવાનું નથી. આપણે ફક્ત શોભનાનેજ સંભાળવાની છે. તેના લીધે તો આ

પુરૂષવેષ ધારણ કરાવીને આપણે નીકળ્યાં છીએ; અને આ વેષ તેને એવો સરસ શોભે છે કે—"

રાણી અને ગંગારામ શોભનાના મર્દાનીભરેલા પુરૂષવેષ તરફ ઘડીભર જોઇ રહ્યાં. ઇન્દુમતી આગળ બોલી: "આ મારો જીતેન્દ્રજ હોય, એમ હું ઘણી વાર ભૂલાવામાં પડી જાઉં છું."

"બરાબર," ગંગારામ બોલ્યો: "શોભનાબહેનના અને યુવરાજ જીતેન્દ્ર મહારાજના ચહેરામાં અતિશય સામ્ય છે. મુખચર્યા તદ્દન મળતી, બોલવું તેવુંજ, ચાલવાની ને ઘોડા ઉપર બેસવાની છટા પણ મળતીજ. ચાર વર્ષ પહેલાં યુવરાજશ્રી ઇન્દ્રપુર આવ્યા હતા, ત્યારે એક દિવસે બહેનને પણ યુવરાજશ્રીના જેવોજ પોશાખ પહેરાવીને યુવરાજશ્રીની સાથે મહારાજશ્રી દરબારમાં તેડી લાવ્યા હતા. ત્યારે અમને સૌને બે યુવરાજ જોઇ બહુ આશ્ચર્ય લાગ્યું, અને યુવરાજ તરિકે કોને નમન કરવું એનીજ મોટી પંચાત સૌને મન થઇ પડી હતી. કેટલાક સરદારોએ બહેનનેજ યુવરાજ ધારીને સલામ કરી હતી, અને કેટલાકોએ યુવરાજશ્રીને સલામ કરી. મેં યુવરાજશ્રીને અને બહેનને રમાડી નાનાંના મોટાં કરેલાં છતાં મારાથી પણ સમજાયું નહિ. મેં યુક્તિપૂર્વક યુવરાજશ્રીને અને બહેનને બન્નેને નમન કર્યું. ત્યારે મારી આ એઠી કલ્પના ઉપાડી લઇને પ્રધાન વિશાખાનંદે પણ બેઉને નમન કર્યું હતું. ત્યારે મહારાજશ્રી હસીને બોલ્યા, 'જોઈ આ ધૂર્તની ધૂર્તતા! આ કલ્પના પ્રથમ મેં કહાડી હતી, તે માટે મહારાજશ્રીએ પણ મારી યોગ્યતા અને કલ્પનાચાતુર્ય જાણી મને બહુ શાબાસી આપી હતી."

"તમને શાબાસીમાં શું મળ્યું હતું?" શોભના સ્મરણ કરતાં બોલી.

"મને 'સરદાર દ્વિમુખ'ની પદ્વિ મળી. ઇન્દુમતી રાણીસાહેબ—"

"ફરી ભૂલ્યા!" શોભનાએ કહ્યું.

"રાણીસાહેબ!"

"છેકજ ભૂલ્યા!"

"ઇન્દુમતી સાહેબ!" ગંગારામ ડરતો ડરતો શોભના તરફ જોઇ બોલ્યો.

રાણીએ કહ્યું: "ચાલશે. પણ નામ લીધા સિવાય 'બા સાહેબ' એટલું જ કહીને બોલાવશો તો બહુ ઉત્તમ થશે."

"બા સાહેબ!" ગંગારામના જીવને કળ વળી ને બોલવા લાગ્યો: "કાલ આપણે પેલા ગામડામાં મુકામ કર્યો હતો. પ્રતોદ મહારાજ મારી

પહેલાં ઉઠીને ઉદયકાળના બાળ સૂર્ય તરફ આનંદથી જોઇ રહ્યા હતા. એટલામાં હું જાગતાં યુવરાજ જીતેન્દ્રનેજ હું જોઉં છું એવો મને ભ્રમ થયો. પ્રત્યક્ષ યુવરાજશ્રી પાસે ઉભા હોય ને હું જાગતો પડી રહું એ મને ઠીક ન લાગ્યું. માટે તેમની નજર ચુકવીને ઉઠતાં સુધી પથારીમાં પડી રહેવાનો વિચાર કરી માથે રજાઇ ઓઢી ઘોરવાની પેઠે નસકોરાં બોલાવવા લાગ્યો. એટલામાંજ 'કેમ ગંગારામજી ઉંઘ પુરી થઇ નથી કે?' એવા યુવરાજશ્રીના જેવાજ શબ્દ મારે કાને પડયા. હું ગભરાઇને એકદમ ઉઠીને ઉભો થયો ને થયેલી બેઅદબી માટે ક્ષમા માગવાના વિચારથી 'મહારાજ' એમ બોલાઇ જવાયું. એટલે 'કોણ મહારાજ ?' એવો ઉલટ પ્રશ્ન થયો, ત્યારે મારી ભૂલ મારા લક્ષમાં આવી, ને તુર્ત 'પ્રતોદમહારાજ' એમ કહી માથે આવેલો પ્રસંગ યુક્તિથી નભાવ્યો !"

શોભના બોલી: "ગંગારામજી, પ્રસંગ નભાવ્યો એમ તમને લાગ્યું હશે; પરંતુ તમારી થયેલી બેબાકળી સ્થિતિ ને બીકનું કારણ હું તરતજ સમજી ગઇ હતી. માજી, હરદ્વાર ગયા પછી આપણને યુવરાજનો મેળાપ થશે ને? ભાઇને જોયાને કેટલા બધા દિવસ થઇ ગયા ?"

"મારા જીતેન્દ્રને હું ક્યારે જોઇશ એમ મને રાત દિવસ થઇ રહ્યું છે. ગંગારામ, આપણે હરદ્વાર હજી કેટલા દિવસે પહોંચીશું ?" ઇન્દુમતીએ પુછ્યું.

ગંગારામ બોલ્યો: 'બા સાહેબ ! આવો અસ્પષ્ટ ને અધુરો સવાલ મને પૂછશો નહિ. તમે પૂછેલા સવાલના હજારો ઉત્તર આપી શકાય. હરદ્વાર જવાનો માર્ગ દરરોજ કેટલી ઘડી કાપવાનો તે પ્રમાણ, કયા સાધનદ્વારા તે માર્ગ કાપવાનો તે સાધન, એ બન્નેને અનુસરીને તેના જવાબની વર્ગાવર્ગી કરવી પડશે. આપણે જે માર્ગે જઇએ છીએ તે છોડીને તેનાથી ઉલટી દિશાએ ચાલવા લાગીએ, દરરોજ ચાલીએ છીએ તેનાથી ચાર ગણી એટલે વીસચોક એંશી ઘડી દરરોજ રસ્તો કાપીએ, અને આ ઘોડાને બદલે હાથીની અંબાડીમાં બેસીને ચાલીએ તો —" કેટલી ઘડી લાગશે તેનો હિસાબ ગંગારામ પોતાના મનમાં ગણવા લાગ્યો.

"અર્થાત્ જ હાથીની ઉંધી અંબાડી હાથમાં ધરવાનો પ્રસંગ જલદી આવવાનો !" શોભનાએ હસતાં હસતાં કહ્યું: "ગંગારામ, તમે સારા ગણિતવેત્તા છો એ અમને માન્ય છે."

"થોભો," ગંગારામે કહ્યું: "બીજી એક ત્રિરાશી માંડતાંની સાથેજ આપના સવાલનો જવાબ આવ્યોજ સમજો."

"જવા દો તમારી એ ત્રિરાશીઓ!" ઇન્દુમતી કંટાળીને બોલી: "આપણે હમણાં ચાલીએ છીએ તેજ પ્રમાણે ચાલીએ તો કેટલા દિવસે હરદ્વાર પહોંચીશું?"

"વેગ સમજાયો પણ માર્ગ કયો?"

"સામે નજીકનો હોય તે."

"ઠીક, વેગ અને માર્ગ સમજાયો. પણ—"

"તમારૂં પણ બણ રહેવા દો ને ટુંકામાં સીધો જવાબ આપો." ઇંદુમતી સહેજ ગુસ્સાથી બોલી: "હરદ્વાર અહીંથી કેટલા ગાઉ છેટું છે?"

"વચ્ચે મુકામ ન કરતાં કે રસ્તો મુકીને એ ડગલાં પણ આડાઅવળા ન જતાં સીધા રસ્તે જઇએ તો અહીંથી હશે સોએક ગાઉ."

"એટલે અહીંથી આઠેક દિવસનો રસ્તો?"

"હા. મથુરામાં બે દિવસ મુકામ ન કરીએ તો બરોબર આઠ દિવસ લાગે. પરંતુ ઇંદ્રપુર છોડયું ત્યારથી આપણને બિલકુલ વિશ્રાન્તિ મળી નથી ને આપણે લીધી નથી, માટે આજ ને કાલનો દિવસ મથુરાંમાં રહીએ તો ઠીક. ઘોડાનો થાક ઉતરશે, ને આપણને પણ ઠીક લાગશે."

ઇન્દુમતી બોલી: "બરાબર. પણ મથુરાંમાં આપણે બે દિવસ ગુપ્તપણે રહેવું કેવી રીતે?"

"મથુરાં જેવી નગરીમાં બે દિવસ ગુપ્તપણે કાઢવામાં અડચણ નહિ આવે. આ નગરીમાં એક મોટા ધનવાન વેપારી સાથે મારે ઓળખાણ છે. તેનીજ મનોહર ને વિશાળ હવેલીમાં આપણે બે દિવસ રહીશું એટલે આગળનો રસ્તો આપણને સુખકર થશે."

રાણી ઇન્દુમતીએ ગંગારામની સૂચનાને અનુમતિ આપી. મથુરામાં બે દિવસ મુકામ કરવાનું ઠર્યું. એ ઉજડ ગામમાં જવામાં મઝા નથી, પ્રચંડ ઘંટનાદને લીધે શ્રવણેન્દ્રિય બહેર મારી જશે, એમ શોભના હજી કહેતીજ હતી. પણ જ્યારે તેમણે મથુરાંમાં પ્રવેશ કર્યો, અને માણસનાં થોકેથોક પોત પોતાના વ્યવહારમાં નિમગ્ન થયેલાં તેમણે જોયાં, ત્યારે મથુરાં ઉજડ નથી, પણ માણસોથી ગીચ ભરેલી છે, એવી તેની ખાત્રી થઇ. બાસાહેબ

તથા પ્રતોદ મહારાજની સાથે પોતાની ઓળખાણવાળા નંદીગુપ્ત નામે ગૃહસ્થની હવેલી પાસે ગંગારામ જઇ પહોંચ્યા.

પોતાનો જૂનો મિત્ર પોતાને જોતાંજ દોડતો સામે આવીને સત્કાર કરશે એવી ગંગારામની કલ્પના હતી. તેથી છેટેથી એ રમ્ય હવેલીને જોતાંજ તે ઘોડા ઉપરથી ઉતરી પડ્યો, અને પોતાનાં અસ્તવ્યસ્ત થયેલાં કપડાં એક હાથવડે થાય તેટલાં સાફસુફ કરતો ને બીજે હાથે ઘોડાને દોરી તે હવેલી પાસે આવી પહોંચ્યો. તોપણ નંદીગુપ્ત સામા આવ્યા નહિ, ને સામા ન આવ્યા તે બદલ ગંગારામની માફી પણ માગી નહિ!

"ક્યાંક બહાર ગયા હશે. ઘડી અધઘડીમાં પાછા આવ્યા સિવાય નહિ રહે." એમ પોતાનીજ સાથે પટપટતાં ગંગારામની સ્વારી હાથમાં ઘોડાની લગામ પકડીને ત્યાંજ રોકબંધ ઉભી રહી. શોભના હજી ઘોડા ઉપરજ બેઠી હતી; અને ઇન્દુમતી ઘોડા ઉપરથી ઉતરીને એક બાજુએ ઉભી હતી. પા ઘડી થઇ ગઇ પણ ગંગારામના મિત્ર નંદીગુપ્ત શેઠ તેમનું સપ્રેમ સ્વાગત કરવા આવ્યા નહિ!

શોભના બોલી: "ગંગારામજી, તમે હવેલી ભૂલતા હશો કે માણસ ભૂલતા હશો. તમારો મિત્ર મથુરાંનો રહેવાશી હશે, પણ તેની હવેલી અહીં નહિ હોય; ને તે અહીં રહેતો હશે તો તેની હવેલી અહીં નહિ હોય, તો એ બન્ને રીતે નિરાશાજ છે. માટે મથુરાંનગરીમાં મકાન છે ને તેનો માલીક મથુરાંનોજ રહેવાશી છે, ને તેજ તમારો મિત્ર છે, એટલું તમને ચોકસ સાંભરતું હોય તો તેની શોધ કરો. નહિ તો નગર બહારની ધર્મશાળા કાંઇ ખોટી નથી. ત્યાંજ રાતની રાત આપણે મુકામ કરીશું, ને વહેલા ઉઠીને રસ્તે પડીશું."

ગંગારામ બોલ્યો: "પ્રતોદ મહારાજ, જરા ધીરજ ધરો. હું આવ્યાનું નંદીગુપ્તને જણાતાં તે મારૂં સ્વાગત કરવા કેવો દોડતો આવે છે, તેતો જુઓ!"

"ત્યારે તેને બારોબાર ખબર પડવાની વાટ જોવા કરતાં આપણેજ જણાવીએ તો?"

"તોપણ કાંઇ હરકત નહિ." આમ કહી પાસેથી જતા એક માણસની સામે જઇ 'નંદીગુપ્ત શેઠને હું આવ્યાનું કહે' એમ તેને કહ્યું.

એ મનુષ્ય વિચિત્ર 'હું' તરફ વિચિત્ર દૃષ્ટિ ફેંકી ને પોતાને રસ્તે પડ્યો.

બીજી પા ઘડી વહી ગઇ પણ પોતાના જુના મિત્રના સ્વાગત માટે નંદીગુપ્ત શેઠ દોડતા આવ્યાજ નહિ!

'હું ગંગારામ આવ્યો છું એમ નંદીગુપ્ત શેઠને કહે.' ગંગારામે

રસ્તે જતા બીજા એક માણુસને હુકમ કર્યો. તે માણુસ પણ તેમની તરફ જોઇ હસીને ચાલતો થયો.

ગંગારામે રસ્તે જતા ત્રીજા માણુસને આજ્ઞા કરીઃ "હું ગંગારામ વિરૂપાક્ષ આવ્યો છું, એમ નંદીગુપ્ત શેઠને કહી તેમને જલદી મોકલ."

"વાહ! ગંગારામ વિરૂપાક્ષ વાહ!" એમ બોલી તે પણ ઉતાવળે રસ્તે પડયો.

હવે ગંગારામ પોતાના મિત્ર ઉપર બહુ સંતાપ્યા. તેમણે તે રસ્તે થઇને જતા એક ચોથા માણુસનો હાથ ઝાલીને દમ બીડાવ્યોઃ "હું ગંગારામ વિરૂપાક્ષ ઇન્દ્રપુરનો રહેવાશી ને તમારા બાળપણનો સ્નેહી આવ્યો છું એમ નંદીગુપ્ત શેઠને કહે, અને અહીં સુધી પધારવાની તસ્દી લેવા મારી વતી તેમને વિનતિ કર."

એ માણુસ પણ ગંગારામના આ બડબડાટ તરફ દુર્લક્ષ કરીને ચાલતો થયો!

શોભનાથી હવે રહેવાયું નહિ. તે બોલીઃ "ગંગારામજી, તમે આ શું ચલાવ્યું છે? તમે તમારી બધી વંશાવળી ગાશો કે ઇતિહાસ વાંચશો તેથી શું રસ્તે જનારા લોક તમારો સંદેશો પહોંચાડશે કે? રાત પડવા આવી છે, માટે જાતે જાઓ ને તમારા નંદીગુપ્ત શેઠ છે કે નહિં તેની તપાસ કરી આવો."

પોતાના મિત્રની મુલાકાતે પોતે ઘણી લાંબી મુદતે આવ્યા છતાં સ્વાગત માટે તે સામો આવતો નથી, ઉલટું પોતાને તેના ઘરની સામે જવું પડે છે, તે વિચારતાં ગંગારામને કંઇક ખરાબ લાગ્યું. તે એકલો હત તો પોતાના સ્વાગતપ્રિત્યર્થે ભૂખ્યો ને તરસ્યો નંદીગુપ્ત સામે આવવાની વાટ જોઇને બે દિવસ સુધી બેસી રહ્યો હત. પરંતુ આજ તેનાથી તેમ કરી શકાયું નહિ. પરાણે પગ ઉપાડીને તે ભવ્ય હવેલી તરફ ગયો, ને થોડાજ વખતમાં મ્લાન વદને પાછો આવ્યો.

"કેમ? શું થયું? કયાં છે તમારા મિત્ર નંદીગુપ્ત શેઠ?" શોભનાએ પ્રશ્ન કર્યો.

"સ્વર્ગવાસી થયા છે." નિસાસો નાંખતાં ગંગારામે જણાવ્યું.

"કયારે?" ઇંદુમતીએ પાસે આવીને પુછ્યું.

"દસ વર્ષ થયાં!"

"માત્ર દસજ વર્ષ ને?" શોભના બોલીઃ "ત્યારે તમારી ને તેમની ઓળખાણ કયારની?"

"ચાળીસ વર્ષ પહેલાંની. અમે નાનપણમાં સાથે ભણેલા."

"આટલી જુની ઓળખાણુવાળા સ્થળે તમે અમારી વ્યવસ્થા કરવાના હતા કે?"

"હા."

"વારૂ, પણ હવે શું કરવું?" ઇંદુમતીએ પ્રશ્ન કર્યો.

"હવે શું કરવાનું? શોક કરવાથી કાંઇ ગયેલું માણસ પાછું આવે છે? દુઃખને પેટમાંજ સમાવવું જોઇએ!"

ઇંદુમતી ત્રાસીને બોલી: "તમારા દુઃખ વિશે કે મૃત્યુ પામેલા મિત્ર વિશે હું કહેતી નથી. હવે ઉતરવું ક્યાં એ હું પુછું છું."

"બાઇસાહેબ, મિત્રના સ્મરણથી છાતી ભરાઇ આવવાથી મારાથી પ્રમાદ થયો હોય તો ક્ષમા કરશો. નંદીગુપ્તનો—"

"તમારા એ નંદીગુપ્તનું નામ ન લેશો."

"મારૂં કહેવું સાંભળો તો ખરાં. નંદીગુપ્તનો એક ઉપગુપ્ત નામે દીકરો છે. તે અહીં પાસેજ રહે છે, એવી ખબર મળી છે. બને તો તેમને ત્યાંજ આપણે મુકામ કરીએ."



## પ્રકરણ ત્રીજું.

### ઉપગુપ્ત શેઠ.

* अप्रियवचन दरिद्रैः प्रियवचनाढ्यैः स्वदारपरितुष्टैः ।
परपरिवादनिवृत्तैः क्वचित्क्वचिन्मण्डिता वसुधा ॥

भर्तृहरि.



નંદીગુપ્તના પુત્રની શોધમાં ગંગારામે બધું ગામ ગાંડું કરી નાંખ્યું. ગલી-કુંજ અને ખુણાખોચરા પણ ખોળી વળ્યા પૂછ-પરછથી ઘણા લોકને કંટાળો પણ આપ્યો; કેટલાકનો તીરસ્કાર પણ પામ્યા, અને આમ તરેહવાર રંગમાં રંગાતા

*ભાવાર્થ:—

આપ્રય વચનથી દીન જે પ્રિય વચનથી પૂરા ભર્યા,
પરપુરૂષ કે પ્રમદા તણા પરિવાદને જે પરહર્યા;
પરિણીત પત્ની થકી સદા પરિતુષ્ટ જેહ જણાય છે,
વસુધા વિભૂષિત કંઇકંઇ એવા વડે નિરખાય છે.

ગંગારામે, તેની પાછળ દોરવાયેલાં રાણી ઇન્દુમતી અને શોભના સાથે છેવટ ઉપગુપ્ત શેઠના ઘરની ભાળ મેળવી.

પોતાની શોધ કરતા કોઇ ત્રણ અતિથિ આવે છે, એવી ઉપગુપ્તને ખબર પડતાંજ તે દોડતો સામો આવ્યો અને ત્રણેને બહુ સન્માનપૂર્વક પોતાને ઘેર તેડી ગયો.

હવામાં ઉડતી ગંગારામની ભાવના પ્રમાણે ઉપગુપ્ત શેઠનું મકાન વિશાળ હવેલી કે રમ્ય મહેલ જેવું નહતું; પણ એક સાદું ગરીબ ઘર હતું.

ઘરની આગળના ભાગમાં એક ઓસરી હતી, નાની પરસાળ હતી, રવેશીનો ભાગ કંતાનથી નોખો પાડવામાં આવ્યો હતો, બહારની ઓસરી-વાળા ભાગમાં ગાંધીયાટાની ને સુગન્ધી સામાનની દુકાન હતી. અન્દર-નો એક ખંડ વટાવીને આગળ જતાં ન્હાનું દેવમંદિર હતું અને તેની સામે રસોડું હતું.

ન્હાના-સાંકડા ઘરમાં ઉતારેલી બધી રીતની જોગવાઇ જોતાં ત્રણે જણ શેઠની પાછળ પાછળ જવા લાગ્યાં. ચાલતાં ચાલતાં મા–દીકરીના કાનમાં ગંગારામ તો એમજ કહેતો કે, " નંદીગુપ્ત શેઠનું કુટુમ્બ તો કોઈ અલા-યદી જગાએ મોટા બંગલામાં રહેતું હોવું જોઇએ. આ તેમનો માણસ આપણી બરાબર વ્યવસ્થા કરી આપવા આવ્યો હશે. "

એક બાઈ રસોડામાં રસોઇ કરતી હતી, તે બાઇ શેઠની દાસીઓ-માંની કોઈ હશે અને આપણા અશ્વ બાંધવા ગયેલો આદમી શેઠનો નોકર હશે, એવું પોતાનું અનુમાન ગંગારામે પોતાનાજ પેટમાં ન રાખતાં સાથેનાં રાણી તથા પ્રતોદ મહારાજને પણ જણાવ્યું. થોડાજ સમયમાં ઉપગુપ્ત અશ્વ બાંધીને પાછા આવી, પરોણાની કને માટવાશ કરતા બેઠા.

" હાથ પગ ધોવા સારૂ ઉનું પાણી તૈયાર છે. " ગંગાજળ જેવા નિર્મળ પાણીથી ભરેલો સ્વચ્છ લોટો પરોણા પાસે મૂકતાં, પેલી રસોઇ કરવામાં ગુંથાઇ હતી તે બાઇએ કહ્યું. અને શેઠે તેના શબ્દોને નયનથીજ સત્કારી લઇ ગંગારામ પ્રત્યે વિવેક–વ્યવહાર ચલાવ્યો.

" કેમ ? આપ ક્યાંથી આવો છો ? "

" આપનું નામ શું ? " ગંગારામે પ્રશ્ન ઉલટાવ્યો.

" મારૂં નામ ઉપગુપ્ત છે. " શેઠે ઉત્તર આપ્યો.

" વાહ ! શેઠનું નામે નામ નોકરનું ! આપના ઉપગુપ્ત શેઠે આપ-

દાદાના વખતની હવેલી બદલી લાગે છે. તે મકાન જોઇએ તેવું તો નહતુંજ. હવા અજવાળું ય જરાક ઓછુંજ પડતું હતું. નંદીગુપ્ત શેઠ હવા અજવાળાની સગવડવાળી નવી હવેલી બાંધવાના વિચારમાંજ હતા; પરંતુ તે તેમના હાથે થવાનો વારો આવ્યો નહિ. છતાં તેમના ચિરણજીવીએ એમની ઇચ્છા ફળિભૂત કરીને નંદીગુપ્ત શેઠના આત્માને ખરેખર શાન્તિ આપી છે, એ સાંભળતાં મને બહુ આનંદ અને અભિમાન થશે. નગરના ક્યા ભાગમાં ઉપગુપ્ત શેઠની હવેલી છે? કાલે શેઠની મુલાકાતે જઇશું."

"મહાશય!" ઉપગુપ્તે જવાબ દીધો: "નંદીગુપ્ત શેઠ કીર્તિનો જે પરિમળ મુકતા ગયા છે, તે હજુ જેવોને તેવોજ કાયમ છે, એવી જેમણે કીર્તિ સાંભળી છે, અને જેણે તેના પુત્રની સ્થિતિ જોઇ નથી તેને એમજ લાગે."

"શેઠની કેવળ કીર્તિજ મેં સાંભળી નથી, પણ મેં તો તેમનું સહવાસસુખ અને સ્નેહ પણ અનુભવ્યાં છે."

"મારા પિતાશ્રીના આપ જૂના સંબંધી હોઇ, તેમના પ્રત્યે અપૂર્વ માયાળુ લાગણી હજુ પણ ધરાવો છો તે માટે હું તમારો ઓશિંગણ છું. હવે—"

"તે તમારા પિતા કોણ?" ગંગારામે અચંબાથી પૂછ્યું: "હું તેમને ઓળખું છું?"

"મારા જ પિતા નંદીગુપ્ત."

"કેવી નવાઇ! તમારૂં નામ ઉપગુપ્ત, ને તમારા પિતાનું નામ નંદીગુપ્ત; ને મારા મિત્રનું નામ પણ નંદીગુપ્ત, અને તેમના ચિરણજીવીનું નામ ઉપગુપ્ત! તમારા પિતા તમારીજ માફક શેઠને ત્યાં નોકર હતા લાગે છે!"

ગંગારામના દોઢડહાપણ અને ગેરસમજુતીથી ઇન્દુમતી અને શોભના મનમાં કચવાતાં હતાં, પણ અજાણ્યા ઘરમાં અને અજાણ્યા માણસ આગળ કશી ટકોર મારવાનું તેમને ઠીક ન લાગ્યું. તેથી મૂગે મ્હોંડે સઘળું સાંભળ્યાં કરતાં હતાં. ઉપગુપ્ત શેઠ આવા વિલક્ષણ પરોણાથી લગાર પણ ગુસ્સે થયા નહિ. પણ નિરર્થક વાતને અટકાવવા સારૂ તેમણે વિવેક–વ્યવહાર ચલાવ્યો.

"વાતો કરવાનો વખત હજુ ઘણો છે. હમણાં સૌ ન્હાઇને જમવાની તૈયારી કરીએ. અમારા હાથનું ખપે તેમ હોય તો વધારે રસોઇ કરવાની વરદી આપું, ને ખપે તેમ ન હોય તો શીધા પાણીની ગોઠવણ કરી આપું તે રસોઇ કરીને જમી લ્યો. પિતાજીના વખતની પરિસ્થિતિ હવે રહી

નથી. તે સમય અને તે સંજોગો પલટાઇ ગયા છે. સમયના સપાટામાં બધું હવેલી, બાગબગીચા ને ગાડીઘોડા, નોકર—ચાકર, એ બધું ધમડાઇ ગયું છે. તેથી તમારા માનમરતબા પ્રમાણે રહેવા વાસ્તે તમને અલાયદી જગા આપી શકતો નથી, કે સેવા ઉઠાવવા સારૂ નોકર—ચાકર આપી શકતો નથી તે માટે ક્ષમા કરશો. દાસ-દાસીમાં હું અને મારી પત્ની હાજર છીએ. કામ-કાજ અમને ફરમાવો ધન, ઐશ્વર્ય, પરિગ્રહ એ સર્વસ્વ જતું રહ્યું તેથી મને જરા પણ દિલગીરી નથી થતી. આપના જેવા યોગ્ય અતિથિની સેવા ઐશ્વર્ય સમયે દાસ—દાસી માર્ફત કરાવી હોત તે મને અને મારી સ્ત્રીને કરવાનો લાભ મળે છે તેથી મને અત્યાનંદ થાય છે.”

હવે ગંગારામ શુદ્ધમાં આવ્યા ને ખરી વસ્તુસ્થિતિ સમજ્યા. લક્ષ્મી ચંચળ છે એ કહેવત તેને હવે સાંભરી. રાણી ઈન્દુમતી પાસેજ બેઠી હતી. આ વાતચીત સાંભળતાં ઉપગુપ્તનો અત્યંત નમ્ર અને સાત્વિક સ્વભાવ જોઇને તેને ભારે હર્ષ થયો, ને તેણે કહ્યું:

“ઉપગુપ્ત શેઠ, વગર ઓળખે ગંગારામે આપના પ્રત્યે જે બેઅદબી વાપરી છે, તે માટે તે તમારી ક્ષમા માગશેજ. આપના જેવો સુશીલ સ્વભાવ, અતિથિ વિષેની શ્રદ્ધા, પ્રાપ્ત થયેલી સ્થિતિમાં સંતોષ માનવા જેવી મનની મોટાઇ, અને સાત્વિકબુદ્ધિ. એ એટલાં મૂલ્યવાન છે કે, તેની ઉપરથી આખા જગતની, પ્રત્યક્ષ કુબેરની સંપત્તિ પણ ઓવારી નાખવી ઘટે છે. ખરેજ, તમે તમારાં માતા-પિતાનું નામ અણીપૂણી સાચવીને દીપાવ્યું છે.”

રાણી ઇન્દુમતીના બોલવામાં પણ અતિશયોક્તિ બિલકુલ નહોતી. ઉપગુપ્ત શેઠને લક્ષ્મી તજી ગઇ, તેનો પરિવાર વેડવાઇ ગયો, ઐશ્વર્ય નષ્ટ થયું, અને સંસારવ્યવહારનાં તમામ કામ જાતે કરવાનો પ્રસંગ આવ્યો, એટલુંજ નહિ, પણ અન્ન વસ્ત્રના સાંસા પડવા લાગ્યા. કહેવાય છે તેમ દુઃખ આવે ત્યારે દશે દિશાથી ઘેરે, તેમ ઉપગુપ્ત જેવા સરલ, સીધા, સાચા અને સમર્થ સંસારયોગીને માટે પણ બન્યું. તેના લેણદારોએ તેને ત્રાહ્ય ત્રાહ્ય પોકારાવ્યો; પરંતુ તેના સદ્‌ગુણ લેશમાત્ર પણ કમી થયા નહોતા.

તે ઐશ્વર્યકાળે જેટલો નમ્ર હતો તેટલોજ અત્યારે પણ કાયમ છે. મનની મોટાઇ, સાત્વિકબુદ્ધિ અને સ્વધર્મ ઉપરની પ્રીતિ એ ઉપગુપ્તની સાથેજ જન્મેલા ગુણ હતા. અવનત સ્થિતિએ પહોંચવા છતાં તેના મનની સ્થિરતા એટલી રહી હતી, હિન દશામાં તેના મનની તૃપ્તિમાં જરા પણ

ન્યૂનતા આવી નહતી. તે બૌદ્ધ ધર્મનો ઉપાસક હતો. બૌદ્ધ ધર્મનાં તત્વો તે સારી રીતે સમજતો હતો, ને તેને અવલમ્બીને આચરણ રાખતો હતો. પિતાની મહાન્ સંપત્તિ પણ ઉપગુપ્તની દાનશૂરતાને ઓછી પડી હતી. તેની દાનશૂરતાના ફળરૂપે કેટલાક લોક તેણે ખોલેલા સદાવ્રતથી જીવન નિભાવતા હતા; પણ ઉપગુપ્ત ને તેની પત્નીને પેટપૂરતું જાડું પાતળું અન્ન પણ વખતસર મળતું નહતું. લોકની સગવડ વાસ્તે તેણે બાંધેલી એક ધર્મશાળા તેના હમણાંના ગરીબ ઘરના કરતાં અનેક ગણી સારી સગવડવાળી અને વિશાળ હતી. આના કરતાં પણ ઉપગુપ્તની શ્રેષ્ઠતા વિશેષ હતી. આ સૌ ગુણોના અગ્રભાગે બેસનાર એક મહાન્ સદ્‌ગુણ ઉપગુપ્તમાં પ્રાધાન્યપદે હતો. એ સદ્‌ગુણની સુગન્ધ મથુરાંમાં તો શું પણ તેની આસપાસના પ્રદેશમાં સુદ્ધાં પહોંચતી હતી. તે તરૂણ હતો, પણ તેનો ઇન્દ્રિયનિગ્રહ મોટા મોટા તપસ્વીઓને પણ આશ્ચર્યમાં ગર્ક કરાવે તેવો હતો. અરણ્યમાં વસતા, સ્ત્રીઓના પડછાયો સરખો ન લેતા, સત્વ વિનાનાં કંદ-મૂળના આહારપર આયુષ્ય નિર્ગમન કરતા ચતુર્થાશ્રમના વયોવૃદ્ધ મુનિયોથી જે ઇન્દ્રિયનિગ્રહ થવો દુઃસહ હતો, તે નિગ્રહ નગરમાં વસનાર રૂપવંતી તરૂણ સ્ત્રીના સંસર્ગમાં જીવન ગાળનાર આ તરૂણ કશા પણ સંકોચ સિવાય સુખપૂર્વક ટકાવી રહ્યો હતો.

મથુરાંમાં વાસવદત્તા નામે એક સૌન્દર્યસાર્વભૌમિની નાયિકા હતી. તેનું અદ્વિતીય સૌન્દર્ય જોવા દૂર દૂરથી પણ ઘણા યુવાનો મથુરાંમાં આવતા; વિલાસી સરદારો વગેરે તો તેના રોજના મહેમાન થતા. મોટા શ્રીમંતોને પણ દ્રવ્યનો પુષ્કળ ભોગ આપે ત્યારે વાસવદત્તાના દર્શન ક્યારેક થતાં. તે રસ્તામાં નીકળે એટલે તેને જોવા માટે પડાપડી થતી.

એવી લાવણ્યના ભંડારરૂપ વાસવદત્તા એક દહાડો ઉપગુપ્તની ન્હાની દુકાન પાસે થઇને જતી હતી. ઉપગુપ્તનું સ્વરૂપ જોઇ પોતે અંજાઇ ગઇ ને તેને વધારે વાર જોવા મળે તેથી તેની દુકાનનાં સુગન્ધી પદાર્થો વેચાતાં લેવાના મિષે તે દુકાનપર જઇ બેઠી. આજુબાજુના તરૂણ વેપારીઓ ઉપગુપ્તનો ભાગ્યોદય થયો સમજવા લાગ્યા. તેનો ઉદાર સ્વભાવ, મોહક રૂપ અને તારૂણ્ય જોઇ વાસવદત્તા તેના પર લુબ્ધ થઇ; પણ ઉપગુપ્તના સુદૃઢ મન ઉપર તેના સૌન્દર્યે કશીજ અસર કરી નહિ. તે પોતાને ઘેર ગઇ ને પોતાની દાસી સાથે પ્રણયપત્રિકા મોકલી ઉપગુપ્તને કહાવ્યું કે આપના સહવાસનો લાભ લેવા આ દાસીની તીવ્ર ઇચ્છા છે. ઉપગુપ્તે તેનો જવાબ વાળ્યો કે, ‘હું રાંક આદમી, મને ફરી જોવામાં શો ફાયદો છે? મને જોવાના

દિવસો આગળ આવશે.' આવો ચોખ્ખો જવાબ સાંભળી વાસવદત્તા બહુ અચંબો પામી. તેણે તેને પુનઃ કહેવરાવ્યું કે, "મારે આપની પાસે બીજી કશીજ લોલુપતા નથી, પણ માત્ર આપનાં દર્શનનીજ હું તરશી છું." આ સાથે તેનું દારિદ્રય દૂર કરવાની પણ લાલસા બતાવી હતી. પણ ઉપગુપ્ત પોતાના શિલમાંથી રતી માત્ર પણ ડગ્યો નહિ. આ બનાવ બન્યાને કેટલીક મુદત વિત્યા પછી આ સૌન્દર્યવાન નાયિકા ઉપર રાજાની ઇતરાજી થઇ, અને તેનાં કાન, નાક, હાથ ને પગ કાપીને તેને સ્મશાનમાં ધકેલાવી દીધી! તે વખતે ઉપગુપ્ત તેને મળવા ગયો અને પાસે બેઠો. તેને જોઇ નાયિકા મનમાં લજ્જા પામીને બોલી, "મહારાજ! આ દેહ નવપલ્લવિત કુસુમ પ્રમાણે તારૂણ્યથી વિકાસ પામતો હતો ને અમૂલ્ય વસ્ત્રાલંકારોથી વિભૂષિત થઇ કામી જનોનાં મન વિંધતો હતો તે વખતે મેં વિનતિ કર્યા છતાં આપે મને દર્શન દીધાં નહિ, ને સંગતિસુખનો લાભ આપ્યો નહિ. અને હવે હાય! મ્હને આવી દુઃખદ સ્થિતિ પ્રાપ્ત થઇ, આનન્દ, સુખ, સૌન્દર્ય એ સૌ નષ્ટ થયું, એવી મ્હારી અધમાવસ્થામાં આ છિન્નભિન્ન થયેલા વિકળ દેહને જોવા શા માટે આવ્યા?"

આ મર્મચ્છેદક અને હૃદયભેદક ભાષણ સાંભળીને ઉપગુપ્તે જવાબ આપ્યો: "વાસવદત્તા! મુલાકાતનો ખરો વખત આ જ છે. માનવનાં ઐહિક સુખ કેવાં ક્ષણભંગુર છે તે જોવા માટેજ હું આવ્યો છું." આમ કહી મરણોન્મુખ થયેલી નાયિકાને તેણે ધર્મોપદેશ કર્યો. દુઃખાવેગથી અસ્વસ્થ થયેલા તેના મનને અત્યંત શાન્તિ દીધી. ને તેણે બુદ્ધધર્મ અને સંગ એ બેનો આશ્રય કરી પ્રાણનું વિસર્જન કર્યું.

શેઠ ઉપગુપ્ત આવો સત્પુરુષ હતો. તે સંસારમાં રહેવા છતાં પણ જળ–કમળ જેવો સંબંધ રાખતો, ઇન્દ્રિયજન્ય સુખો પરની આસક્તિ તેમજ સંસારનાં સુખ દુઃખ પોતે તદન વિસરી ગયો હતો. રાણી ઇન્દુમતીને આવા પવિત્ર સ્થળે રહેવાનું મળતું તેથી બહુ સંતોષ થયો. બૌદ્ધધર્મી લોકો હૃદયના અતિ કઠોર હોય છે, તેઓ નીતિમત્તાને હડસેલી મૂકીને ધર્મ પ્રચાર કરે છે, એવી જે શોભનાની સમજ હતી, તે ઉપગુપ્તનું ચારિત્ર જોતાં બદલાઇ ગઇ. ધનિકોની ભવ્ય હવેલીઓમાં જે સુખ અને સન્માન ન મળે તે સુખ અને સન્માન ઉપગુપ્તના ન્હાના ગરીબ પણ પવિત્ર મકાનમાં તેમને મળ્યાં.

બીજે દિવસે સૂર્ય પૃથ્વિતલપર આવ્યો, ઉપગુપ્તની ન્હાનીશી ઝૂંપડીમાં શાન્તપણે નિદ્રાસુખ ભોગવતાં સર્વ માણસો માટે દુઃખદાયક ખબર લેતો આવ્યો. સવારના પહોરમાં પોતાની દુકાન ગોઠવવા સારૂ ઉપગુપ્ત ઉઠયો તે

વખતે તેનો એક જૂનો લ્હેણુદાર ઉપગુપ્ત ઉપર કેદનું વૉરન્ટ લઇ બે સરકારી માણસ સાથે બારણાની સામેજ બેઠેલો જોવામાં આવ્યો. આ લોકોને જોતાંજ ઉપગુપ્ત શેઠ તેમનો હેતુ સમજી ગયો. તેણે શાહુકારને તથા સરકારી અમલદારને નમન કર્યું અને 'જરા વાર બેસો હું આવું છું' એમ કહી ઘરમાં પોતાની પત્નીને આ હકીકત કહેવા ગયો. આ હકીકત તેના અતિથિઓને માલમ ન પડે તેવી ઉપગુપ્તે ઘણી કાળજી રાખી, છતાં ત્રણે જણના જાણવામાં આવ્યા સિવાય રહી નહિ. આ હકીકતથી તેમને અતિશય ખોટું લાગ્યું. શાહુકારનું દેવું કેટલું છે તેની તજવીજ કરતાં જણાયું કે વ્યાજ સાથે બે હજાર મહોર દેવું થતું હતું. ઇન્દુમતી કને આટલી મોટી રકમ આપવા જેવું કશું સાધન તે વખતે નહતું, ને એવી રકમ ઇન્દ્રપુરથી મંગાવતાં લગભગ મહિનો થાય, એટલે ત્યાં સુધી રાહ જોવાની શાહુકારને વિનતિ કરવાનો વિચાર કર્યો. ઉપગુપ્ત તો હજુ તેની પત્નીને કંઇક કહેતો હતો. પુરુષવેષધારી શોભના અને ગંગારામ બહાર બેઠેલા લ્હેણુદાર પાસે પહોંચ્યા, અને કંઇ બોલવાની શરૂઆત કરે એટલામાં તો તેમના કર્ણ ઉપર અતિ અશુભ–દુઃખદાયક સમાચાર અથડાયા.

કર્કશ અવાજ કહાડીને એક માણસ ભેંસાસુર જેવી બૂમ મારતો હતો. તેની પાછળ આઠ દશ સશસ્ત્ર સૈનિકો ચાલતા હતા, ને તેમની પાછળ શહેરમાંના સંખ્યાબંધ માણસો દોડતા હતા. આ માણસના બરાડા પૂરા થતા એટલે પ્રચંડ ભેરી નાદ થતો, અને ક્ષણભર શાન્ત રહ્યા પછી વળી ફરી તે માણસ પૂર્વવત્ જોરથી બૂમો મારતો. આ જાતનો દેખાવ ઉપગુપ્તના ઘર આગળ થઇને પસાર થતો હતો.

આ વરઘોડો ઉપગુપ્ત શેઠની દુકાન આગળ આવ્યો, એટલામાં શાન્તિનો ભંગ થયો અને દૂરથી પેલો કઠોર અવાજ સંભળાયો:

"કલિંગ દેશ મહારાજા અશોકે સર કર્યો છે, અને ચક્રવર્તી મહારાજા અશોકે કલિંગ દેશના યુવરાજ જીતેન્દ્રને પકડવાનો હુકમ કર્યો છે. પરન્તુ જીતેન્દ્ર હરદ્વારથી ન્હાસી ગયો છે, માટે જે કોઇ જીતેન્દ્રનો ચોક્કસ પત્તો મેળવી આપશે કે અમારે સ્વાધીન કરશે તેને દસહજાર સોનામહોર બક્ષીસ આપવામાં આવશે." તરતજ પ્રચંડ ભેરી નાદ થયો.

હવે પુરુષવેષધારી શોભના અને ગંગારામ તે શાહુકાર સાથે સલાહ કરવાની વાત કરવાનું ભૂલી ગયાં. રાણી ઇન્દુમતીને આ સમાચાર કહેવા શોભના ઘરમાં દોડતી આવી, અને આવતાંજ પોતાની માતાના ગળે હાથ વિંટાળી ધ્રૂસકે ને ધ્રૂસકે રોવા લાગી.

"બા-બા !" શોભનાથી વધારે બોલાયું નહિ.

"બાપુ ! બધું મેં સાંભળ્યું છે. એ અમંગલ વાત પુનઃ તારી પાસેથી સાંભળવાની કશી જરૂર નથી." નિશ્વાસ નાખીને ઇન્દુમતી બોલી.

"બા સાહેબ અને પ્રતોદ મહારાજ !" ગંગારામ બોલ્યો: "આપણી કસોટીનો આજ સમય છે, દુઃખના ઘુંટડા ગળે ઉતારીને ભાવિ પ્રસંગોની સામે ટક્કર ઝીલવા આપણે સજ્જ થવું જોઇયે."

"મારા બાપુની શી અવસ્થા થઇ હશે !" શોભના દુઃખથી મોટેથી રોઇ પડી.

"લડાઇમાંથી તેઓ ન્હાસી જાય એ વાત તો ત્રણે કાળમાં બનેજ નહિ. લઢતાં લઢતાં તેમને શત્રુના સૈનિકોએ પકડયા હશે, અથવા તેમનું શું થયું હશે !" આ દુઃખમય વિચારની કલ્પના સરખી કરવા ઇન્દુમતી અત્યારે અશક્ત હતી.

"નહિ, બા નહિ, એવી અમંગલ કલ્પના ન કરીશ." શોભના ડુસકાં લેતાં લેતાં બોલી: "મારા બાપુ ચોક્કસ કોઇ પણ ઠેકાણે કુશળ હશે."

"મારૂં મન પણ મને એમજ ખાત્રી આપે છે." રાણી ઇન્દુમતી દુઃખના આવેશને દાબીને બોલી: "પણ આવું વિપરિત બન્યું શી રીતે? આપણે ઇન્દ્રપુરથી નીકળ્યાં ત્યારે તો આપણા જયની વાતો સંભળાતી હતી, બૌદ્ધ રાજા અશોક સન્ધી કરશે એવી આર્યની ખાત્રી હતી, છતા યુદ્ધનું સ્વરૂપ આમ એકદમ રૂપાન્તર શી રીતે પામ્યું ? મ્હારો જીતેન્દ્ર તો હજી અજ્ઞાન બાલક છે, તેને અશોકનાં આ માણસો જલદીજ શોધી કહાડશે. એનો વિચાર પણ હવે શો કરવો ?"

જીતેન્દ્રનો વિચાર આવતાં રાણી ઇન્દુમતીનું દુઃખ બેવડું થયું. તેનાથી પોતાનો દુઃખાવેગ ખાળી શકાયો નહિ. તે અત્યંત સમજુ હતી, છતાં બાલકની પેઠે આંખમાંથી ડળક ડળક આંસુ નિગાળવા લાગી. ધીરજ આપી શોભનાને શાન્ત કરવાની વાત તો કોરાણેજ રહી. ગંગારામ તો અવાચક જેવો બની આંખે હાથ દઇ ઉભો હતો. પોતે પોતાનાં નામ છૂપાવી પ્રવાસ કરે છે, એની ધારતી પ્રત્યક્ષ મૂર્તિમંત સામે ઉભી હોવાથી પોતાનું દુઃખ મોકળા મનથી નિગાળવાનું પણ તેમને અશક્ય થઇ પડયું હતું. ઉપગુપ્ત શેઠ પોતાનીજ ગોઠવણમાં હતા તે ઠીક થયું, નહિ તો પરોણાનું વાસ્તવ સ્વરૂપ તેમના જાણવામાં તેજ ઘડીએ આવી જાત. ઉપગુપ્ત પાછલી પરસાળમાં પોતાની સ્ત્રીના મનનું સમાધાન કરતા હતા. દુકાનમાં શાહુકાર તેમજ વૉરન્ટ લઇ આવેલા સરકારી અમલદાર બેઠા હતા. વચલા ખંડમાં

રાણી, રાજકન્યા તથા ગંગારામ હતા, આવી પરિસ્થિતિમાં જકડાયલાં હોવાથી તેઓ પોતાના દુઃખના ઉભરા છૂટથી બહાર કાઢી શકતાં ન હતાં.

કેટલાક સમય પછી ગંગારામ પોતાની આંખો લૂછતાં લૂછતાં આગળ આવી રાણીને આશ્વાસન આપી કહેવા લાગ્યો કે, 'બા સાહેબ! વલોપાત કરતાં બેસી રહેવાનું આ સ્થળ કે પ્રસંગ નથી. આપણે વેળાસર હરદ્વાર પહોંચવું જોઇએ; અને સારો વખત આવતાં સુધી ગુપ્તવાસમાં દિવસો કાઢવા જોઇએ. ''

" હવે સારો વખત ક્યાંથી આવવાનો છે ? " રાણી ઇન્દુમતીએ આંસુ લુછી નિરાશાથી કહ્યું: " હવે સારો વખત આવવાની વાતજ ભૂલી જવી જોઇયે. તેમની યુદ્ધમાં શી સ્થિતિ થઇ તે આપણે જાણતાં નથી. ઘણું તો શત્રુના સૈનિકો તેમને અકસ્માત્ પકડીને લઇ ગયા હશે, એથી વધારે આગળ આશાજનક કલ્પના કરાતી નથી. કુમાર જીતેન્દ્રને પણ કેદ કરવાનો શત્રુનો વિચાર જણાય છે તે ઉપરથી પહેલાંજ તેમની કંઇ પણ સારી ખોટી વ્યવસ્થા શત્રુએ કરી નાંખી હોય એમ કેમ ના ધારીએ ? "

" બા ! બધાજ બુદ્ધાનુયાયીઓ આ શેઠ જેવા સાત્વિક અને માયાળુ હત, તો કેવું સારૂં થાત ! " શોભના બોલી.

" બેટા ! એવું હત તો આ યુદ્ધનો પ્રસંગજ શાનો આવત ? બૌદ્ધ ધર્મનો બધે ફેલાવો કરવાની મગધાધિપતિએ હાથે રક્ષા બાંધી પ્રતિજ્ઞા લીધી છે. ધર્માન્ધતામાં ફસાઇને તેના હાથે અદ્યાપિ પર્યન્ત એટલા બધા અનાચાર થયા છે કે તેની કલ્પના માત્ર પણ રૂવાટાં ખડાં કરાવે છે ! "

" માતા ! એવા દુષ્ટ નરપશુના હાથમાં પિતાજી સપડાયા હશે, તો તેમના શા હાલ-હવાલ કરશે ? " અતિ શોકથી વ્યાકુળ થતી શોભના બોલી.

પુનઃ ક્ષણ માત્ર સ્તબ્ધતા છવાઇ. આવેલા સંકટની સામે હવે શી રીતે થવું, રાજાની કેવી અવસ્થા થઇ હશે, યુવરાજ જીતેન્દ્રની શોધમાં બૌદ્ધોનો શો આશય હશે, એવા નાનાવિધના અનેક તર્ક-વિતર્કો એક બીજાને ઉદ્ભવતા હતા. છેવટ રાણી ઇન્દુમતીએ ધૈર્ય ધરીને કહ્યું: " એકલો મ્હારો જીતેન્દ્ર છૂટો રહેશે તો તે આજ નહિ તો બે વર્ષ પછી પણ કલિંગ દેશ પુનઃ હિન્દુધર્મના સુખમય છત્ર નીચે લાવશે, કલિંગ દેશના રાજ્યસિંહાસનપરથી બે ઘડીના બૌદ્ધોના રાજ્યપદને હાંકી મૂકશે, અને હિન્દુધર્મ નામશેષ થવાની આશંકા નષ્ટ કરશે, માટે આપણે હવે બને તેટલા પ્રયત્ને યુવરાજને સુરક્ષિત રાખવાનો ઉદ્યોગ કરવો જોઇયે. "

રાણી ઇન્દુમતીના શબ્દો ગંગારામને બહુ ગમ્યા. તે ગદ્દગદિત્ કંઠે બોલ્યોઃ "રાણી સાહેબ ! યુવરાજ જીતેન્દ્ર એ અચૂક અમારી ભાવિ આશાનો અંકૂર છે, મૃતપ્રાય થવા લાગેલા હિન્દુધર્મને તે અમૃત સરખો છે. અન્ધકારમય થઇ જતા કલિંગ દેશના રાજકુટુંબનો તે કુળદીપક છે, એજ જો શત્રુના પંઝામાં સપડાય તો અમારી આશાઓના ભાવિકાળના રૂચિર વૃક્ષ ઉપર વીજળી પડવા જેવુંજ થાય ! હિન્દુધર્મ નષ્ટ થાય તો 'હાય–હાય' કરતાં પરલોકની વાટ પકડવી એ અત્યંત દુઃખની વાત છે. પણ વારંવાર આંખો આગળ મૂર્તિમંત થાય છે તે બોલ્યા વિના રહેવાતું નથી. સમ્રાટ્ મૃગેન્દ્ર મહારાજ શત્રુના પંઝામાં સપડાયા હોય કે યુદ્ધમાં પડયા હોય, પરંતુ ભાવિ સ્થિતિનો વિચાર કરતાં તે સરખુંજ લાગે છે. બૌદ્ધોનું કેદખાનું યમરાજના કારાગૃહના કરતાં પણ વિકટ છે. સાવિત્રી સરખી પતિવ્રતાએ યમરાજના હાથમાંથી પોતાના સ્વામીને પાછો આણ્યો હતો, પરન્તુ રાણી સાહેબ સાવિત્રી જેટલાંજ, કિંબહુના તેના કરતાં પણ વિશેષ જાજવલ્ય પતિનિષ્ઠા આપના હૃદયમાં વસતી હોય તોપણ આ મૃત્યુલોકના બૌદ્ધ ધર્મરૂપી યમરાજના હાથમાંથી આપના પતિને પાછા આણવાનું કહેશો તો તે વાત અત્યંત અશકય છે, એવું ત્હમને કહેવું પડશે ? રાજા સાહેબ અશોકના રાજ્યકેદી હોય તો કલિંગ દેશનો ઉદયકાળ, હિન્દુધર્મનો પ્રતિપાળ, અને સર્વ લોકનું કલ્યાણ, એ તેમના હાથમાં નથી રહ્યું, એમજ સમજવાનું. આપણો આશાતંતુ હવે ફકત યુવરાજ જીતેન્દ્ર જ છે."

"પણ એને શોધી કયાંથી કાઢવો ? અને આપણા જેવાં અસહાય તેનું રક્ષણ પણ કેમ કરી શકીએ ?" રાણી ઇન્દુમતીએ નિશ્વાસ નાખતાં કહ્યું.

શોભના અત્યાર સુધી વિચારનિમગ્ન હતી. નિરાશા અને દુઃખથી ભગ્ન થયેલું તેનું વદન હવે સમ્પૂર્ણ કલાયુકત ચન્દ્ર જેવું દેખાવા લાગ્યું. તેના નેત્રમાં અદ્વિતીય તેજ ચમકવા લાગ્યું. તેના ભાલ પ્રદેશપરથી ચિન્તાની છાયા અદશ્ય થઇ ને તે સ્થળે શાન્તિ અને નિશ્ચયની છાયા છવાતી જણાઇ. તે એકદમ બોલીઃ

"માતાજી ! આ નગરીમાં જેમ બક્ષીસ આપીને યુવરાજની શોધ કરવાની તજવીજ થાય છે તેજ પ્રમાણે ગામેગામ થતી હશે ને ?"

"શોભના !" રાણી દુઃખથી બોલીઃ "ગામે ગામ ને શહેરે શહેર તો શું પણ જ્યાં મનુષ્યની વસ્તી નથી, જ્યાં પશુ પ્રાણી સરખાં રહેતાં નથી, તેવા નીબીડ વનમાં, ડુંગરાની ગુફા અને ખીણુમાં, જ્યાં કદી સૂર્ય-

કિરણ પ્રવેશી શકે નહિ, તેવી ઉંડી ખીણોમાં પણ અશોકના માણસો જીતેન્દ્રની તપાસ માટે ફરતા હશે. તે બૌદ્ધ લોક યુવરાજની શોધ માટે આખી પૃથ્વી પણ ઉથલ પાથલ કરી નાંખશે !"

"આમ કસી કસીને તપાસ થાય, તો યુવરાજનો પત્તો મળવો અશક્ય નથી."

"એમાં શો શક ? એજ મોટા દુઃખની વાત છે."

"પણ તપાસ કરવાનુંજ બૌદ્ધ લોકો બન્ધ કરે તો ?"

"તે વાત જ અસંભવિત છે."

"શોધ કરવાનું આપોઆપ બન્ધ પડવાની વાટ ન જોતાં તે બન્ધ કરાવવાની જ મગધાધિપતિને ફરજ પાડીએ તો ?" ઉત્સાહપૂર્ણ મુદ્રાથી બોલતાં શોભના તેની માતા સામે જોઇ રહી.

"બેટા ! નિરાશાને લીધે આમ ગાંડી જેવી થઇને ગમે તેમ ન બોલીશ." રાણીએ કહ્યું.

"બા ! હું નિરાશાને લીધે જેમ તેમ નથી બોલતી, મારા ચ્હેરા સામું બરાબર જો. તે કેટલો ઉજ્જવલ અને પ્રસન્ન દેખાય છે ? નિરાશા કે દુઃખનો એક અંશ પણ તે ઉપર તને જણાય છે કે ? હું જે બોલું છું તે પૂર્ણ વિચાર કરીને અને શુદ્ધિમાંજ બોલું છું."

ઇન્દુમતી તેમજ ગંગારામને આવી સ્થિતિમાં પણ શોભનાના આવા બોલથી બહુ આશ્ચર્ય લાગ્યું.

"રાજા અશોકને યુવરાજની શોધ કરાવવાનું બંધ કરવાની ફરજ પાડવાનું તુ કહે છે ને ?"

"હા, એજ."

"જાદુઇ લાકડી ફેરવીને કે તેના પર કોઇ મોહિનીની ચપટી ભભરાવીને તું શોધ બન્ધ કરાવરાવીશ ? જેનાવડે યુવરાજની તપાસ બન્ધ કરાવવાની અશોકને ફરજ પાડી શકાય એવું આપણી કને લશ્કરી સામર્થ્ય ક્યાં છે ?"

શોભના ભણી ઇન્દુમતીએ આશ્ચર્યયુક્ત ભાવે જોઇ કહ્યું: "જાદુઇ લાકડી કે મોહિનીમંત્ર એ કલ્પનાથી ભ્રમિત થયેલ ચિત્તના માનવ માટેના ઉપચાર છે. મગધાધિપતિને કોઇ કાર્ય કરતા અટકાવવાની ફરજ પાડવાનું આજે સમસ્ત ભરતખંડમાં કોઇ પણ એક કે અનેક સૈન્યને સ્વાધીન નથી." આ વખતનું શોભનાનું ગાંભિર્ય જોઇ, રાણી ઇન્દુમતી અને ગંગારામના મનમાં આશાનો નવો અંકૂર ફુટવા લાગ્યો, ને બન્ને એકદમ બોલી ઉઠયાં:

"ત્યારે રાજકન્યા શોભના પોતાના ભાઇની ચાલતી શોધ બન્ધ કરાવવા સારૂ કયો ઉપાય યોજનાર છે?"

"હું મારા શરીરસૌન્દર્યનો ઉપયોગ કરીને અશોકને યુવરાજની શોધ બન્ધ કરાવવાની ફરજ પાડી શકીશ."

આ જવાબ સાંભળતાંજ રાણી ઇન્દુમતીની આશાનો ફુટેલો નવપલ્લવ અંકૂર બળીને ભસ્મ થઇ ગયો. તેનાં નેત્રો સમક્ષ વીજળીનો ચમકારો થયાનો નિમિષ માત્ર તેને ભાસ થઇ એકદમ તે અન્ધકાર અનુભવવા લાગી. મારી પુત્રી આજ આવું અછાજતું શું બોલે છે, એમ તેને લાગ્યું. ક્ષણમાત્ર તેને પોતાના કાનનો અણભરૂંસો ઉત્પન્ન થયો. છેવટ તે શોભના પ્રત્યે બોલી: "શોભના! તું આ શું બોલે છે?"

પોતાના શબ્દની માતાના મન ઉપર કંઇ ઉલટીજ અસર થયેલી જોઇ શોભના ગભરાઇને બોલી: "બા! મારૂં કહેવું એવું છે કે, હું જીતેન્દ્રભાઇના જેવી હુબહુ નથી દેખાતી? તમેજ કહેતાં'તાં કે હું આ પુરુષવેષમાં યુવરાજના જેવીજ દેખાઉં છું."

"એ ખરૂં, પણ તારી યુક્તિ સાથે તેનો શો સમ્બન્ધ?"

શોભના: "મ્હેં કહ્યું ને કે મારા શરીરસૌન્દર્યનો ઉપયોગ કરી યુવરાજને ખોળવાની ચાલતી શોધ અટકાવવી."

"તારૂં કહેવું સમજાતું નથી." ઇન્દુમતીએ જરા ક્રોધથી કહ્યું: "ત્હારો આવો ગૂઢ અને કૂટ પ્રશ્નનો અર્થ શું સમજવો?"

"યુવરાજ જીતેન્દ્રની બીજીજ પ્રતિમા—એવી વ્યક્તિ—અશોકને 'હું યુવરાજ છું' એવું કહીને તેને સ્વાધીન થાય, તો જીતેન્દ્ર મળ્યાની ભ્રમણાથી સહસાજ તે વેષધારી જીતેન્દ્રને કબજે કરી ખરા જીતેન્દ્રની શોધ કરવાનું માંડી વાળે."

"જીતેન્દ્ર જેવો દેખાતો, તેને બરાબર મળતોજ માણસ આપણને ક્યાંથી મળે? અને મળે તોપણ શિરસાટાનું જોખમ તે કેમ વ્હોરી લે?"

"બા! એ સઘળું જોખમ વ્હોરી લેનાર આ તમારી શોભના તૈયાર છે, અને બન્ધુપ્રેમની ખાતર હું પોતેજ—મ્હારા જીતેન્દ્રભાઇ સારૂ, બૌદ્ધોના પ્રચંડ ક્રોધાગ્નિમાં હોમાવા તૈયાર છું."

રાણી તેમજ ગંગારામને હવે સૌ સમજાયું. શોભનાનો ભ્રાતૃસ્નેહ જોઇ તેઓને સાશ્ચર્યાનંદ થયો, અને એક ક્ષણ પહેલાં થયેલી ઇન્દુમતીની કલ્પના તેના મનમાંથી ઉડી ગઇ. પોતાની છાતી ઉપરનો એક ભારે બોજો ઉપાડી લીધા બરાબર તેને લાગ્યું. તે ગળગળી થઇને શોભનાને પોતાના હૃદય

સરશી ચાંપતાં બોલીઃ "બ્હેન, તુ પહેલાં શરીરસૌન્દર્યનો ઉપયોગ કરીને" એવું જે બોલી હતી, તેનો અનર્થ કરીને તારા શિયળ સંબંધી મેં ક્ષણવાર ખોટી કલ્પનાને સ્થાન આપ્યું એ માટે મને હવે મહા ખેદ થાય છે. તારો આવો બન્ધુપ્રેમ જોઇને, તારા જેવી કન્યાનો જન્મ મારે પેટે થવાથી હુ મને પોતાને મહા ધન્ય માનું છું."

"માતુશ્રી ! વધારે વખત વિતાવવા જેવું નથી. જે ક્ષણો જાય છે, તેમાં યુવરાજને પકડાવવાના ભયમાં વધારો થાય છે. આવા અણીને પ્રસંગે બની શકે તેટલી ત્વરાથી રાજા અશોકને સ્વાધીન થઇ જવું એ સારૂં છે."

"એમ કેમ બને ?" રાણી ઇન્દુમતી બોલી.

"કાં વારૂ; હું જીતેન્દ્રભાઇના જેવી સર્વાંશે નથી જણાતી કે શું ?"

"પણ તું સ્ત્રી છે." રાણીએ કહ્યુ.

"અને તમારૂં સંરક્ષણ કરવું એ અમારૂં કર્તવ્ય છે. તમારી જગાએ કદાચ હું જાત, પણ શું કરૂં ? મારૂં રૂપ તમારા જેવું નથી તો !" ગંગારામને પાછો જરાક વાયુ ચડયો.

"રાજકન્યા શોભનાનું સંરક્ષણ કરવાનું તમારૂં મુખ્ય કર્તવ્ય નથી. હિન્દુઓના હિન્દુત્વનું રક્ષણ કરવું. કલિંગ દેશનું રાજ્ય ફરી સંપાદન કરવું, એજ તમારૂં શ્રેષ્ઠ કર્તવ્ય છે. રાજકન્યા શોભના એટલી નિર્બળ નથી. પોતાના શિયળનું સંરક્ષણ કેવી રીતે કરવું તે તેને પૂર્ણપણે માહિત છે. સમયપરત્વે આબરૂનું રક્ષણ કરનાર આ હૃદયસ્થા પાસે છેજ." ઢાલ જેવા દૃઢ હૃદયથી બોલતાં શોભનાએ વિદ્યુત્ પેઠે ચળકતું ખંજર આગળ ધર્યું, અને તે આગળ બોલીઃ "બન્ધુપ્રત્યેના પ્રેમ માટે, પિતાની ગાદી માટે, અને સમસ્ત હિન્દુ પ્રજાના ધર્મના સંરક્ષણ માટે મારા જેવી એકાદ ક્ષુદ્ર બાલાનો જીવ જોખમમાં આવી પડે તોપણ શું ? સંકોચ શા વાસ્તે ? યુવરાજ સુખરૂપ રહેશે તો કલિંગ રાજ્યની તેના હાથે ફરી સ્થાપના થશે, તે હિન્દુ ધર્મના બુડતા જહાજને તારશે, પોતાના વંશની કીર્તિ વધારશે."

"તે સૌ સાચું છે; સર્વ રીતે તું બરાબર મારા જીતેન્દ્રના જેવીજ દેખાય છે, તું જીતેન્દ્ર નથી એવી બૌદ્ધ લોકને કલ્પના પણ આવવાની નથી. તું તારા શિયળનું સંરક્ષણ પણ ઉત્તમ પ્રકારે કરી શકે એવી સમર્થ છે, એની મને ખાત્રી છે. પણ–"

"માજી, એ 'પણુ' શબ્દની ફાંસ વળી કયાં નાખો છો ? માજી ! આમ વચમાં 'પણ' મૂકી આ પવિત્ર ધારણાવાળા દૃઢ નિશ્ચયથી મને પરા-

વૃત્ત કરવાના વિચાર ન કરો, મેં કરેલો નિશ્ચય ત્રણ કાળે પણ ચળશે નહિ."

"પણ બેટા ! તે દુષ્ટ બૌદ્ધો તને વટલાવશે તો ?"

"મનુષ્યની ઇચ્છા છતાં તેને પોતાના ધર્મમાં સામીલ કરવાની સત્તા જગતના કોઇ પણ સંપ્રદાયમાં નથી. માન કે દૈવની અવકૃપાને લીધે કદાચ હું એકલી ધર્મભ્રષ્ટ થઇશ તો સમસ્ત ભરતખંડના ધર્મનો પ્રતિપાલ થશે, એ બીના કાંઇ ન્હાની સુની નથી. ગમે તે કારણો કાઢીને મારા નિશ્ચયાત્મક કાર્યમાં વિલંબ કરો નહિ. આ વેષધારી જીતેન્દ્રને રાજા અશોકને સ્વાધીન કરો, ખરા જીતેન્દ્રનો શોધ તમે કરો, અને બને તો રાજ મેળવ્યા પછી આ શોભનાનો છૂટકો કરવાનો પ્રયત્ન કરજો. હું એક વખત જીતેન્દ્ર તરીકે મગધાધિપતિને સ્વાધીન થઇશ એટલે જરૂર માનો કે સાચા જીતેન્દ્રની શોધ કરવાનું આટલેથીજ પતી જશે."

શોભનાના આ શબ્દોથી સૌને અસર થઇ, અને છેવટે ન છૂટકે કહો કે દુઃખના પ્રચંડ તાપથી તપેલાં રાણીને શોભનાનું કહેવું કબૂલ કરવું પડ્યું. હવે માત્ર એને અશોકનાં માણસોને સ્વાધીન કેવી રીતે કરવી તે બાબત બાકી રહી. આ સંબંધમાં પણ શોભનાએ કહ્યું કે: "એને માટે પણ મ્હેં સારી યોજના ઉતારી છે. ઉપગુપ્ત શેઠ આર્થિક અડચણમાં છે, અને તેમનો લેણદાર તેમને કારાગૃહમાં નંખાવવા તૈયાર થયો છે, તેથી શેઠને કહો, કે મને જીતેન્દ્ર જણાવીને બૌદ્ધ સૈનિકોને સ્વાધીન કરે. આથી તેને સહજે દશ હજાર સુવર્ણમહોરની બક્ષીસ મળશે, તેની હરકત દૂર થશે અને આપણું પણ કામ સધાશે. હવે ઇન્દ્રપુરથી હમણાં તેને મદદ કરી શકાય એવી તો આપણી સ્થિતિ રહીજ નથી."

શોભનાની યોજના ઇન્દુમતીને ગમી, અને તેણે ગંગારામ દ્વારા શેઠને અંદર બોલાવ્યા ને કહ્યું કે પ્રતોદ દેખાય છે તેમ સામાન્ય માણસ નથી; પણ એ કલિંગ દેશનો યુવરાજ છે. આ સાંભળતાંજ આવાં પનોતાં પગલાં રાંકની ઝૂંપડીમાં ઉતર્યાં જાણી ઉપગુપ્ત પોતાને જીવનની ધન્ય ઘડી માનવા લાગ્યો. રાણીએ તેને કહ્યું કે, "આ યુવરાજને બૌદ્ધ સૈનિકોને સ્વાધીન કરાવી બક્ષીસ મેળવો." એમ વિનતિ કરી.

એ સાંભળતાંજ ઉપગુપ્ત શેઠને અતિશય દુઃખાવેગ થયો અને "મને તમે હજી ઓળખ્યો નથી" એમ કહ્યું. રાણીએ અને ગંગારામે તેને ઘણું ઘણું સમજાવ્યું, અને શોભનાએ પણ કહ્યું કે, "હું જાતે સ્વાધીન થનારજ છું તો તમારા નિમિત્તે સ્વાધીન થતાં તમે આર્થિક આફતથી બચશો."

આમ વારંવાર વિજ્ઞાપના કરવામાં આવી, પણ પરગજુ ઉપગુપ્તના મનમાં કશી પણ અસર થઈ નહિ. તેણે પોતાની પત્ની ભણી એક પ્રેમાળ દૃષ્ટિપાત કર્યો, અતિથિઓને વિનય પૂર્વક વન્દન કર્યું, અને મનને કાબુમાં રાખી પોતાના લેણદાર તેમજ અમલદારને સ્વાધીન થયો. તેની પત્ની બકુલા આ દુઃખદ સ્થિતિ અનુભવતી હતી. તે વખતેજ અધિકારીઓ તેને કેદ કરી લઇ ગયા.

પછી તેની પત્ની બકુલાને પણ શોભના વગેરેએ સમજાવવા માંડી. બક્ષીસની આશાથી નહિ, પણ પોતાના પતિ પ્રત્યેના પ્રેમને લીધે શોભનાને જીતેન્દ્ર તરીકે સમજી બૌદ્ધ સૈનિકોને સ્વાધીન કરવા તે તૈયાર થઇ. શોભના પોતાની માને પ્રેમથી ભેટી, માતા અને ગંગારામનો તે સહૃદય ભગિનિએ સુભાશિર્વાદ મેળવ્યો અને એક લોહીના ભાઇને ખાતર પોતાનો પ્રાણ જોખમમાં નાખવા તૈયાર થઇ. થોડીજ વારમાં લજ્જીત અંતઃકરણે બકુલા બૌદ્ધ સૈનિકોને તેડી આવી.

શોભના તૈયાર થઇ રાહ જોતીજ બેઠી હતી. રાણી ઇન્દુમતી બાજુના ખૂણામાં દુઃખથી દબાયલી હોઇ અશ્રુ નિગાળતી હતી અને ગંગારામ ચિન્તાગ્રસ્ત ચ્હેરે નીચું માથું નમાવી બેઠો હતો. યુવરાજ જીતેન્દ્રને પકડવા આવેલા બાદ્ધ સૈનિકો વેષધારી જીતેન્દ્રને જોતાંજ તેના નકલીપણા માટે કશી પણ શંકા ન આણતાં તેનેજ ખરો જીતેન્દ્ર હોય તેમ સમઝયા. તરતજ બકુલાના મ્હોં આગળ જાહેરાત પ્રમાણે દસ હજાર સુવર્ણ મહોરનો ઢગલો થયો. જીતેન્દ્રના સ્વરૂપમાં શોભના બૌદ્ધ સૈનિકોને સ્વાધીન થઇ અને તેઓ તેને લઇ પાટલીપુત્ર ભણી પાછા ફર્યા.

મળેલી મહોરોમાંથી, બકુલાએ બે હજાર મહોર લેણદારને આપી પોતાના પતિનો છૂટકારો કર્યો.

પોતાના પર આવો ઉપકાર કરનારના વિચારમાં ઉપગુપ્ત પડયો. ઘેર આવતાં યુવરાજને ન જોતાં તેના મનમાં ભારે સંશય ઉત્પન્ન થયો. યુવરાજ સંબંધી પડપૂછ કરતાં બકુલાએ બાકી રહેલી આઠ હજાર મહોર તેની સમક્ષ ધરીને સૌ હકીકતથી તેને માહિત કર્યો. ઉપગુપ્તે પોતાના આયુષ્યમાં પ્રથમજ પણ છેલ્લી એક ક્રોધપૂર્ણ દૃષ્ટિ તેની પત્ની પ્રતિ નાખી અને તેટલાજ ક્રોધથી તે મહોરોની થેલીને ઉપગુપ્ત શેઠે લાત મારી.



# પ્રકરણુ ચોથું.

## કલ્યાણુવ્રત.

"શોક ને મોહ સરી પડ્યા,
    લાધ્યાં સ્નેહ ને કલ્યાણુ;
ઝોળી ભરી ભરી લાવીએ,
    અમને ચાખવાની આણુ.
        થાળ પૂરી જગ પાઠવ્યા:
અમે જોગિયોનાં બાળ (૨)
    ગેરુ ધરીને ધરાવશું:
        પી ને પાઇ દઇશું કાળ:
                અમે—

( કવિ ન્હાનાલાલ. )



ઉપગુપ્ત શેઠનો એક જીવનસિદ્ધાન્ત એ હતો કે, ગૃહસ્થાશ્રમ કાંઇ લોકાચારને વળગી રહેવામાંજ નથી સમાતો, ગૃહસ્થાશ્રમ એટલે વ્યવહાર નિભાવવો, એટલુંજ નહિ, ગૃહસ્થાશ્રમ શોભી નીકળે તેટલા સારૂ કે ગમે તેમ કરી આર્થિક સ્થિતિથી ઉજળા બનવામાં આવે તેથી ગૃહસ્થાશ્રમપણું પ્રભુની આશિષ પામી શકે નહિ.

માનવી માટે મુકરર થયલા ચાર આશ્રમ પૈકી બીજા આશ્રમ તરીકે ગૃહસ્થાશ્રમમાં ઉતર્યા પછી ગૃહસ્થને ખાનદાની કુટુમ્બના, કેવળ માન મોભા વાળા, વિલાસી, સ્વચ્છંદી, વિષયી, રાજસિક વૃત્તિમય કે મલીન મનના બનવાનું નથી, પણ તેથી ઉલટું એટલે સાત્વિક સ્વભાવના, સાદાઇગ્રાહક, સદ્‌ગુણી અને સદ્વર્તનશાળી હોઇ સંસારને છાજતો અને શોભતોજ વ્યવહાર ચલાવવાનો હોય છે, કે જે વ્યવહાર અને વર્તન વડે તે આશ્રમમાંથી આશ્રમનાં પ્રેરક તત્વોના ત્રાતા–વિશ્વનિયંતાની ઝાંખી થવા માંડે.

આઠ હજાર મહોરની ઢગલીને લાત મારવાનું કારણુ ઉપગુપ્ત શેઠના આવા સિદ્ધાન્તને અંગેજ હતું. બકુલા બાપડી ભોળી અને ભલા દીલની

હતી. તે માનતી હતી કે સ્વામીનો છૂટકારો કરતાં તે પોતાના પ્રત્યે વધારે વ્હાલથી જોશે અને સ્વાર્થત્યાગી જીતેન્દ્રને ધન્યવાદ દઇ વધેલી આઠ હજાર મહોરનો વિશેષ સદ્વ્યય કરશે, પણ બકુલાએ ઉપગુપ્ત શેઠનું અંતર ઓળખેલું નહિ તેનીજ આ ભ્રમણા હતી.

સંકટમાંથી છૂટતાં ઉપગુપ્ત શેઠ બહુ આનંદથી પોતાની પત્નીને મળશે, અને સ્વાર્થત્યાગ કરવા માટે રાજપુત્ર જીતેન્દ્રનો આભાર માનીને બાકી રહેલી આઠ હજાર મહોરો આનંદથી સ્વીકારશે, એવું રાણી ઇન્દુમતીને તથા ગંગારામને પણ લાગ્યું હતું. પરંતુ તેણે પાછા ઘેર આવ્યા પછી પોતાની પત્ની તરફ પ્રેમપૂર્ણ દૃષ્ટિપાત ન કરતાં ક્રોધપૂર્ણ દૃષ્ટિ કરી, ને બાકીની મહોરોનો સ્વીકાર ન કરતાં તેને લાત મારી તેથી રાણીને તથા ગંગારામને બહુ આશ્ચર્ય થયું; બકુલા તો પોતાના પતિનું એ અનનુભુત વર્તન જોતાં બહુ ગભરાઇ ગઈ. આ મનુષ્યસ્વભાવથી વિપરીત વર્તનનો ઉપગુપ્ત શો ખુલાસો કરે છે, તે સાંભળવા સૌ એકતાન થઇ રહ્યાં.

પાદપ્રહારથી થયલી મહોરની ઢગલીના ખડખડાટની સાથેજ ઉપગુપ્ત શેઠે સ્વાભાવિક થવા જોઇતા ક્રોધથી તપી જઇને સૌને ખખડાવવા માંડયાં. પ્રથમ બકુલા ભણી નજર કરી નિશ્ચયાત્મક અવાજે બોલ્યો:

“બકુલા! ત્હેં આજ બહુ અયોગ્ય વર્તન કર્યું છે. આટલાં વર્ષોના સહવાસથી પણ મ્હારા સ્વભાવને અને પ્રકૃતિને તું ન જાણે એ કેવી નવાઇ! મારા માટે બન્ધાયલો જનસમૂહનો મત જો સાચોજ હોય તો મારા ચારિત્રમય વિમલજીવનમાં ન ભૂંસાનારો કાળો ડાઘ દેવા જેવું આ તે કેવું ઘોર કૃત્ય કર્યું છે! એ ઘોર પાતકનું પ્રાયશ્ચિત હવે સંસારમાં રહીને થાય એમ મને લાગતું નથી. અરે! સંપત્તિ પર મને જો આટલી બધી લોલુપતા હત, તો મેં વડીલોપાર્જિત સંપત્તિનો તું જાણે છે તેમ દાન, ધર્મ ને પરોપકારાર્થે શું કામ વ્યય કર્યો હત? મરતી વખતે વાસવદત્તાએ તેની અઢળક મૂડી મને આપી દેવાનું જણાવ્યું, ત્યારે મેં ચોકખી ના પાડેલી તે વાત તારી અજાણમાં નથી; અને તારી સમક્ષજ યુવરાજે મને ઘણી રીતે ઘણું ઘણું સમજાવ્યો, અસીમ વિનય બતાવ્યો છતાં સાફ નકાર વાસીને હું લેણદારને તાબે થયો હતો તેનો તને લગીરેય ખ્યાલ ના આવ્યો? મારા નિશ્ચયો અને ડહાપણને ત્હારા મનથી ત્હેં કેવાં લેખ્યાં? સંસારમાં ગણાયલા આ તારા સ્વામીનો જીવ બચાવવા પોતાનેજ ઘેર આવેલા એક નિર્દોષ અતિથિના જીવને જોખમમાં ઉતારતાં ત્હેં પવિત્ર આર્ય ગૃહસ્થાશ્રમમાં કેવા પ્રકારનો આતિથ્યસત્કાર કર્યો?

જો આ વિષે થોડો પણ વિચાર કરવા વાસ્તે થોડીજ સ્વાર્થાંધતાથી બચી હત તો આવું નિંદ્ય અને નરકગામી કામ કરવા તું કદિ પણ લલચાતજ નહિ. હા, કેવો મહાન્ અપરાધ !"

"નાથ !" બકુલા નિશ્વાસ નાખતી બોલી: "મેં સંપત્તિની આશાએ આવું કર્યું નથી, પણ આપના ઉપરના પ્રેમને લીધે આ નિંદ્ય કામ મારા હાથે થયું છે."

"જે પ્રેમભાવને લીધે આપણા અતિથિના જીવપર આવવાનું પ્રોત્સાહન મળ્યું એવા પ્રેમને ધિક્કાર હજો." ઉપગુપ્ત બોલ્યો: "કલિંગદેશના રાજ્યવંશ પ્રત્યે મગધદેશના રાજાઓ કેવી રીતે જૂવે છે તેની તને ખબર હતી, ભગવાન ગૌતમ બુદ્ધના મગધાધિપતિ અનુયાયી કહેવાય છે પણ તેમનાં કામો રાક્ષસી છે. "अहिंसापरमोधर्मः" એ અંતિમ સત્યનો પ્રચાર મગધાધિપતિ લાખો મનુષ્યના ભોગેજ કરે છે ! આવી તો તેની આપણાં ધર્મતત્વોપર નિષ્ટા છે ! કપટપ્રબંધમાં તો જગતના સર્વ રાષ્ટ્રોમાં મગધદેશ આગળ વધી ગયો છે; સંપૃષ્ટાચાર્ય સરખો દુષ્ટ ભિક્ષુક એના જેવા નીચ લોકોની સહાયતાથી મગધદેશનું રાજ્ય ચલાવે છે. આવા સમયે યુવરાજ જીતેન્દ્ર એકવાર તેમના હાથમાં આવ્યો એટલે કશીક પણ કુભાન્ડ રચીને એજ દિવસે ન્યાયમંદિરની મદદ લઇને એ કોમળ રાજપુત્રની હત્યા કર્યા સિવાય તે રહેશે નહિ. પણ બકુલા ! આ તને શું સુઝયું ? સાંસારિક વાસના પૂર્ણ કરનાર નશ્વર મોહને પ્રેમ સમઝી પાપ કરતાં તું કેટલાકની અપરાધણ બની ?"

"સ્વામી !" બકુલા બોલી: "મારા ઉપર આપ રૂષ્ટ ના થાવ. મારા હાથથી આ સઘળું અજ્ઞાનને લીધે થયું છે. યુવરાજ આવી ઘોર આપત્તિમાં પડશે તેવી મને જરાયે ખબર ન્હોતી."

"શેઠ !" રાણી ઇન્દુમતી બોલી: "બકુલાનો આમાં કશો દોષ નથી, યુવરાજ જાતે પણ અશોકને તાબે થનાર હતો."

"તમે જ્યારે યુવરાજ સાથે આવા ગુપ્ત વેષથી પ્રવાસ કરો છો ત્યારે તેમનું સંરક્ષણ કરવાની જવાબદારી તમારા માથે છે. મારી આ માન્યતા મને ભૂલભરેલી નથીજ લાગતી." એમ કહીને તેણે રાણી તથા ગંગારામ ભણી જોયું. તે પોતાના પર કંઇ આક્ષેપ નથી લાવતાં જોઇ ઉપગુપ્ત અગાડી બોલ્યો:

"તમારાં હૃદય ખરેખર રક્ત માંસનાં નથી બન્યાં, પણ પત્થર કે લોખંડનાં બનેલાં લાગે છે. યુવરાજ એટલો બધો પ્રૌઢ ઉંમરનો ન હતો; શિશુ વયનો તે અજ્ઞાન બાલક શત્રુને સ્વાધીન થવાનું કહે, તો તેનો પ્રતિકાર ન કરતાં, તેને બે શિખામણના શબ્દો ન કહેતાં, તમે ચૂપચૂપ બેશી રહ્યાં એ કેવડી મોટી ભૂલ કરી કહેવાય?" આ હૃદયવિદારણ ભાષણ સાંભળીને રાણીનું અંતઃકરણ ભરાઇ આવ્યું. આમાં ખરી સ્થિતિ શું છે તેની શેઠને માહિતી ન હોવાથી તે પોતાની નિર્ભત્સના કરે છે, એ જો રાણીને માહિત હત તો શોભનાએ પણ બૌદ્ધોને સ્વાધીન થવામાં પોતાના પર મોટું સંકટ વ્હોરી લીધું છે. હૃદયશૂન્ય બૌદ્ધ લોક તેને સ્ત્રી જાણીને તેના પ્રતિ નરમાશ વાપરશે નહિ, પરન્તુ તે લોકોને ફસાવવા માટે તેની અપ્રતિષ્ટાજ કરશે એમ તેને લાગવા માંડયું. પણ હવે આ બધા વિચાર કરવાની વેળા વહી ગઇ હતી, અને માત્ર પશ્ચાત્તાપ કરવાનો વખત આવ્યો હતો. થઇ ગયેલા કાર્યને લીધે રાણીને અતિ પશ્ચાત્તાપ થવા લાગ્યો. બીજી બાજુએ બકુલા પણ પશ્ચાત્તાપથી દગ્ધ હોઈ રૂદન કરવા લાગી.

વિચાર કરીને ઉપગુપ્ત શેઠ કહેવા લાગ્યા કેઃ "થવા દો; તમારાં એવાં મેલાં અંતઃકરણમાંથી પશ્ચાત્તાપના અગ્નિદ્વારા મેલ નષ્ટ થવા દો; તમારાથી થયેલું પાપ ઘોર છે માટે તેને બાળીને ભસ્મ કરી નાખે એટલો પશ્ચાત્તાપ થવો જોઇએ. બકુલા! આ પરિભ્રમણરૂપ સંસારને લાત મારવાની આ ખરી તક છે. હું લેણદારના તાબામાંથી આજ નહિ તો ચાર મહિને પણ છૂટયો હત, પણ સાંસારિક મોહમાં ગળી ગયેલું તારૂં મન એટલો પણ વિરહ સહેવા તૈયાર ન હતું–એ એટલું બધું અશક્ત હતું? અને જેમ જેમ સંસારનાં બંધન વધતાં જશે તેમ તેમ તે વધારે ને વધારે બલવંતુ બનતું જશે, આથી પાણી પહેલાં પાળ બાંધ, આવા સારા અવસરે સાવધ થા."

બકુલાએ આંસુ લૂછ્યાં અને નખશિખ પર્યંત ઉપગુપ્ત તરફ પ્રેમાળ દૃષ્ટિથી જોયું. તેના મલીન વદન ઉપર નિશ્ચયની ઝાંખી થવા લાગી, તેના દેહમાં કોઇ અદ્દભૂત શક્તિએ પ્રવેશ કર્યો ને આટલા દિવસ સુધી ઉપગુપ્ત શેઠે કરેલા ઉપદેશનું સાફલ્ય થયું. તે એકદમ મધુર અને શાન્ત શબ્દે બોલીઃ

"નાથ! હું હવે સ્વસ્થ છું."

"પૂર્ણ વિચાર કર; તારો આત્મા સ્વસ્થ છે?"

"ઘણા દિવસો વિચાર કરતી આજ હું નિશ્ચયપર આવી છું ને થયેલી આજની લજાવનારી ઘટનાથી મને નવું જ્ઞાન મળ્યું છે તથા સંસાર પરિભ્રમણનાં દુઃખો અને નિર્વાણ પ્રાપ્તિવાળાં શાશ્વત સુખો માટે મારા મનની ખાત્રી થઇ છે. નાથ ! નેત્રમણિ છો, મને માર્ગે દોરો."

"દેહના મોહ અને દિલની વાંચ્છના બધી ગળી ગઈ છે ?"

"હા."

આ શબ્દ સાંભળતાંજ શેઠને અતિ આનંદ થયો, ને તેનાથી "નમો-બુદ્ધાય" એવો શબ્દ સહસા બોલાઇ જવાયો. તે સાનંદાશ્ચર્યથી બકુલા બણ્ણી જોઇ રહ્યો.

"શેઠ !" પ્રતિપળે વધતા જતા વૈરાગ્યથી બકુલા બોલીઃ "આ સંસારનો પાશ મેં તોડી નાખ્યો છે ! કેટલાક કાળ લગણુ તમારો અને મારો પતિપત્નીનો સંબંધ હતો તે આજ આ સંસારત્યાગ સાથે ભૂસાઇ જાય છે, આજ સુધી મને યોગ્ય ઉપદેશ આપીને આ ઉચ્ચ સ્થિતિમા લાવવા બદલ હું તમારી ઉપકૃત છું, ને તે તમારા ઉપકાર બદલ હું હમેશાં ભગવાન બુદ્ધદેવ પાસે તમને શાશ્વત સુખની પ્રાપ્તિ થાય તેમ પ્રાર્થીશ. હવે માત્ર એકજ માગણી છે."

આ વખતે ઉપગુપ્તનાં નેત્રામાંથી અસ્ખલિત આંસુ નિકળતાં હતાં. ગદ્ગદિત કંઠે તે બોલ્યોઃ "બકુલા ! તરૂણ સ્ત્રી ! આજ સુધીનો મારો ઉપદેશ અત્યારે સફળ થયો. તારી સાથેનો મારો વિવાહ મારી શૈશવ અવસ્થામાં મારા પિતાએ કરેલો; બાકી હું અવિવાહિતજ રહ્યો હત, અને આ સંસારનો ત્યાગ કરીને ક્યારનોએ હું મારા અંતિમ સાધ્ય તરફ વળ્યો હત; પણ આજ સુધી કેવળ તારીજ ખાતર મારે આ સંસારમાં રહેવું પડયું. તું મારા આશ્રય નીચે આવી તેથી અજ્ઞાનાવસ્થામાં તને એકલી મૂકી જવું મને ઠીક ન લાગ્યું તેથીજ તને ઉપદેશ આપી આજ સુધીમાં તૈયાર કરી અને એ ઉપદેશની સાર્થકતા આપણે આજ જોઇએ છીએ. ત્હેંજ મને મારા અંતિમ સાધ્યનો-નિર્વાણનો માર્ગ મોકળો કરી આપ્યો-એ ઉપદેશ ગ્રહણ કરવા જેવીજ તારી યોગ્યતા હતી. આજે હું ધન્ય થયો."

"ઉપગુપ્ત શેઠ ! આજથી હું તમારી પત્ની નથી, પણ એક શિષ્યા છું. હવે મ્હારે શું કરવું તેનો ઉપદેશ તમે પોતેજ આપો."

"મારા કરતાં કોઇ વધારે યોગ્ય સાધુ કને ઉપદેશ લે તો વધારે સારૂં.

આપણા ધર્મમાં શ્રેષ્ટ મોગલીપુત્ર તિસ્ય, એ મહાત્મા અતિ લાયક છે, તેની પાસે જા; અને સાધ્વી! તારા જન્મની સફળતા જો. આજ હું ભિક્ષુ થઇ શકતો નથી; કેમકે યુવરાજ જીતેન્દ્રનો છૂટકો જેથી થઇ શકે અને આપણે જાણી બુજીને જે તરૂણ રાજપુત્રને વધસ્થંભ તરફ મોકલ્યો છે, તે છૂટો થાય એવા ઉપાય મ્હારે યોજવા જોઇયે. તું પણ આ પાપનો નિરંતર પશ્ચાત્તાપ કરજે, અને યુવરાજ જીતેન્દ્રની સ્મૃતિ રાખજે."

"રાજા અશોકના હાથમાંથી યુવરાજને સહિસલામત છૂટયાનો સંદેશો સાંભળ્યા સિવાય મારા મનની વ્યથા મટશે નહિ." બકુલા બોલી.

"એટલાજ માટે હું હવે પાટલીપુત્ર તરફ જાઉં છું ને યુવરાજના છૂટકારા માટે બનતું કરૂં છું." આમ કહીને તે ઘર બ્હાર નીકળ્યો. તેની સાથે ઇન્દુમતી તથા ગંગારામે પણ ઘર છોડયું. બકુલા પણ ઉપગુપ્તની સાથેજ નીકળી હતી. બહાર આવ્યા પછી ઉપગુપ્તે પોતાનું ઘર, એમાંનું રાચરચિલું અને આઠ હજાર સોનામહોર દાનધર્મમાં ખર્ચવા પોતાના એક સજ્જન પડોસીને નમ્ર વિનતિ કરી હતી.

"અતિથિ મહારાજ! હવે મને રજા આપો." રાણી તથા ગંગારામ પ્રત્યે ઉપગુપ્ત બોલ્યો. આટલો સમય રાણી તથા ગંગારામે શેઠ સાથે પાટલી-પુત્ર તરફ જઇ જે બને તે જાણવાનું ઠરાવ્યું હતું એથી એમણે "અમે પણ પાટલીપુત્ર આવીએ છીએ" એમ શેઠને કહ્યું અને શોભનાના ઘોડા ઉપર શેઠને બેસવાનું કહ્યું. પ્રસંગ જાણીને શેઠે તે કબૂલ કર્યું.

બકુલા પાસેજ ઉભી હતી, તેણે શેઠના પગ આગળ શિર ઢાળ્યું ને બોલીઃ "ગુરૂ મહારાજ! હું આપને છેવટના વન્દન કરૂં છું. હવેથી આ જન્મેજ તમે મારા સ્વામી એટલે ગુરૂ થયા છો."

"ધર્મની વૃદ્ધિ થાવ," શેઠે ગુરૂને શોભતો સુભાશિર્વાદ આપ્યો, ને પોતાના બે અતિથિયો સાથે પાટલીપુત્ર ભણી પોતે વળ્યા.

બકુલા પણ રસ્તો દોરે ત્યાં દોરાઇ. આવી રીતે અત્યંત આ પ્રેમાળ દંપતીએ સંસારનો ત્યાગ કરી, વિષયોપભોગને લાત મારી, ઘેર ચાલી આવેલી સંપત્તિને તૃણવત માની આત્મોદ્ધાર માટે જૂદો માર્ગ ગ્રહણ કર્યો. આ અદ્વિતીય યુગલનું અદ્વિતીય વર્તન જોઇ ઇન્દુમતી તથા ગંગારામને થયેલું આશ્ચર્ય તેમની જીંદગી સુધી સ્મરણમાં રહેલું.



# પ્રકરણ ૫ મું.

## સતી.

एते सत्पुरुषाः परार्थघटका स्वार्थं परित्यज्य ये
सामान्यस्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये ।
तेऽमी मानुषराक्षसा परहितं स्वार्थाय निघ्नन्ति ये
ये निघ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥*

भर्तृहरि.




ળ વેષધારી પણ ઉપગુપ્તના મનથી સાચો જણાયલો યુવરાજ જીતેન્દ્ર, અશોકના દરબારમાં પહોંચે તે પહેલાંજ ત્યાં હાજર થઇ જવાય એમ ઉપગુપ્ત શેઠ ઇચ્છતા હતા; પણ સાથે ઇન્દુમતી અને ગંગારામ એ જણ હોવાથી શેઠ સારી રીતે રસ્તો વટાવી શકતા ન હતા, અને ઇન્દુમતીની શારીરિક સ્થિતિ અસ્વસ્થ હોવાથી થોડે થોડે અંતરે તેમને મુકામ કરવો પડતો.

લગભગ આઠેક ઠેકાણે મુકામ કર્યા પછી એક ન્હાના ગામની ભાગોળે એઠાઘાટની ધર્મશાળા આગળ તેમને પાછો મુકામ કરવો પડયો. ત્યાં બેસીને શેઠે ઘટિકાદર્શક યંત્રમાં જોયું તો અશોકનાં માણસોને મથુરાંથી પાટલીપુત્ર ગયે આજ ચાર દહાડા થયલા જણાયા.

ગામથી દૂર અલાયદી જગામાં ધર્મશાળા હોવાથી ત્યાં શાન્તિ સારી હતી. પાસે એક નિર્મળ પાણીથી વહેતો ઝરો હતો અને આંબાવાડિયાની ગુફા હતી. હવા સ્વચ્છ અને હળવી હતી, અને સ્થાન ભયંકર નહિ પણ રમણીય લાગતું. આથી ત્રણે જણે અહીંજ વિસામો લેવાનું નક્કી કરી, સાથે જે કંઇ લુગડાંલત્તાં હતાં, તે ધર્મશાળામાં મૂક્યાં અને આરામ લેતાં બધાં બેઠાં.

---

* ભાવાર્થ:—" છોડી સ્વાર્થ પરાર્થતત્પર રહે તે સજ્જનો છે, તથા
સાધી સ્વાર્થ કરે પરાર્થ જન તે સામાન્ય છે સર્વથા;
તે નક્કી નર દૈત્ય આત્મ અરથે જે અન્યને જે નડે,
તે નિઃસ્વાર્થ પરાર્થ નાશ કરતા એ કોણ તે ના જડે. "

તૃષા, નિદ્રા, તાપ અને ક્ષુધાથી ત્રણે જણ બહુ શિથિલ બની ગયાં હતાં, તેથી ગંગારામ અને ઇન્દુમતીને અહીં બેસાડી, ગામમાંથી શીધાનો સરસામાન લેવા વાસ્તે શેઠ એમની કનેથી છુટા પડયા. શેઠના ગયા પછી ગંગારામ તથા ઇન્દુમતી આંબાવાડિયાની ઘટાવાળી ગુફા આગળ શીતળ અને સુગન્ધમય પવન લઈ શ્રમિત શરીરને આરોગ્ય બનાવવા આવી બેઠાં.

આંબાવાડિયા આગળ બેઠે થોડીજ વાર થઇ, એટલામાં દાસદાસી મળીને ત્રીસેક માણુસ સાથે એક સ્ત્રીએ એજ ધર્મશાળામાં મૂકામ કર્યો; અને પોતાની પહેલાં કોણ મુસાફર આવેલા છે તેની તપાસ જોગી વાતો પણ ચર્ચવા માંડી.

દાસીએ વાળીને સ્વચ્છ કરેલી ભૂમિપર પાથરેલા ગાલીચા પર બેસતાં તરુણ સ્ત્રીએ દાસીને સંબોધીને આજ્ઞા કરી કેઃ—

“ કુરંગી ! અહીં પડેલા સરસામાનપરથી કોઇ ભિખારૂ ઉતરેલાં જણાય છે, તે આટલામાંજ કંઇ બેઠાં હશે, તપાસ કરજો. પેલા આંબાવાડિયામાં ભરાયલાં જણાય છે. જઇને તેમને કહે કે આજે અમારી સ્વારી અહીં ઉતરેલી હોવાથી તમે તમારો મૂકામ અંહીથી ઉઠાવી લઇ ગામમાં કોઇ બીજે ઠેકાણે જાવ.”

આજ્ઞાને અવલમ્બી દાસી આંબાવાડિયા આગળ ગઇ, અને શેઠાણીનો હુકમ જેને સંભળાવવાનો હતો, તે બાઇ ( ઇન્દુમતી ) ને જોતાંજ પ્રથમ તો તે ઝંખવાણી પડી ગઇ. ઇન્દુમતીને એણે ઓળખી તેથી જરા શરમાઇ ગઈ અને “ શું કરવું—પાછાં જવું ? ” એવા તરંગરંગમાં રંગાતી સ્વલ્પકાળ તો ત્યાંની ત્યાંજ અવાક્-પૂતળા પેઠ ઉભી રહી; અને રાણી ઈન્દુમતીના અંગ ઉપર હજુ સૌભાગ્યઅલંકાર નિહાળી વળી વધારે આભી બનવા લાગી.

સહેજ સૃષ્ટિસૌન્દર્યની લીલામાં પરોવાયલાં બન્ને જણની દૃષ્ટિ ફરતી ફરતી કુરંગી ભણી વળી અને એકજ વખતે બન્નેએ એને દીઠી. દેખતાંજ બન્નેને હર્ષ થયો. હર્ષ થવાનો હેતુ હતો, અને તે હેતુ એટલોજ કે “ પોતાને મેળવવાની સઘળી બાતમી કુરંગીદ્વારા મેળવાશે ” એમ તેઓ ધારતા. પણ બોલ્યા ચાલ્યા વિના કોઇ ઉંડા વિચારમાં પડીને કુરંગી ઉભીજ રહી, તે ઇન્દુમતીથી વેઠાયું નહિ અને ધીરજ છોડી તેણે તેને કહ્યુંઃ

“ કુરંગી ! તુ અંહી ક્યાંથી ? કોની કને ને ક્યાં જવા નીકળી છે ? ત્યાં સૌ કુશળ તો છે કની ? ”

કશું પણ બોલવું એ કુરંગીના મનને અત્યારે મહા મુશીબતભર્યું લાગતું હતું છતાં સમયની સંકડામણમાં ભરાઈ, તો તેને માન આપવામાંજ મઝા માની કંઇક જવાબ આપવા તે લલચાઇ, છતાં મહારાજા મૃગેન્દ્રના મૃત્યુસમાચાર ઇન્દુમતીને માલમ નથી તે તેના અંગપરના સૌભાગ્યચિહ્ન-પરથી અને તેણે પૂછેલા પ્રશ્નપરથી કુરંગીએ જાણી લીધું હતું અને એવા દુ:ખદ સમાચાર કહેવાનું ત્હેને અજુક્તું લાગ્યું. ત્યારે ઈન્દુમતીના એક પ્રશ્નનો ઉત્તર ઉડાવી દઈ બીજાનો જવાબ તેણે આપ્યો કે:

" હું પાટલીપુત્ર જવા નીકળી છું, ને સાથે રાણી કળાવતી છે."

" એ કળાવતી કોણ ?" ગંગારામ અને ઇન્દુમતીએ આશ્ચર્ય પામતાં પૂછ્યું.

" એ આપણા કલિંગદેશનાં હાલનાં રાણી."

" કોણ કળાવતી ! તે રાણી !!"

" હા; પણ એમાં એવડું નવાઈ પામવા જેવું શું છે ?" કુરંગીએ ઠોરપણે કહ્યું.

" અરે ! આ તું કોની સામે વાત કરે છે, છોકરી ? ઓળખાણ પડે છે ! કે ઓળખનારૂં મન ને નયન ફરી ગયાં છે ?" ગંગારામ ઘૂરકયો.

" મન અને નયન નવાં આવેલાંજ માનો; ગંગારામ ! તમને અને તમારાં બાને હું નથી ભૂલી, પણ કાળે ભૂલાવવા માંડયાં છે, તેમાં મારો શો દોષ ? અમે દાસી કંઇ તમારાં નહતાં—અને હજુયે નથી; દાસપણું રાજ અને પાદૂતું છે ને તે કયાં જઇએ છીએ. એમાં આવડા ઘૂરકો છો શાના ?"

" કેવી નાદાન છોકરી ? "

ઇન્દુમતી તો નીચું જોઇ અફસોસ અને ઉંડા વિચારમાં ગરકજ બની હતી. કાને આછો પાતળો દાસીનો શબ્દારવ અથડાઇ, તેના વિચારમાં વૃદ્ધિ અને ખળભળાટ મચાવતો હતો. એટલે 'નાદાન છોકરી' વાળું વાક્ય પણ ગંગારામ બોલેલો, અને તેના પ્રત્યાઘાતરૂપે કુરંગીએ પડઘો પાડયો કે:—

"નાદાન છો રહી; અમલોક સૌનાં વ્હાલાં નજ હોઇએ. કેમકે અમે ચિઠ્ઠીનાં ચાકર હોઇ જુજવી જાતના સમાચારો અમારે સંભળાવવાના હોય છે. લ્યો સાંભળો;—કલિંગદેશનાં હાલનાં મહારાણીબાશ્રી કળાવતી તમને હુકમ કરે છે કે, આ ધર્મશાળામાં અમારી સ્વારી રહેવાની છે, વાસ્તે તમારે તમારાં ચિંથરાં ઉપાડી તાબડતોબ અહીંથી ગામમાં કે ગમે ત્યાં ચાલ્યા જવું."

" તારૂં અને તારી રાણીનું કેવું આ હલકટપણું ! " રાણીએ સંતાપ કરતાં કહ્યું: " જા, ને તારી રાણીને જઇને કહે, કે અમે આ ધર્મશાળા છોડીશું નહિ, જરૂર હોય તો તમેજ બીજો રસ્તો લ્યો. " એમ કહીને કળાવતી રાણી કોણ, તેનો વિચાર કરવા લાગી. એટલામાં તો કળાવતી પોતેજ તેની સમક્ષ આવીને ઉભી રહી.

" કોણ—કળાવતી ? " રાણીએ તેના સામે જોઈ પ્રશ્ન કર્યો.

" હા, એજ આપના ચરણની દાસી. " કંઇક ગરીબાઇ જણાવતી કળાવતી બોલી.

" અને તું રાણી થઇ ? " ઇન્દુમતીએ પૂછ્યું.

" હા; મને બધા લોકો રાણી કહે છે. "

" ત શી રીતે ? "

" તેઓ કલિંગદેશના સિંહાસન પર છે તેથી. "

" એટલે શું ? આજ કલિંગદેશનું સિંહાસન પ્રધાન વિશાખાનંદને સોંપાયું છે ? "

કળાવતીએ મૌનપણે હકાર બતાવ્યો.

" પ્રધાનજીને તે કેમ મળ્યું ? તે સિંહાસન ઉપરથી તેનો સાચો ઝળહળતો હીરો ક્યાં ગયો ? "

" મ્હોડે કહેતાં અતિ સંકોચ થાય છે દેવી ! તમારા પ્રધાનજીએ તમારી સાથે દગલબાજી કરી, તમારાથી વિશ્વાસઘાત કર્યો અને બાંધવોની સહાયતાથી રાજસિંહાસન પોતાને અધિન કર્યું. " કળાવતીએ ઇન્દુમતીના પ્રશ્નનો અર્ધ ઉત્તર વાળ્યો.

" શું ? પ્રધાન વિશાખાનંદ ને વિશ્વાસઘાત ? આ વાત ઉપર કાનને ભરૂસો પડતો નથી. " ઇન્દુમતીએ કહ્યું.

" એ ન બનવા જોગ છે, પણ વાત સાચી છે. ધર્મના બન્ધનથી પત્નીત્વનો સંબંધ તોડી શકાતો નથી, નહિ તો આ કળાવતી ખચીત, કળાવતી રહી હત અને દેવીપણાનું માન ભોગવવાની અભિરૂચિ તેણે કદિ કરી ન હત."

" તેમ હશે. " ઇન્દુમતીએ શાન્તમુદ્રાથી કહ્યું: " પણ હમણાં તેઓશ્રી ક્યાં છે તે હજુ મને તેં જણાવ્યું નથી. "

કળાવતી સ્તબ્ધ રહી; એટલે વધારે ઉત્કંઠિત થઇને રાણીએ પુનઃ પૂછ્યું: " કળાવતી ! બોલ ! જલદીજ બોલ. તેઓ સુખરૂપ છે ને ? "

કળાવતી મૌનજ રહી. રાણીએ વધારે અધીરી બનીને પૂછ્યું: " કળાવતી ! આમ અવાક્ કાં ઉભી રહી છે ? કહેને, તેઓ સહિસલામત છે ને ?"

કળાવતીએ મુખમાંથી એક પણ અક્ષર બહાર નીકળવા દીધો નહિ.

" કળાવતી !" કળાવતી બોલતી ન હોવાથી ગભરાઇને ઇન્દુમતી બોલી: " આમ મુંગી ન રહે, જે હોય તે સમાચાર જલદી કહે." કપટપ્રબંધમાં રમતા કળાવતીના હોઠ હવે હાલવા લાગ્યા, અને કૃત્રિમ દુઃખનો દીર્ઘ નિશ્વાસ નાંખતાં તે બોલી: " દેવી ! તે દુઃખકર સમાચાર સંભળાવવાનું આખરે મારેજ શિર આવ્યું ! " આમ કહી કળાવતી પુનઃ અવાક્ ઉભી રહી.

" માઠા સમાચાર શા ? કળાવતી ! ખરેખરૂં કહે. "

" આપનો સૌભાગ્યરવિ અસ્ત થયો. આપના સૌભાગ્યપર પ્રહાર પડયો." આમ કહીને કળાવતીએ આંખો બંધ કરી દીધી. પોતાને કશું પણ દુઃખ થતું નથી તે છુપાવવા માટે નહિ, પણ ઉલટો પોતાને અતિશય આનંદ થાય છે તે જોવા માટેજ તેણે આમ કર્યું હતું. કળાવતીના મુખમાંથી ઉપરોક્ત શબ્દો નીકળતાની સાથેજ કેટલોક સમય સુધી દાબી રાખેલું દુઃખ હવે રાણીના મુખમાર્ગે ઉભરાયું. ગંગારામ પણ ધ્રૂસકે ને ધ્રસકે રોવા લાગ્યો. રાણી ઇન્દુમતીએ અતિ કલ્પાંત કરવા માંડી. દરમિયાન કળાવતી પોતાનાં માણસો પાસે જઇ આવી. રાણી ઇન્દુમતી શોકવ્યાકુલ થઇને પડી હતી ત્યાં બાજુમાંજ કળાવતીના નોકર અને દાસીઓએ એક ચિતા રચી.

કળાવતી પાસેથી આવા માઠા સમાચાર સાંભળી દુઃખથી અતિ વ્યાકુળ થયેલ રાણી ઇન્દુમતીએ પાછું ફરીથી કળાવતીને પૂછ્યું કે:—" તેઓશ્રીનો કાળ શાથી થયો ?"

" બૌદ્ધભિક્ષુઓએ ઇન્દ્રપુરને સર કર્યું, તે વખતે પોતાના શયનગૃહમાં મહારાજા સાહેબ સુતા હતા."

" તેમનું પ્રેત શી રીતે મળ્યું ? વારુ, અગ્નિદાહ તો દેવાયો છે ને ?"

" પ્રેત તો રાજસંબંધીઓમાંથીજ મળ્યું. શયનગૃહમાં—"

" એટલે શું ? સંબંધીઓમાંથી પ્રેત !" ઇન્દુમતી વચમાં બોલી.

" હા, મહારાજા સાહેબનું ખૂન થયેલું ને તેમનું શબ ત્યાંથી મળી આવેલું."

" હેં ! ! ખૂન ? એક વીરની માફક તેમનું મરણ નથી થયું ? અરે !

હું અભાગણી આ શું સાંભળું છું ? કળાવતી ! કયા દુષ્ટે તેમનું ખૂન કર્યું ? કહે—વ્હેલી વ્હેલી કહે–હાય ! ચોમેરથી દુઃખ—દુઃખ ! ”

“ ખૂન કરનારનું નામ કહું, પણ બાસાહેબને વિશ્વાસ નહિ બેસે ! ”

“ કળાવતી ! બોલ; મને તારા બોલવા પર વિશ્વાસ છે; હવે વિશ્વાસ આણવામાં શું બાકી છે ? પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉદય થવાનું કહીશ તો તે પણ વિશ્વાસથી હવે હું માનીશજ. બાપુ ! પ્રધાનજીએ રાજગાદીની લાલચે દુઃસહ વિશ્વાસઘાત કર્યો, હવે તેથી એવી બીજી કઇ બાબત છે કે જેનાપર હું વિશ્વાસ ના રાખું ? ”

“ પ્રધાનજીનો વિશ્વાસઘાત, ખૂનીનું નામ સાંભળતાં ખરેખર, તમને બહુ નહિ આવે. રાજા મૃગેન્દ્રનું ખૂન સ્વામી ચિદાનંદે કર્યું છે ! ”

“ પત્યું ! ! હા...ય ! ભયંકર અને અઘોર કાળાં કુડકપટ ભરી આવી વાતો મૃત્યુલોકનાં માનવી કરે છે એનો મને આજે જ અનુભવ થયો ! ! પ્રામાણિક સજ્જનોને હવે ઇહલોકમાં રહેવું લાજમ નથી. પોતાનાં પવિત્રાચરણ માટે તેમણે આ જગતનો ત્યાગ કરવો જોઇએ, નહિ તો આવા ખૂન કરનારા ખૂનીઓ અને વિશ્વાસઘાતક અધમાત્માઓની વિષજવાલા તેમને સ્પર્શશે અને મહા પ્રલયકાળ વર્તાઇ જશે. ”

કળાવતીને હવે ધીરજ વળવા લાગી. પોતાના સ્વામીના મરણના માઠા સમાચાર સાંભળી ઇન્દુમતી પોતેજ સ્વામી સાથે સહગમન કરવાની વાત કાઢશે એમ જાણી અગાઉથીજ કળાવતીએ પોતાનાં માણસો પાસે એક ચિતા તૈયાર કરાવી દીધી હતી, પણ હજુ સુધી ઇન્દુમતીએ તે સંબંધી કશી વાત કાઢેલી ન હોવાથી કળાવતીના મનમાં અધીરાઈ આવવા લાગી, અને તેથી તેણે ઠાવકું મ્હોં રાખીને કહ્યુઃ “ દેવી ! હવે નકામો વલોપાત કરવામાં આ અમૂલ્ય વખત એળે ગુમાવો નહિ; મૃગેન્દ્રમહારાજ આપની સ્વર્ગમાં વાટ જોઇ રહ્યા છે ! ”

દુઃખના ભારથી દબાયેલી ઈન્દુમતીને આ રાક્ષસી રૂઢિનું અત્યાર સુધી વિસ્મરણ થયું હતું, તે કળાવતીની સૂચનાથી સ્મૃતિ તાજી થઇ. કળાવતીની આવી અમંગળ વાણીથી આવેશભરી દ્રષ્ટિએ ગંગારામ તેના સામું જોઇ રહ્યો; અને ક્ષણવાર પછી તેમનાથી બોલ્યા વિના ન રહેવાયું. તે બોલ્યોઃ “ કળાવતી ! આમ કઠોર હૃદય કાં કરો છો ? આવું બોલવું તમને નથી છાજતું. ”

ભોળી રાણીના મનમાં કળાવતીનો પ્રપંચ વસ્યો નહોતો, તેથી ભોળાભાવે ગંગારામને તે કહેવા લાગીઃ "ગંગારામ! કળાવતીએ કઠોર કાળજું કરવામાં મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. તમે એને કશું કહો ના. હું શોકના ભારથી દબાયેલી હોવાથી મારા કર્તવ્યથી વિમુખ થતી હતી, તેમાંથી એણે ચીવટ આપીને મને બચાવી છે. એ બદલ કળાવતી! હું તમારી ઋણિ છું. ગંગારામ! ચિતા તૈયાર કરવાની તજવીજ કરો."

ગંગારામને કળાવતીપર મહા માઠું લાગ્યું હતું; પણ અત્યારે તે નિરૂપાય હતો, એક ગરીબ ગાય જેવો હતો. રાણી ઇન્દુમતીને સતી ન થવા દેવાની તેની ઇચ્છા હતી; પણ રાક્ષસી રૂઢિના જડ મત આગળ સર્વ ઇચ્છાઓનો ભોગ આપ્યા સિવાય બીજો છુટકો નહોતો. સતી થવાનો રિવાજ એટલો તો લોકમાન્ય તેમજ અન્ધશ્રદ્ધામય હતો કે, "સતી થનારને પોતાનાથી સૌ કોઇ બનતી મદદ ન કરે તે મહાપાપમાં પડે છે; સતી થનારની પ્રતિષ્ઠાની આડે આવનાર નીવડે છે" એમ મનાતું. કોઇ અવિચારી સતી થવા જાય તો તેને બનતી મદદ કરવી, એટલુંજ નહિ પણ કોઇ સતી થતી ન હોય તો તેને થવાનું પ્રોત્સાહન આપવું, અને એમાંજ ધર્મનો મોટો હિસ્સો અદા કર્યો એમ સમજવામાં આવતું. આ પ્રસંગ એવો પણ નહોતો કે પોતે રાણી ઇન્દુમતીને કોઈ બીજી રીતે સમજાવે, અને ઇન્દુમતીનું દુઃખશોક અને સંતાપથી આળું કહો કે બુઠ્ઠું બનેલું હૃદય ગંગારામના વિચારોને આદર દે. કેવળ અનિચ્છાએ આ સૌ સંજોગોને આધિન થઇ, રાણી માતાની આજ્ઞાને માન આપી પોતે તૈયાર કરેલી ચિતા પ્રદિપ્ત કરવા ગયો. કાળમુખશી ચિતા ભડભડ સળગવા લાગી, ને તેની જ્વાલા ગગન ભણી ઉંચે ઉડવા લાગી. જાણે સતી–શુદ્ધસતીને ગગનનો પડદો વિંધી પરમાત્માના અંકમાં મૂકવા મન્થન ચલાવી રહી હોય!

પતિવ્રતા રાણી ઇન્દુમતી ભડભડ બળતી ચિતાના મોખરે આવી ઉભી રહી. ખરેખર, એક રીતે તેનું હૃદય, તેનું ચિત્ત ચિન્તાની ચિતામાંથી બળીને ક્યારનું શુષ્ક કાષ્ટ જેવું થવા માંડયું હતુંજ. પવિત્ર આર્યા ચિતા પાસે આવી બે હાથ જોડી, સજળ નયને અને દ્રવતા હૃદયે ઉંચી દૃષ્ટિ કરી જાણે પ્રભુની ઝાંખી પામવા જીજ્ઞાસુ બની હોય તેમ જોઇ રહી. ક્ષણમાં સંસારસંબંધ તેની સમક્ષ મૂર્તિમંત થતાં, સ્વામી સ્વર્ગે ગયા, જીતેન્દ્રનું શું થશે, મારા અવસાન પછી તેની અને શોભના વગેરેની બરદાસ કોણ રાખે એવું છે? એ કુમળાં છોરૂને હવે કોની આથ? તેમના દુઃખનો દિલાસો

કોણુ છે ? સુભાગ્યવશાત્ હાથથી ગયેલો કલિંગદેશ ફરી પ્રાપ્ત થાય તો તે વખતે રાજ્યારૂઢ થયેલા જીતેન્દ્રના શિરપર માયાળુ અને સ્નેહાળ અંતઃકરણે પવિત્ર હાથ ફેરવનાર કોઇ છે ? શોભનાને તેના ખરા સ્વરૂપમાં કળી જતાં તે બાપડીના શા હાલહવાલ થશે ? આ અને આવા પ્રકારના તર્કવિતર્કોથી ઇન્દુમતીનું હૃદય ભરાઇ આવ્યું. સઘળો ભૂતકાળ યાદ આવ્યો, અને દુમો સમાવવા માટે એના બધા પ્રયત્નો વ્યર્થ થવા લાગ્યા. છેવટે ઉપગુપ્ત શેઠ અને બકુલાનું તાજું ઉદાહરણુ તેને યાદ આવ્યું. જગતમાં બકુલા પ્રમાણે આત્મવ્રત લેવું એજ ઉત્તમ છે. પણુ જગતની રૂઢીને માન ન આપીએ તો મહાન્ પાતક લાગે અને સ્વર્ગસ્થ સ્વામિના અપરાધી થવાય: આ ભ્રમે તેનું હૃદય પોતાના તરફ ખેંચી રાખ્યું હતું. પતિવ્રતા ઇન્દુમતીના સતી થવાના નિશ્ચયથી એકલો પડનાર ગંગારામ મનમાં અતિ મુંઝાવા લાગ્યો, ત્યારે બીજી બાજૂ કળાવતી, હવે થોડી પળમાંજ ઇન્દ્રપુરની દેવી ઇન્દુમતી બળતી ચિતામાં આહુતિ રૂપે હોમાઇ ભસ્મ રૂપ થઇ જશે એવા અધમ વિચારથી મનમાં મોદ પામતી હતી. સૌભાગ્યવંતીને શોભે તેટલા અલંકારો ઇન્દુમતીના અંગપર હતા તે દાસી જાણીને તેણે કળાવતીને આપ્યા. અને હવે પોતાની પ્રખર જ્વાળાથી આમંત્રી રહેલી ચિતાની સાન્નિધ્ય રૂધિર અને માંસવિહોણી શરીરના ખાલી ખોખાવાળી—કહો કે ઇન્દુમતી અથવા તેનો આત્મા તેમાં આહુતિરૂપ થવા તૈયાર થઇ ઉભો હતો. એટલામાંજ ગામમાં સીધું લેવા ગયેલા ઉપગુપ્ત શેઠ ત્યાં આવી પહોંચ્યા. આ ભયંકર દેખાવ જોઇ તે મનમાં અતિ સખેદાશ્ચર્ય પામ્યા અને " આ બધું શું છે " એવો ગંગારામને પ્રશ્ન કર્યો. ઇન્દુમતીને સતી થવાના સમાચાર ગંગારામે મ્લાન મુખે ન છુટકે નિવેદન કર્યા. આ સમાચાર સાંભળતાંજ સીધાને ફેંકી દઇ મોટી ફાળ ભરી ઉપગુપ્ત શેઠ ચીતામાં પડવા તૈયાર થયેલી ઇન્દુમતીની નજીક આવી પહોંચ્યા, અને તેને આવું અઘોર કૃત્ય કરવાની પોતાની અનિચ્છા બતાવતાં તે પગે પડયો. આત્મહત્યામાં મહા પાપ છે વગેરે શબ્દોથી વિનવવા લાગ્યો. આ કોઇ અણધારી ઉપાધિ સમજી ઊંટની ડોક સરખી ઉંચી ડોક રાખી ઉભી રહેલી કળાવતી એકદમ ધુરકીને બોલી: " આ કોણુ મૂર્ખ છે? સતીના પવિત્ર કાર્યમાં આડે આવનાર કોણુ છે એ? એને એકદમ દૂર કરો. દેવીના ધાર્મિક કામમાં કંટકરૂપ નીવડનારને અહિંથી આઘો કરો. "

" આગ લાગો તારા ધાર્મિક કામમાં. " ઉપગુપ્ત શેઠે તેને કહ્યું: "સ્વતઃ પોતાના જીવની હત્યા કરવી એ કોણે કહ્યું કે તે ધર્મકૃત્ય છે? આત્મહત્યા જેવું બીજું મહા પાપ કયું છે? આત્મહત્યા કરવામાં પુણ્યકર્મ સમાયલું છે

એવું જે ધર્મગ્રંથમાં લખેલું હોય તે વસ્તુતઃ ધર્મગ્રંથજ નથી. દેવી! પવિત્ર આર્યા! હું તમને કદી પણ સતી નહિ થવા દઉં."

"બેવકુફ, તારા પ્રતિબંધો નિરર્થક છે." એમ કહીને કળાવતીએ પોતાના સેવકો તથા દાસી વગેરે દ્વારા ઉપગુપ્તને ત્યાંથી દૂર કાઢવાની આજ્ઞા કરી.

"કલાવતી ! શેઠપર ક્રોધ કરવાનું કશુંજ કારણ નથી." ઇન્દુમતી બોલી: "એમની સઘળી વાતો મહત્ત્વની હોય છે, અને તે એક લાયક પુરુષ છે." ઇન્દુમતીના આ શબ્દોએ કળાવતી અને તેના માણસોને કંઇ જુદીજ અસર કરી.

"ઉપગુપ્ત શેઠ," ઇન્દુમતી શાન્તપણે બોલી: "મ્હારા પગ આગળથી તમારૂં માથું લઇ લ્યો; આ વખતે આમ ગળગળા થવું ઘટતું નથી; તમારો દયાળુ સ્વભાવ અને ઉત્તમ બોધ તમારા જેવા પવિત્ર આત્માને માટે અતિ પ્રશંસનીય છે, પણ જગતની રૂઢી પ્રમાણે મારે ચાલવુંજ જોઇએ, અને કહેવાય છે તેમ પતિ પાછળ સતી થવું એ પતિવ્રતા સ્ત્રીનો પરમધર્મ છે."

"પણ મહારાજા મૃગેન્દ્ર આજેજ ક્યાં સ્વર્ગસ્થ થયા છે કે જેથી સહગમનની વાત લાવ્યાં છો? એમને સ્વર્ગસ્થ થયાંને આજે પંદર દિવસ થઇ ગયા, એમના શબની રાખ માટીમાં મળી ગઇ અને હવે આપ અત્યારે ચીતાપર ચઢો છો એ કેવું કહેવાય?" ગંગારામે દઢતા આણીને કહ્યું.

"એ કેવું કહેવાય?" ગંગારામ સામે ક્રોધભરી દૃષ્ટિથી જોતાં કળાવતી બોલી: "એનો અર્થ એજ કે તું હિન્દુધર્મનો કટ્ટો પક્ષપાતી છું, અથવા એ ધર્મથી બીનમાહેતગાર છું અને તેથીજ ત્હારી બુદ્ધિ બ્હેર મારી ગઇ છે."

તે દેવી તરફ ફરીને બોલી: "દેવી! આ લોકો તમારા પુણ્યકર્મની આડે આવે છે, તમે તેમના પરથી દુર્લક્ષ કરો. સ્વર્ગમાં મહારાજા મૃગેન્દ્રનો આત્મા આપની રાહ જોઇ રહ્યો છે તેથી અહિં વધારે રોકાવું લાજમ નહિ. દેવી! આ મૃત્યુલોકના ક્ષણભંગુર સુખપર લાત મારી પવિત્ર અગ્નિથી પૂર્ણ ચીતામાં પ્રવેશી તે દ્વારા સ્વર્ગનું શાશ્વત સુખ ભોગવવા ભાગ્યશાળી થાઓ."

"અધર્માચરણી!" ઉપગુપ્તશેઠ–કળાવતી કોણ છે તેનાથી અજ્ઞાત–તેના પ્રતિ તિરસ્કારની દૃષ્ટિથી બોલ્યા: "ધર્મનાં વિશુદ્ધ તત્વોથી અજ્ઞાત અછોતરી છોકરી ધર્મની મોટી મોટી વાતો તું મને શું સમજાવે છે?"

"આપ મોટા વયોવૃદ્ધ હોઇ મને જ્ઞાનોપદેશ આપતા હશો!" કળાવતી વચમાંજ બોલી ઉઠી.

" ઉપગુપ્તશેઠ વયમાં તરૂણ છે પણ જ્ઞાનમાં વૃદ્ધ છે." રાણી ઇન્દુમતીએ કહ્યું.

" સ્વર્ગમાં પોતાના સ્વામીના આત્માને મળવા સારૂ મર્ત્યસંસારમાંથી સજીવ પત્ની આત્મહત્યા કરી સ્વર્ગે જાય અને સ્વામીના આત્માને મળે એ બધી વાતો સહેતુક નથી. મહાસાગરમાં દૈવવશાત્ બે કાષ્ટ ભેગાં મળે અને પુનઃ છુટાં પડી જાય, તે ફરીથી જેમ એકઠાં થવાનો સંભવ નથી, તેમ આ ભવસાગરમાં પતિપત્ની વચ્ચેનો સંબંધ અવસાન કાળે જે તુટી જાય છે એ ફરી એકત્ર થવાની ભાવના કેવળ હવાઇજ છે. પોતાના કર્મ પ્રમાણે પ્રત્યેક વ્યક્તિનો આત્મા મૃત્યુની સાથેજ ફરી જન્મ લે છે તો પછી અમુક મુદત સુધી તે આત્મા સ્વર્ગમાં રાહ જોઈ રહે છે એ મનાયજ કેમ ? શું તમારા ' અહિંસા પરમોધર્મઃ 'થી અલંકૃત ધર્મમાં આત્મહત્યા કરવાનું સૂચવે છે ? " ઉપગુપ્ત બોલ્યા.

" આવે વખતે આવી ભાંજગડ વળી ક્યાંથી ઉકેલી ? " સહજ ધીમી પડયા જેવો આવેશ આણીને કળાવતી બોલી: " ધર્મ અને રૂઢિ એક બીજામાં સેળભેળ છે. હજારો વર્ષો થયાં સતી થવાની ચાલતી આવેલી રૂઢી પ્રમાણે કોઇ અબળાના તે વર્તનની આડે આવવાનું તમને છાજે છે ? "

" તારા જેવી કોઇ દુષ્ટ અંતઃકરણની રાક્ષસીને કદાચ ન છાજે. " કળાવતી પ્રત્યે ઉપગુપ્તે કહેવા માંડયું: " આત્મઘાતથી દેવીને પરાવૃત કરવાને બદલે તું તેમને તેમાં અનુમોદન આપે છે ? દેવી ! હું તમને કોઇપણ રીતે ચોતાને માર્ગે નહિ વળવા દઉં. "

" દેવીને પોતાના સંરક્ષણ સારૂ, વિશ્વના અપવાદથી છુટવા સારૂ, રૂઢીમય ધર્મને માન આપવા સારૂ અને કલિંગ દેશની રાજ્યપ્રણાલી વિમળ રાખવા સારૂ તેમણે સતી થવુંજ જોઇએ. " કળાવતીએ જોરથી પોતાનું સમર્થન કર્યું.

કળાવતીના આ નિષ્ઠુર અંતઃકરણના ઉદ્ગારો સાંભળતો ઉપગુપ્ત શેઠ થોડીવાર સ્તબ્ધ ઉભોજ રહ્યો. ઇન્દુમતીએ શોકોદ્ગારથી કહ્યું: " ખરેખર, ઉપગુપ્ત શેઠ ! મ્હારે સતી થવુંજ જોઇએ; તે શિવાય મ્હારૂં શ્રેય નથી. "

" મારી નમ્ર વિજ્ઞાપનાનું ઉલંઘન કરી તમે સતી થશો ?" શેઠ બોલ્યા.

" હા, હું સતી થઇશ. " ઇન્દુમતીએ કહ્યું.

" જાતે આત્મહત્યાનું પાપ વ્હોરશો ? આત્મહિંસા કરશો ? આત્મો-

જાતિથી ભ્રષ્ટ થશો ? નહિ, બિલકુલ નહિ. દેવી! એવી જડ રૂઢિથી બચી જાવ. રૂઢિને બાળવા માટેજ આ ચીતા માનો."

"ખબરદાર! દેવીની ઇચ્છાને તોડી પાડવાનો તમને શો હક્ક છે? સતી થવાનો દેવીએ નિશ્ચય પ્રદર્શિત કર્યા છતાં પણ પોતાનોજ કક્કો ખરો ઠરાવ્યા કરો છો? જ્ઞાનવૃદ્ધ માણસનાં આવાં લક્ષણ હોય? વયની વૃદ્ધિ થતાં, "સાઠે બુદ્ધિ નાઠી" કહેવાય છે તેમ અતિ જ્ઞાન પામનારાં અતિ મૂર્ખ તે આનુંજ નામ!"

"કળાવતી! માઝામાં રહે." ઈન્દુમતીએ પુનઃ શેઠ સામે ફરીને કહ્યું: "શેઠ! આ અજ્ઞાન છોકરીના બોલવા સામું ન જોશો; મારા જીતેન્દ્ર પર કૃપા કરો, ને તેને અશોકના કબજામાંથી છોડાવવાની પેરવીમાં રહો. હવે સતી થયા સિવાય બીજો માર્ગ મારે માટે નથી."

"શું? યુવરાજ જીતેન્દ્ર રાજા અશોકને મળી આવ્યો છે?" કળાવતીએ નવાઇ પામી પૂછયું.

"હા." ઉપગુપ્ત શેઠે જવાબ વાળ્યો.

આ સાંભળી કળાવતીનું હૃદય પ્રફુલ્લ થયું હતું, તેનો પુરાવો તેનું વદન આપતું હતું, અને તેની આ સ્થિતિ નિહાળી ઈન્દુમતી શંકાશ્ચર્ય પામી. ઉપગુપ્ત શેઠ નિરાશ થઇ સ્વસ્થ બેઠા હતા. ગંગારામના મંત્રોચ્ચાર ચાલુજ હતા. ચીતા શાંતપણે બળતી હતી. ઈન્દુમતીએ મૃત્યુ પામેલા પતિના સૂક્ષ્માત્માને હૃદયમંદિરમાં પધરાવ્યો હતો. જડ ચક્ષુ બંધ કરી, સૂક્ષ્મ ચક્ષુથી કાલ્પનિક પતિમૂર્તિનાં દર્શન કરતી હતી. એક પગ ઉપાડી ચીતામાં મૂક્યો, ને બીજો પગ અન્દર મૂકવાની તૈયારીમાં હતી, એવામાં કળાવતીએ કર્કશ ધ્વનિ કર્યો: "વૈભવથી પતિત મહારાણી ઈન્દુમતી! સ્વર્ગગામી ત્હારા સ્વામી તારી વાટ જૂવે છે, તેની સાથે જતા પૂર્વે મ્હારા છેવટના બે શબ્દો સાંભળી લે. માન, કે જે કળાવતીની ત્હેં ચેષ્ટા કરી હતી, તે જ કળાવતી કલિંગદેશના મૂળ રાજ્યસિંહાસન પર આરૂઢ થઇ, તે પોતાનીજ હિમ્મતથી કલિંગદેશની રાણી થઇ, હવે ઇન્દ્રપુરના સમસ્ત પ્રદેશની દેવી થઈ છે. બસ, તને અંત સમયે મ્હારે આટલુંજ સંભળાવવાનું હતું."

રાણી ઇન્દુમતીએ આ શબ્દો સાંભળ્યા, અને તે શબ્દો ત્હેને ચીતામાં હોમશે એવી કળાવતીની ધારણા હતી. પણ ચીતા કને આવતાં તે ક્યારની બેશુદ્ધ બની હતી, તેનામાં તરણા જેટલું બળ રહ્યું નહોતું, જે કાંઇ બળ

હતું તે બોલવામાં કાઢી નાંખતી હતી. તે પોકારતી હતી કે: "મને બચાવો, બચાવો" રાણીના આ કરૂણાજનક શબ્દો સાંભળી ઉપગુપ્ત શેઠ તથા ગંગારામ તેના તરફ દોડી ગયા, પણ તરવારની બ્હીક બતાવીને કળાવતીએ પોતાનાં માણસોની મદદથી ઉભયને આવતા રોકયા.

આ તરફ ચીતા પોતાની ફરજ અદા કરતી હતીજ. દુઃખથી રાણી ઇન્દુમતી અત્યાર સુધી 'બચાવો' 'બચાવો'ના પોકાર કરતી હતી. એટલામાં બૌદ્ધ ભિક્ષુનો પોષાક પરિધાન કરેલો એક તરૂણ ત્યાં આવી પહોંચ્યો. તેણે દોડતા આવી ચીતા પાસે જઇ જોતજોતામાં રાણી ઇન્દુમતીને તેમાંથી ઉંચકી બહાર કાઢી, અને તેથી હવે ગંગારામ તથા ઉપગુપ્ત શેઠને ચીતા પાસે આવવાનો પ્રયત્ન કરવો પડયો નહિ. બન્ને જણ દેવી પાસે આવ્યા. દેવીનું અંગ દાઝયું તો હતુંજ, પણ જીવ જાય એવી ભારે ઇજા થઈ હોય તેમ નહોતું જણાતું. તરૂણ યુવક સામે એકીટસે જોતી કળાવતી ઉભી હતી. તેનો પ્રતિકાર કરવા સરખી તેનામાં શક્તિ રહી નહોતી!

રાણી ઇન્દુમતી અત્યાર સુધી બેભાન અવસ્થામાં અપરિચિત તરૂણના ખોળામાં પડી હતી, તેને સાવધ કરવા સારૂ ઔષધોપચારની આવશ્યકતા હતી. પાસેના ગામમાં ઉતાવળા જઇને ત્યાંથી ઔષધ લાવવાની વ્યવસ્થા કરવાનું ઉપગુપ્ત શેઠને સોંપાયું, તેમજ પાલખી કે મેનો લવાય તેવી જોગવાઇ કરી આવવાનું પણ કહ્યું. આ તરફ બૌદ્ધભિક્ષુનો ભવ્ય અને તેજોમય ચ્હેરો જોઇ, તેનાથી અંજાઇ ગયેલી કળાવતી સ્હેજ ડરતી ડરતી ધીમે પણ પાછે પગલે પોતાના મુકામ—ધર્મશાળા ભણી વળી.

ગંગારામ તો અપરિચિત યુવકને ક્યારનો ઓળખી ગયો હતો, એટલે વખત જોઇ તેની નજીક જઇ ધીમેથી બોલ્યો: "યુવરાજ જીતેન્દ્ર મહારાજ!"

"ગંગારામજી! મ્હને તમે બરાબર ઓળખ્યો છે. હું બરાબર અણીને પ્રસંગેજ આવી પહોંચ્યો! જો થોડો મ્હોડો આવ્યો હત, તો માતાજી મને મૂકી—અરે આ સંસારને છોડી પરલોક સિધાવત! હવે તમે સત્વર ગામમાં જાઓ, ને ઔષધોપચારની વ્યવસ્થા કરો; નહિ તો માતાજી મહા જોખમમાં આવી જશે. હું હમણાં મારૂં કોઇને પણ ઓળખાણ આપનાર નથી. તમે ગાઢ પરિચયને લીધે મને ઓળખી શક્યા, પણ હવે મારા ખરા નામથી મને ભૂલેચૂકે બોલાવશો નહિ. આટલી વાત તમારે ખાસ ધ્યાનમાં રાખવાની છે. પિતાજીનું ખૂન થયું કહેવાય છે, મ્હને તે બાતમી ક્યારની મળી

છે; પણ તે કેવળ ખોટી અફવાજ હોય તેમ મને લાગે છે. ખૂન વાળા શબનું શિર નથી, માત્ર ધડજ મળ્યું છે! પિતાશ્રી ઈન્દ્રપુરથી ન્હાસી ગયાની બાતમી ખરી છે, પણ તે ક્યાં ગયા તેનો પત્તો નથી. એની બાતમી પણ હવ ઇન્દ્રપુરથી મળી સમજવી. અને કળાવતી પાટલીપુત્ર નગરમાં જાય છે, તેની પાછળ જવાથી બરાબર બાતમી મળે તેવા ઉદ્દેશથી હું એકલો તેની પાછળ પાછળ આ તરફ આવ્યો છું. આ સર્વ હકીકતનો સાર આટલો છેઃ આજથી ચાર મહિનાની અંદર પિતા સંબંધી પાકી બાતમી મેળવવાનો મ્હારો નિશ્ચય છે, અને ત્યાં સુધી પૂજ્ય માતુશ્રી સતી થતાં રોકાય તે માટે આપણે કાળજી રાખવાની છે. મુદત વિતતાં હું પાછો મળીશ, અને ત્યાં સુધીમાં પિતાશ્રી સંબંધી કશા પણ સમાચાર નહિ મળે તો માતુશ્રી તેમની મરજી પ્રમાણે વર્તવા મુખત્યાર છે."

યુવરાજ જીતેન્દ્ર આટલું બોલી રહ્યા, તેટલામાં મેનો લઇને ઉપગુપ્ત શેઠ આવી પહોંચ્યા. તેમની સાથે પોતાનો સરસામાન તથા બાંધેલો અશ્વ વગેરે જે ધર્મશાળા આગળ હતું, તે ગંગારામ પણ લઇ આવ્યો. અતિ પ્રેમ અને લાગણી પૂર્વક અસ્વસ્થ માતાને તે યુવકે મેનામાં સુવાડયા પછી બનતી ત્વરાએ ગંગારામ તથા ઉપગુપ્ત શેઠે મેનાને ઉપાડયો. ઓચિંતો કંઇ વિચાર આવવાથી જીતેન્દ્ર જરા વાર ઉભો રહ્યો. તે વખતે સંકોચ પામેલી કળાવતી ત્યાં આવી, અને અતિ વિનયભાવે તેને વિનવવા લાગીઃ "તરૂણ ભિક્ષુશ્રેષ્ટ ! સાયંકાળ થવા આવ્યો છે, આજુબાજુ મુકામ કરવા યોગ્ય કોઇ સ્થાન નથી, હું તેમજ મારાં કેટલાંક માણસો પાસેની ધર્મ-શાળામાં ઉતર્યાં છીએ, તો આપ પણ ત્યાં રાતની રાત પધારવાનો અનુગ્રહ કરી આપના ધર્મકાર્યને સરળતાથી સંભાળશો. સિવાય ભોજન, શયન વગેરેની વ્યવસ્થા પણ ત્યાં થશે."

ભિક્ષુએ કળાવતીના કહેવાનો સ્વીકાર કર્યો એટલે આનન્દથી ફુલાતી કળાવતી એ તરૂણને ધર્મશાળામાં તેડી ગઇ. કારસ્થાની કળાવતીનાં કારસ્થાન પણ ઓરજ છે! તેણે બૌદ્ધભિક્ષુને ઓળખ્યો હશે? તે ગમે તેમ હોય, પણ વાચકો તો પહેલાજ પ્રકરણથી તે ભિક્ષુના પરિચિત છે.

---

## પ્રકરણ છઠ્ઠું.

### વસ્તુસ્થિતિ



મહારાજા મૃગેન્દ્ર મહા સમર્થ હતો, ન્યાયનિપુણ હતો, ઐશ્વર્ય-સંપન્ન હતો, ધર્મીષ્ઠ હતો, અર્થાત્ ધર્મ તેની નસેનસમાં ઉછળી રહેલા તાજા શોણિત સાથે રમી રહ્યો હતો. કલિંગદેશનો તે એક વીર કેસરી હતો.

કેસરીની સાથે દોસ્તી કરનાર પૂર્વના પ્રકરણનો બાલયોગી, કુમાર જીતેન્દ્ર તેનો પુત્ર થાય, ઇન્દુમતી તેની રાણી, અને કુમાર જીતેન્દ્રના સર્વાંગને મળતી આવતી તેની લાડીલી પુત્રી એજ શોભના.

કુમાર જીતેન્દ્રને ભિક્ષુવેશ ધારણ કરવાનું, રાણી ઈન્દુમતીને એકલવાયાં પડી વિકટ વાટે 'વખાનાં માર્યા' પેઠે રખડવાનું અને ટુંકામાં મહારાજા મૃગેન્દ્રનાં–પોતાનાં–માણસો છિન્નભિન્ન દશાએ પહોંચવાનું મૂળ કારણ એક રીતે શોભનાનું કહી શકાય.

શોભનામાં અપ્રતિમ સૌન્દર્ય હતું. તે સ્વભાવે સુશીલ હતી. વયમાં, બાંધામાં અને બધી રીતે તે રઢિયાળી હતી, રૂપરૂપનો અંબાર હતી, ગુણનો ભંડાર હતી, તેની વાણીમાંથી અમૃત ઝરતું, તેના નયનમાંથી નેહ નિતરતો, તેનું હૃદય રસ અને આનન્દપ્રદ હતું.

અશોકની અપરમાતા રાણી બુદ્ધિમતીએ પોતાના પુત્ર વિતાશોક વેરે એ શોભનાનું લગ્ન કરાવરાવવા વાસ્તે ગાદીનશીન અશોકને સૂચવણી કરેલી. હમણાં ઘણું સંક્ષિપ્તમાં વિદિત થાવ કે, એક તો એ શોભનાને વિતાશોક વેરે પરણાવવાની મહારાજા મૃગેન્દ્રે સાફ ના પાડેલી તેથી, અને બીજું બૌદ્ધ-ધર્મનો દેશાંતરે પ્રચાર કરવા પોતાનો અમલ સ્થાપિત કરવાનો અશોકનો ગંભીર આશય હતો તેથી, આવાં બે કારણોથી અશોકે કલિંગદેશના મૃગેન્દ્ર મહારાજ સાથે યુદ્ધ આરંભેલું. એ યુદ્ધના પરિણામની આછી માહિતી તો વાચકને વિદિત છે.

એક નૃપવરનું આટલું ઓળખાણ આપ્યા પછી હવે અશોકનો ઇતિ-હાસ ટુંકામાં જણાવીએ.

મગધદેશનું નામ અજાણ્યું નથી. રાજા બિન્દુસાર ત્યાંનો શાસક હતો, તેણે અનેક લગ્નો કરેલાં. એકજ સ્ત્રી પરણીને આખો ભવ તેનીજ

સાથે રહી નિર્ગમન કરવો એ, તે કાળના રાજાઓને મન લાંચ્છન લગાડનારૂં લાગતું ! પોતાના મોભા પ્રમાણે, પ્રતિષ્ઠા અને પદ પ્રમાણે જેટલો જાસ્તી પરિવાર હોવો જોઇએ, તે પ્રમાણે દરજ્જાને શોભે અને છાજે એટલી કન્યાઓ પરણવામાં ન આવે તો તે કાળમાં, રાજાઓ, સરદારો અને ઉત્તમ-મધ્યમ અમીર ઉમરાવોને મહા ન્હાનમ લાગતી. અરે અમીર-ઉમરાવોના ઉત્તમ-મધ્યમ દરજ્જા પણ તેમની વિવાહિત પત્નીની સંખ્યા ઉપરથીજ અંકાતા ! આ રીતે અનેક સ્ત્રીથી એક પુરુષ ઢંકાતો, છતાં પણ વિવાહમાં માંગલ્ય-વૈભવ કાયમનું ટકતું. ઐશ્વર્યલાલસાના ઢોંગ નિમિત્તે, વિષયભોગની જાલીમ વાસનાને સંતોષવા પશુવૃત્તિની પદ્ધતિ પ્રમાણે તે સમયની શાસ્ત્રાજ્ઞા એવી હતી કે " એકથી વધારે સ્ત્રીઓ પરણવી."

કહેવાતા શાસ્ત્રમાંની એક બાજુ આવી અન્ધશ્રદ્ધા અને બીજી ગમ વિષયવાસના એમ બન્નેને અધિન થયલો રાજા બિન્દુસાર પણ માનતો કે પરીણિત સ્ત્રીઓની સંખ્યા જેમ વધશે તેમ પોતાને વિવાહિતસુખ વધારે મળશે.

રાજમાતા બુદ્ધિમતી એ બિન્દુસારની પહેલી વારનીજ પત્ની હતી; પણ ત્યાર પછી તો રાજાએ તેનું અંતઃપુર સજાવવા સારૂ ઘણી અપ્રબુદ્ધ અને અનાથ કુમારિકાઓને વિવાહ-માંગલ્યના વિષે પોતાની બનાવી હતી. તથાપિ એટલાથી પણ તેની તૃષ્ણા શમેલી નહિ: અને એકાદી સૌન્દર્યવતી તરૂણીની નવી ખબર મળતી કે તરત તેને ત્યાં લગ્નમંડપ રચાતો.

બિન્દુસારની આ કોટિની લોલુપતાનો લાભ લઈ એક દહાડો કોઇ વયોવૃદ્ધ પણ રાંક વિપ્ર તેના દરબારમાં દાખલ થયો; અને તેણે પોતાની સુન્દર તેમજ ઉપવર કન્યાને નજર કરી નિવેદન કર્યું કે:

" પૂરપાલ ! આ મારી એકની એક દીકરી છે, ને એનું નામ સુભદ્રાંગિ છે. જન્માક્ષર ઉપરથી જોષીએ વર્તારો કહાડયો છે, ને જન્મોત્રીથી તે જણાવે છે કે એ કન્યાની કુખે એક ચક્રવર્તી પુત્ર જન્મશે. પારખું જોવા આ કન્યા આપને સમર્પણ કરૂં છું."

રાજા બિન્દુસાર જ્યોતિષને કેટલું માનતો એ એક જૂદી વાત છે, પણ વિપ્રકન્યા સુભદ્રાંગિના સૌન્દર્યથી તે વિષયાસક્ત રાજા મોહ પામ્યો અને તેથી તેણે લગીર પણ આનાકાની વગર તેનો સ્વીકાર કર્યો. સ્વીકારજ કર્યો એમ નહિ, પણ અંતઃપુરમાંની બીજી સ્ત્રીઓમાં ઉચ્ચપદ ભોગવતી રાજમાતા બુદ્ધિમતીની કોટિમાંજ સુભદ્રાંગિને બેસાડી દીધી.

બુદ્ધિમતી કરતાં સુભદ્રાંગિ ઘણે અંશે વિશેષ સુસ્વરૂપ હતી. લાવણ્ય,

માર્દવ અને ભાવ પણ એટલાજ અદકા હતા, અને તેથી ઘડીવાર સુની મૂકી રાજા બિન્દુસારને બહાર જવું ગમતું નહિ. ટુંકામાં તે તેમય બની ગયો.

આથી ઇર્ષાળુ બુદ્ધિમતી અને એની પૂઠ પકડનાર અન્ય રાણીઓ એનાપર દ્વેશ કરવા લાગી. દ્વેશ એટલે દરજ્જે વધ્યો કે રાજા બિન્દુસારની નજરેજ સુભદ્રાંગિ ન પડે એ પ્રકારના અનેક પેંતરા રચાયા. સ્વલ્પ મુદ્દત લગણ બિન્દુસાર સુભદ્રાંગિને ભુલી પણ ગયો, તથાપિ છેવટ સુભદ્રાંગિની નૈસર્ગિક માર્દવતા, અપૂર્વ સેવા, હૃદયંગમ ભાવ અને સ્નેહે બિન્દુસારને ઠેકાણે આણ્યો. કહો કે પ્રેમના યુદ્ધમાં સુભદ્રાંગિ વિજય પામી અને બુદ્ધિમતી વગેરેનાં મ્હોડાં ઝાંખાં થયાં. સુભદ્રાંગિપરના વેરનું બીજ બુદ્ધિમતીના મનમાં અત્યારથી રોપાયું. થોડા વખતમાંજ અનુકૂળ વખતે ઉભય રાણીઓ ગર્ભવંતિ થઇ. બિન્દુસારના મનમાં પારાવાર આનંદ થયો; અને બુદ્ધિમતી કરતાં ચાર ઘટિકા પૂર્વે સુભદ્રાંગિને પુત્રનો પ્રસવ થયો, અને ત્યાર પછી બુદ્ધિમતીને પણ પુત્રજ અવતર્યો.

અહિંસા તત્વના પ્રચાર અર્થે પોતાનું જીવન ગાળનાર અને દયામાંજ જીવનકર્તવ્ય સમજનાર વળી અન્યના દુઃખે દુઃખી થનાર માયાળુ બાળક અશોક પોતાની માતાને પ્રસુતિ સમયે પણ દયાળુ લાગેલો. પણ ભવિષ્યમાં દેદિપ્યમાન થનાર તેના વિમળ ચરિત્રનાં સૂક્ષ્મ બીજ માનવદૃષ્ટિને અગોચર હોવાથી સુભદ્રાંગિનો પ્રસુતિકાળ સહીસલામત નિવડયો તેથી બિન્દુસાર વગેરેને સાનંદાશ્ચર્ય લાગેલું; અને તે બાળકનું યથાર્થ નામ અશોક રાખેલું. જે ધામધૂમથી અશોકનો નામકરણસંસ્કાર થયો, તેથી અધિક રીતે બુદ્ધિમતીન ઉ નામકરણસંસ્કાર વખતે ધામધૂમ થયેલી. તેણે મત્સર તેમજ દુરાગ્રહને લીધે પોતાના પુત્રનું નામ વિતાશોક રાખ્યું. ભાવિ કલહના બીજારોપણનો આ બીજો પ્રસંગ.

પ્રબળ મગધદેશનો ભાવિ સ્વામી કોણ થાય, તે માટે તે સમયનો કાયદો, પંડિતોમાં અતિ વાદગ્રસ્ત પ્રશ્ન ઉપજાવનાર હતો. રાજકુમાર વિતાશોક પટ્ટરાણી બુદ્ધિમતીનો અર્થાત્ બિન્દુસારની જ્યેષ્ટ પત્નીનો જ્યેષ્ટ પુત્ર હોવાથી તે જ ભાવિ મગધેશ છે, એવું રાણી બુદ્ધિમતી તેમજ તેના સલાહકારોનું માનવું હતું. અને અશોકનો જન્મ જો કે થોડો વ્હેલો થયા છતાં તે પટ્ટરાણીનો પુત્ર ન હોવાથી મગધેશ ઠરે નહિ, એમ ઉક્તિ થતી, તથાપિ અન્ય સુજ્ઞ પંડિતોનું કહેવું એવું હતું કે અશોકજ ખરો યુવરાજ છે, અને બિન્દુસાર પછી ખરો મગધાધિપતિ તે જ હોઇ શકે.

રાજા બિન્દુસારે આ સમ્બન્ધમાં કશી આનાકાની કરેલી નહિ, ને આ પ્રશ્નની ઉહાપોહ તેણે કદિ પણ જાહેરમાં થવા દીધેલી નહિ. તે પોતાના મનમાં બેઉ રાજકુમારોની યોગ્યતા અવલોકતો હતો. જેની યોગ્યતા શ્રેષ્ટ હોય, તેની બાજુએજ કાયદાના બારિક તંતુઓ પણ વળે એવી તેની માન્યતા હતી. પણુ આ બે ભાઇઓના સ્વભાવમાં ભિન્નતા જોઇ રાજા બિન્દુસાર કોની યોગ્યતા વધારે છે તેનું નક્કી છેવટ તે અંતકાળ લગી પણ લાવી શકેલો નહિ. સુભદ્રાંગિના સરલ સ્વભાવે, હૃદયની લાગણીથી આત્મશિક્ષણના પાઠો પઢેલા અશોકનો શાન્ત સ્વભાવ જોઇને, રાજા બિન્દુસારને એ શત્રુનો પરાજય ઉત્તમ પ્રકારે કરીને મૌર્યવંશની કીર્તિ વધારશે એવું ગૌરવ સમજાયેલું, ત્યારે કપટી અને કલાબાજ બુદ્ધિમતીની તાલીમ તળે ઉછરેલા વિતાશોકના પ્રેમાળ અને ભોળા સ્વભાવનું અવલોકન કરીને એ પોતાની પ્રજાને પુત્રવત્ પાળી રાજ્યનિષ્ઠાના જોર ઉપર મૌર્યવંશનું ચિરસ્થાયીત્વ પ્રાપ્ત કરશે એમ તેને લાગ્યું હતું. અશોકના જરાક તવ બાલસ્વભાવે બિન્દુસારના મનની ખાત્રી થયેલી કે તે દુષ્ટોનો શાસનકર્તા થશે, અને વિતાશોકની કોમળ તેમજ મીઠી ઝરેણી સજ્જનોનું સંરક્ષણ કરશે. ઉભય રાજકુમારના સ્વભાવમાં આટલું પરસ્પર ભિન્નત્વ જોઇ રાજા બિન્દુસારને મન બન્ને સરખા દરજ્જાના, સરખા ઉપયોગી અને સરખી યોગ્યતાવાળા લાગ્યા. એથીજ અંતકાળ પર્યંત તે કોઇને પણ એક બીજાથી ચઢતા ઉતરતા ઠરાવી શકેલો નહિ.

વિકાળ કાળની મદદ લઇને રાજા બિન્દુસાર પોતાના પિતા ચન્દ્રગુપ્ત તથા અન્ય આપ્તજનને મળવા ઇહ લોક છોડી સ્વર્ગે સિધાવ્યો. આટલા સમય સુધી અનિશ્ચિત રહેલો વારસાનો પ્રશ્ન હવે મોખરે આવીને ઉભો રહ્યો. રાજમાતા બુદ્ધિમતીએ વિતાશોકને મગધાધિપતિ કહીને આગળ કર્યો અને અશોકે પાટલીપુત્રના રાજસિંહાસન ઉપર પોતાનો અધિકાર આગળ આણ્યો. રાજમાતાને ભિક્ષુ સભાપતિ સંપુષ્ટાચાર્યની સંપૂર્ણ સહાય્ય હતી, જ્યારે અશોક યથાન્યાય ગાદીનો વારસ છે એમ લાગવાથી પ્રધાન રાધાગુપ્તે અશોકની બાજુ પકડી હતી. રાજા બિન્દુસારની ઉત્તરક્રિયા પૂર્વેજ આ પ્રશ્નનો નિવેડો લાવવો જરૂરનો હતો તેથી પાંચ નિષ્પક્ષપાતી તેમજ સ્પષ્ટવક્તા કાયદાના જાણનાર પંડિતોની સલાહ લેવાઇ. "અશોકજ ખરો જ્યેષ્ઠ રાજકુમાર છે, તેજ કાયદેસર વારસ છે ને તે જ મગધપતિ છે." તે સલાહકારોએ આમ સ્પષ્ટ રીતે શાસ્ત્રમત સૂચવ્યો, તે શ્રવણ કરતાંજ બુદ્ધિમતીના ક્રોધનો પાર રહ્યો નહિ. પતિના મૃત્યુથી થયેલા શોકને કારણે કરીને તેણે સલાહ-

કારોને પુનઃ વિચાર કરીને પરિણામ નિવેદન કરવાની આજ્ઞા કરી. રાજ્ય-નીતિજ્ઞ પંડિતોએ પોતાનો એજ મત પુનઃ પ્રતિપાદન કર્યો. આ ઉપરથી છંછેડાઇને બુદ્ધિમતી પંડિતોને અદ્વાતદ્વા કહેવા લાગી.

અશોક ગાદીનો વારસ ઠર્યો, બિન્દુસારની ઉત્તરક્રિયા પાર પડી, રાજમાતા બુદ્ધિમતીને પોતાનો સઘળો દ્વેશ અને ક્રોધ હૃદયના એક ભાગમાં અત્યારે દબાવી દેવો પડયો. પણ યોગ્ય સંધિ સાધીને વિતાશોકજ ગાદીનો સ્વામી છે એવું જગતના નિદર્શનમાં આણવાની તક તે જોતી હતી. ભાવિ-કલહને દ્રઢિભૂત કરનાર રાણી બુદ્ધિમતીને આ ત્રીજો પ્રસંગ મળ્યો.

બુદ્ધિમતીની ઉંધી બુદ્ધિએ એને ઇર્ષ્યા અને એને અંગે મમત, વેર તરફ વાળી. જેમ જેમ અશોકની કીર્તિનું તેજ શુકલપક્ષની ચન્દ્રની ચઢતી કલાનુસાર વૃદ્ધિંગત થતું ગયું, તેમ તેમ બુદ્ધિમતીના બળતા હ્રદયમાં ઘી હોમાવા લાગ્યું. અને એ હોમાતા ઘીથી પ્રજ્વલિત થતા અગ્નિનો એક વિશાળ યજ્ઞમંડપ રચી પોતાના પુત્ર વિતાશોક દ્વારા અશોકની એ યજ્ઞમાં આહુતિ આપવાનો નિશ્ચય બુદ્ધિમતીએ કર્યો ત્યારેજ તેને કંઇક નિરાંત મળી.

આટલી કઠોરતા બુદ્ધિમતીમાં હતી એ ખરૂં, પણ વિતાશોકના સં-બંધમાં 'મા તેવાં છોકરાં' જેવું ન હતું. વિતાશોકનું અંતઃકરણ નિખા-લસ હતું, તેનો સ્વભાવ માયાળુ હતો, અને ભ્રાતૃભાવથી તેનું હૃદય છલો-છલ ભરેલું રહેતું. અશોકને પોતાના વડીલબન્ધુ તરીકેજ નહિ, પણ તે ઉપ-રાંત સાચા સાથી અને શ્રેષ્ટ સલાહકાર તરીકે તે માનતો.

વિતાશોકની આ પ્રકારની વર્તણુંક બુદ્ધિમતિને ન ગમે એ એના સ્વાભાવ પ્રમાણે વાસ્તવિકજ હતું. આથી વિતાશોક માથી ગુપ્ત રીતે, અશોકને ચહાતો; છતાં બુદ્ધિમતી તે જાણી જતી. છળ-કપટમાં વધારે મદદ મળે તેટલા સારૂ બુદ્ધિમતીએ સંપુષ્ટાચાર્ય નામના બૌદ્ધ ભિક્ષુ અથવા રાજભિક્ષુને પોતાના પક્ષમાં લીધો અને એજ રીતે રાજા બિન્દુસારના સ્વર્ગારોહણ પછી પ્રધાન રાધાગુપ્ત અશોકનો સાચો સહાયક બની રહ્યો.

એક તરફ બુદ્ધિમતી અને તેના જેવાજ આચાર્ય સંપુષ્ટાચાર્ય મળી વિતાશોકના ખીલતા હૃદયમાં અશોક ઉપર દ્વેશ કરવાનાં, તેનું વેર વાળવાના અને એવા અનેક પ્રકારના દુર્ગુણોનાં બીજ રોપવા માંડયાં, જ્યારે બીજી બાજુથી અશોક પ્રામાણિક, અનુભવી અને વયોવૃદ્ધ પ્રધાન રાધાગુપ્તના હાથ નીચે ઉચ્ચ ચારિત્રના અને આત્મશિક્ષણના પાઠો શીખવા લાગ્યો.

પૂર્વના સંસ્કારથી કે કોણ જાણે શાથી, પણ વિતાશોકના ભ્રાતૃભાવમાં ઘટાડો થયેલો બુદ્ધિમતી કે સંપુષ્ટાચાર્ય દેખતાં નહિ, તેથી તે ઘણું ચિડવાતાં, અને કોઇ બીજો પ્રસંગ હસ્તગત કરવાની રાહ જોતાં.

કાળો પ્રસંગ શોધવામાંજ સતત જેનું જીવન વહન થતું હતું એવા સંપુષ્ટાચાર્યને તે પ્રસંગ મળી આવ્યો પણ ખરો, અને તે બુદ્ધિમતીને કહી સંભળાવ્યો. આ પ્રસંગ, પૂર્વે કહી ગયા પ્રમાણે કલિંગદેશના મહારાજા મૃગેન્દ્રની રાજકન્યા શોભના સાથે વિતાશોકના વિવાહનો હતો. બુદ્ધિમતીને સંપુષ્ટાચાર્યનો આ વિચાર પોતાના ભાવિકલહ વાસ્તે બન્ધબેસતો લાગ્યો અને તરતજ અશોકને આ વાત કહેવામાં આવી.

કલિંગદેશના રાજાની અટલ ધર્મનિષ્ટા—હિન્દુધર્મ પ્રત્યેનો તેનો અતુલ પ્રેમ—સમસ્ત ભારતવર્ષમાં સૌને જાણીતોજ હતો. તે વખતે ઇન્દ્રપુર હિન્દુધર્મનું કેન્દ્રસ્થાન હોઇ, ત્યાં હિન્દુધર્મીઓનેજ સારૂં માન મળે છે, એ અશોક સારી પેઠ સમજતો હતો, તેમજ તેને ખાત્રી હતી કે મૃગેન્દ્ર પોતાની રાજકન્યા શોભનાને બૌદ્ધધર્મી કુમાર વિતાશોક વેરે પરણાવશે નહિ. અશોકે તેના અંતઃકરણની આ સાચી માન્યતા માતા બુદ્ધિમતીને જ્યારે કહી સંભળાવી, ત્યારે બુદ્ધિમતી અને સંપુષ્ટાચાર્યે તેની ઘટિત સલાહનો ઉલટો અર્થ કરીને અશોકને ચોભીલો પાડવા માંડયો, અને વધારામાં તેના પર આળ ચડાવવામાં આવ્યું કે, "પ્રત્યેક વખતે તું અમારૂં માનભંગજ કરે છે." અપરમાના લોખંડ જેવા કઠોર કાળજાથી અશોક જાણીતો હતો, તેથી ગૃહસંસારમાં કલહ ઉભો ન થાય, એવા શુભ આશયે તેમજ પોતાના માથે મૂકાતો આરોપ અથવા વ્હોરાતું નિમિત્ત નષ્ટ થાય તેમ સમઝાં તેણે રાજા મૃગેન્દ્ર પાસે પોતાના ઓરમાન ભાઇ વિતાશોક માટે તેની રાજકન્યા શોભનાની માગણી કરી.

આત્મશિક્ષણના ઉચ્ચતમ પાઠોથી જેનો આત્મા વિકાસ પામ્યો હતો એવો મહાન્ અશોક, કેવળ સંસારના ખોટા આરોપથી કે ગૃહકલહથી કંટાળી અથવા હારી જઈ 'અહિંસા'ના સૂત્રનું ઉચ્છેદક (અછાજતી કન્યાની માગણી કરી) યુદ્ધવત કેમ સ્વીકારે? આ પ્રશ્ન પણ વાસ્તવિક છે, અને તેના સમાધાન સારૂ પ્રથમ નિવેદન કર્યા પ્રમાણે અશોકનો જીવનહેતુ બૌદ્ધધર્મના પ્રચારનો પણ હતો તે વાંચનારને વિસ્મૃત થવું ન જોઇએ.

પૂરપાલ મૃગેન્દ્ર કાંઇ ઓછો ધર્મચુસ્ત નહતો. તેણે અશોકને ઉત્તર કહાવ્યો કે, "તમે નાસ્તિક હોઇ, સનાતન હિન્દુ ધર્મથી ભ્રષ્ટ થયા છો,

અને તમારા ધર્મથી પરમ પવિત્ર ભરતખંડને દુષિત કરી રહ્યા છો. બહિષ્કારથી કલંકિત થયેલું કાળું મુખ લઇને મહા સમર્થ ઇન્દ્રપુરના રાજકુટુંબ સાથે શરીરસંબંધ જોડવાની તમારી કલ્પના માત્ર પણ આ મૃગેન્દ્રને અતિ અપમાનકારક લાગે છે. વળી સિંહના બચ્ચાને પકડવાના ફંદમાં ન પડો એમાંજ ડહાપણ છે !"

સમગ્ર રાજ્ય અને બૌદ્ધભિક્ષુકને આ અપમાનજનક સમાચાર પાટલીપુત્રમાં પહોંચતાંજ સત્વર અશોકના સૈન્યે ઇન્દ્રપુરનો માર્ગ પકડયો. ઇન્દ્રપુર જેવા સબળ રાજ્ય સાથે પ્રસંગ પડતો હોવાથી લડાઈ માટેની સઘળી જોખમદારી સેનાધિપતિને સોંપવી અશોકને ઇષ્ટ લાગી નહિ. રાજમાતા બુદ્ધિમતીએ પણ ઇન્દ્રપુર પર ચઢાઈ લઇને અશોકેજ જવું, અને કુમાર વિતાશોક તેના મદદનીશ થવું એવી આજ્ઞા કરી હતી. માર્ગમાં કોઇપણ પ્રકારનો અન્તરાય ન નડતાં, અશોક પોતાના પ્રબળ સૈન્ય સહ ઇન્દ્રપુરની હદમાં દાખલ થયો, ત્યારે મૃગેન્દ્ર સાશ્ચર્ય સજ્જ થયો.

આ પ્રકારનું કોઇ અણધાર્યું સંકટ થોડા કાળમાં ઉત્પન્ન થશે એમ પ્રધાન વિશાખાનંદે રાજા મૃગેન્દ્રને અગાઉથી સૂચવી રાખ્યું હતું અને "પોતાને અપમાનજનક શબ્દો અશોક શાન્તિથી સહન કરશે નહિ, પણ તેનો તેટલાજ બળથી જવાબ વાળવાની તક લેશે," એવું તેણે મૃગેન્દ્રને વધારા તરીકે નિવેદન કરેલું હતું. "આમ થવાથી અમારા બાહુના સામર્થ્યની સારી અજમાયશ થશે" એવા વિરોચિત પણ મુત્સદ્દીપણામાં ઉણપ બતાવનાર ઉદ્‌ગાર મૃગેન્દ્રે કહાડયા હતા. તથાપિ વિશાખાનંદ ગાફલ રહ્યો નહોતો. તેણે શહેરના કિલ્લાની યોગ્ય વ્યવસ્થા કરીને, શહેરના સંરક્ષણાર્થે લઢનાર મર્દોની યોજના કરીને, દારૂગોળો એકત્ર કરી અમુક ઉચિત સ્થાને તૈયાર રાખ્યો. પ્રધાનની પ્રસ્તુત તજવીજ નિહાળી મૃગેન્દ્ર મૃદુ હાસ્ય કરતો; પરંતુ પોતાનું હાસ્ય કેવું અપ્રાસંગિક હતું તેની આગળ જતાં મૃગેન્દ્રને ખાત્રી થઇ. હમણાં તો તે બમણા દ્વેષથી શત્રુના સ્હામે યુદ્ધમાં ઉતરવા સજ્જ થયો.

---

## પ્રકરણ સાતમું.

### ઇન્દ્રપુરનો ઘેરો.

"મચ્યું છે યુદ્ધ બ્રહ્માંડે દેવ-દાનવનું સદા;
હણે છે કોઈ, તો કોઇ રક્ષાનું કરનાર છે."

સ્વ. કલાપી.



ઉત્તર હિન્દુસ્તાનનાં ન્હાનાં ન્હાનાં રાજ્યો સર કરી, ત્યાં બૌદ્ધધર્મ સ્થાપ્યા પછી છેવટેજ પ્રબળ કલિંગદેશ પર ચઢાઇ કરવાની સંબંધી વર્ગ તરફથી મળેલી સલાહ પ્રમાણે અશોકે બધે વિજય મેળવીને ઇન્દ્રપુરને ઘેરો ઘાલ્યો. આસપાસનાં ન્હાનાં ન્હાનાં માંડલિક રાજ્યો સર કર્યા પછી એકલો પડી ગયેલો કલિંગ પ્રદેશ જીતવો બહુ વસમો નહિ પડે એમ અશોક તથા તેના સલાહકારોનું માનવું હતું; તથાપિ જ્યારે ઇન્દ્રપુરને ઘેરો ઘાલ્યે બરાબર ચાર મહિના વીતી ગયા, ત્યાં સુધીમાં અશોકના લશ્કરથી તલપુર જગા જેટલું પણ આગળ ન ધસાયું, ત્યારે તે સૌને પોતાની ભૂલભરેલી માન્યતાની પ્રતીતિ થવા માંડી; અને એ ભૂલ સુધારતાં, ઉલટા અલંકારનું તેમને સ્મરણ થવા લાગ્યું કે, જંગલનાં ન્હાનાં ન્હાનાં જાનવરનો નાશ કર્યા છતા વનરાજના શિકારની વાત ન્હાનીસૂની નથી; અને બેશક, ચાર મહિનામાં તો કલિંગાધિપતિ મહારાજા મૃગેન્દ્રે સઘળા શત્રુદળને હંફાવી મૂક્યા હતા, અને ભલભલા સુભટ સરદારો તથા સમરાંગણમાં સિંહની માફક ઝૂઝતા બહાદૂર લડવૈયા ઉપરાંત ધરણીને પણ ધ્રુજાવી નાખે એવા શૌર્યપૂર્ણ વીરો ત્રાહ ત્રાહ પોકારી રહ્યા હતા.

મામલો આટલે સુધી આવ્યા છતાં, અશોકનાં 'મરણીઆ' થઇ કેસરીઆં કરવા તૂટી પડેલાં માણસો અશોકને લવલેશ પણ હતાશ બનવા દેતાં નહતાં; અશોક પણ નિર્બળ આત્માનો નહતો. જેના જીવનનો અંતિમ ઉદ્દેશ સર્વત્ર બૌદ્ધધર્મના પ્રચારનોજ હતો, અને જેણે એ ઉદ્દેશ પોતાની પ્રજા અને તમામ લશ્કરની નસેનસમાં તેમના તાજા ઉછળતા વીરરસપૂર્ણ શોણિત સાથે ઓતપ્રોત કરી દીધો હતો, એવો પ્રતાપી અશોક અડગ પગે ઉભો રહી પોતાના સૈનિકને રણયજ્ઞમાં

આકૃતિરૂપ બનવા સતત્ ઉશ્કેરી રહ્યો હતો. પણ અરેરે ! તેનો સતત્ શ્રમ બર ન આવતાં વિજયનાં ચિહ્ન તો કલિંગાધિપતિની તરફેણમાંજ જતાં દેખાતાં હતાં.

ઇન્દ્રપુરના પ્રચંડ મારાથી અશોકના સૈનિકોની સંખ્યાબંધ ટૂકડીઓ વાવાઝોડાથી પીપળાપરનાં પાકાં પાન ખરી પડે તેમ જમીનદોસ્ત થવા લાગી, અને તેઓ આગળ ધસવાને બદલે અસહ્ય મારો વેઠીને પણ પાછાજ હઠતા હતા, તેની તેમને ખાત્રી થઇ ! મોખરે આવેલી એક સૈનિક ટૂકડી નાશ પામતાં, તેની જગાએ આવતી બીજી ટૂકડી અડધો કલાક પણ તેનું સ્થાન સાચવી શકતી નહિ ! આમ પાછા હઠતા શત્રુદળને ઇન્દ્રપુરના દુર્ગ ઉપર સુરક્ષિત સ્થાને ઉભા રહી મહારાજા મૃગેન્દ્ર જોઇ રહ્યા હતા.

પ્રભાવશાળી અશોક પણ મૃગેન્દ્રની ભવ્ય પ્રતિભાશાળી અને કેસરી જેવી બ્રહ્મપૂર્ણ પ્રતિમાને જોઇ શકતો. અશોકને મન મૃગેન્દ્રની પ્રતિમા આ વખતે પ્રચંડ લાગતી, મુખાકૃતિ ઉગ્ર જણાતી, તેનાં નેત્રોમાંથી મૃગેન્દ્રનોજ વિજય ઝરતો હોય તેવો તેને ભાસ થતો. એ ભાસે અશોકના હૃદયપટ પર કોઇ નવોજ પ્રકાશ પાડ્યો.

જેમ સોનામાં અમુક ગુણ વધારે બહાર પડતો હોઇ પ્રાધાન્યપદ ભોગવે છે, તેમ અશોકનામાં ' દયા ' નો ગુણ મુખ્ય હતો. અશોકે અસંખ્ય મનુષ્યો રણમાં રોળાતા પ્રત્યક્ષ દીઠા, લોહીની નદી વહેતી પણ જોઇ, દુર્લભ ગણાતા માનવ જીવનવાળાં અસ્થિ અને માંસ વડે ગીધ, કાગ અને કુતરાંને દીવાળી કરતાં દીઠાં, હજારો સૈનિકોનાં થતાં મરણને લીધે ખેદાનમેદાન થઇ જતી તેમની સંસારવાડી અને પાયમાલ થતાં તેમનાં બાલ-બચ્ચાંની લાગણીનું જોર અશોકના હૃદયમાં જમરૂં જામ્યું; અને આ સઘળી લીલાથી તેના બદલાતા વિચારોમાં એક બીજી ભાવનાએ બળ ઉમેર્યું. તે ભાવના એ કેઃ—" સત્તાના બળે લાદેલા ધર્મના બોજાનું અસ્તિત્વ, કેવળ સત્તાના અસ્તિત્વ સુધીજ રહેવાનુંઃ અર્થાત્ બળાત્કારે સ્વીકારાતા ધર્મમાં જે પ્રાણુ-હાનિ થાય છે, તેની તુલના કરતાં તો સત્તાના બળે કરાતો ધર્મપ્રસારજ બંધ રાખવો એ બ્હેતર છે."

દયાના સિદ્ધાન્તને બરાબર સમજનાર અશોકના મનમાં, ઇન્દ્રપુરને ઘેરો ઘાલ્યા પછી સાડાચાર મહિને આ ભાવના સ્ફુરી, અને એ તો ઉચિતજ હતું કે, મગધદેશની રાજધાની પાટલીપુત્રનું સિંહાસન શોભાવનાર મૌર્યકુલોત્પન્ન મહારાજા અશોક માન, પદ્દિ કે સાંસારિક ઐશ્વર્યનો જરા

પણ લાલચુ નહોતો. રાજ્યગાદીપર ટકવાનું તેણે ત્યાં સુધીજ સ્વીકારેલું કે, જ્યાં સુધી બૌદ્ધધર્મનો પ્રચાર દેશાંતરમાં સંતોષજનક રીતે ન થાય. બીજું, ઇન્દિરા નામે અશોકને એક બ્હેન હતી, અને તે બ્હેનને "કડવા હોયે લીંમડા, મીઠી તેની છાંય" જેવું હતું. મતલબ કે તેને કેવળ પોતાના ભાઈ અશોકનીજ હુંફ હતી. ઇન્દિરા કુંવારી હતી. અશોકની વત્સલતા પણ સ્વાભાવિક રીતેજ તેના પ્રત્યે ઢળી હતી. 'બ્હેનને પોતાનાજ હાથે કોઇ સારે ઘેર પરણાવાય તો સારૂં' એવી અશોકની વાંચ્છના હતી, અને સંસાર તરફની નિરાંત ત્યારેજ વળે તેમ તે માનતો.

આમ એ મુખ્ય હેતુના બળે અશોક સંસારમાં જળ–કમળવત્ જીવન ગાળતો હતો, તેથી તેના સાધુહ્રદયને આવી પ્રચંડ યાદવાસ્થળી ન ગમે એ સ્પષ્ટ છે

ત્યારે કરે શું? લઢાઇ ન ગમે અને પોતાનું સૈન્ય પાછું વાળે તો કુળને મહા કલંક લાગે, સંધિ કરે તે પણ 'નમ્યું' આપ્યું ગણાય, અને યુદ્ધ ચાલુ રાખે તો તેના હ્રદયરણમાં નવું યુદ્ધ આરંભાય છે! અશોક બહુ મુંઝવાવા લાગ્યો. હજારોની સંખ્યામાં ખપી જતા સૈન્યદળને અશોક ટગર ટગર જોતો હતો. ઝખમી થયેલાં માણસોની બરાબર સારવાર ન થવાના પોકાર કરુ–કર્ણે સાંભળ્યાં કરતો હતો, અને મરેલાઓની પણ બરાબર વ્યવસ્થા થતી નહોતી, તે તેની જાણ બહાર નહતું. એક તરફથી ઇન્દ્રપુરના આર્યોનો મારો વધવા લાગ્યો, અને બીજી બાજૂથી મૃત્યુ પામેલાં માણસોની બરાબર વ્યવસ્થા ન થતી હોવાથી ભયંકર રોગનો ઉપદ્રવ ફેલાયો તેનો મારો: આમ બે રીતે અશોકનાં માણસો મરવા માંડયાં.

મધ્ય રાત્રિના સમયે ઝાંખા બળતા દીવા કને અશોક પોતાના તંબુમાં કોઇ ગહન વિચારમાં ઉંડો ડુબ્યો હતો. લઢાઇ તો તે ઘણીવાર લડયો હતો, અને તેનો તાપ તેણે સારી રીતે અનુભવ્યો હતો; પણ તેના પ્રસન્ન વદન ઉપર આજના જેવી ચિન્તાની છાયા કદિ છવાઇ નહોતી. આ પ્રસંગે તેના ગાઢ પરિચયના માણસો પણ આ અશોક–આ પ્રસન્ન ચિત્તવાળો અશોક છે, એમ એકદમ ઓળખી શકયા નહોત! તેના ચિન્તાયુક્ત ચહેરાપર કેટલીક વાર પછી નિશ્ચયની કિંવા અલ્પશાન્તિની ઝાંખી છાયા ઢળી, એટલામાં કશું પડવાનો અવાજ કાને અથડાયો. અશોક તંબુ બહાર નીકળી જુએ છે તો તંબુનો પહેરેગીર રક્તથી લપસણી બનેલી ભૂમી પર લપસી પડયો હતો એમ તેણે જોયું.

"મોહન! વાગ્યું તો નથી ને?" અશોકે પહેરેગીરને પૂછ્યું.

" નહિ મહારાજ ! જરા લપશી પડયો હતો." મોહન ઉઠતાં વિનયથી બોલ્યો.

" કાકાના તંબુમાં હજુ અજવાળું છે કે ? " અશોકે પૂછ્યું.

" હાજી, હજુ પ્રધાનજી જાગે જ છે, અને મુખ્ય લશ્કરી અધિકારીઓ હમણાંજ પ્રધાનજીના તંબુમાંથી ગયા. ભગવંતની ઇચ્છા હોય તો–"

અશોકે કહ્યું: " હા, તેમને મારા તંબુમાં બોલાવ."

મોહને અત્યંત નમીને મુજરો કર્યો, અને તત્ક્ષણ પ્રધાન રાધાગુપ્તના તંબુ તરફ તે ચાલતો થયો.

થોડીજ ક્ષણોમાં મોહન રાધાગુપ્તને તેડીને અશોકના તંબુમાં આવ્યો. પ્રધાન રાધાગુપ્ત જેવો રાજ્યનિષ્ઠ તે વખતે અશોકના સમસ્ત રાજ્યમાં બીજો કોઇ નહતો. બૌદ્ધોના પાટલીપુત્ર નગરમાં, બૌદ્ધોના સામ્રાજ્યમાં અશોક સમો પરમ બૌદ્ધ તખ્તનશીન હોઇને મુખ્ય પ્રધાનપદનું માન રાધાગુપ્ત જેવા અન્ય ધર્મમતાવલંબી–ચુસ્ત હિન્દુ–ને મળેલું હોય એ આશ્ચર્યજનક હતું. અશોક સિવાય સઘળા બૌદ્ધસામ્પ્રદાયિકો તેનો (પ્રધાનનો) તિરસ્કાર કરતા હતા. રાજમાતા બુદ્ધિમતીએ તો તેનો સદંતર નાશ કરવાના પણ પુષ્કળ પ્રયત્નો આદર્યા હતા. સંપુષ્ટાચાર્યે પણ રાધાગુપ્તના જીવનને ભયમાં મૂકવાનાં ઘણાં કાળાં કાવત્રાં રચવામાં કચાશ રાખી નહોતી. પરંતુ રાધાગુપ્તે આ કંટકયુક્ત માર્ગમાંથી પોતાની વયનો ઘણો મોટો ભાગ સુરક્ષિતપણે ગાળ્યો હતો. પ્રધાનજી સાઠ દિવાળીઓ વટાવી ગયા હતા; પરન્તુ તેણે સ્વધર્મ આગળ રાજનિષ્ઠાને ગૌણત્વ આપ્યાનું એક પણ દ્રષ્ટાંત તેના શત્રુઓને મળ્યું નહોતું.

" ભગવન્ત ! આટલી મોડી રાત સુધી આપ જાગતા હશો એવી મ્હારી કલ્પના પણ નહોતી. " અશોકે બતાવેલા આસન પર બેસતાં તે બોલ્યો.

અશોકે કહ્યું: " કાકા ! તમારી આ વયે ને આવે વખતે તમને શ્રમ આપવો એ ખરેખર ભૂલ કહેવાય. પણ કરું શું ? આપણે અહીં કેવા આશયથી આવ્યા હતા અને બને છે શું ? શત્રુના હલ્લાથી તેમજ રોગના ઉપદ્રવથી પ્રતિદિન આપણાં હજારો માણસો માર્યાં જાય છે. આવો સંહાર આપણે કેટલા દિવસ જોવો પડશે ? કાકા, આપણા હુકમથી થતો અમાનુષ વધ તમે કેવી રીતે જોઇ શકો છો ? પ્રાણથી પણ અધિક પ્રિય એવા આપણા સૈનિકોનો સંહાર કરાવીને, અનેક વીરોના રક્તનો મ્હોંબદલો આપીને, જોર જુલમથી ઇન્દ્રપુર ઉપર બૌદ્ધધર્મની છાપ મારવી એ કયા ખરા બૌદ્ધને–

ભગવાન ગૌતમ બુદ્ધના ક્યા સાચા અનુયાયીને પસંદ પડશે ?"

"ભગવન્ત! આપણા પર આ મોટો અણિનો પ્રસંગ ઝઝૂમે છે. આપના પિતાજીના વખતથી ગાદીની સેવા હું કરૂં છું, પણ આવો દુર્ઘટ પ્રસંગ તો આજ જોયો! હજારો સૈનિકોની કતલ થતી નિહાળવા કરતાં આ નેત્રો ફૂટી ગયાં હોત તો તે બ્હેતર હતું! મારામાં જોઇએ તેવું શારીરિક બળ રહ્યું નથી, નહિ તો ઇન્દ્રપુરના કિલ્લા પર જઇને મિટ માત્રમાં શત્રુના દળનો મેં સંહાર કરી નાંખ્યો હત!" રાધાગુપ્તે નિશ્વાસ નાખતાં ઉદ્‌ગાર કહાડયા.

"કાકા! આ કેવળ આપની કલ્પના છે. આપણા સૈન્યદળમાં શું થોડા ભડવીરો છે? અદ્યાપિ પર્યંત અજીત ગણાએલા મારા સૈનિકો પોતાના વ્હાલામાં વ્હાલા પ્રાણના ભોગે પણ સમરાંગણમાં ઝઝૂમે છે; પણ ઇન્દ્રપુરના સૈનિકોને જેવો કિલ્લેબંધીનો આશ્રય છે તેવો આપણને નથી. નથી આપણી પેઠે એને અન્નપાણીની આપદા, કે નથી નડતો એમને રોગનો ઉપદ્રવ; અને તેથીજ મૃગેન્દ્રની ચઢતી કળા દેખાય છે."

"આજ તેની ચઢતી છે, કાલ સવારે આપણી થશે, તેમાં વિશેષ ચિન્તા કરવાનું કાંઇ કારણ નથી." અશોકને કંઇ પણ ઉત્તર આપવો જોઇએ એમ જાણી વિવેકની ખાતર રાધાગુપ્ત બોલ્યો.

અશોક ખિન્નભાવે બોલ્યો: "કાકા! આ પ્રકારે મ્હારા મનનું સમાધાન કરશો નહિ. તમારી કનેથી બે સારા શબ્દો કાને પડે અને તેથી કેવળ શબ્દોથીજ મ્હને આશ્વાસન મળે એવા હેતુથી મ્હેં તમને અહીં નથી બોલાવ્યા. મ્હારે તો તમારા અનુભવની સલાહ જોઇએ છે. જે સમયે મ્હારૂં સૈન્ય તાજું તરતરિત હતું, જે સમયે ભૂખમરાથી હાડમારી થઇ નહોતી, જે સમયે રોગનો ઉપદ્રવ તેમનામાં પ્રવર્ત્યો નહોતો, અને માત્ર યશજ મેળવવાની સૌને હિંમત હતી, તે સમયે જે કરતું અશક્ય નિવડયું તે જ અત્યારે ફેલાયેલા રોગના ભોગ થઇ પડેલા, અને ક્ષુધા, તૃષા તથા હમેશની ચાલુ લડાઇના ત્રાસથી છેક શિથિલ બનેલા સૈનિકો દ્વારા આપણને ફતેહ મળવાનો તમે દિલાસો આપો, એ કાકા, તમને તો શોભતું નથી. કહો, આ ધર્મયુદ્ધનો અંત કેવી રીતે લાવવો? મ્હારી નજર આગળ થતી આ હત્યા મ્હારાથી હવે નથી સહી શકાતી!"

અશોકની છાતી ભરાઇ આવી હતી. તેને બોલતાં રાધાગુપ્તે અટકાવી કહ્યું: "ભગવન્ત! વસ્તુસ્થિતિથી હું અજ્ઞાત નથી, પરન્તુ આપણે કેવળ સોંપાયેલું કામ કરનારા છીએ. વિચાર કર્યા વગર, પરિણામ તરફ ધ્યાન આપ્યા સિવાય, સોંપાયેલું કામ કરવું એજ આપણું કર્તવ્ય છે, તો

પછી તેમાં મન પરોવવાનો યત્ન આપણે શા માટે કરવો ?"

"શું હું અશોક મગધ દેશનો નૃપાલ નહિ ? મ્હારો અમલ મ્હારી પ્રજા પર ચાલતો નથી ? રાજકાજમાં મ્હારા વિચારની કશીજ કિમ્મત નથી ? આ લડાઇનું ચાલકત્વ મ્હારા હાથમાં નથી ? કાકા ! તમે આ શું બોલો છો ? તમારી સલાહ મળે તો કાલે સવાર થતાંજ સંધિ કરીને–"

"ભગવન્ત ! અશોકનું કામ લઢવાનું છે, સંધિ કરવાનું કામ અશોકનું નથી ! લઢાઇમાં વિજય મેળવવાનું કામ અશોકનું છે, મેળવેલા પ્રદેશમાં કમી જાસ્તી કરવાનું અશોકની સ્વાધીનતામાં નથી ! ભગવન્ ! પ્રસંગજ આવ્યો છે, તો બોલું છું તે માટે દરગુજર કરશો. અશોક જેવો ન્યાયનિપૂણ, પ્રજાહિતતત્પર, શૂર, મુત્સદ્દી, પ્રત્યક્ષ રાજા રામચન્દ્રની બરોબરી કરનાર નૃપાલ અમારા નશીબમાંજ નથી ! મગધદેશનાં એટલાં પુણ્યજ નથી !"

"હું પાટલીપુત્રનો અભિષિક્ત રાજા છતાં કાકા તમે આમ કેમ બોલો છો ?"

"આજ મ્હારી સામે મગધદેશની ગાદીપર બેઠેલા સજ્જન અશોક છે, એમ કોણ કહેશે ? પાટલીપુત્ર નગરનું રાજ્ય અત્યારે બૌદ્ધભિક્ષુઓના હસ્તગત છે. મગધદેશના પ્રબળ સામ્રાજ્યનાં સૂત્રો, રાજ્યકુલોત્પન્ન અશોકના હાથમાં નથી, પણ ભિક્ષાહારી ભિક્ષુઓના હાથમાં છે ! રાજકીય હુકમ બૌદ્ધભિક્ષુઓદ્વારાજ થાય છે, અને અશોકની મધ્યસ્થીવડે માત્ર તેની અમલબજાવણી થાય છે ! ભગવન્ ! બૌદ્ધભિક્ષુઓ આપને પોતાના હાથનાં રમકડાં બરાબર સમજે છે. દેહમાં પ્રાણ હોય ત્યાં સુધી લઢવું એજ માત્ર આપનું કામ; સંધિની ભાંજગડમાં આપણે ફોગટ શા માટે પડવું ?" વૃદ્ધ રાધાગુપ્તથી વધારે બોલી શકાયું નહિ. આવેશથી તેનો કંઠ રૂંધાઇ ગયો.

"કાકા ! હું તમારા કહેવાનો ભાવાર્થ હવે સમજ્યો. રાજ્યકાર્યમાં મારૂં કશું કર્તવ્ય નથી ? સાંસારિક બાબતમાં હું ઉદાસી છું; ધર્મપ્રચાર સિવાય બીજામાં હું મ્હારા અધિકારની વધારે મદદ લેતો નથી. માતા બુદ્ધિમતીને રાજ્યતંત્ર ચલાવવાની બહુ હોંશ છે, ને કુમાર વિતાશોકને તખ્તનશીન કરાવવાની તેની ધારણા નિરર્થક નિવડી છે. આ સૌ સંજોગો ધ્યાનમાં લેતાં, અંદર અંદર નકામો કલહ ન થાય તે માટે હું માતા બુદ્ધિમતીની ઇચ્છાને સહસા દબાવી દેવાનું ચ્હાતો નથી." અશોકે શાન્તચિત્ત કહ્યું.

"અને તેથીજ માયાળુ અશોકની રાજ્યપદ્ધતિ જૂલ્મી છે એવી અપકીર્તિ થવા લાગી છે." રાધાગુપ્તે ટકોરમાં કહ્યું.

"કાકા ! રાત ઘણી ગઈ છે, કાલે આપણે કેમ કરવું તે મને કહો.

આ થતા વિનાશથી મારૂં ચિત્ત છેક હબકી ગયું છે. આ વખતે વિશ્વાસુ, વયોવૃદ્ધ અને અનુભવી એક સાચા સલાહકાર તમેજ છો; વાસ્તે કાકા બોલો અને મારી ચિંતાની શાન્તિ કરો."

"મહારાજ! આપની મારા પ્રત્યેની નિષ્ઠા છે તે માટે મહારાજનો અત્યંત ઋણિ છું. મારા જેવા એક હિન્દુને-બૌદ્ધધર્મના કટ્ટા દ્વેશીને-પ્રત્યક્ષ તેના ધર્મબંધુઓ વિરૂદ્ધ ચાલતા યુદ્ધ વિશે સલાહ આપવાનું આપ માન આપો છો એજ આપના હૃદયની ઉચ્ચતા અને મારા પ્રત્યેની શ્રદ્ધાની સાચી પ્રતીતિ છે. હું પણ સ્વામીનું કાર્ય એકનિષ્ઠાથી યોગ્ય રીતે અદા કરવામાંજ મારી ફરજ સમાયલી માનું છું. ભગવંતના કલ્યાણચિંતન સિવાય મને સુખ નથી. મહારાજ! બહુ વિચારના પરિણામે મને એમ લાગે છે કે, કાલે સવારે તો સંધિ નજ કરવી." પ્રધાન રાધાગુપ્ત ગદગદિત થતો બોલ્યો.

"ત્યારે શું? બીજા હજારો મનુષ્યના પ્રાણની આહૃતિ આપવામાં હું નિમિત્ત થયે જાઉં?"

"ગમે તેમ પણ મારા નમ્ર મત પ્રમાણે કાલનો દિવસ તો આપણે કશા પણ ફેરફાર સિવાય ગાળવોજ જોઇએ. રાજમાતા બુદ્ધિમતી અને એમના સલાહકાર મંડળ સંપુષ્ટાચાર્ય વગેરેને અગત્યનું આમંત્રણ મોકલી ઇંદ્રભવન ગુફામાં બોલાવીએ, અને—"

"અને મારે તેમના કહેવા પ્રમાણે કરવું, એમજ છે ને આપનું કહેવું? ના, મનુષ્યજીવનનો અઘોર નાશ મારી આંખ આગળ થઇ રહ્યા છતાં તેમની સલાહની વાટ જોઇ બેસવાનું કારણ નથી." અશોક વચ્ચેજ બોલ્યો.

"ભગવન્ત, મારૂં કહેવું પુરૂં સાંભળો. કાલે રાત્રે ઇન્દ્રભવન ગુફામાં સૌ એકત્ર થયા પછી તેમની આગળ સંગ્રામનો સવાલ મૂકવો. સંધિને અનુકૂળ તેમનો મત થાય તો સારૂંજ; અને તેમ નજ થાય તો ભગવન્ત પોતાની ઇચ્છા પ્રમાણે કરવા મુખત્યાર છેજ."

"સંધિને અનુકૂળ તેમનો મત થવાનોજ નહિ; તથાપિ તમારી ઇચ્છાનુરૂપ સાંઢણીસ્વાર મોકલીને કાલે રાત્રે ઇન્દ્રભવન ગુફામાં તેમને બોલાવો. પણ છેવટે યુદ્ધનો રસ્તો શો લાવવો?"

"સંધિ કરવા સિવાય બીજો માર્ગજ નથી." પ્રધાન રાધાગુપ્ત અત્યંત લજ્જિત થઇને કંપિત સ્વરે બોલ્યો.

થોડાજ વખતમાં પાટલીપુત્ર તરફ સાંઢણીસ્વારની રવાનગી થઇ.

અશોકનું ચિત્ત જરા શાન્ત થયું, અને નિદ્રાદેવીએ તેની ઉપર છાપો માર્યો.

## પ્રકરણ આઠમું.

### ઇન્દ્રભવન ગુફામાં મસલત.

By overselves is evil done,
By overselves we pain adure,
By overselves we cease from wrong,
By overselves become we pure.
No one saves but overselves,
No one can and no one may,
We overselves must tread the Path;
Buddhas only show the way.*

*Dhammapada.*




**ન્દ્રભવન** ગુફા જે ડુંગરમાંથી કોતરાઇ હતી, તે ડુંગરનું નામ શું હતું તે જાણવાનું કશું સાધન નથી; પણ ઇન્દ્રભવનના ઉત્તર ભાગમાં એક ડુંગર હતો, તેના પત્થર તેલની ધાર જેવા ચળકતા અને નિલવર્ણી હોવાથી તેનું નામ "ઇન્દ્રનીલ" પર્વત પડયું હતું, અને તેના ભિતર ભાગમાં, ભરતખંડમાં શિલ્પકામનું સંગ્રહસ્થાન કરાવનારી આ એકજ ઇન્દ્રભવન ગુફા હતી. દૂરથી જોનારને આ "ઇન્દ્રનીલ" ડુંગર માત્ર એકજ પત્થરનો બનેલો હોય એવો સહસા આભાસ થતો, એટલુંજ નહિ, પરન્તુ તેની પાસે જઇને જોનારને પણ એવીજ ખાતરી થતી હતી! વૃક્ષો સિવાય ડુંગરની શોભા નથી, એવું બોલનાર એકવાર ઇન્દ્રનીલનાં દર્શન કર્યાં પછી પોતાનું બોલવું અનુભવ વગરનું છે એમ સ્વીકારશે. ઇન્દ્રનીલ પર જો કે ઘાટી

---

* ભાવાર્થ:—"જે કંઈ ખોટું થાય છે એ આપણા પોતાનાથીજ, તેથી ખમવું પડેછે પણ આપણનેજ; ખોટું કરતાં પાછા પડીએ છીએ એ પણ આપણે, અને પવિત્ર રહીએ છીએ એ પણ આપણે."

"આપણા પોતાનું રક્ષણ આપણા વગર બીજું કોઈ કરનાર નથી, કરી શકનાર નથી, કરે પણ નહિ. આપણે આપણી મેળેજ (સદ્) માર્ગે પગલાં માંડવાં જોઇએ: ભગવાન બુદ્ધ તો કેવળ દિશાજ બતાવશે." —ધમ્મપદ.

ગુફાવાળાં આંબાવાડિયાં કે એવું કાંઇ ન હતું, પણ ઠેકાણે ઠેકાણે બીજી અનેકવિધની વનસ્પતિ નૈસર્ગિક રીતે હૃદયને આલ્હાદ આપતી, અને કુદરત પ્રત્યે જોનારનું આકર્ષણ કરાવતી હતી. વૃક્ષોની શીતળ છાયા ક્ષણિકજ હોય છે, પણ ઇન્દ્રનીલ પર કોતરેલી ગુફામાં તો અખંડ છાયા છવાઇ રહી હતી. ઇન્દ્રભવન ગુફા માત્ર ઇન્દ્રનોલ ડૂંગરનોજ નહિ, પણ એની આજૂબાજૂના પ્રદેશનો પણ એક ગૌરવયુક્ત અલંકાર હતો. ડુંગરની તળેટીમાં દૂર ઉભા રહીને, ડુંગર અને ગુફા ભણી અનિમિષ તાકીને દૃષ્ટિ નાંખતાં, જાણે કોઇ કૃષ્ણવરણી ભિલ્લ તરૂણી લાલરંગનું અંબર પહેરીને સ્મિત કરતી ઉભી હોય એવો ભાસ થતો. જ્યારે ભરતખંડમાં શિલ્પકળા ઉન્નત દશાએ પહોંચી હશે, તે સમયની આ ઇન્દ્રભવન ગુફા એક નમૂનારૂપ છે. ગુફાનું મુખ્ય દ્વાર દક્ષિણાભિમુખ હોઇ, તેની બન્ને બાજૂએ ગૌતમબુદ્ધની ધ્યાનસ્થ તથા આસનસ્થ વિશાળ મૂર્તિયો છે. મૂર્તિની નીચે નિર્મળ જળની ટાંકી છે, તેમાંથી પૂર્વ તરફની ટાંકી દ્વારા ઇન્દ્રાયણી નદીનો જન્મ થયેલો મનાય છે. એમાંનું વિપુલ જળ નિહાળી આટલું બધું જીવન્ત જળ આ પત્થરવાળી ભુમિમાં ક્યાંથી ભરાઇ રહ્યું હશે એવો ખ્યાલ ઉદ્ભવતાં આશ્ચર્ય થયા સિવાય રહેતું નથી. "ભગવાન ગોતમબુદ્ધને ઇન્દ્રપુરના ધર્મશુન્ય માણસો ઉપર માઠું લાગવાથી, તેમણે અશ્રુપાત કરેલો, ને તેમાંથી નિતરેલું જે જળ તેજ આ" એમ પણ ઘણાનું કહેવું થતું હતું! ગુફાનો આ પ્રકારનો બહારનો ભાગ જોયા પછી, તેના અન્દર આટલો મોટો ભવ્ય સભામંડપ હોવાની કોઇ પણ કલ્પના થઇ શકે નહિ. મુખ્ય દ્વાર આગળ પહેરગીરો પહેરો ભરતા હતા; ને ઇન્દ્રભવન ગુફાનો મુખ્ય સભામંડપ આજ ઉત્તમ પ્રકારે શોભી રહ્યો હતો. મંડપના મધ્યસ્થળે ગોઠવાયેલ વ્યાસપીઠ ઉપર મહારાજા અશોક, કુમાર વિતાશોક અને અમાત્ય રાધાગુપ્ત એ સૌ પોતપોતાના આસનપર આરૂઢ થયા હતા. અશોકના વિશ્વાસપાત્ર ચાર પાંચ અંગરક્ષક (Body guards) અશોકની પાસે-વ્યાસપીઠથી ઉતરતી પગથીમાં બેઠા હતા. બાકીનો સભામંડપ શૂન્ય લાગતો હતો. વ્યાસપીઠ ઉપરજ હજુ કેટલાંક આસન ખાલી હતાં. મહારાજા અશોક કોઇની રાહ જોતા હતા, ને સૌનું ય લક્ષ પ્રવેશદ્વાર ભણી એકતાર થઇ રહ્યું હતું.

"મોહન!" અશોકનો ઉચ્ચાર સભામંડપમાં બધે ફેલાઇ રહીને બહાર પહેરગીરના કર્ણગોચર થયો, અને તરતજ, "જી મહારાજ! શું આજ્ઞા છે?" એમ કહી અદબ વાળી ઉભો રહેલો મોહન નમન નમતો

અશોકની દૃષ્ટિયે પડ્યો.

"જા; અને રાત કેટલી વીતી છે, તે ઘટિકાયંત્રમાં જોઇ આવ."

"મહારાજ!" મોહને પાછા આવીને નિવેદન કરવા માંડયું: "આપ પધારેલા તે વખતે આઠ ઘટિકા થઇ હતી, ત્યાર પછી બે ઘટિકા ભરાઇ ગઇ છે ને ત્રીજીની શરૂઆત થઇ છે."

"દસ ઘટિકા રાત વહી ગઇ. હજુ સુધી તેઓ કેમ નહિ આવ્યાં હોય? માતા બુદ્ધિમતી પણ–"

એટલામાં તો ન્હાના દરવાજામાંથી, "રાજમાતા બુદ્ધિમતીની જય" એવો પ્રતિહારીનો ગંભીર ધ્વનિ સંભળાયો અને શ્વેત વસ્ત્રવિભૂષિત એક પ્રૌઢ સ્ત્રી ચારે બાજુએ પોતાની તીક્ષ્ણ દૃષ્ટિ નાખતી મંદ ગતિએ, સ્મિત કરતી વ્યાસપીઠ ભણી આવવા લાગી. તેનો ગંભીરપૂર્ણ ચ્હેરો અત્યંત હૃદયભેદક હતો. તેના મ્હોંપર છવાઇ રહેલી શાન્તિ અતિ મર્મયુક્ત હતી, તેના હોઠપર તરી આવતું સ્મિત મહા કઠોર હતું. તે એક વખત પોતાની યુવાનીમાં સુન્દર હશે એવું તેના અવયવો ઉપરથી અનુમાન થતું હતું; તથાપિ તેનું સૌન્દર્ય આકર્ષક કરતાં કઠોરપણાને જાસ્તી પોષક હતું એવી ખાત્રી થયા સિવાય રહેતી નહિ. તેના અધિકારયુક્ત મર્દાની ચ્હેરાપરથી તેની રવિકિરણ જેવી ઉજ્જવલ દંતપંક્તિ, ધવલ કેશકલાપ, અને ધવલ પોષાક આ સૌ વધારે ભીષણતા આણતાં હતાં: તેના ધવલ કેશકલાપ સિવાય તે વયોવૃદ્ધ હશે એવું માનવાને બીજું કારણ મળે તેમ નહતું. અને રાજમાતા બુદ્ધિમતી એટલી બધી વયમાં ન હતી. રાજા બિન્દુસારના દેહત્યાગ પછી, બુદ્ધિમતીએ અલંકાર પ્રત્યેનો મોહ સરાવી દીધો હતો. તે સંન્યસ્ત વેષમાં રહેતી હતી, પણ સ્ત્રીઓનામાં નૈસર્ગિક રીતે રહેલી માર્દવતાને ન છાજે એવા તેના નૂર વડે તે સામાન્ય સ્ત્રી ન હોય એવી પ્રતીતિ થતી હતી. રાજમાતા બુદ્ધિમતી સાથે ચાર અશક્ત અને સશસ્ત્ર ભિક્ષુ તરૂણી ધવલ વેશેજ સભામંડપમાં દાખલ થઇ. એકના ખભાપર હાથ મૂકીને અને બીજીના હાથમાં હાથ મેળવીને રાજમાતા મંદગતિએ સભામંડપમાંના વ્યાસપીઠ તરફ વળતી હતી. તેને જોતાં અશોક, વિતાશોક તથા અમાત્ય રાધાગુપ્ત એ સૌએ ઉઠીને વન્દન કર્યાં. બુદ્ધિમતી, એમના વન્દનને સત્કારી નિર્મિત આસનપર આવી.

"છોકરીઓ! હવે હાથમાંના શસ્ત્ર નીચે મૂકી દો અને બે ઘટિકા સુધી મ્હારે તમારાથી એકાન્ત સેવવો છે, માટે ખુશીથી બહારના ભાગમાં

ફરો. પણ સ્હુર! બે ઘટિકા પછી તમારે પાછું હાજર થવાનું છે." બુદ્ધિમતીએ આસન પર બેસતાં બેસતાં આજ્ઞા ફરમાવી, અને એના મુખમાંથી ઉપરના શબ્દો બ્હાર નીકળ્યા ન નીકળ્યા એટલામાં તો તે સ્ત્રીઓ વિદ્યુત્‌વેગે બહાર ચાલી ગઇ. પણ તે પૈકી એક તરૂણીએ ચક્ષુચાપલ્યથી અશોકને આકર્ષ્યો.

"બેટા અશોક! તું ઘણોજ સોસાઇ ગયો છે. લડાઇનું ત્હને ઘણું જ લાગી આવ્યું હોય તેમ લાગે છે!" વત્સલતાનો કૃત્રિમ ઉમળકો આણી રાજમાતા બુદ્ધિમતીએ અશોકના અંગ પર હાથ ફેરવતાં કહ્યું.

"માતા! લડાઇનું પરિણામ ક્વચિત્ જ સારૂં હોય છે, છતાં લડાઇ મ્હને ગમે છે."

"મહારાજના શરીર ઉપર થયેલો ફેરફાર લડાઇને લીધે નહિ, પણ લડાઇને અંગે ઉદ્‌ભવેલી ચિન્તાને લીધે છે." પ્રધાન રાધાગુપ્તે વચમાં જ કહ્યું.

"ચિન્તા શી?" રાધાગુપ્ત પર પોતાનાં નેત્રોથી અગ્નિ વરસાવતી રાજમાતા બોલી: "ચિન્તાનું પરિણામ અશોક જેવા બાલક પર શાનું હોય? ત્હેને ચિન્તા કરવાનું કારણ શું? અમ વડીલોની એને માથે છાયા છતાં તેને ચિન્તા શા સારૂ હોય? પ્રધાનજી! ત્હમે લડાઇના આવા આણીને વખતે મિજબાનીઓ ઉડાવતા તંબુમાં પડી રહો છો, તેના કરતાં ચિન્તાના નિરાકરણ માટે ચિન્તા શા સારૂ કરતા નથી?" પ્રધાનજી પર રાજમાતાના આવા પ્રહારો ચાલુ હતા, એટલામાં "ભિક્ષુશ્રેષ્ઠ સંપુષ્ટાચાર્ય મહારાજ!" એવો કોલાહલ ગુફાના દ્વાર આગળ થયો, અને એને લીધે પ્રધાનજી પર થતી પુષ્પવૃષ્ટિ (!) માં અન્તરાય આવ્યું. અર્ધઘટિકા સુધી ગુફાના દરવાજાથી સભામંડપ સુધીનાં માણસોના મેદની જામતી હતી, પણ ખૂબી તો એ હતી કે કેટલીક ક્ષણો સુધી જે માણસો આવતા હતા, તે આવનાર માણસો સ્હામે તાકીને જોતાં, જાણે એકના એકજ આદમી પુનઃ પુનઃ આવતા હોય એમ લાગતું હતું; પણ જો તે કલ્પના સાચી જ હત તો સભામંડપ ચિકાર ભરાઇ જાત નહિ.

આ એજ દાઢી મૂછ મુંડાવેલાં મુખારવિંદ, એજ વાળ વિનાનું સાફ-લીસું માથું, અને એજ હાથમાં લીધેલી એકજ જાતની સરખી દંડિકા, ફરી ફરીને સર્વ સ્થળેથી દૃષ્ટિગોચર થતી હતી. તેઓએ પગમાં પહેરેલી પાવડીઓ એક સરખી હતી, એટલુંજ નહિ, પણ તેઓના ચાલવાથી થતો ખખડાટ પણ એક સરખો ચાલુ થતો હતો. આદિથી અંત પર્યંત પીત રંગનાં વસ્ત્રો, અને સઘળાના હાથમાં સરખાં જ શોભી રહેલ કમંડળ નજર આડે આવી રહ્યાં

હતાં. આવી એકમેકની પ્રતિકૃતિ જોતાં કોઇ નવા માણસને તેઓની પરસ્પરની ભિન્નતા એકાએક સમજાતી નહિ, ને તેથીજ જાણે એકનો એક માણસ ફરી ફરીને બહારથી આવતો હોય એમ લાગતું હતું.

આ બૌદ્ધ ભિક્ષુનો મેળો અથવા સંપુષ્ટાચાર્યના શિષ્યોનો સમુદાય વ્યાસપીઠ ભણી વળતાં "મહારાજા અશોકને ધર્મવૃદ્ધિ કરવામાં યશ મળો" એવા શુભાશીર્વચનનો જયઘોષ થવા લાગ્યો, અને પછી ક્રમપૂર્વક સૌને સ્વઆસને બેસવા-બેસાડવાનો વિધિ ચાલતો હતો. છેવટ, ભિક્ષુવર સંપુષ્ટાચાર્યે સભામંડપમાં પોતાનાં પગલાં ઉતાર્યાં. એના હાથમાં સુવર્ણદંડ શોભતો હતો. અને પોતે પોતાના યોગબળે કે જાતબળે સૌથી પૃથક્ પડી જતો હતો. સંપુષ્ટાચાર્ય અહીં એકલોજ આવેલો નહતો, પણ તેની સાથે એક બાળા પણ હતી. આ સંપુષ્ટાચાર્ય અને એ બાળાનો આજે થયેલો આ અપ્રાસંગિક સંયોગ જોઇ દરેકને નવાઇ લાગવા માંડી. પણ આ કોણ? અહીં આવવામાં તેનો શો હેતુ હતો, અને સંપુષ્ટાચાર્ય જેવો એની સાથે ક્યાંથી? એવો એક પણ પ્રશ્ન કરવાની કોઇનામાં હિમ્મત હોય એવું દેખાતું નહતું.

પછી બૌદ્ધભિક્ષુઓના જયજયકારમાં અને અશોકના સ્વાગતમાં સંપુષ્ટાચાર્યની સ્વારી, વ્યાસપીઠ આગળ આવી પહોંચી. તેણે ગંભીર સ્વરે અશોકપર આશીર્વાદનો વરસાદ વરસાવવા માંડ્યો. અશોકે દર્શાવેલા આસનનો સ્વીકાર કરતાં કરતાં તો, પ્રધાન રાધાગુપ્ત ત્યાં બેઠેલા છે એવું તેને માલમ પડ્યું કે તરતજ ત્યાંથી કૂદકો મારી તે નીચે ઉતરી પડ્યો! આચાર્યને આમ કરવાનું કારણ ન કળી શકતા છતાં પણ, રાજમાતા બુદ્ધિમતી પાસે જઈ બેઠેલી બાળા પણ નીચે ઉતરી પડી; કેમકે પોતાને પણ ત્યાં બેસવું ઇષ્ટ નથી એમ તેને લાગ્યું.

"મહારાજ!" આ વિચિત્ર વર્તનથી ઉત્પન્ન થયેલી સ્તબ્ધતામાં ક્ષતિ આણનાર તરીકે આચાર્યે કહેવા માંડ્યું: "અમ સંસારવિમુખ મનુષ્યોને તમારે આવા 'સબ ગોલંકાર'ના અધિવેશનમાં આમંત્રણ નહોતું કરવું એજ બ્હેતર હતું. અધર્મને લઇ ભ્રષ્ટ થયેલા નરપશુઓને જોવામાં પણ અમે અમારી દૃષ્ટિ દોષિત માનીએ છીએ, અને તેથીજ વસ્તીને તજી વનમાં વસવું દુરસ્ત ધારીએ છીએ. છતાં આપ પાછા એવા લોકના સંસર્ગિત બનાવવાનો યત્ન આદરી રહ્યા છો!"

અશોકને બોલવાની તકજ ન આપતાં રાજમાતા બુદ્ધિમતીએ આગળ આવીને કહેવા માંડ્યું: "ગુરૂ મહારાજ! અમારો શો અપરાધ થયો છે, તે નિવેદન કરો. હું તેનું તરતજ સમાધાન કરીશ."

"રાજમાતા !" વધુ આવેશ આણીને સંપુષ્ટાચાર્ય બોલવા લાગ્યો: "ભગવાન્ ગૌતમબુદ્ધે ધર્તિગ તરીકે માનેલા વેદનું અને વૈદિક ધર્મનું અધ્યયન કરનાર, અમારા નિર્વાણપ્રાપ્તિની નિંદા કરનાર, આ તમારો પ્રધાન, પાટલીપુત્ર નગરનું લાંચ્છન, મગધદેશના રાજસિંહાસનને લાગેલી કીડ, અમારા ધર્મપ્રચારમાં અન્તરાયભૂત નિવડનાર રાહુ, અહીં મહારાજ પાસે હાથેહાથ સ્પર્શાવીને બેસે, અને સંપુષ્ટાચાર્યના અધિકાર ઉપર ટીકા કરે ?"

"ગુરૂ મહારાજ !" અશોક ન બોલ્યા એટલે ઉતાવળે પ્રધાન રાધાગુપ્ત બોલ્યા: "આપના જેવા–ષડ્રિપુને દમન કરનાર–ને આવો નિરર્થક કોપ કરવો છાજતો નથી."

"પ્રધાનજી ! બુદ્ધોના અધિવેશનમાં આવીને તેઓનાજ, પ્રાણથી પ્રિય માનેલા પ્રતિબુદ્ધદેવ સંપુષ્ટાચાર્ય ઉપર આવી ટીકા કરવી એ પોતાની જાતને તૃણવત્ સમજવા જેવું છે, સમજ્યા?" રાજમાતાએ કર્કશ સ્વરથી કરડાકીમાં કહ્યું.

"તમારામાં જરા પણ મુત્સદ્દીપણું અને ડહાપણ હોય તો હમણાં ને હમણાં આ ઉચ્ચાસન પરથી ઉતરો અને સભામંડપમાં બીજા ભિક્ષુગણના સમુદાય પાસે જઇ બેસો." સંપુષ્ટાચાર્યે કહ્યું.

ઉત્પન્ન થયેલા આ અણધાર્યા કલહનો સત્વર અંત આણવા ખાતર અશોક બોલ્યા: "એવો અન્યાય કરશો માં, કાકાની એવી માનહાનિ કરશો માં. આ જગા પર બેસવાને તેઓ યોગ્ય છે, ને તેથીજ મેં તેમને અહીં બેસાડયા છે."

"અરે અશોક ! આ ત્હને કેવો ભ્રમ થયો છે ? પ્રત્યક્ષ બુદ્ધદેવના અવતાર ગુરૂ મહારાજ આ પરધર્મી પ્રધાનને સ્થાનભ્રષ્ટ કરવાની આજ્ઞા ફરમાવે છે, ને તું પાછો એનોજ પક્ષ ખેંચે છે ?" રાજમાતાએ ગર્જના કરતાં કહ્યું.

"માતુશ્રી !" વિનયપૂર્વક અશોકે કહેવા માંડયું: "ભિક્ષુવર આ પ્રમાણે આપણા જ ધર્મતત્વનું પોલ બતાવનાર આજ્ઞા કદિ કરે જ નહિ. સમતા, બન્ધુત્વ અને સર્વ જન પ્રત્યે સમાન ભાવ એ સૌ ઉત્તમ તત્વોને અવલંબી, તે તત્વોના વિશુદ્ધ સ્વરૂપની ઝાંખી કરાવનાર, કોઇ પણ ચુસ્ત બુદ્ધ–ભક્તને કાકા સરખા પવિત્ર માણસ પર ધૃણા ઉત્પન્ન થાય જ કેમ ? ધર્મપ્રચાર કરવો એજ જેનું લક્ષ્યબિન્દુ, ધર્મનાં ઉત્તમ ફળો પ્રત્યેક સરખી રીતે પામી શકે એજ જેના જીવનનો ઉદ્દેશ, પૃથ્વિ પર વસતાં સૌ પ્રાણી સમાન છે એ જ જેની દૃઢ માન્યતા છે, એવા સમષ્ટિભાવનામાં રમનાર ભગવાન્ બુદ્ધના પરમભક્તને મન–કદાચ કોઇ ઉતરતી કોટીનો હોય તોપણ તિરસ્કાર વસેજ શાનો ?"

"અરે અશોક! મ્હેં તમારા કરતાં દુનિયામાં વધારે વર્ષો વિતાવ્યાં છે." સંપુષ્ટાચાર્ય પોતાની અધિકારયુક્ત વાણીથી બોલવા લાગ્યો: "બૌદ્ધધર્મનાં તત્વો તમારા કરતાં મને વધારે જ્ઞાત છે, મારે તે તમારી પાસેથી નથી શિખવાં. અશોક! તને મારા વાસ્તે જો કંઇ પણ માન ઉપજતું હોય, જો મહાત્મા ગૌતમબુદ્ધની ગાદીના માનને જાળવી રાખવું હોય, જો ત્હારે ત્હારા ધર્મની આજ્ઞાને પગ તળે વટાવી નખાવવી ન હોય, તો સત્વર તું તારા આ પ્રધાન પ્રત્યેના અનુરાગને ભૂલી જા; અને તેને સભામંડપમાં નીચેના આસન પર બેસવાની આજ્ઞા કરી આ વ્યાસપીઠ મ્હારે બેસવા યોગ્ય બનાવ. બૌદ્ધસમાજમાં અગ્રસ્થાન ભોગવવાનું માન અમ જેવા સંન્યાસીઓને અથવા તેમના મતાનુસાર રાજ્યતંત્ર ચલાવનાર ત્હારા જેવા રાજકુલોત્પન્ન પુરુષોને જ છે એ વાત આ વખતે રાધાગુપ્તના મગજમાં ચોક્કસ રીતે ઉતરવી જોઇએ." સંપુષ્ટાચાર્ય પોતાનું સંભાષણ પૂરૂં કરે–ન કરે એટલામાં તો "પ્રધાનજીને નીચે ઉતારો, રાધાગુપ્તને નીચે ઉતારો" એવો કોલાહલ થવા લાગ્યો. વૃદ્ધ રાધાગુપ્ત હવે પછી શું થાય છે, તે જોતા પોતાના આસન પર શાન્ત અને ગંભીર મુખમુદ્રા કરીને બેઠા હતા. અને એમના આ શાન્ત ચ્હેરાને લીધે આચાર્યના ક્રોધમાં વૃદ્ધિ જ થતી હતી! બૌદ્ધ ભિક્ષુઓમાં જોરથી ચળવળ ચાલી પ્રતિપળે તેમનો કોલાહલ વધવા લાગ્યો. પ્રધાનજી ઉપર ધમકીનો એક સરખો વરસાદ દસે દિશાઓમાંથી વરસવા લાગ્યો. સંપુષ્ટાચાર્ય પણ પોતાના ક્રોધાનળના પ્રભાવે, અમાત્યને ભસ્મિભૂત કરવા સજ્જ થયો હોય એવી દૃષ્ટિથી જોતો હતો. વૃદ્ધ પ્રધાનજી શાન્ત સ્વભાવે આ ષડ્રિપુનું દમન કરનાર (!) મહારાજ ભિક્ષુઓની લીલાનું મૌનપણે નિરીક્ષણ કરી રહ્યા હતા.

"રાધાગુપ્ત!" રાજમાતા ઇર્ષ્યાની જ્વાલા વરસાવતી બોલી: "સભામંડપમાં કેવો કોલાહલ મચી રહ્યો છે, તે તમે જોતા નથી? નીચે ઉતરવા માટે માત્ર સંપુષ્ટાચાર્ય જ તમને આજ્ઞા કરતા નથી, પણ તેમાં સર્વ સભાજનની સંપૂર્ણ સહાનુભૂતિ છે, એવું તમને હજુ નથી સમજાયું?"

"માતુશ્રી! મગધદેશનું રાજ્ય જ્યાં સુધી બૌદ્ધભિક્ષુઓને આધીન થયું નથી, મગધદેશનો રાજ્યમુકૂટ મૌર્યવંશજો પાસેથી છીનવી લઇને જ્યાં સુધી બૌદ્ધ ભિક્ષુના મસ્તિષ્કપર મુકાયો નથી, અને મગધદેશના સિંહાસન પર જ્યાં સુધી બૌદ્ધભિક્ષુઓનાં પાદચિહ્નો પડયાં નથી, ત્યાં સુધી આ રાધાગુપ્તને કોઇ પણ બૌદ્ધભિક્ષુની આજ્ઞા સમક્ષ નમ્યું આપવાનું

કશું પ્રયોજન નથી. પછી તે બૌદ્ધભિક્ષુ સંપુષ્ટાચાર્ય કે ગમે તે હોય તોપણ શું? જ્યાં સુધી મહારાજની આજ્ઞા થઇ નથી, ત્યાં સુધી તો આ આસન તજવાનું મારે કશુંજ કારણ નથી." પ્રધાન રાધાગુપ્તે શાન્તપણે કહ્યું.

વળી પુનઃ સભામંડપમાંથી "પ્રધાનજીને નીચે ઉતારો" એવો કોલાહલ થયો! મામલો આટલેથીજ અટક્યો ના; અને પ્રધાનને નીચે ઉતારી પાડવા સારૂ પાંચ દસ જણ આગળ પણ ધસી આવ્યા.

"ખબરદાર! આગળ એક પણ પગલું મૂકશો માં." અશોકે આગળ ધપતા ભિક્ષુઓને હુકમ કર્યો.

"પ્રધાનજીને આ જગા પર મેં નિમેલા છે અને ત્યાંથી તેમને પદભ્રષ્ટ કરી અપમાન આપવાની મારી જરા પણ ઇચ્છા નથી. આવો અસભ્ય ઘોંઘાટ કરવો છોડી દઇ સુલેહ જાળવી બેસવાની સૌને હું આજ્ઞા કરૂંછું. અને આચાર્ય મહારાજ! આ વ્યાસપીઠ પર કાકાસાહેબની સાથે બેસવાનું આપને આપના મનથી અનુચિત લાગતું હોય તો કાકાને અંહીથી ખસેડવા કરતાં આપને વાસતે આ વ્યાસપીઠની પાસેજ એક નોખું આસન તૈયાર કરાવું છું."

વધારે ચીકણાશ કરવા જતાં ધારેલી યોજના પાર નહિ પડે પણ તેથી ઉલટું પોતાનું મૂરાતન ગુમાવાશે, એમ સમજી સંપુષ્ટાચાર્યે પોતાના મ્હોં પરનો તામસી તાપ સમાવી દીધો, અને તેને સ્થાને આવી શકે તેટલી કૈંક શાન્તિની છાયાને નિમંત્રવા લાગ્યો અને છેવટ અશોકની સૂચનાને આધીન થયો. તરતજ વ્યાસપીઠ પાસેના ભાગમાં એક આસન તૈયાર કરવામાં આવ્યું, તેના પર આચાર્ય આરૂઢ થયો, અને એની સાથે આવેલી બાલા પોતાને બેસવાનું સ્થાન શોધતી ઊભી હતી.

"આચાર્યવર! આપની સાથે આવેલું આ ભિક્ષુમંડળ તથા આ તરૂણ સ્ત્રી આપનાં વિશ્વાસપાત્ર જ છે ને? અહીં આપણે કાંઇ ગુપ્ત રાજકીય ચર્ચા ચર્ચવાની છે, અને એ ચર્ચા બિલકુલ છાનીજ રાખવાની છે." અશોકે સંપુષ્ટાચાર્યને પૂછ્યું. સંપુષ્ટાચાર્યે કૈંક વિચાર કરી "કૈં હરકત નહિ, ખુશીથી આરંભ કરો" એમ કહ્યું. ઉભેલી બાલાને રાજમાતા પાસેજ બેસવાની ઇશારત કરી, અને સૌને ટાઢા પડેલા જોઇ અશોકરાજે રાજમાતા તથા સંપુષ્ટાચાર્યને આજના અધિવેશનનો ઉદ્દેશ કહેવા માંડ્યો:—

"કલિંગદેશનું રાજ્ય આપણે અધીન કરી, ત્યાંના રાષ્ટ્રને બૌદ્ધધર્મી બનાવવું, મગધદેશના રાજકુલ અને કલિંગદેશના રાજવંશજોનો શરીર-સંબંધ શરૂ કરવો તથા થએલા માનાપમાનનું આ પ્રમાણે વેર વાળી બૌદ્ધ-

ધર્મનો પ્રચાર કરવો. એ ઉદ્દેશથી આપણે યુદ્ધ આદરેલું: હાલ ત્હેને ત્રણ વર્ષ થવા આવ્યાં, બીજા ભાગોમાં આપણે બરાબર ફાવ્યા નહિ, ત્યારે આ દેશના નાકરૂપ ઇન્દ્રપુરને પ્રથમ જીતવું એટલે પછી બાકીના દેશોનો પણ પરાજય કરી શકાશે એવી ધારણાથી ઈન્દ્રપુરને સર કરવા ત્યાં ઘેરો ઘાલી આજ ચાર માસ થયાં કડીતોડ યુદ્ધમાં ઉતર્યા છીએ. દિન પ્રતિદિન યશની આશા આધી ને આધી જતી હોવાથી પ્રથમ જે કાંઇ અસ્પષ્ટ હતું, તે હવે સ્પષ્ટ સમજાવા લાગ્યું છે. ઘેરો ઘાલતી વખતે આપણું જેટલું સૈન્ય હતું, તેમાંનું ચતુર્થાંશ ભાગનું પણ હવે સમરાંગણે રહ્યું નથી. બાકીનું સઘળું સૈન્ય વીરને છાજે તે પ્રમાણે, કદિ યુદ્ધમાં ખપી ગયું હત તો હરકત ન હતી. વળી આપણી છાવણીમાં રોગનો ભયંકર ઉપદ્રવ ચાલુ થયો છે એ પણ એક આફતનુંજ પરિણામ છે. આપણા હજારો સૈનિકો આ રોગના ભોગ થઇ પડયા છે. આ તરફ વળી લડાઇમાં ખુવારી થયાં જાય છે, અને તેના પ્રમાણમાં તસુભર પણ જગા આપણે મેળવી શકતા નથી. આવી રીતે જેમ જેમ આપણું બળ કમી થતું જાય છે, તેમ તેમ શત્રુપક્ષ વધારે પ્રબળ બને છે. જો કે હજુ તો તેઓ સમરસંમુખ આવેલજ નથી! વળી રોગના ઉપદ્રવની વાત તેને વિદિત છે, અને હવે તો "શત્રુગણ જો સ્હામી છાતીએ આવીને યુદ્ધ આદરે તો ઠીક" એવું આપણા સૈનિકોનું મત છે. રોગના પંઝામાં પડી મરવા કરતાં રણક્ષેત્રમાં ઝુઝતાં મારીને મરવાનું આપણા સૈનિકો વધારે હિતકર માને છે. પણ ઇન્દ્રપુરના આર્યો તો, આપણો નાશ રોગના ઝુલ્મથીજ થવાની રાહ જોઇ બેઠા છે. આવા વિકટ અને પ્રતિકૂલ પ્રસંગે લડાઇ ચાલુજ રાખવી કે સંધિ કરવી એવો પ્રશ્ન ખડો થાય છે. તેનો નિકાલ કરવા માટે મ્હેં તમને આજ નિમંત્ર્યા છે."

આમ કહીને, રાજમાતા તથા સંપુષ્ટાચાર્ય આનો પોતાને મ્હોંડેથી શો જવાબ વાળે છે એની રાહ જોતા સમ્રાટ્ બોલતા બંધ થયા.

"શત્રુની જીત કબૂલ કરીને તેની આજ્ઞાને માન આપવા જેવો દુઃસહ પ્રસંગ આજ પર્યંત સમ્રાટ્‌ને કદિ પણ પ્રાપ્ત થયો નથી." રાજમાતા બોલી.

"ધર્મપ્રચાર વાસ્તે ચાલતા યુદ્ધમાં બૌદ્ધભૂપતિએ અદ્યાપિ કદિ પણ પાછી પાની કરી નથી." સંપુષ્ટાચાર્યે સહાનુભૂતિ આપતાં કહ્યું.

"ધર્મપ્રચારાર્થે યુદ્ધ કરવું, પ્રાણહાનિની ભીતિ ઉત્પન્ન કરીને એકાદને ધર્માનુરાગી બનાવવો, અને મનુષ્યોના રક્ત માંસના અમંગલ પાયા પર ધર્મ સરખી પ્રોજ્જ્વલ ઇમારત ઉભી કરવી, એથી તો આપણા ધર્મને આપણે જ

ચૂંથી નાખતા હોઇએ એવું તાત્પર્ય નિકળે છે. અધુના બૌદ્ધધર્મને માન આપનાર એવો વર્ગ કલિંગદેશમાં વિરલ જ છે; પ્રજાનો ધર્મ મૃગેન્દ્રરાજ પણ પાળે છે. તે બૌદ્ધધર્મના સ્વાભાવિક પ્રચાર વિરૂદ્ધ કદિ પણ આવ્યો નથી. હકીકત આમ છે, ત્યાં ઝુલ્મથી—બળાત્કારથી મૃગેન્દ્રરાજ પર તથા તેની નિર્દોષ રૈયતપર લાખો જાણુના જીવના ભોગે બૌદ્ધધર્મરૂપ બોજો લાદવો એ આપણા ધર્મના કયા તત્વને અનુસરતું કહેવાય ?"

"ભગવાન્ ગૌતમબુદ્ધે ધર્મપ્રચાર કરવાનો ઉપદેશ બોધેલો છે. આપણે એમના અનુયાયી છીએ, એમની આજ્ઞા આપણે શિરસાવંદ્ય સદા સત્કારવીજ જોઇયે." અશોકના સંભાષણથી વિસ્મિત થયેલો સંપુષ્ટાચાર્ય બોલ્યો.

"આચાર્ય !" અશોકે વધતા જતા આવેશથી કહેવા માંડયું: "ધર્મના રૂચિર તત્વો આપણા આચારમાં વાળીને, ધર્મનાં અમૂલાં સિધાન્તોની પ્રજાના અંતઃકરણમાં ઉંડી છાપ પાડીને, અને આપણા ધર્મનાં સત્યોનો નિર્મળ પ્રકાશ એમના આત્માપર ઢોળીને, પ્રજાનાં જીવન તૈયાર કરી ધર્મનો પ્રસાર કરવો એવો અતિ સ્નેહાળ સન્દેશ ભગવાન્ ગૌતમબુદ્ધે બોધેલો છે. ધર્મના નામે કેવળ રસના લાલિત્યથી બેશુમાર પ્રાણીની હિંસા થવા લાગી, અને તેથી દયાર્દ્ર હૃદયથી " **अहिंसा परमो धर्मः** " એ અંતિમ સત્ય મોખરે આણીને બૌદ્ધધર્મના સ્થાપનાર સ્વામી ગૌતમબુદ્ધ રક્તપાત કરીને, ખૂન કરીને, મનુષ્ય પ્રાણીઓના જીવની હાનિ કરીને, આપણા દયામય ધર્મનો પ્રસાર કરવાનું કેમ કહે ? તરવારના જોરથી ધર્મનો પ્રસાર કરવો એવો ઉપદેશ પોતે આપેજ કેમ ? સમતા, ભ્રાતૃત્વ વગેરે ઉચ્ચતમ તત્વોને નષ્ટ કરવાનો ઉપદેશ પોતે નજ આપે. ધર્મપ્રચાર વાસ્તે આપણે યુદ્ધ કરીએ છીએ એ જ આપણી મોટી ભૂલ છે; કેમકે તેમ કરતાં તો આપણે હાથે કરીને આપણા ધર્મનાં તત્વો અને નિયમોને ઉલંગી જઇ અપમાન આપીએ છીએ."

"ધર્મના આવા મિષે આરંભેલા યુદ્ધથી પરાઙ્મુખ થવું એ ત્હારા જેવા વીરને છાજતું નથી." રાજમાતા ક્રોધયુકત ન્હેરે અશોક પ્રત્યે મેઘગર્જના પેઠે ધુરકી: "મૃગેન્દ્રે કરેલા અપમાનની વિસ્મૃતિ થઇ કે શું ? અપમાનનો બદલો કેમ લેવો એ બીજા રાજ્યકુટુંબો કરતાં મૌર્યકુલ વધારે સારી રીતે સમજે છે. પોતાના થયેલા નજીવા અપમાન સટે સઘળા નન્દવંશની જડ ઉખાડી નાંખીને મગધદેશના રાજ્યાસન ઉપર ત્હારા પિતામહ ચન્દ્રગુપ્ત મૌર્યના પ્રથમ સમ્રાટની સ્થાપના કરનાર ચાણુક્યનાં સૂત્રો—

અપમાનને બદલે વેર લેવાનો મંત્ર—મૌર્યવંશની બીજીજ પેઢીમાં વિસરી જવાય એ વાત કોઇને પણ સંભવિત લાગે ખરી કે? અશોક! સમરાંગણમાં યાહોમ કરીને પડવુંજ જોઇએ.”

“મહારાજ! સંધિ કરવાનો વિચાર જ મનમાં આણશો નહિ.” સંપુષ્ટાચાર્યે ઉમેરણ કર્યું. અને તરતજ સભામંડપમાં યુદ્ધ જારી રાખવુંજ જોઇએ એવો કર્ણકઠોર અવાજ ગાજી રહ્યો.

“માતુશ્રી! ભિક્ષુગણ! અને મહારાજ સંપુષ્ટાચાર્ય! આપ સૌને મેં કેવળ મત આપવા સારૂ અને સલાહ દેવા સારૂજ અહીં બોલાવ્યા છે, એનો દુરૂપયોગ થવા ન દેશો. મને આજ્ઞા કરવાનું કામ નાહક તમે કોઇ માથે ખેંચી લેશો નહિ. ‘યુદ્ધ ચાલવુંજ જોઇએ’ એવી ત્હમારી ફરજ સાંભળવા મ્હેં તમને તેડયા નથી. સલાહ આપવાનુંજ કામ તમારૂં છે, અને તે અમારા મતને જેટલી મળતી આવશે અને અનુકૂળ લાગશે તેને અવલમ્બી વર્તવાનું—અમલ કરવાનું—કામ અમારૂં છે. વળી તમારા શબ્દોમાંની રાજકીય બાબતોને હું વધારે મહત્વની માનતો નથી.” અશોકે અધિકારયુક્ત વાણીથી કહ્યું: “માતુશ્રી! મૃગેન્દ્રરાજે આપણું કોઇ પણ રીતે અપમાન કર્યું નથી એવું હવે મને સમજાવા લાગ્યું છે. પોતાની કન્યા આપણને આપવી કે ન આપવી એના નિરાકરણનો અધિકાર આપણો નથી—કન્યાના પિતાનો છે. ‘અમનેજ ત્હારી પુત્રી આપ’ આમ કહેવું ન્યાયપુરઃસર નથી, અને આવી અઘટિત માગણીનો મૃગેન્દ્રરાજે અનાદર કર્યો તો તેમાં આપણે આપણું અપમાન થયું સમજવાનું નથી.”

“અપમાન થયું નથી એવું જો અશોકને લાગતું હતું, અને ધર્મ-પ્રચાર માટે યુદ્ધ ન કરવાનોજ અશોકનો સિદ્ધાન્ત હતો, તો આ યુદ્ધની શરૂઆત જાણી બુજીને શા સારૂ કરવી પડી?” રાજમાતાએ અશોકને કરડાકીમાં પૂછયું.

“યુદ્ધના આરંભ વખતે અશોક પોતાની આંખોથી પોતે જોતો ન હતો—અરે! અત્યાર લગણ અશોક રાજમાતાની આંખે, ઉપદ્રવ્યાપિ ભિક્ષુગણની આંખે, અને સંપુષ્ટાચાર્યની આંખે નિહાળતો હતો, અને તેથી યુદ્ધનાં અતિ પવિત્ર તત્વોને ઝાંખાં પાડનાર, માનવને ગળે ફાંસો નાખનાર કાળાં કૃત્યો આ અશોકના હાથથી થયાં, એ માટે અત્યારે હવે તેને અત્યંત પશ્ચાત્તાપ થાય છે.”

અશોકરાજે લગીર શાન્ત પડવા મન્થન કર્યું, પણ ઉદ્વેગ હજુ કમી થયો ન હતો. તેમણે પુનઃ બોલવું શરૂ કર્યું: "કેવળ સંશય આણીને ઘણા રાજપુરુષોનાં મેં ખૂન કર્યાં, માનહાનનો પ્રશ્ન ઉત્પન્ન કરીને અનેક જીવોને ઘોર યાતના ભોગવવા મોકલ્યા, ધર્મપ્રચારની ઘેલછાને લીધે અનેક રાજ્યોને પાયમાલ કર્યાં. ઓ પ્રભો ! એ પાપના નિવારણાર્થે મારે કઇ જાતની યાતના ભોગવવાની હશે ?"

વિચારયુકત મુદ્રાથી અશોક જોતા હતા. રાજમાતાના રૂંવે રૂંવે આગ સળગવા લાગી હતી ને ભિક્ષુગણ "शान्तं पापम्" બોલવા તલપાપડ થઇ રહ્યા હતા. પણ સંપુષ્ટાચાર્યના મનમાં ખૂબ ખળભળાટ મચી રહ્યો હતો. આ સ્તબ્ધતાનો સમય સાધીને પેલી અવગુંઠનવતી સ્ત્રીએ સંપુષ્ટાચાર્યના કાનમાં કંઇક ફુંક મારી, પણ તે થોડાનાજ જાણવામાં આવ્યું.

"માતુશ્રી" અશોકે બોલવું આગળ જારી રાખ્યું: "મ્હારા પ્રત્યેના ત્હમારા અધિકારને આધિન થઇને, અને આચાર્ય ! ત્હમારા સ્વતત્ત્વવિઘાતક મત ઉપર અન્ધશ્રદ્ધા પાથરીને મ્હેં પ્રથમ કર્યું તેમ આજ સુધી બૌદ્ધનાં ખરાં તત્વોને લાંછન લગાડયું છે. કર્યું તેમ આટલાં વર્ષોથી હું તમારી આંખે જોતો હતો, બીજાની અંજલિથી પાણી પીતાં મે મારા પરની સઘળી જવાબદારીને વિસારે પાડી હતી, તમારા હુકમનો હું ગુલામ બન્યો હતો. પણ હવે ખસુસ લક્ષમાં રાખજો કે એ સમય ગયો છે. સામ્પ્રત યુદ્ધમાં લાખો મનુષ્યનો ક્ષુદ્ર કીડા પ્રમાણે નંકળતો ઘાણ નિહાળીને, તેમની અતકાળની હૃદયભેદક ચીસો સાંભળીને અને નિર્હેતુક યુદ્ધમાં મ્હારા સૈનિકોને અંતકાળે થતી વેદનાનું નિરીક્ષણ કરીને આ પાષાણહૃદયી ચંડાળનું અંતઃકરણ અતિ દ્રવ છે. મ્હારો આત્મા હવે ધર્મનાં વિશુદ્ધ તત્વો પામ્યો છે, ધર્મથી હૃદય રસાયું છે, અને આજ પછી ધર્મના પવિત્ર નામને આગળ કરીને આપણાજ ભાઇઓના જાન લેવાને આ અશોકની તરવાર કદી પણ મ્યાન બહાર નીકળશે નહિ. થયો, મ્હારો નિશ્ચય થયો; કાલેને કાલેજ મૃગેન્દ્રરાજ સાથે સંધિ કરી, રહ્યાસહ્યા સૈન્યનો બચાવ કરવા અને એક પવિત્ર રાજાને છાજતી રીતે રૈયતનો પાલક અને પોષક બનવા હવે હું અહીંથી પ્રયાણ કરીશ."

રાજમાતા આશ્ચર્યચકિત થઇ બેઠી હતી. અશોકનું બોલવું તેણે લગભગ સાંભળ્યું પણ ન હતું. પણ સમ્રાટનો આજનો આવેશજ કાંઈ જુદો હતો, અશોકનું નૂરજ આજ વિલક્ષણ હતું. તેના તેજમાં પ્રત્યક્ષ

રાજમાતા પણ આજે અંજાઇ ગઇ, ને શું બોલવું અને શું કરવું તે પણ પોતાને સુજ્યું નહિ. સભામંડપમાંના બૌદ્ધભિક્ષુઓ પણ ચિત્ર પ્રમાણે સ્થિર બની અશોકની ભવ્ય અને પ્રચંડ મૂર્તિ તરફ અત્યંત આદરપૂર્ણ દૃષ્ટિથી અાનમિષ જોઇ રહ્યા હતા. સંપુષ્ટાચાર્યના મનમાં માત્ર ભયંકર યાતના ઉદ્‌ભવી હતી, તથાપિ તે પણ અશોકની વિરૂદ્ધ આ તકે એક પણ શબ્દ બોલવાની હિમ્મત કરી શક્યો નહિ.

"મ્હારા આ દૃઢ નિશ્ચયને સઘળાએ સહાનુભૂતિ આપી છે એમજ મ્હારે સમજવું ને?" કેટલોક વખત થયાં કોઇ બોલતું નહતું તે જોઇને અશોકરાજે એ શાન્તિનો ભંગ કરતાં કહ્યું. વળી પુનઃ સર્વત્ર સ્તબ્ધતા છવાઇ. પેલી બાલાએ ફરીને સંપુષ્ટાચાર્યના કાન આગળ પોતાનું ગ્લાની પામેલું મ્હોં નમાવ્યું અને તેથી આચાર્યને કંઇક ધૈર્ય મળ્યું, એટલે અતિ વિનિતભાવે તેણે અશોક પ્રતિ સંભાષણ કર્યું: "ભગવન્! અમારો કહેલો માર્ગ ખરા ધર્મને અનુસરતો છે, કે આપે આંકેલો માર્ગ ખરો છે તે બદલ વ્યર્થ વાટાઘાટ કરવામાં કશો લાભ નથી." સંપુષ્ટાચાર્યે હજુ વધારે ગંભીર થઇને કહેવાનું જારી રાખ્યું: "મહારાજ! આજ સુધી આપણે યુદ્ધ કર્યું, તે પ્રમાણે બીજા સોળ પ્રહર લઢો, બીજા બે દિવસ સુધી સંધિ કરવાનો વિચાર મુલતવી રાખો, અને બીજી સાઠ ઘટિકા હજુ ઇન્દ્રપુરના સમરાંગણને છોડશો માં. અને જૂનો કે એ દરમિયાનમાં તમને યશ મળે છે કે નહિ? નહિ તો પછીથી આપની મરજી પ્રમાણે વર્તવા આપ મુખત્યાર છો."

"આવા પ્રકારની વિનાકારણ ચાલેલી પ્રાણહિંસાઓમાં અશોકની સમશેર મ્યાન બહાર ડોકિયું સરખું નહિજ કરે એવું મ્હેં હમણાંજ સૌ સમક્ષ કહી સંભળાવ્યું છે, અને તમને તે શબ્દો પર વિશ્વાસ ન હોય તો —"અશોકના મુખમાંથી ગાંભિર્યપૂર્ણ નિગ્રહના શબ્દો બ્હાર નીકળતા હતા: "તહમને એ શબ્દો પર ભરૂંસો નથી બેસતો તો—ભગવાન્ ગૌતમબુદ્ધના વિમલ યશના સોગન લઇને હું કહું છું કે ધર્મપ્રચાર માટે આ અશોકની સમશેર હવેથી મરણ પર્યંત મ્યાન બ્હાર નીકળશે નહિ, ધર્મપ્રચાર માટે અશોક મરણપર્યંત યુદ્ધ કરવા લલચાશે નહિ. પત્યું; અશોકનો ધર્મની ઘેલછાનો અવતાર આજ પૂરો થાય છે, ધર્મયુદ્ધોનો આજ છેડો આવે છે, ધર્મયુદ્ધને અંગે થતા અમાનુષ વધનો ભય આજથી લય થાય છે. આચાર્ય! હજુ સુધી તમે લડાઇની વાતો શાની કરો છો? અશોક ધર્મ માટે લડયો એ વાતો તો ભૂતકાળના અપવિત્ર ઇતિહાસથી મારૂં મન નિર્મળ બનાવવા માટે આગળ જોવાશે."

"માત્ર બેજ દિવસની મ્હેતલ માટે યાચના કરૂં છું." સંપુષ્ટાચાર્ય મુખ પરના પડદામાંથી આન્તરમનોગત હસ્તગત કરનાર દષ્ટિ બાલા ઉપર ફેંકતાં આજીજીસૂચક ભાવે બોલ્યો.

"ભગવાન્ ! આચાર્યના નિવેદનને આપે માન આપવું પડશે. આપની ઇચ્છા હવે પછી થનાર યુદ્ધમાં ન ભળવાની હોય, તો સેનાધિપતિનું પદ સંપુષ્ટાચાર્ય પોતે લેશે કિંવા કોઇ બીજાને સોંપાવશે. એમના કહેવા પ્રમાણે યુદ્ધ બે દિવસ જારી રાખો. બે દિવસમાં આચાર્ય પોતે કેવી ફતેહ મેળવી આપે છે, એ અજમાયશનો પણ આ સારો પ્રસંગ છે. યુદ્ધની વાત કેવી રમ્ય છે, એનું શિક્ષણ આ ભિક્ષુગણ અનુભવે અને પામે એ વાત પણ આનન્દજનકજ છે." પ્રધાન રાધાગુપ્ત વધારે વૈમનસ્ય ન થાય જાણીને ઉપસંહાર તરીકે આટલું બોલ્યા.

"કાલે પ્રભાતના પહોરથી તે પરમદહાડે સાયંકાળ સુધી મ્હારૂં સઘળું સૈન્ય સંપુષ્ટાચાર્યની આજ્ઞા તળે રહેશે. પરમદિવસે સૂર્યાસ્તની સાથેજ લડાઇનો અંત આવવોજ જોઇએ." અશોકે અંતિમ લક્ષ્ય ખેંચ્યું.

"અને આ છેવટના નિર્ણયે ઇન્દ્રપુરના કિલ્લા ઉપર પાટલીપુત્રની વિજયપતાકા ફરકશે." સંપુષ્ટાચાર્યે અત્યંત ગૌરવભરી વાણીથી કહ્યું.

"ચાર મહિના સુધીમાં જે વાત અમારા હાથે નથી થઇ, તે ફકત બે જ દિવસમાં ફલિત કરવાનું કહેવાની 'આપબડાઇ' રણવીરોને શોભે નહિ. કદાચ આપ જેવા આચાર્યોને એ ઉચિત હશે." અશોકે આસન પરથી ઉઠતાં ઉઠતાં સંપુષ્ટાચાર્ય તરફ વળી માર્મિક દૃષ્ટિથી કહ્યું.

"અશોકે જે કાર્યને સવાત્રણ વર્ષ સુધી સતત પ્રયત્ન કર્યા છતાં પણ ફલિભૂત કર્યું નથી, તે જ કલિંગદેશ તાબે કરવાની વાત આ સંપુષ્ટાચાર્ય કેવળ બે જ દિવસમાં ફળાયલી બતાવશે. વધારે બોલવું તે આત્મશ્લાઘા ગણાય સમજી વિશેષ કશું હું કહેતો નથી, પણ મારા શબ્દોની પ્રતીતિ મહારાજને જલદીજ થશે." બાલા તરફ દૃષ્ટિ કરતાં સંપુષ્ટાચાર્ય બોલ્યો.

સંપુષ્ટાચાર્યના સગર્વ સંભાષણનું વહ્નણ વાળવાની આવશ્યકતા નથી એવું સમજીને રાધાગુપ્ત સહ રાજા અશોકે પોતાની સ્વારીને તંબુ તરફ વાળી.

સંપુષ્ટાચાર્યના ભાષણથી ભિક્ષુમંડળના મુખપર ઉત્પન્ન થયેલું આશ્ચર્ય હજુ વિરામ્યું ન હતું. રાજમાતા પણ આચાર્યના નિશ્ચયપૂર્ણ વાક્યોની ચિકિત્સા મનમાંજ કર્યા કરતી હતી. રાજકુમાર વિતાશોક પણ અત્યાર સુધી થયેલી વાતોને હવામાં ઉડનારી સમજી શાન્ત થઇ બેસી રહ્યો હતો.

સંપુષ્ટાચાર્યે કોની સત્તા પર ઝઝુમીને હતાશ બનેલા અશોકને વિજય કરાવી આપવાનું બીડું ઝડપ્યું તેની શંકા તો સૌના મનમાં રમતી હતી. રાજમાતાની જીજ્ઞાસા પણ વધવા લાગી, અને એ વધતી જતી જીજ્ઞાસાથી તેણે સંપુષ્ટાચાર્યને પૂછ્યું: "કાલથી લડાઇનું આધિપત્ય તમારા હાથમાં ને?" સંપુષ્ટાચાર્યે હા ભણી, એટલે રાજમાતાએ પુનઃ પૂછ્યું: "અને એજ દહાડામાં ફતેહના ડંકા વાગશે?" સંપુષ્ટાચાર્યે ફરી પણ હકારજ ભણ્યો. રાજમાતાના અચંબાની અને આનન્દના સીમા રહી નહિ, અને આચાર્ય શો ખુલાસો કરે છે તે સાંભળવા વાસ્તે લીસી, સાફ ઉઘાડી તાલકીઓ (માથાની) વાળા સંખ્યાબંધ ભીક્ષુગણ સંપુષ્ટાચાર્ય ભણી વળ્યા હતા. પણ આચાર્યે મૌનભંગ ના થયો તે ના જ થયો. ત્યારે વળી રાજમાતાએ પાછું ફરી પૂછ્યું:-

"એ દહાડામાં વિજય મેળવાય એવી તમને શ્રદ્ધા છે?" સંપુષ્ટાચાર્યે 'હા' કહી. રાજમાતાએ પ્રશ્નને ફરી ઉલટાવ્યો: "લડાઇનો મહાન્ યશ સંપાદન કરી શકશો?" અને સંપુષ્ટાચાર્યે હકારસૂચક ડોકું હલાવ્યું. રાજમાતાની ઉત્કંઠા આથી તો વધ્યાં જતી હતી, કેમકે યશ મેળવવાના સાધનની તેને માહિતી જોઇતી હતી, તે તો મળતી ન હતી. આથી જરાક ભાર ભર્યા શબ્દોમાં તે બોલી: "આપ અસ્પષ્ટ સંજ્ઞાથી અમને ક્યાં સુધી ઉત્કંઠિત રાખશો? યશનું સાધન જો અમને માલમ પડે તો અમે પણ-"

વાક્ય પુરૂં થતાં પહેલાં તો પેલી બાલાએ તેના મ્હોંડા પરનો બુરખો કહાડી નાખ્યો. એને જોઇ સૌ ચમકયા.

"આ એજ અમારા ભાવિ યશનું સબલ સાધન, એજ અમારા ભાવિ કારસ્થાનનું આદિબીજ." સંપુષ્ટાચાર્યે તે સુંદર સુંદરી ભણી આંગળી કરતાં કહ્યું, અને રાજમાતા વગેરેને સંપુષ્ટાચાર્યે ખેડવા માંડેલાં સાહસપર વિશ્વાસ બેઠો; અને સંપુષ્ટાચાર્યનો મહા ઘોષથી જયજયકાર બોલાયો.

વાચક! આ એજ બાલા—જે મહારાજ મૃગેન્દ્રના વિશ્વાસુ પ્રધાન વિશાખાનંદની સાતમી વારની પત્ની એનું નામ કળાવતી. ઈન્દુમતીને સતી કરી બાળી મુકવા મથતી હતી એજ એ.

## પ્રકરણ નવમું.

### કળાવતી અને તેનાં કારસ્થાન.



જો દિવસ થયો, સૂર્ય ઉદય પામ્યો, તેનાં કોમલ કિરણ મહારાજા મૃગેન્દ્રના મહેલમાં ઓજસ પૂરવા લાગ્યાં, ઈન્દ્રપુરના દુર્ગ ઉપર મૃગેન્દ્રના સૈનિકો બૌદ્ધફોજની ચળવળ નિરખવાના હેતુથી આમતેમ ફરતા હતા; પરન્તુ તેમાં અશોકના સુવર્ણકિરીટની કોઇને ઝાંખી સરખી પણ થઇ નહિ. વાદળાંના યુથમાં જેમ વિદ્યુત્ ઢંકાઇ ગઈ હોય તેમ બૌદ્ધસૈનિકના મ્યાનમાં રમતી ચળકિત તલવાર ખુલ્લી દેખાતી નહતી. મગધ દેશનો ધવલ યશોધ્વજ ઈન્દ્રપુરના સમરાંગણમાં ફેર ફરતો દેખાયો નહિ. હજુ સુધી તે અશોક રાજાના તંબુની બહારજ પવનથી ફરફરતો હતો. આ ચિહ્નો જોઇ અશોકના વિચારને મૃગેન્દ્ર કળી શકયો નહિ. તેણે દુર્ગ ઉપર અનેકવાર જાસુસ મોકલ્યા, પણ " સર્વત્ર શાન્તિ છે " એ શબ્દો સિવાય વિશેષ માહિતી તેઓ લાવતા નહતા. ખરી વસ્તુસ્થિતિની તપાસ કરવા મૃગેન્દ્ર પોતે દુર્ગના ઉંચા શિખર પર આવ્યો, અને બની શકે તેટલી સૂક્ષ્મ દૃષ્ટિથી એકાગ્ર ચિત્તે અશોકની છાવણીનું નિરીક્ષણ કરવા લાગ્યો, તથાપિ તેણે પણ સર્વત્ર શાન્તિ સિવાય કંઇ વિશેષ જોયું નહિ. ધીમે ધીમે ચાર ઘટિકા દિવસ ચઢયો ત્યાં સુધી પણ અશોકની છાવણીમાં તો શાન્તિજ હતી. રાજા મૃગેન્દ્ર હજુ પણ દુર્ગપર રહી અવલોકન કરતો ફરતો હતો.

" મગધદેશના સૈન્યે એકદમ મૌન કેમ પકડયું ? યુદ્ધ બંધ કેમ પાડયું ?" એવા વિચારો મૃગેન્દ્રને થવા લાગ્યા. 'રાજા અશોકે યુદ્ધસામગ્રી સમેટી લઇને પોતાની સ્વારી પાછી તો નહિ વાળી હોય ?' આમ સંકલ્પ-વિકલ્પ પણ થવા લાગ્યા. વળી, " અશોક યશ કે મરણ સિવાય બીજો કશો વિચાર કરે એમ નથી " એમ પણ એને ભાસવા લાગ્યું. હઠીલા બૌદ્ધ લોકો લઢાઇમાં કદિ પણ પાછા હઠનાર નથી એવી મૃગેન્દ્રના મનની ચોક્કસ ખાતરી હતી, તેથી રાજા મૃગેન્દ્રને આ શાન્તિનો ખુલાસો મળી શકયો નહિ. પ્રધાન વિશાખાનન્દને સેવક મોકલીને બોલાવતા સુધીની ધીરજ પણ તેને રહી નહિ. છતાં પણ આના નિરાકરણ માટે તે હવે વધારે લાંબો વખત રાહ જોઈ શકે એમ નહતું, અને તેથી નીચે ઉભેલા કોઇ પ્રતિહારીને

લઇ રાજા મૃગેન્દ્ર પ્રધાન વિશાખાનંદ, કે જે પોતાના મકાનમાં હતો, ત્યાં આગળ આવી પહોંચ્યો. મહારાજા મૃગેન્દ્રરાજને જાતે અહીં આવેલા જોઇ વિશાખાનંદના સેવકો આશ્ચર્યચકિત થઇ વિચારમુગ્ધ બનતા સેત્રાસજ્જ થઇ ઉભા રહ્યા. પોતાના વૃદ્ધ પ્રધાનને વારંવાર પોતાની પાસે બોલાવતાં તેને ત્રાસ ન પડે એથી રાજા મૃગેન્દ્ર પ્રસંગોપાત આમજ એકાએક વિશાખાનન્દને ત્યાં આવતો હતો, અને રાજધાનીને ઘેરો ઘાલ્યા પછી તો પ્રધાનજીને ત્યાં પોતે ઘણી વખત આવતો, તેથી વિશાખાનન્દના નોકરોને જો કે આ આકસ્મિક આગમનની ઝાઝી નવાઇ લાગેલી નહિ. સંપૂર્ણ આદરમાન સાથે રાજા મૃગેન્દ્ર વિશાખાનન્દના સેવકો સાથે એક અલાયદા ખંડમાં જઇ પહોંચ્યો. વિશાખાનન્દ પોતે જાસુસે આણેલી બાતમી સાંભળતો હતો, એટલામાં મૃગેન્દ્રને જોતાં ઉઠીને સહાસ્ય મુદ્રાએ તેમનું સ્વાગત કર્યું.

" પ્રધાનજી ! " રાજા મૃગેન્દ્ર અધીરતાથી બોલ્યો: " આજ બૌદ્ધ લોક ઘણા શાન્ત છે, પોતાની છાવણીમાં નિરાંત વાળીને બેસી રહ્યા છે. આ શાન્તિનો અર્થ શો સમજવો ? "

" મહારાજ ! " પ્રધાન વિશાખાનન્દે કહ્યું: " આ શાન્તિ કાંઇક સારી વાત સૂચવતી નથી; જો કે જાસુસોએ તો રાજા અશોક સંધિ કરવા લલચાયો છે ને તેથીજ તેણે લડાઇ કરવી બંધ રાખી છે એવી બાતમી મેળવી છે."

" શું ? અશોક પોતે સંધિ કરવા તૈયાર થયો ? આવી આનન્દજનક બાતમી કોણ લાવ્યું ? "

" સબુર કરો; આટલામાંજ પારિતોષક આપવાની ઉતાવળ ચલાવશો માં. આ બાતમી એક માણસ નથી લાવ્યો પણ જુદા જુદા વેશમાં ગયેલા મ્હારા આઠ દશ માણસો લાવેલ છે. "

" એમ હશે તો તે બધાને બક્ષીસ મળશે. "

" પણ એ બાતમી ખરી નથી લાગતી. અશોકે કદાચ ભ્રમ ઉપજાવનારો ડોળ બતાવ્યો હોય ! મને એ બાતમીપર જરા પણ ભરૂંસો બેસતો નથી."

" એક નહિ, બે નહિ પણ આઠ દસ વિશ્વાસુ જાસુસોએ કહેલી વાત પર તમારો વિશ્વાસ ન બેસે એ કેવા પ્રકારનો શંકાશીલ સ્વભાવ કહેવાય ? "

" બધા જાસુસો એકની એક બાતમી લાવ્યા તેથીજ મ્હારા મનમાં એની સત્યતા વાસ્તે શંકા ઉત્પન્ન થાય છે; અને થોડાજ વખતમાં કંઇ પણ અણધારી આફત લાવવાનું તકટ હોય એમ મને અનુમાન થાય છે. બીજાનું વર્ચસ્વ કબૂલ કરીને સંધિની વાત કાઢવી એ કાંઇ આનંદની

વાત નથી. સંધિ નિરૂપાયેજ કરાય છે, અને તે ક્યારે તથા કઇ બાજુએ કરાવવામાં આવે છે એ કોઇ કળી શકતું નથી. પણ બૌદ્ધોએ 'અમે સંધિ કરનાર છીએ' એવું આનન્દથી જાહેર કરવાની કોશિષ કરી છે, એ ઉપરથી સંધિ થશે એવી આપણને મળેલી બાતમી ખોટી હોય એમ મને લાગે છે."

"આજ સુધી બૌદ્ધસૈન્યનો ઘાણુ ઘણો નીકળી ગયો છે, ને હમેશાં હજારો સૈનિકો રોગના ભોગ થઇ પડે છે. આવા પ્રસંગે બધાઓના જીવ ગુમાવવા કરતાં, બને તેમ વેળાસર સંધિ કરીને પાછા ફરવું એ અશોકને ઇષ્ટ છે. ને તેથી સંધિ કરવાની બાતમી મને જરા પણ અસંભવિત લાગતી નથી."

"અત્યાર લગણ અશોક યુદ્ધમાંથી કદી પાછો ફર્યો છે શું? વિજય ન મેળવતાં મૌર્ય સમ્રાટે શત્રુને કદિ પણ પૂઠ બતાવી છે? સંધિની વાત ફેલાવવાનું મગધભૂપતિને સ્વપ્ને પણ ગમે ખરૂં?"

"તેવીજ સ્થિતિ કલિંગ દેશના નૃપાલની પણ છે." રાજા મૃગેન્દ્ર અભિમાનથી બોલતો હતો: "અશોકને આ યુદ્ધમાં પાછા ફરવુંજ પડશે. વિજય સંપાદન ન કરતાં આપણને પૂઠ બતાવીને તેને પાટલીપુત્ર તરફ કૂચ કરવીજ પડશે. અને સંધિ કરવાની એ વાત આ માની મૃગેન્દ્ર સાથે કરવીજ પડશે. પ્રધાનજી! તમારા જેવા મુત્સદ્દીઓનો સ્વભાવ ઘણો સંશયી હોય છે; નહિ તે કલ્પનાઓ કરીને પોતેજ પાછો ડરી જાય!"

"મહારાજ!" પ્રધાન જરા ચિડાઇને બોલ્યા: "આવાજ યુદ્ધપ્રકરણમાં અગાઉ એક વખત મારી સલાહને આપે હસી કાઢી હતી તેનું સ્મરણ હશે."

"હા, તે સ્મરણમાં છે, ને તેથીજ આજે આનન્દોત્સવ કરવાની હું સર્વ સૈનિકોને પરવાનગી આપતો હતો તે મુલતવી રાખું છું. લઢાઇનોનિકાલ આવતાં સુધી તમારી સલાહ પ્રમાણે અનુસરવાનો મેં નિશ્ચય કર્યો છે."

"આ વાત ખરી છે ને?"

"રાજા મૃગેન્દ્ર એકજ વાત બે વાર બોલતોજ નથી."

"તો રાજધાનીમાંથી મહારાણી-દેવી ઇન્દુમતીબા અને રાજકન્યાને વેશાન્તર કરીને હરદ્વારમાં સ્વામી ચિદાનંદના આશ્રમમાં જવાની આજ્ઞા કરશો."

"એટલે?" રાજા મૃગેન્દ્રે અચંબો પામતાં પૂછયું.

"મ્હારીજ સલાહ પ્રમાણે ચાલવાનું છે તેથી."

"પણ આવી રીતે તમારે અધીન થઇને હું પરાયાના તરંગને અનુસરનાર નથી. દેવી અને શોભનાને રાજ્યની હદથી પાર મોકલવાનું કોઇ અન્ય સબળ કારણ છે શું?"

"હું હદપાર કરવાનું નથી કહેતો, પણ એમના સંરક્ષણાર્થે વેશ બદલાવી, સુરક્ષિત સ્થળે પહોંચાડવાનું કહું છું."

"સુરક્ષિત સ્થળે મોકલવાનું કારણ પણ હું કળી શકતો નથી."

"રાજા અશોક આપણી સાથે સંધિ કરનાર છે એવી ગર્ભિત બાતમી મળી છે તે જ તેનું કારણ છે."

"પ્રધાનજી!" મૃગેન્દ્ર કંઈક ત્રાસ પામ્યો હોય એવી મુખમુદ્રાથી આશ્ચર્યચકિત થતાં બોલ્યો: "આજ સુધી ભયંકર લઢાઇ ચાલતી હતી, ક્ષણ માત્રનો પણ કોઇને ભરૂસો નહતો, તેવે વખતે મહારાણી તથા રાજકન્યાના સુરક્ષિતપણા સંબંધી તમને કશી કાળજી થઈ ન હતી, અને આજ જ્યારે શત્રુસૈન્યમાં સર્વત્ર શાન્તિ છે ને સંધિ થવાની વાતો ઠેક-ઠેકાણેથી સંભળાય છે, એવે વખતે આ પ્રકારનો પેંતરો રચવાનું કેમ કહો છો તે સમજાતું નથી. સંધિની બાતમી પ્રત્યક્ષ ચાલતા યુદ્ધ કરતાં તમને આટલી ભયંકર કેમ લાગે છે?"

"અશોક આપણી સાથે સંધિ કરશે એવી મળેલી ઉડતી વાત પ્રત્યક્ષ ચાલતા યુદ્ધ કરતાં અતિ ભયંકર લાગે છે." પ્રધાન વિશાખાનંદે કહ્યું: "આટલા વખત સુધી ઉભય પક્ષ તરફથી સરળ રીતે લઢાઇ થયાં જતી હતી, પણ હવે પોતાને યુદ્ધમાં ફતેહ નહિ મળે એમ જાણી બૌદ્ધો લઢાઇના ન્યાય-માર્ગને ઓળંગી ગયા છે, અને તેને સ્થાને કાવત્રાં ભરેલો ફિતુરી–આડો માર્ગ પકડયો હોય એમ અનુમાન થાય છે. કારસ્થાનના આદ્યગુરૂ, કુટિલ રાજનીતિપ્રવર્તકાચાર્ય ચાણાકયનો ઉપદેશ પાટલીપુત્રના મૌર્યોના મનમાં ચોક્કસ ઠસી ગયો છે, તેનો પ્રયોગ હવે અમલમાં મૂકાશે. મૌર્યોએ યુદ્ધના કરતાં કેવળ કુટિલ રાજનીતિના જોરથી અખિલ નન્દવંશનો શી રીતે નાશ કર્યો છે એ મહારાજ જાણે છે જ. હવે એજ મૌર્યોને, તેઓના હૃદયશૂન્ય વક્ષ:સ્થળ ઉપર અહિંસાની છાપ મારનાર બૌદ્ધભિક્ષુઓની હુંફ મળી છે. તેઓ હવે ધર્મયુદ્ધને પગ નીચે કચરી નાખશે, યુદ્ધવિષયક નિયમોનો ભંગ કરશે. મહારાજ! આ સાચી શાન્તિ નથી, પણ ભયંકર વાદળાં પહેલાંની આ શાન્તિ હોય એમ મને તો મારૂં મન ચોકસાઇ આપે છે."

વૃદ્ધ પ્રધાન પોતાના અનુભવસિદ્ધ ઉદ્‌ગારોને હૃદયમાંથી બહાર નિતારતો હતો, પણ રાજાને તો પ્રધાન જાણે નકામો ડર બતાવતો હોય એમ લાગતું હતું. તેના અંગેઅંગમાં શુદ્ધ વીરત્વનો પ્રકાશ ઝળહળી રહ્યો હતો. તે મુત્સદ્દીપણાને, વિવેકપરમ્પરાને કાયરપણું કહેતો હતો. પોતાના અવિ-

વેકનાં માઠાં ફળ રાજા મૃગેન્દ્રને આજ સુધીમાં ઘણું ચાખવાં પડયાં હતાં, તથાપિ તેનો અધિકાર મોટો હોવાથી, તેની સત્તા વિશાળ હોવાથી, અને તેના મંત્રીમંડળની, એની પાસે સહસા અવિવેક ન થવા દેવાની માટવાશથી, તેને થયેલા કાર્ય બદલ પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ કદિ પણ પ્રાપ્ત થયો ન હતો. પોતાના પ્રધાનની સાવધગિરી ઉચિત નથી એમ તેને લાગતું હતું, પણ તે પ્રધાનને સ્પષ્ટ શબ્દોમાં તરત ન કહેતાં વિચાર કરવા પર મુલતવી રાખી, ને પછી મહારાણીના મત ઉપર અવલંબન રાખી તે ગોળગોળ બોલ્યો કે: "પ્રધાનજી! આપની સૂચના ઉપર વધારે વિચાર કરવાની જરૂર છે."

"હવે વિચાર શો ? તે વખત ગયો; જેટલાં જલ્દી મહારાણી અને રાજકન્યા શહેર બહાર નીકળી જાય એટલું વધારે સારૂં છે. જેટલો સમય તેઓ અહીં રહેશે તેટલો આપણને વધારે ઉંચો જીવ છે, દરેક પળે ભય અધિકાધિક વધ્યાં જાય છે."

"પ્રધાનજી! આવી તમારી નિર્બળ કલ્પનાઓ અને બ્હીકણુ વિચાર-તરંગોમાં કેટલું સત્ય રહેલું છે તે મારે જોવું પડશે-વિચારવું પડશે." એટલું કહી પ્રધાન આગળ બોલવા જાય છે તે પહેલાં તો મહારાજા મૃગેન્દ્ર ત્યાંથી ચાલ્યા ગયા. તે દીવાનખાનાની બહાર નીકળ્યા ન નીકળ્યા એટલામાં તો સોળ વર્ષની એક સુકોમળ બાળાએ એક ગડી વાળેલું તાડપત્ર તેના હસ્તપર મૂકયું. પત્ર ઉકેલતાં ઉકેલતાં તેમણે "આ પત્ર કોનો છે ?" એવો પ્રશ્નસૂચક દષ્ટિપાત કર્યો.

"કળાવતીબાએ આ પત્ર આપને પહોંચાડવાની મ્હને આજ્ઞા કરી છે." મંજુલ શબ્દે તે બાલિકા બોલી. પત્ર વાંચતાં રાજાને ઘણું જ આશ્ચર્ય થયું. તેણે ફરી ફરીને તે બે ત્રણ વખત વાંચ્યો, પણ તેના મન ઉપર પ્રથમ વારના વાંચન કરતાં કંઇ વધારે ફેરફારી જણાઇ નહિ.

"નવાઈ! આટલી મોડી રાતે કળાવતીને મારૂં શું કામ હશે ?" વિચારયુક્ત મુદ્રાએ તે સ્વગત બોલ્યો: "કુમુદ!" તે હવે મોટેથી બોલ્યો: "કળાવતીએ કંઇ મહોડાનો સંદેશો કહાવ્યો છે ?"

"નહિ મહારાજ! માત્ર આ પત્ર પહોંચાડવા ઉપરાંત બીજું કશુંજ કહાવ્યું નથી." મીટ માંડીએ એટલી ઝડપથી વિશેચિત વિચાર કરીને રાજાએ કહ્યું: "છોકરી! જા. કળાવતીને કહેજે કે મને કોઇ પણ વખતે મળવાની તને છૂટ છે, છતાં મધ્ય રાત્રિની વેળાએ તું બોલાવે છે તેથી મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. જો મ્હારી જગાએ કોઇ બ્હીકણુ હત તો પોતાની વિરુદ્ધ

કંઇક તર્કટ ચાલે છે એવું તારા આવા વર્તનથી તેને સમજાત; પણ મ્હારી કળાવતી,—મ્હારી શોભનાની સહિયર—કળાવતી કોઇ પણ સંકટમાં હોવા સિવાય આમ અકાળે મને તેડે નહિ એમ જાણીનેજ હું તેની વિનતિ પ્રમાણે સંકેતાનુસાર મધ્યરાત્રિએ જરૂર આવી જઇશ."

દાસીને આવો સંદેશો કહી સંભળાવીને રાજાએ મહાલય ભણી પોતાનો અશ્વ વાળ્યો અને થોડીજ પળોમાં દૃષ્ટિમર્યાદા વટાવી ગયો. આ તરફ મૃગેન્દ્રે કહેલો સંદેશો નિવેદન કરવા સારૂ કુમુદને પોતાની બાઇ પાસે જવું પડયું નહિ, કેમકે કળાવતી નજીકજ બારણા પાછળ છૂપાઇને સૌ સાંભળતી હતી !

ગઇ કાલની રાત પ્રમાણે કળાવતીનું મ્હોં આજ ઢંકાયલું ન હતું, તેના સૌન્દર્યની આડે આજ કશો પડદો ન હતો. તેની સુન્દરતાનાં કિરણો અત્યારે સર્વ સ્થળે પથરાઇ રહ્યાં હતાં. રાજાએ રાત્રિયે આવવાનું સ્વીકાર્યું છે એ સાંભળતાંજ આનન્દથી ડોલાયમાન થતી તે બહાર આવી. પોતાનું સૌન્દર્ય વધારે ખીલવવાનો તેણે આજ સારો શ્રમ લીધો હતો એવું તેના વસ્ત્રાભૂષણ ઉપરથી અને અન્ય ઠાઠમાઠ પરથી જોનારને સ્પષ્ટ જણાતું હતું. અર્થાત્ ત્હેના વિશાલ લલાટમાં આવી રહેલા કુંકુમના ચાંદલાથી, તેના સુંવાળા ધવલ ગાલમાં ઘેરાયલી ગુલાબી લાલાઇથી, તેના પરવાળા જેવા અધરથી, ચરણે ચોપડેલી મેંદીની લાલીથી, તેની ધનુષ્યાકાર ભમરોથી તથા નાગફેણ સમોવડ શ્યામ પણ ચળકીત અને વિસ્તૃત કેશકલાપથી તેનું સર્વાંગ શોભી રહ્યું હતું. આ મોહિની—કળાવતીના અવયવો પણ એટલાજ નાજુક હતા. તેને ચિત્રમાં પરોક્ષ રીતે જોતાં, જોનાર દેવીજ કલ્પી શકે, પણ તેને પ્રત્યક્ષ જોનારજ ચિત્રમાંના ભ્રમથી વિમુક્ત થઇ શકે તેમ હતું ! કળાવતી હજુ સુધી બાળા હતી, તારૂણ્યસરવરમાં વિહાર કરવાનો માત્ર તેણે પ્રારંભજ કર્યો હતો. મૃગેન્દ્ર રાજાના દરબારમાં તેનો પિતા મોટો મહાલકારી હતો. અશોકની સાથે ચાલુ થયેલા યુદ્ધની પૂર્વે કળાવતીને મૂકી તે મરણ પામ્યો હતો, અને ત્યારથીજ રાજકન્યા શોભનાના મહેલમાં રાજા મૃગેન્દ્રના આશરા હેઠળ તે રહેતી હતી.

બે સખી—શોભના અને કળાવતીના સ્વભાવમાં ઘણો તફાવત જોઇને મૃગેન્દ્રને અતિ નવાઇ લાગતી. રાજકન્યા શોભના વિમલ, શીલવતિ ને સ્નેહાળ હતી, ત્યારે માબાપવિહોણી કળાવતી ભમતી તથા નિષ્ઠુર હતી. રાજસુખમાં ઉછરેલી શોભના સાદી હતી, ત્યારે ગરીબાઇમાં દિવસ નિર્ગમન કરતી કળાવતી મિજાજી અને સ્વચ્છંદી હતી. રાજબાલિકાનું સૌન્દર્ય ચંદ્ર-

પ્રકાશ પ્રમાણે હૃદયને શાન્તિ તથા આહ્‌લાદ ઉપજાવતું, ત્યારે બીજા પ્રહરના તપેલા સૂર્ય પ્રમાણે કળાવતીનું નૂર દહન કરતું. શોભનાનાં વિશાલ ચક્ષુમાં કેવલ તેના સરલ પણ ઉદાર હૃદયનો પ્રકાશ પડતો, ત્યારે કળાવતીના ચંચળ દૃષ્ટિપાતમાં તેના વિકારી મનની કર્કશતા તરી આવતી હતી. શોભનાની ગજ-ગતિ ચાલ સ્થૈર્ય દર્શાવતી, ત્યારે કળાવતીની ચાલ જમીનને કંપાયમાન કરી નાખતી હતી. આ રીતે તેમના સ્વભાવની વિષમતા અને ભિન્નતા જોઇને રાજા મૃગેન્દ્ર પ્રહરો પર્યંત વિચારનિમગ્ન રહેતો. બાપના અવસાન પછી પ્રાપ્ત થયેલો રણવાસ કળાવતીને તજવો પડે નહિ, અને રાજકુમાર જીતેન્દ્ર સાથે પોતાની સગાઇ થઇ જાય તો તેની મહત્વાકાંક્ષા સર્વાંશે ફળિભૂત થાય એવી તેની માન્યતા હતી. પણ તે તેને ( રાજાને ) અજુગતી લાગેલી. જીતેન્દ્રની પ્રત્યક્ષ મુલાકાત કરીને તેનામાં પોતાને સમાવાનો કળાવતીનો આશય હતો. પણ કુમારની મુલાકાત થાય શી રીતે, એ એક પ્રશ્ન હતો. કુમાર જીતેન્દ્ર હરદ્વારમાં સ્વામી ચિદાનંદ સાથે યોગાધ્યયન કરતો હતો. તેનો અભ્યાસ પૂરો થયા પછી બીજાં બે વર્ષ સુધી તેને રાજધાનીનાં-ઇન્દ્રપુરનાં-દર્શન સરખાં પણ ન કરાવા દેવાનો રાજાનો વિચાર હતો. આથી રાજદરબારમાં તેની ધાર્યા પ્રમાણે જલ્દી મુલાકાત થવાની વાત કળાવતીને અશક્ય લાગતી હતી. પણ રાજા જીતેન્દ્રને રાજધાનીમાં આવવા ન દે તો પોતે ત્યાં જવું એવો મમત ભરેલો કળાવતીનો સ્વભાવ હતો. પરંતુ ચિદાનંદસ્વામીના કડક અમલ નીચે, હરદ્વારના બ્રહ્મચારીઓના આશ્રમમાં સ્ત્રીની છાંયા પણ પડવા દેતા નથી એ તેને માલમ હતું. તેની મહત્વાકાંક્ષા હદપારની વધી હતી, ને બે વર્ષની અવધ તેને ઘણી લાંબી લાગી તેથી તેણે એકદમ " આ પાર કે પેલી પાર "ના સૂત્રને સ્વીકારી મૃગેન્દ્ર પાસેથી, પોતાની સખીદ્વારા જીતેન્દ્ર સાથે પોતાનો વિવાહ કરવાની વાત છેડી. પણ મૃગેન્દ્ર તો આવી ઉતાવળીઆ સ્વભાવવાળી છોકરીની વાત સાંભળીને હસવા લાગ્યો, અને દાસી આગળ તેના સ્વભાવની મૃદુહાસ્યે ચેષ્ટા માત્ર કરી. પરન્તુ આવા એક નજીવા લાગતા વિનોદને લીધે માની કળાવતીના મનમાં કોઇ જુદીજ અસર થઇ, અને તેણે દૂરથી પોતાના આશ્રયદાતાના મુખ ઉપર-પ્રત્યક્ષ રાજા મૃગેન્દ્રના સ્હામે " હું આ કલિંગ દેશની રાણી-આ ઇન્દ્રપુરની સ્વામિની, આ પ્રાસાદે-ની દેવી થયા સિવાય શાન્ત થઇ રહીશ નહીં " એવી પ્રતિજ્ઞા કરી. રાજા મૃગેન્દ્ર ફરીને તેના આવા સાહસને હસી કાઢવા લાગ્યો અને ત્યાંથી ચાલ્યો ગયો. ત્યાર પછી એક મહિનાની અંદર વિશાખાનંદનાં છઠ્ઠાં પત્ની ગુજરી ગયાં, તેને જીતેન્દ્રકુમાર જેવડો એક પુત્ર હતો, પણ શાસ્ત્રાજ્ઞા પ્રમાણે ફરી

લગ્ન કરવું એ પ્રધાનજીનું કર્ત્તવ્ય હતું. "પોતાની મહત્વાકાંક્ષા માટે આ વર મદદગાર છે" એવો કળાવતીનો નિશ્ચય થયો, અને રાજા મૃગેન્દ્રના તથા પ્રિય સખી શોભનાના ઉપદેશનો તથા અન્ય અનુચરોની વિનતિનો અનાદર કરીને, જેણે પોતાના જીવનના-વયના-ત્રણ આશ્રમો વટાવી દીધા છે અને જે ચતુર્થાશ્રમને યોગ્ય છે, એવા બુઢ્ઢા વિશાખાનંદના સકંપ નકાર દર્શાવતા કંઠમાં સ્વેચ્છાથી તેણે વરમાળ આરોપી.

બહાર આવ્યા પછી કળાવતીએ પોતાનો મોરચો પ્રધાન વિશાખાનંદના દિવાનખાના ભણી વાળ્યો. વૃદ્ધ વિશાખાનંદ હજુ સુધી દેવી ઇંદુમતી ને રાજકન્યા શોભનાના સંરક્ષણ વાસ્તે મન સાથે વિચાર કરતા બેઠા હતા. તેમની સંમુખ એક અનુચર નવી બાતમી નિવેદન કરવા સારૂ તીવ્ર આતુરતાથી ઉભો હતો એની વિશાખાનંદને ખબર હતી, છતાં હજુ એમની વિચારપરમ્પરાને એમણે સમેટી લીધી નહતી.

"હાં, પછી શું?" પોતાની આગળ હજુ અનુચર ઉભો રહ્યો છે એવું જાણી વિચારમાંથી એકદમ માથું ઉંચું કરીને પ્રધાનજીને પૂછ્યું. એટલામાં તો ગૌરી પ્રમાણે સજ્જ થયેલી પોતાની નૂતન પરિણીત સહધર્મચારિણી તેમણે દીઠી. એકદમ વિચારનાં વમળ વેરાઇ ગયાં અર્ધ મીંચેલાં ચક્ષુ એમનાં ખુલી ગયાં, અને તે, તેમની વિલાસપ્રિય પત્નીના પાદામ્બુજ પ્રતિ ફર્યાં.

"નાથ!"

વિશાખાનંદના કર્ણદ્વારે આવો મધુર સ્વર ઘણાં વર્ષોથી પડયો નહતો, તેમનાં પ્રથમ પત્નીએજ ફક્ત આવા સ્વરો સંભળાવ્યા હશે. બાકીનાં લગ્નોમાં, પત્ની ન મેળવતાં સહધર્મચારિણી મેળવવાથી તે, તેઓની પાસેથી આવા કોમળ, મધુર અને વ્હાલસોયા શબ્દો સાંભળવા પામતો નહિ. દંતવિહીન મુખથી પ્રધાનજીએ ઉમળકાભર્યો ઉદ્ગાર કાઢયોઃ "કાન્તે!"

આ કહેવાતો પ્રણયકલહ જોવા જેવો હતો. તેજઃપુંજ કળાવતી, નાજુક કળાવતી, સુન્દર કળાવતી સગર્વ મુદ્રાથી વિશાખાનંદ પ્રતિ કટાક્ષ કરી રહી હતી. નૂરવિહીન વિશાખાનંદ-વયોવૃદ્ધ વિશાખાનંદ, અંગ પરની ત્વચાની કરચલીઓ વળવા લાગી છે એવા વિશાખાનંદ, શાન્ત મુદ્રાથી પત્ની-કળાવતી-સ્હામે અનિમિષ જોતા હતા.

"મને કેટલી બધી મુંઝવણ છે, તેનો આપને તર્ક સરખોય છે કે?"

"મ્હારી સહધર્મચારિણીને મુંઝવણમાં કોણ નાખનાર છે?"

"વ્હાલા, ત્હેનું નામ સાંભળીને ત્હમારે શું કરવું છે? જેમ ચાલે છે

એમજ ઠીક છે. તમારા જેવા વૃદ્ધ પ્રધાનની સાથે પાણિગ્રહણ કરવા કરતાં તો કોઇ સૈનિકને પાલવે પડી હત, તો તે પોતાના જીવ સટે પણ મારી આબરૂ બરાબર જાળવી શકતો હત."

"આ તું શું બોલે છે? આ પ્રતાપી વિશાખાનંદ એક સૈનિક કરતાં પણ ક્ષુદ્ર છે શું? બોલ; કોણે ત્હારી આબરૂ ઉપર હાથ ઘાલ્યો છે? કહે; તેનો પલવારમાં નાશ કરી નાખું!"

"વ્હાલા! ત્હમને તેનું નામ કહેવામાં કશો સાર નથી. તમારાથી તેને કંઇ કરાવાનું નથી, ને નકામી ચિન્તા માત્ર કરશો."

"પ્રિયે! આ સમસ્ત યુદ્ધનું તંત્ર આ વિશાખાનંદ શી રીતે ચલાવી રહ્યો છે તેથી તું અજ્ઞાત છે? જે હું કરીશ તે મૃગેન્દ્રરાજથી પણ થઇ શકશે નહિ. મારા સામર્થ્ય સંબંધી આવો મંદ મત બાંધવાનું તને શું કાંઇ કારણ મળ્યું છે?"

"આવી શોષણામાં પડી રહેવા કરતાં તો મરવું હજારગણું સારૂં."

"પણ તને તે શોષણામાં નાખનાર છે કોણ? તેણે તને ક્યારે સતાવી વગેરે સાંભળવા તો દે?"

"મ્હારા વ્હાલા! એ ત્રાસને લીધે મ્હેં ક્યારની આત્મહત્યા કરી હત, પણ તમારાપરનો પ્રેમજ આડો આવે છે." કલાવતી ગળગળી થતાં—વિશાખાનંદના લથડતા ગળાને કોટિ કરતાં પ્રેમાર્દ્ર હૃદયે બોલી: "નાથ! હું એકલી હોઉં છું ત્યારે અનેક વિતર્કોને લીધે ખરેખર, આત્મહત્યાના નિશ્ચય પર આવી જાઉં છું, પણ આપનાં દર્શન થતાં તે સઘળું ભૂલી જવાય છે."

"આમ દુ:ખી ન થા." પ્રધાનજીએ કળાવતીપર કર્ચલી વળેલો હસ્ત ફેરવતાં કહ્યું: "ત્હને ત્રાસ કોણે આપ્યો તે કહે તો ખરી, એટલે પછી ત્હારા આ વિશાખાનંદમાં કેટલું સામર્થ્ય છે, તે ત્હને માલમ પડશે."

"પ્રિય! નકામો આગ્રહ કરો માં. તે મુવાનું નામ પણ સાંભળવાની મનમાં કલ્પના કરશો ના; તેને શાસન કરવું તે આપના અધિકાર બ્હારની વાત છે."

"આ કલિંગદેશમાં જેને હું શાસન ન કરી શકું એવી એક પણ વ્યક્તિ નથી. અરે કલિંગદેશ તો શું પણ સમગ્ર ભરતખંડમાં પણ આ વિશાખાનન્દનું એટલું માન અને વજન છે કે ત્હારી આબરૂપર હાથ નાખનાર નરાધમ આ ભારતવર્ષમાંના કોઈ પણ સ્થળે હોય તોપણ તેને શાસન કરી શકાય."

"નહિ; વ્હાલા ! નહિ, તેને શાસન કરવું એ વાત તમારા અધિકાર બ્હારનું છે."

"આવું સંદિગ્ધ બોલ માં; તે દુષ્ટનું નામ એક વાર વિશાખાનંદને સાંભળવા દે, ને પછી, ગમે તો તે સાતમે પાતાળ છૂપાઇ રહ્યો હશે ત્યાંથી પણ તેને આ પ્રધાન શોધી લાવશે અને રાજાની આજ્ઞાની રાહ ન જોતાં માત્ર મ્હારાજ હુકમથી સૈનિકો તેને ધડથી જૂદો કરશે."

"તમારા સૈનિકોની ત્હેના પર હકુમત ચાલતી નથી. તમારા જાસૂસો તેના ચરણ આગળ ધૂળ ફાકે છે."

"ત્યારે તે છે કોણ ?" વિશાખાનંદ છેવટે ત્રાસ પામીને બોલ્યો. હવે આ "માત્રા" જોઇએ તે સ્વરૂપમાં આવી ગઇ છે, તો તેને વધારે 'ખાખ' કરવાની જરૂર નથી સમજીને કળાવતી બોલી: "તેને યોગ્ય શાસન કરવાની તમે પ્રતિજ્ઞા લ્યો છો ? મ્હને વચન આપો છો ?"

"બેશક."

"તે શાસન કરવું ત્હમારી શક્તિ બહાર હશે તો ?"

"તો ? તોપણ શું ?"

"હું કહીશ તેની-તે પ્રકારની મદદ લઇને તેનું વેર લેશો ?"

"શા માટે નહિ ?"

"ને પાછળથી ફરી જશો તો ?"

"તેમ બનેજ નહિ; પોતાની સહધર્મચારિણીની આબરૂ ઉપર કોઇ દુષ્ટ હલ્લો કરે છતાં લમણે હાથ દઇ બેશી રહે એવો આ વિશાખાનંદ નથી. પરસ્ત્રીવિલાસીને દેહાન્ત શાસન કરવાનો આ કલિંગ દેશનો કાયદોજ છે."

"વેર લેવામાં તમને કાયદો કામ આવે એમ નથી, કાયદાને ભૂલી જઇને તમારે વેર લેવું પડશે."

"ઠીક; પણ નામ તો કહે"

"લ્યો; કહું છું, પણ પહેલેથી કુળદેવીના શપથ લ્યો, વેર લેવાની પ્રતિજ્ઞા કરો. વેર વાળવામાં મને આગેવાની આપવાના સોગન ખાઓ."

"પણ ત્હારે ખાતરી કરી આપવી જોઇયે."

"હું કહું છું એજ ખાતરી."

"એમ ન ચાલે."

"ઠીક. શપથ લ્યો એટલે આપની ખાતરી કરી આપીશ." કળાવતીએ વિશાખાનંદને પૂરેપૂરો પિગળાવ્યો અને પંઝામાં સપડાવ્યો. પત્નીની માગણી

પ્રમાણે પ્રધાને શપથ લીધા પછી પૂછ્યું—"બોલ, હવે તે નરાધમનું નામ નિવેદન કર."

"મૃગેન્દ્રરાજ."

"હેં! મૃગેન્દ્રરાજ? કયો મૃગેન્દ્ર?" વિશાખાનન્દે પ્રશ્ન કર્યો.

"બીજો કોણ હોય? રાજા મૃગેન્દ્ર!"

"રાજા મૃગેન્દ્ર? સાવ ખોટું, બિલકુલ ખોટું! છેક અવિશ્વસનીય!" ભયથી ચકિત થતાં વિશાખાનંદ બોલ્યા.

"ત્હમને આમ લાગશે એમ જાણીનેજ હું નામ કહેતાં સંકોચાતી હતી. કેમ! સોગન ભંગ થયાજ ને? લીધેલી પ્રતિજ્ઞા પર પાણી ફેરવી વાળ્યું ને? તોબાહ! હવે તો મ્હને કુવા કે વાવ વગર કોઇ આશરો આપનાર નથી." પ્રધાનનો હાથ તરછોડીને કળાવતીએ બહાર જવાનો ડોળ કર્યો.

"સબુર, કળાવતી! સબુર." વૃદ્ધ વિશાખાનન્દે તેને જતી અટકાવતાં કહ્યું: "આમ હતાશ બન ના, અવિચારી થઇશ ના. શું બન્યું તે સવિસ્તર અને શાન્તિથી કહે. ખરૂં હશે તો હું રાજા મૃગેન્દના બાપની પણ પરવા કરનાર નથી."

"ખરેખર?"

"બેશક—ચાલ પાછી વળ." વિશાખાનન્દે કળાવતીનો સુકોમળ હસ્ત ગ્રહીને તેને દિવાનખાના ભણી લાવતાં લાવતાં કહ્યું. હવે વધારે વાત લંબાવવામાં કાંઇ માલ નથી એમ જાણીને કળાવતીએ રાજ્યનિષ્ઠ વિશાખાનન્દના કાનમાં વિષ રેડવાનો આરંભ કર્યો: "મ્હારા પિતાના અવસાન પછી, ઓથ આપવાના મિષે મ્હને મૃગેન્દ્રે પોતાની રાજકુંવરીના મહેલમાં રાખી. ત્યાં રહ્યા પછી થોડાજ દિવસમાં રાજા મ્હારા પ્રત્યે કુદૃષ્ટિથી જોતા હતા તેની મ્હને ખાત્રી થવા લાગી. આથી બની શકે તેટલું હું મૃગેન્દ્રથી છૂટી રહેવા લાગી. પણ તેથી તો ઉલટૂં તે મને વધારે વધારે મળવા લાગ્યો, અને નિર્લજપણે તે મ્હારી સાથે વાતના પ્રસંગો પ્રાપ્ત કરવા લાગ્યો. મને આ લગીરે ગમતું નહિ ને તેથી આ આફતમાંથી છૂટી થઇને મ્હેં આપની સાથે પાણિગ્રહણ કરેલું, પણ મ્હારી બીક તો કાયમજ રહી. હમેશાં તે અહીં આવીને મ્હને સતાવણી કર્યા કરે છે."

સત્યનું સત્યાનાશ વાળવા મથનાર કળાવતી ઉપરથી ભયંકર અસત્ય ગુંથતાં જરા પણ ડરતી નહતી—જો કે એનું અંત:કરણ વૃક્ષપરના પત્ર પ્રમાણે કંપતુંજ હતું. મૃગેન્દ્ર તેના પર પિતા કરતાં પણ જાસ્તી વાત્સલ્ય દર્શાવતો ને તેનો તેની ઉપર સાચો પ્રેમ હતો તે સૌ પોતે વિસરી ગઇ ન

હતી. તેથી આ હડહડતો જુઠો આરોપ તેના પર ઢોળી પાડતાં તેનું હૃદય ધ્રૂજતું હતું.

"ત્યારે શું મૃગેન્દ્ર મ્હારી પાસે વારંવાર આવે છે તે આવાજ હેતુથી ?" વિશાખાનંદને વિષની અસર થવા લાગી.

"હા; ત્હમારી મુલાકાતનું મિષ અને મને કોઇ પણ રીતે વિકારી બનાવવી એ એમનો સાચો હેતુ હોય છે. નહિ તો તમને રાજ્યમહાલયમાં બોલાવવાને બદલે પોતેજ અહીં આવવાની અજાણતી પદ્ધતિ સ્વીકારત નહિ."

"હવે મ્હને સઘળું સમઝાવા માંડયું. વારૂ, આગળ ?"

"આજે જતી વખતે તેમણે કુમુદ સાથે મ્હને એક સન્દેશો મોકલ્યો—"

"અરર !" દાંત કચકડાવતાં પ્રધાને પૂછ્યું: "તે શો સંદેશો ?"

"એમણે કહાવ્યું હતું કે મધ્યરાત્રે હું તને મળવા આવનાર છું અને તેથી મહેલનો દક્ષિણ દરવાજો ખુલ્લો રાખવો. બળી આ શી વિટંબણા ? મ્હને લાગે છે કે સાયંકાળ પહેલાં હવે એકાદ વાવ કે તળાવનો રસ્તો લેવો એટલે મધ્ય રાતના નાપાક દુરાચારમાંથી બચી શકાય."

"પણ આમ શા સારૂ ?" વિચારનિમગ્ન વિશાખાનંદ છેવટે સગર્વ બોલ્યા: "અને હાં; તેમાંજ કુમુદને જોઇ, મ્હારી પાસે જેવી તેવી વાત કરીને તે ચાલ્યો ગયેલો !!"

"પત્યું; વ્હાલા ! હું તમને કહેવાનું કહી ચૂકી. હવે આનો નિવેડો ને છૂટકારો શી રીતે લાવો છો ?"

"પણ આવા ભયંકર કાળા કર્મની મ્હને પ્રતીતિ થવી જોઇએ."

"હજુ તમારે મ્હારા શબ્દોમાં અવિશ્વાસજ રાખવાનો રહ્યો છે ? વારૂ; તો તેના વાયદા વખતે આપ હાજર રહો, અને પછી તે શું કરે છે, તે બરાબર અવલોકો. પછી ખાતરી કરી, અચંબો પામી ઇચ્છાનુસાર કરશો."

"કળાવતી !" વૃદ્ધ વિશાખાનંદની ઉંડી ઉતરી ગએલી આંખોમાં ક્રોધની જ્વાળા કેડવા લાગી: "પોતાના મનની ખાતરી થવા છતાં આવા મહત્વના કામમાં નિરાંત લઇ બેસનાર આ વિશાખાનંદ ન હોય. મ્હારા મનને થોડીક ખાતરી આપવા દે, પછી તરતજ તેને પાયમાલ કરી નાખું. ચાલતા યુદ્ધમાં સઘળા કિલ્લાઓ મ્હારે અધીન છે. એ—રાજા મૃગેન્દ્રનો ધુમાડો કાઢી નાખવાનું કામ ઘડીવારનુંજ છે." વિશાખાનંદ જ્યારે આમ બોલતો હતો, ત્યારે કળાવતીની દૃષ્ટિ તેના તરફ ન હતી, પણ સંકેતાનુસાર, કોઇ બહાર ઉભેલા વૃદ્ધ માનવપર હતી. પ્રધાન તે કળી શક્યો ન હતો.

"કળાવતી !" વિશાખાનંદ આગળ બોલવા લાગ્યો: "મૃગેન્દ્રના કહેવા પ્રમાણે, ભલે, દક્ષિણ દિશાનો દરવાજો ખુલ્લો રાખજે, અને તે ત્હારી સાથે કેવી રીતનું વર્તન ચલાવે છે. તે ગુપ્ત રીતે હું જોઇશ. તું આ જ દિવાનખાનામાં તેને મુલાકાત લેવા દેજે એટલે ચર્ચા જોવા સારૂ મ્હને અહીં અનુકૂળ જગ્યા મળી શકે."

"નહિ; નાથ ! આ બધું જોવાની જીજ્ઞાસા ન રાખો. તે જોઇને તમે શાન્ત રહી શકશો નહિ. કદાચ ત્યાંજ એકદમ તેના પર ધસી આવો તો કામ કથળી જાય. મૃગેન્દ્ર ભરયુવાનીમાં છે, સશક્ત છે, ને તેથી કદાચ તે તમને રંજાડે.' પથરેલી જાળમાં સુન્દર ભક્ષ ભરાયો જાણીને, જાળના એક એક દોરાને કળાબાજ કળાવતી સમેટવા લાગી.

"તેની ચિન્તા ત્હારે નથી રાખવાની. મૃગેન્દ્રને હું સારી રીતે ઓળખું છું. મ્હારો પ્રસંગ રાજા સાથે છે, તેની મને ખબર છે. તેનું વેર વાળવા, તેને ઘટતો ન્યાય આપવા, તેની મદત્તા જેટલીજ અટપટી જોગવાઇ હું ઉતારીશ."

"ત્હમારા પહેરેગીરો ઉપર કે સૈનિકો પર ભરૂંસો રાખી, તેઓ દ્વારા સજા કરાવવાની કલ્પના પણ રખે કરતા. કેમકે સમસ્ત કલિંગદેશમાં મૃગેન્દ્રરાજ એટલો બધો લોકપ્રિય છે કે એના પર હાથ ઉપાડવાનું કોઇનું પણ કાળજું ચાલશે નહિ."

"હું મૃગેન્દ્રની લોકપ્રિયતા સમજું છું. તેને પકડવા વાસ્તે એવોજ પેંતરો રચવો પડશે—"

વિશાખાનંદ સંપૂર્ણ રીતે પરવશ બનેલો જોઇ કળાવતી પોતાના વિચાર તેનામાં મૂકવા લાગી: "કે જેમાંથી તેનો કદિ પણ છૂટકારો થાય નહિ. આ સિવાય કોઇ બીજી રીતે સજા થાય, તો તેના ઇલાજો ભવિષ્ય માટે અતિ ભયંકર થઇ પડશે. તેનું ડોકું જ ધડથી જૂદું થાય તો સર્વકાળ માટે શાન્તપણે રહેવાય."

"એમાં શો સંદેહ?" પોતાની સહધર્મચારિણીના શબ્દોને અનુમોદન આપતાં પ્રધાન વિશાખાનંદે કહ્યું.

"ત્યારે કહેશો નાથ કે આપનું આ મુત્સદ્દી મગજ મૃગેન્દ્રનાં કાળાં કર્મને લીધે વેરનો બદલો લેવાની કઇ યુક્તિ સૂચવે છે?" કળાવતીએ હવે પોતાના કારસ્થાનના ઉત્તરાર્ધમાં પ્રવેશ કર્યો.

'પણ પ્રથમ તો મ્હારા મનને આ બાબતની ખાતરી થવી જોઇએ."

"તે થશેજ; પણ કહો ને, આગળ કરશો શું?"

"શું કરીશ?" માથું ખંજવાળતાં વિશાખાનંદ બોલ્યો: "વેરનો બરાબર બદલો લઇશ."

"તે તો હું સમજી, પણ તે કેવા પ્રકારે લેશો, એમ પૂછું છું."

"તેનો હજુ વિચાર કરવાનો છે."

"જે વાત વિચાર ઉપરજ ઝઝૂમી રહે છે, તેમાં કશીજ ભલીવાર હોતો નથી. નાથ, મ્હને તો પસંદ કરેલા મારા વાત કૃત્યના માર્ગેજ વળવા દો. તમે તો મોટા મોટા વિચારજ કરવાવાળા છો." ભીષણ મુખમુદ્રા ધારણ કરીને કળાવતી બોલી; અને તેણે બ્હાર ડોકિયું કર્યું. ઊભેલી વ્યક્તિને અંદર આવવાની સંજ્ઞા કરી. વિશાખાનંદ પોતાના એ હાથનાં હસ્થિપિંજર વડે ચઢેલા મસ્તિષ્કને દાબી દાબીને ઉષ્ણતા લાવતો હતો. પછી એણે કળાવતીને ઉત્તર આપવા ઉંચું ડોકું કર્યું, તો પોતાની પાસે કળાવતીની દાસી કુરંગીને તેના હાથમાં એક સીલ કરેલ કાગળ લઇને ઉભેલી જોઇ. તેના ભણી પ્રધાનજીનું ધ્યાન ખેંચાયલું જાણી તે સીલબન્ધ પત્ર તેમના હાથમાં મૂકયો. "હું બાઇસાહેબ માટે બુદ્ધદેવનું ચરણામૃત લેવા સારૂ ઇન્દ્રભુવન ગુફામાં ગઈ હતી. ચરણામૃત લઇને પાછી ફરતી હતી એટલામાં એક સશસ્ત્ર સૈનિક મને પકડીને એક પુખ્ત વયની સ્ત્રી પાસે લઇ ગયો. એ સ્ત્રીએ આ પત્ર મ્હને આપ્યો, અને "બની શકે તેટલી ત્વરાથી પ્રધાનજી વિશાખાનન્દને આપજે," એવું કહ્યું. મહારાજ! તે આ પત્ર આપવા આવી છું."

પ્રધાનજીએ સીલબંધ પત્ર ફોડયો તેમાં મગધદેશનો મહોર સીક્કો તથા રાજમાતા બુદ્ધિમતીની સહી પડેલી હતી. પ્રધાનજીની દૃષ્ટિ જે વખતે પત્ર પર હતી, તે વખતે લાગ જોઇ કળાવતીએ કુરંગીના ભણી જોયું અને ખરે ટાંકે પત્ર લાવીને આપ્યો છે એવું નેત્રથી સૂચવ્યું. પ્રધાનજીના કરચલી વળી ગયેલા મુખ પર પગ આવ્યા અને ક્રોધના મનોવિકાર પ્રતિપળે પલટાતા દેખાવા લાગ્યા. કળાવતીનું અતઃકરણ તેને ખાતરી આપવા લાગ્યું કે મ્હારૂં કામ ફત્તેહમંદીથી પાર ઉતરશે. પોતાના કારસ્થાનથી સૂર્યોદયનાં-અરૂણ ઉગ્યાનાં ચિન્હ પોતાને જણાવા લાગ્યાં.

"કુરંગી," પ્રધાનજીએ તેની તરફ સુવર્ણમહોરથી ભરેલી એક ન્હાની થેલી નાખતાં કહ્યું: "તેં મ્હારૂં મહાન કામ કર્યું છે. આ પત્રની વાત અત્યંત ગુપ્ત રાખજે; જા." કુરંગીએ કળાવતીના નેત્રસંકેતથી પોતાનું કામ પૂર્ણ થવાનું સમજતાં સંતોષ માન્યો અને તે થેલી લઇને ત્યાંથી ચાલતી થઈ.

"આ પત્રમાં એટલું બધું મહત્વનું છે શું?" કળાવતી પોતાને આ પત્ર સંબંધી અજ્ઞાત જણાવતાં લાડકેલી બનતાં બોલી.

પ્રધાન વિશાખાનંદ તેના સ્કંધ ઉપર હાથ મુકીને બીજા હાથે તે પત્ર પોતાના પહેરેલા અંગરખાના ગજવામાં મૂકતાં મૂકતાં વાત કરવા લાગ્યા:

"આ પત્રમાં રાજા મૃગેન્દ્રનું વેર કેમ લેવું તે લખેલું છે."

"એટલે? આ પત્ર સાથે મૃગેન્દ્રના વેરનો શો સમ્બન્ધ?" અતિ આશ્ચર્ય બતાવતી કળાવતી બોલી.

"સમ્બન્ધ નહિ હોય તો એનો સમ્બન્ધ હું મેળવીશ; મૃગેન્દ્રનું વેર લેવામાં હું આનો ઉપયોગ કરીશ." આવેશભરી મુદ્રાથી પ્રધાને કહ્યું. પોતાના કારસ્થાનને ઠીક રંગ ચઢે છે એમ સમજી કળાવતીના મનમાં અતિ પ્રફુલ્લતા પથરાવા લાગી.

પ્રધાન વિશાખાનન્દ આશાપૂર્ણ હૃદયે બોલ્યા કેઃ "રાજા મૃગેન્દ્રનું વેર લેવાશે તેમાં આપણને વળી એક અણધાર્યો લાભ મળનાર છે."

"આપણને લાભ થશે?" પત્રમાંની વિગત વાંચી પ્રધાનજી પર તેની જબરી અસર જામી ગઈ છે એમ અનુભવતાં કળાવતીએ પૂછ્યું.

"હા, આપણને મહાન્ લાભ થશે. હવે તો માત્ર એટલુંજ કે રાતના વખતે મારા મનનો સંશય દૂર થવા દે, પછી મૃગેન્દ્રને હું બરાબર જોઈ લઇશ."

"મનનો સંશય દૂર કરવાનું હજુ બાકી રહ્યું છે શું?'

"હા, આજ રાતે મૃગેન્દ્ર ત્હારી સાથે કેવું વર્તન ચલાવે છે એ મ્હારે નજરે જોવું જોઇએ. આવા ભયંકર કૃત્ય માટે સાહસ ખેડતાં પૂર્વેજ મનને પૂર્ણ પ્રતીતિ કરી આપવી જોઇએ."

હજુ પોતાને એક વિલક્ષણ કળાપ્રબંધમાં ગયા સિવાય છૂટકો નથી, એવું કળાવતીએ ધાર્યું, ને તે બોલીઃ "તમારા મનની ખાત્રી થયા પછી?"

"મૃગેન્દ્રનો નાશ-બીજું શું?"

"અને એથી આપણને એવડો મહાન્ લાભ શો થવાનો હતો?"

મનોવિકારની આતુરતાની સીમા ઓળંગી જતાં પ્રધાનજીએ જવાબ આપ્યોઃ "મ્હારી કળાવતી કલિંગદેશની રાણી થશે."

"કલિંગદેશની રાણી હું?" કળાવતીના આનન્દની હવે અવધ રહી નહિ. પોતાનું કાવતરું સંપૂર્ણ રીતે ફતેહમંદ નિવડશે એવી તેને ખાતરી થઇ અને આ આનંદથી તે "કલિંગદેશની રાણી-કલિંગદેશની રાણી" આમ બોલતાં બોલતાં કુદવા-નાચવા લાગી. હવે અંહી વધારે વાર રોકાવાનું એને નુકશાનકારક લાગ્યું. પોતાના મુખપર તરી આવતા આનંદથી કદાચ ગુપ્ત છળભેદ ખુલ્લો થશે જાણી "કલિંગદેશની રાણી-કલિંગદેશની રાણી" એમ લવતી પ્રધાન વિશાખાનંદ પાસેથી છૂટી પોતાના મહેલમાં ચાલી ગઇ.

## પ્રકરણ દસમું.

### અનુસંધાન.

" If there be a pain which devils might pity men for enduring, it is the death-bed reflection that we have possessed the power of doing good, but that we have abused and perverted it to purposes of ill."*

*Colton.*



વિશાખાનન્દ વયોવૃદ્ધ હતો, ને કળાવતી ઉછરતી તરૂણી હતી. ઉછરતી તરૂણીથી દીર્ઘકાળનો અનુભવી વિશાખાનન્દ ઠગાય એ વાત કોકને વિપરીત લાગે ખરી. વિશાખાનન્દ રાજ્યમંત્રી હતો, કળાવતી હલકા કુળની અને હાસ્યવૃત્તિની અધિકારીણી એક છોકરવાઇ બાલા હતી. છોકરવાઇ બાલાથી રાજ્યમંત્રી જેવો-રાજા પણ જેની સલાહના પગલે ચાલે એવો સમર્થ વિચારવંત વિશાખાનન્દ ભોળવાય જાય એ વાત કોકને ગળે ઉતરે નહિ પણ ખરી; વિશાખાનન્દ વિષયનો ભૂખ્યો નહતો કે કળાવતીના કટાક્ષથી વિંધાઇ જઇ પરવશ બને; વિશાખાનન્દ ઉતાવળે મત બાંધનાર અસહનશીલ નહતો, કે કળાવતીના બોલને ફુલાં જેવા ગણી તેને આંખો મિંચી ઝીલી લે; આટલું છતાં એ ફસાયો છે એ તો સાચું.

ભરૂસે સૌ કોઇ ઠગાય; ભલા-ભલા ભોળવાઇ જાય; તેમ વિશાખાનન્દે પણ ભરૂસેજ ભૂલથાપ ખાધી છે. બેશક, રાત દહાડો તે કળાવતી ભેગું જીવન ગાળતો, છતાં કળાવતીમય તેનું જીવન નહતું વાસ્તેજ તે કળાવતીની કળાને કળી શક્યો નહતો. કળાવતીનો આત્મા પણ વિશાખાનન્દમય ક્યારે હતો? તેનું જીવન પ્રપંચમય-વિલાસમય અને વિષયાતુર હતું, વિશાખા-

---

*મતલબ :

" દૈત્યોને પણ, જે દુઃખ ખમતા માનવીને જોઇ દયા આવે, તે દુઃખ અવસાનકાળે થતા એવા વિચારનું છે કે, ભલું કરવાની મારામાં જે શક્તિ હતી તેને પણ, અરેરે! મેં નઠારે રસ્તે વાળી ! "

નન્દનું જીવન રાજ્યતંત્રને અંગે સેવામય હતું. ઉભય વ્યક્તિ એક છતાં (દંપતી છતાં) આ રીતે એક બીજાથી નોખાં હતાં, અને તેથીજ તેને છેતરતાં ઝાઝીવાર કળાવતીને લાગી નહિ.

છેતરાતાં છેતરાતાં પણ વિશાખાનન્દે-વિચારશીલ વિશાખાનન્દે તેના શબ્દોમાં કેટલી શ્રદ્ધા અને વજન આંક્યું છે તે વાચકને વિદિત છે. કળાવતીએ મુકેલા આરોપ કેટલે અંશે સાચો છે તે એણે પ્રત્યક્ષ જોવાની તક સાધી એ એની ઓછી ચોકસાઈ ના કહેવાય.

તથાપિ પ્રત્યક્ષ ખાતરી પુરતી તક સાધવા છતાં પણ એ વિચારશીલ, વયોવૃદ્ધ, અનુભવી વિશાખાનન્દ કળાવતીની પ્રપંચજાળમાં ફસાઈ જાય છે, તે હમણાંજ વાચક વાંચશે; અને તોપણ તેને ઝાઝો નિર્બળ મનનો મનાય તો એક પ્રકારનો-ઉતાવળો મત બાંધ્યા બદલનો-તેને દોષ દીધોજ ગણાય; કેમકે વિશ્વાસુ વિશાખાનન્દને ભોળવીને કળાવતીએ તેનું આખું અંતઃકરણ એક તરફી રીતે પોતાના તરફ આકર્ષી લીધું છે, અને તેથી વિશાખાનન્દ જે કંઇ હવે પ્રત્યક્ષ લીલા જોશે, તેનો વિચાર, સ્વાભાવિક નિયમ પ્રમાણે વળેલા આકર્ષણ ભણીજ વળે એ સામાન્ય રીતે સ્પષ્ટ છે. આખા વિશ્વમાં પણ એમજ બનતું આવ્યું છે. નજરે નિહાળેલી વાત ન માનનારો ફિલસુફવર્ગ જગતમાં ગણ્યો ગાંઠ્યો મળી આવે તોપણ જગતનું મહા ભાગ્ય ! બાકી સાચું અને સારૂં તો એજ કહેવાય કેઃ—બીજાએ કહ્યું હોય તેના પર વિશ્વાસ રાખી ભોળવાઇ ન જવું, ઉડતી અફવા પર આધાર રાખી મત ન બાંધવો, કે ન માનવું પ્રત્યક્ષ નજરે નિહાળેલું હોય તેય પણ. તથાપિ આ ત્રણે માર્ગ કરતાં ઉત્તમ માર્ગ તો નિર્ણયનો છે. નિર્ણય કરતાં જે પરિણામ તારવી કઢાય એ ખરૂં માનવું જોઇએ. અને વિશાખાનન્દે—ઘરડા વિશાખાનન્દે તેટલે સુધી ગતિ નથી કરી તેથી પણ તેને દોષ દેવામાં આવે તો તે પહેલાં 'સાઠી-બુદ્ધિ'નો વિચાર કરવો ઘટે છે. જ્યાં ગાત્ર શિથિલ થઈ ગયાં છે, અંગત્વચા લથડી પડી છે, આંખો ઉંડી ઉતરી ગઇ છે, ડાચાં બેસી ગયાં છે, ઉદર ચોંટી ગયું છે, બોલવા ચાલવાના હોંસ નથી, ખાવા પીવા કે હરવા ફરવાની મહા મુસ્કેલી છે, નૂર, તાકાત અને મગજતંતુ કરમાઇ જવા લાગ્યાં છે, મ્હોંમાંથી લાળ દદડવા માંડી છે, કાનમાં બ્હેરાશ આવી છે, દાંત ગરવા લાગ્યા છે, નેત્રમાંથી-શુષ્ક નેત્રમાંથી પાણી નિગળ્યા કરે છે, એવી પરિસ્થિતિમાં આધેડ વિશાખાનંદની કદાચ એટલી-થોડી-બુદ્ધિ બ્હેરમારી જાય તો એના બુઢ્ઢા હૃદયને અંગે

એ માનવા જવું હોય તેને તેની છેતરામણી માટે કશોજ દોષ દેવો નહિ એ ડહાપણ ભર્યું છે, અથવા એટલી ઘડી તે પોતે પ્રધાન છે, એ ભૂલી જવું એજ ઠીક થઇ પડશે.

પ્રધાન વિશાખાનંદના યોગ્ય બચાવ વિષે આટલો ટૂંકો વિસ્તાર કર્યા પછી આપણે મૂળ વાતપર ઉતરશું.

બે પ્રહર દહાડો ન હતો ચડયો છતાં પ્રધાન વિશાખાનંદને મન તો સાયંકાળ થયા જેવુંજ જણાતું હતું. કળાવતીની કળા–સાંકળમાં જકડાયલો વિશાખાનન્દ અત્યારે વિશાખાનન્દજ ન હતો એમ માનવું ખોટું ન હતું; રાત પડયા છતાં નોકરો હજુ દીવો કેમ નથી સળગાવતા? એવો ખયાલ આણતો શુદ્ધબુદ્ધ ભૂલેલો વિશાખાનન્દ કળાવતીએ દીધેલા 'મૃગેન્દ્રના વેર'ના મંત્રનુંજ સ્મરણ કર્યા કરતો હતો. ક્યારેક એ સ્મરણમાંથી વિરામ લેતો, ત્યારે તેના મનથી વૃદ્ધિગત થતી જણાતી રાત્રિના વખતે હજુ નોકરો શા માટે દીવાબતી નથી કરી જતા? એવી શંકા આણતો. અને ખચિત આલંકારિક રીતે કહીએ તો તેના અન્તઃકરણમાંથી સારાસારની વિચારશક્તિની જયોત અત્યારે બુઝાઇજ ગઇ હતી, અને જયોતિ પ્રદિપ્ત થયા પછી જેમ કાળાશ છવાય તેમ તેના હૃદયમાં સર્વત્ર અંધારૂં—કાળું તિમિર છવાઈ રહ્યું હતું. આવી સ્થિતિમાં તે દિવસને રાત કલ્પે તો તેમાં અસંભવિતપણાનો દોષ શો?

મોહ, વિશ્વાસ, માયા અને લાલિત્યથી વિભૂષિત સ્ત્રીની સાડી વિશાખાનંદના સર્વાંગપર સામ્રાજ્ય ભોગવી રહી છે. આ પ્રતાપ સ્ત્રીનો કે સ્ત્રીની સાડીનો? વિશાખાનંદની વિચારશ્રેણિજ બદલાઇ ગઇ છે. કાલે સવારે એનું લક્ષ્ય મૃગેન્દ્રપર હતું, આજે પણ છે; તથાપિ તફાવત આસમાન જમીન જેટલો થઇ ગયો છે! ગઇ કાલ સુધી મહારાજ મૃગેન્દ્ર તેનો નૃપાલ હતો, અત્યારે એજ મૃગેન્દ્ર રિપુ તુલ્ય લાગે છે; કાલ સુધી તે મૃગેન્દ્રનો પ્રધાન હતો, અત્યારથી તેનો પ્રધાન નથી, આજ્ઞાંકિત નથી, શુભેચ્છક નથી, તેની પ્રજા પણ નથી. વ્હાણું વાયું; જગત જાગ્રતિમાં આવ્યું અને મૃગેન્દ્રનું સ્મરણ ચાલ્યું, પણ સ્મરણ સ્મરણમાં કેટલું અન્તર છે? ગઇ કાલે રાજમન્દિરનાં પગથીયાં પર ચઢતાં પ્રધાન તેનું કલ્યાણ વાંચ્છતો હતો, અને અત્યારે એજ મન્દિરે ચડતાં તેનો નાશ વાંચ્છે છે; કાલે રાજનિષ્ઠામાં તેનું મન તન્મય થઇ ગયું હતું આજે રાજદ્રોહથી તેનું મગજ ભમી ગયેલું છે. વળી આવતી કાલે? આવતી કાલની વાત, આજથી યે મહા ભયંકરસ્તો! સેંકડો વર્ષ અગાઉનું

ભાવિ જાગુત્રા મન્થન કરનાર વિશાખાનંદને આવતી કાલનો સમય આટલો નિકટ છતાં ઉંડાં ઉતરેલાં તેનાં જ્ઞાનચક્ષુથી કશું ભાસતું નથી, તેના અન્ધ બનેલા ડોળા કાલે સવારે બનનારી સ્થિતિની છાંયાનો ભાસ જોવાની હિંમત કરી શકતા નથી. પણ એ વાતનો—એ થનાર પરિણામનો વિશાખાનંદ કારમા ભોગ તરીકે હતો. ને એટલાજ વાસ્તે તેણે આજ સુધીના પોતાના પ્રામાણિક-પણાનું, સત્તનું, રાજ્યનિષ્ઠાનું અને નીતિમત્તાનું ખૂન કરવાનો પેતરો રચ્યો હતો. રાજદરબારમાં પ્રવેશતાંજ રાજા મૃગેન્દ્રને સિંહાસન પર આરૂઢ થયેલો નિહાળી, આવતી કાલની સ્થિતિના સ્મરણથી આકર્ષાઇ પ્રધાન વિશાખાનંદે સ્મિત હાસ્ય કર્યું. મનની મુદ્દલ પણ વાંચ્છના ન હોવા છતાં રોજના ટેવાયલા હસ્ત અને મસ્તિષ્ક રાજાને વિનયભાવે નમ્યા, અને પોતાના આસનભણી તિરસ્કારી દૃષ્ટિ ફેંકીને પ્રધાનજી સ્વસ્થાને જઇ બેઠા.

"પ્રધાનજી !" મૃગેન્દ્રરાજે પ્રધાનજીને સંતોષવા સારૂ સંભાષણ શરૂ કર્યું: "આપની સલાહ પ્રમાણે દેવી ઇન્દુમતી અને રાજકન્યા શોભનાને વેશાન્તર કરીને ઇન્દ્રપુરના બહાર મોકલાવી દીધાં છે. અશોકનું સૈન્ય શાંત રીતે નિદ્રાધીન હોવાથી જરા પણ સ્ખલન ના નડતાં સહિસલામત તેઓ રાજસીમા વટાવી ગયાં છે."

"દેવી અને રાજકન્યાને અહીંથી મોકલી દીધાં ?" આશ્ચર્ય પામતાં પ્રધાનજીએ પુછ્યું.

"હા, ગયે ઘણી વાર થઇ: પણ આપને આ વાતની આટલી નવાઇ શાથી લાગે છે ? સલાહ આપનાર તો તમેજ હતા ને ?"

"હાસ્તો; પણ નૃપાલ પોતે તે પ્રમાણે નહિ વર્તે એમ મને લાગતું હતું."

"હા, પહેલાં તો મારી મરજી એવી હતી કે તેમને ક્યાંય પણ ન મોકલવાં, પણ દેવીને બધા સંજોગો ની સમજણ પાડતાં તેમને તમારી સલાહ વાસ્તવિક લાગી અને તેથી જવાની મ્હેં પણ આજ્ઞા આપી."

"ખરૂં: પણ તેમને મોકલ્યાં ન હોત તોપણ ઠીકજ હતું."

"કેમ ? કાંઇ ભયંકર સંકટ આવવા જેવું લાગે છે ને ?"

"પહેલાં મ્હને તેમ લાગતું હતું, પણ બહુ વિચારને અંતે મત બદલાયો છે."

"અશોકરાજને સંધિ કરવાની બાબતમાં તમને કંઇ ઉલટી અટકળ બાંધવાનાં કારણો મળે છે ?"

"હા, તે મળેલી બાતમી ખરી લાગે છે. અશોકે યુદ્ધ બંધ પાડવાનો

હુકમ કાઢ્યો છે, અને કાલે સવારે સન્ધિ સારૂ આપની સમક્ષ આવનાર છે."

"શું એ સાચું ? મેળવેલી બાતમી પર તમને ભરૂંસો પડે છે ?"

"હા, તેમ ખરૂં: બાતમી વિશ્વાસપૂર્ણ લાગે છે, અને તેથી જ આપણે આજનો છેલ્લો દહાડો બધા સૈન્યને આપની સૂચનાનુસાર આનન્દ સુખમાં નિર્ગમન કરવાની આજ્ઞા કરવી ઉચિત હોય એમ હું માનું છું."

"જોયું ? છેવટે મ્હારો બોલ આગળ આવ્યો !" મૃગેન્દ્રરાજે ગર્વયુક્ત સ્વરે કહ્યું. અને તરતજ સેનાધિપતિ દ્વારા સૌ સૈનિકોને લડાઇનો પુનઃ ડંકો વાગે ત્યાં સુધી છૂટથી આનન્દ ભોગવવાની રજા અપાઇ.

પ્રધાન વિશાખાનંદના નેત્રમાં આડકતરી રીતે કોઇ વિલક્ષણ તેજ ઝળક્યું; અને આ પ્રસંગે જો મૃગેન્દ્ર સરખા વીર પુરુષે પણ પ્રધાન સ્હામું જોયું હત તો તેને પણ એકદમ આંચકો લાગ્યા વિના રહેત નહિ.

× × × ×

આસ્તે આસ્તે સવિતાનારાયણ પશ્ચિમ પ્રદેશ તરફ વળ્યા, અને તેના પ્રતિનિધિ રૂપ ચન્દ્ર સૌમ્યથી દેદિપ્યમાન થયા. છવાતા અન્ધકાર વખતે માનવજીવનમાં નિવસતા ષડ્રિપુ સ્વેચ્છાનુસાર આચરણ આચરવા લાગ્યા અને તેવી વેળાએ મૃગેન્દ્રરાજ પોતાનો મહેલ છોડી પ્રધાન વિશાખાનંદના દક્ષિણ દ્વાર તરફ ગયો. પાછળના પ્રકરણમાં વિદિત કર્યા પ્રમાણે કુમુદ તેની રાહ જોતી દ્વાર આગળ બેઠીજ હતી, તે તેમને વિશાખાનંદના દિવાનખાનામાં તેડી ગઇ. અગાઉથી ગોઠવણ કર્યા પ્રમાણે પ્રધાનજી દિવાનખાનાના એક ઝરૂખામાં રહી સૌ જોઇ રહ્યા હતા. રાજાને જોતાંજ ત્હેના મનમાં બળતરા થવા લાગી.

દિવાનખાનામાં દાખલ થતાની સાથેજ મૃગેન્દ્રરાજે કુમુદને પૂછવા માંડયું: "કળાવતી ક્યાં છે ? પ્રધાનજી સુતા છે ને ?"

દિવાનખાનાના ઉત્તર ભાગમાં બિછાના પર કળાવતી બેઠી હતી. અગાઉથી નકી કરેલું સંકેતસ્થાનજ તે હતું. રાજા અને પોતાની વચ્ચેના સંભાષણનો અક્ષર સરખો પણ પ્રધાનજીના કર્ણપટ પર ન પડે એવું પોતે ઇચ્છતી હતી; કેમકે તેની ખાતરી હતી કે એ વાતચીતનો એકાદ શબ્દ પણ તે સાંભળશે તો પોતાની સર્વ વ્યૂહરચના નિષ્ફળ જશે, ને તેથીજ તેણે પોતાની અને પ્રધાનજીની વચ્ચે ઘણું અંતર રહે તેવી જોગવાઇ રચી હતી.

મૃગેન્દ્ર કામાન્ધ હોઇ કળાવતી કને વિલાસક્રીડાની તૈયારી કરતો હોય તેવી ભ્રમયુક્ત કલ્પના વિશાખાનંદનાં સંશયગ્રસ્ત નેત્રોએ કરી. મૃગેન્દ્રને પોતાની નિકટ આવતા જોઇ તેને માન આપવા સારૂ કળાવતી ઉઠીને ઉભી થઇ.

આ તરફ 'રાજાના અતિપ્રસંગમાંથી મુક્ત થવા મારી સાધ્વી સહ-ધર્મચારિણી ત્યાંથી ચાલી જાય છે' એવી વિશાખાનંદે અટકળ બાંધી!

"કળાવતી! હું કાંઇ પરભાર્યો નથી, મ્હારૂં આટલું બધું સ્વાગત તું કરે એ મ્હને શોભાસ્પદ નથી. નીચે બેસ." એમ કહી મૃગેન્દ્રે તેનો હાથ ઝાલી નીચે બેસાડી. વિશાખાનંદ બેઠો હતો તે ઝરૂખા ભણી માયાવી ભય-ભિત દૃષ્ટિ ફેંકીને કળાવતી નીચે બેઠી.

"પરસ્ત્રીના હસ્તનો સ્પર્શ ?" પાપબુદ્ધિથી મૃગેન્દ્ર પોતાની પત્નીનો હસ્ત ગ્રહે છે એવું અનુમાન કરતાં પ્રધાન સ્વગત શોચવા લાગ્યો.

કરૂણ મુખમુદ્રા કરીને કળાવતી મૃગેન્દ્રરાજથી થોડે આઘે બેઠી હતી, ત્યારે પિતૃપ્રેમથી તેને પોતાની નજીક બેસાડતાં મૃગેન્દ્રે કહ્યું: "બ્હેન! આટલી વિમાસણ શા સારૂ ?"

વિશાખાનંદ પોતાની દૃષ્ટિ વિકસાવીને ક્રોધભર્યે સ્હેરે સ્વતઃ બોલ્યો: "કેવો મદાન્ધ!"

રાજાની વાણી શ્રવણગોચર થતાં કળાવતી વળી વધારે ગમગીન થવા લાગી, અને આ તરફ પોતાની પત્નીના શિયળની કસોટી જાણી વિશાખાનંદને આનંદની એકાદ લહરી ભેટી ગઇ હોય એમ ભાસ્યું.

"કળાવતી!" મૃગેન્દ્રરાજ એક હાથે આંસુ લૂછતાં, અને બીજે હાથ તેના સ્કંધપર મુકતાં બોલ્યા: "ત્હારા આટલા બધા શોકનું પ્રયોજન શું છે?"

"વિશાખાનંદના ભ્રમિત ભાવમય નેત્રોમાં મૃગેન્દ્રની વિમલ વત્સલતા અત્યારે રૂપાન્તર પામેલી લાગી અને એક પાતકી અનાચારી તરીકે પોતે જોવા લાગ્યો. મૃગેન્દ્ર સ્વપત્ની સાથે દુરાચરણમાં પડવા મથતો હોય એવી તે કલ્પના કરવા લાગ્યો.

"બાપુ!" નિશ્વાસ નાખતાં કળાવતીએ ઉદ્‌ગાર કાઢ્યો: "તમારી આજ્ઞા લોપીને હું લગ્નના છંદમાં પડી અને મારા નિમિત્તે મારા પર આફત આવી–મારૂં અતિ અપમાન થાય છે."

મૃગેન્દ્રના અત્યાચારથી પોતાની પત્ની અતિ ગભરાતી હોય એમ વિશાખાનંદને સમજાવા લાગ્યું!

"ત્હને કોનાથી અપમાન થાય છે? કોણ સતાવે છે?" મૃગેન્દ્રરાજે મૃદુ વાણીથી કળાવતીને પૂછ્યું.

"નજીવાં નડતરને તો મ્હેં ગણકાર્યાંજ નથી." ઉંડું અંતર બળતું હોય તેવા ભાવે તેણે કહેવા માંડ્યું: "ગમે તેવાં સંકટ મેં સહ્યાં હત,

અને તેના શબ્દપ્રહારો હું ખમી રહી હત, પણ આવા વજ્રથી પણ અતિ કઠોર શબ્દો સાંભળવા માટે જીવવા કરતાં તો આ સંસારને તજી કોઇ અઘોર વનમાં રઝળવું મને વધારે સારૂં લાગે છે.”

પોતાની પત્નીની વ્યાકુળતા અને ભયભિત મુદ્રા નિહાળીને, તેમજ મૃગેન્દ્ર તેના તરફ અનિમિષ નયને નિરખી રહ્યો છે તે સઘળું જોઇને પ્રધાનજી સ્વગતઃ બોલ્યોઃ “સાચી સાધ્વી! અરેરે મૃગેન્દ્ર, શિયળવતી સતીને સતાવવાનું પરિણામ હવે તું સત્વરજ પામશે.”

“કળાવતી!” મૃગેન્દ્રરાજ બોલ્યાઃ “હું ત્હને મહા હિંમતવાન અને સહનશીલ સ્ત્રી સમજતો હતો. લગ્ન પૂર્વે ત્હારી કેટલી બધી મહત્વાકાંક્ષા આટલામાંજ શું સંસાર પરનો રાગ ઉતરી ગયો?”

“ત્યારે કરૂં શું? મારી આબરૂ બજારમાં મૂકાઇ છે, મારૂં શિયળ ઉંડા કુવામાં ઉતારી પાડવાનાં તર્કટ મંડાયાં છે, મારા માથે મહા દૂષણો ઝઝૂમે છે.” આમ બોલી કળાવતી અતિ રોવા લાગી.

“ત્હારા ઉપર આવો નીચ આરોપ આવ્યો છે?” કળાવતીના આ પ્રાપંચિક કાતરાંથી દિલગીર થઇ તેનાં આંસુ લૂછતાં કરૂણાર્દ્ર મુખમુદ્રાયે મૃગેન્દ્રરાજ બોલ્યાઃ “ત્હારા પર આવો આરોપ મૂકનાર કોણ છે?”

પ્રધાન વિશાખાનન્દની દૃષ્ટિમાં કળાવતીએ આજ સામું વિષ રેડ્યું હતું તેથી તેનું ચિત્ત ભ્રમિત બન્યું હતું. પિતૃપ્રેમથી રાજા મૃગેન્દ્રે દિલગીરીપૂર્વક કળાવતીની કરૂણાર્દ્ર ચિબુક પકડી, પરન્તુ વિશાખાનન્દના ભ્રમિત્ત અને શંકાશીલ ચિત્ત પર તેનું અતિ વિષમ પરિણામ આવ્યું, અને નીતિમત્તા ઉપર ખરાબ દૃષ્ટિ કરીને અછાજતો આચાર આદરવા તે સજ્જ થયો હોય એમ વિશાખાનન્દને લાગ્યું. આવેશથી તેનું સર્વાંગ કંપવા લાગ્યું. ધિકધિકતા અંગાર જેવા બનેલા તેના ડોળા તપી રહ્યા, અને જાણે આ નિર્દોષ રાજા પર ઝુલ્મનો વરસાદ વરસાવવા તૈયાર થયો હોય એવાં ચિન્હ જણાવા લાગ્યાં.

આ તરફ દુઃખથી અતિ વ્યાકુળ થઈ હોય તેમ કળાવતી બોલીઃ—“તે સૌ ત્હમને કહેવુંજ પડશે, તે સિવાય છૂટકો નથી, નહિ તો છેવટ લગણ તે નીચ આરોપની વાત મેં બીજા કોઇને કહી હત નહિ. બન્યું ત્યાં સુધી તો મ્હેં મનમાં ને મનમાં બળી ઝળીને દહાડા કહાડ્યા, પણ હવે તો હારી બેઠી છું. બાપુ! તે આરોપ—તે વજ્રઘાત મ્હને આપની આગળ એકવાર કહેવા દ્યો. તે સિવાય મ્હને શાંતિ નહિ વળે. એક વાર આપને કાને આટલી વાત થવા દ્યો, ત્યારેજ મ્હારૂં મોત અશાન્ત થયું હું નહિ માનું.”

"ઘેલી છોકરી!" કળાવતીની વધારે નજીક આવતાં મૃગેન્દ્રરાજે કહ્યું: "ત્હારા પર શો આરોપ આવ્યો છે, અને આરોપ કોણે મૂકયો છે તે સૌ હવે મને જણાવી દે તો સારૂં."

"ત્હમારા પ્રધાનજીએ; જગતનો અનુભવ વધારે લીધેલા ત્હમારા વિશાખાનન્દે; અને અત્યંત દુઃખની વાત છે કે એજ મ્હારા સ્વામી છે, અને હું દુરાચરણી હોઈ વ્યભિચાર કરૂં છું એવો આરોપ પોતે મૂકે છે!" કૃત્રિમ રીતે દુઃખ દેખાડું કરતાં કળાવતીએ કહ્યું.

"વ્યભિચાર! મ્હારા શિક્ષણ નીચે રહેલી બાલા બદફેલ કરે એવું પ્રધાનજીને કહેવાનું શું કારણ મળ્યું?"

"અને લજવાવા જેવી વાત તો વળી એજ છે કે, મ્હારા પાપકર્મમાં જોડનાર-મ્હને કુમાર્ગે દોરનારના નામ તરીકે બાપુ! માફ કરશો, આપનુંજ નામ આગળ આવે છે!"

અત્યારે તે માનભાવી કળાવતીની કળાયુક્ત દુઃખની કૃત્રિમતાની પરમાવધિ થઇ.

"કેવો નીચ આરોપ! પ્રધાનજી, આ આરોપ મૂકતી વખતે ખરેખર શુદ્ધિમાં નહિ હોય, નહિ તો મૃગેન્દ્રના વર્તન વાસ્તે એક પણ ખોટો અક્ષર એમના મ્હોંમાંથી નીકળવો અશક્ય છે. જેના ઉપર મ્હારો-મ્હારી શોભનાજેટલો સ્નેહ છે, જેને મ્હેં ત્હેના મૃતપિતાના વિયોગની ખોટ પડેલી જોવા દીધી નથી, તેવા વાત્સલ્યથી ઉભરાતા મૃગેન્દ્રરાજ પર આ પ્રકારનો હડહડતો જુઠો આરોપ મૂકતાં પ્રધાનજી! બેશક, ત્હમે ત્હમારી બુદ્ધિનો ઉપયોગ નહિ કરતાં કોઇ જડ શક્તિનો કર્યો છે. કળાવતી! ચૂક ત્હેં મ્હને સનેળા સાવધ બનાવ્યો છે, અને તેથીજ પ્રધાનજીના મનમાં ભરાયલો ખોટો ભ્રમ ટાળવા બનતી તજવીજ કરવાનો તક હવે ઠીક લેવાશે."

"બાપુ!" કળાવતીએ કંઇક લાડઘેલા શબ્દે કહ્યું: "હું આરોપથી મુક્ત થવાની? ત્યારે કહોને, તેમના મનમાંથી આ મિથ્યાભ્રમ ટળી જશે?"

"રેશમ ના." પોતાની છાતી સાથે ચાંપી પિતૃપ્રેમથી આલિંગન આપતાં મૃગેન્દ્રરાજે આશ્વાસનસૂચક શબ્દ કહ્યા.

"આ યુદ્ધમાંથી હું છૂટો થયો છું એટલે હવે પ્રધાનજીના મનમાં આ વિષ કોણે રેડ્યું છે, તે સંબંધી તપાસ કરવાની તક મને સારી મળશે, અને થોડાજ સમયમાં તેનું પરિણામ ત્હમારા સંમુખ રજુ થશે."

પોતાનું કામ પૂરૂં થયું માની કળાવતી અન્તરમાં અતિ આહ્લાદ પામી. પણ બાહ્યમાં દુઃખ દેખાડતી મૃગેન્દ્રરાજની આજ્ઞા માગતી હોય તેમ શાન્ત મુખમુદ્રા કરી ઉભી રહી.

આ તરફ, પ્રસ્તુત મુલાકાત લાંબી મુદત લગણુ ટકે તો છેક આલિંગન સુધીની વાત આવે, એવો આવે બેઠેલા વિશાખાનન્દને ખયાલ આવતો હતો, અને લગભગ એ ખયાલ-ખોટા ખયાલ-ખોટી દષ્ટિયે-અનુભવસિદ્ધ પ્રત્યક્ષ દીઠો, પછી જોવાનું રહ્યું હતું શું ?

વિશાખાનન્દ આગળ કળાવતી દ્વારા ભરાયલી પ્રપંચજાળની પ્રસ્તુત સુરંગ આમ મધ્ય રાતે ફાટી. મૃગેન્દ્રરાજે કળાવતીને દીધેલા નિર્દોષ આલિંગનનો કોઇ ઉલટોજ મત બંધાઇ વિશાખાનન્દ ક્રોધમયી વિકાળ સ્વરૂપમાં આવી ગયો હતો. વિશાખાનન્દ હવે વધારે વાર, તેના મનથી લાગતાં આ કાળાં કર્મ જોઇ શકયો નહિ, અને એકદમ ત્યાં બેભાન થઇ ભૂમિપર લથડી પડયો.

સાવધ થઇને વિશાખાનન્દે જોયું તો મૃગેન્દ્રરાજ ચાલી ગયલા જણાયા. પોતે પલંગપર પડયો હતો, અને કળાવતી તેને વાયુ ઢોળતી હતી.

“પેલો નરાધમ ગયો ?” આજુબાજુ નજર ફેરવતાં વિશાખાનન્દે પૂછ્યું.

“હા.” કળાવતીએ ઉત્તર આપ્યો.

“કળાવતી ! મ્હેં ત્હારા જેવી સાધ્વિના શબ્દો પર પ્રથમ વિશ્વાસ ના મૂકયો અને ત્હને વ્યર્થ ત્રાસ આપ્યો હતો !”

“હવે તો ખાત્રી થઇ ને ?”

“ખરેખર, કળાવતી, તું દેવીજ છે.” વિશાખાનન્દ કળાવતીની તેજઃપુંજ મુખમુદ્રાથી અંજાતો બોલ્યો: “કેવો પાપી ? નરાધમ ? વિશ્વાસઘાતી ?”

“વ્હાલા !”

“પ્રિયે ! ખાણુ ખોદતાં ખોદતાં તેમાંથી જેમ કોઇ અમૂલ્ય રત્ન પ્રાપ્ત થાય છે, તેમ ઘણા વિવાહો પૈકી તું મ્હને અમોલા રત્ન બરાબર મળી છે.” પોતે વયોવૃદ્ધ છે, પોતાનો સ્નેહરસ હવે સુકાઇ ગયો છે, એ લક્ષમાં રાખી વિશાખાનન્દ બોલતો હતો:

“મ્હને પૂર્ણ પ્રણયથી સંબોધનારી તું એકજ મળી છે. તુંજ મારા વૃદ્ધ જીવનને નવજીવન આપનારી છે.”

“નાથ ! સ્નેહની વાતો કરવાની આ તક નથી, પણ સ્નેહના વહન-માં સ્ખલન નાખનાર કંટકરૂપ મૃગેન્દ્રનો નાશ કરવાનો આ સમય છે.”

“નતિભ્રષ્ટ મૃગેન્દ્રનું વેર લેવાનો આ બરાબર વખત છે.!” વિ-શાખાનન્દ દૃઢતાથીજ બોલતો હતો: “રાજમાતા બુદ્ધિમતીના પત્ર પ્રમાણેજ વર્તવાનો મેં નિશ્ચય કર્યો છે.”

"ત્યારે શહેરમાં પ્રવેશ કરવાના ગુપ્ત માર્ગની તથા દારૂગોળાના કોઠારની કુંચીઓ મને આપો. સંપુષ્ટાચાર્યના સૈનિકો સંકેતસ્થળે આવીને તમારા સંદેશાની આતુરતાથી વાટ જોઇ રહ્યા હશે!" કળાવતીએ અધિરતાથી જે કાંઇ બાકી હતું તે કહી નાખ્યું.

"ગુપ્તમાર્ગ અને દારૂગોળાના કોઠારની કુંચીઓ? પણ પ્રિયે! બુદ્ધિમતીના પત્રમાં એવું લખેલું છે એમ તને શાથી ખબર પડી?"

કળાવતી પ્રત્યુત્તર આપતાં પહેલાં તો સહેજ ગભરાઇ. પણ પાછી એકદમ સ્વસ્થ થઇ, લજ્જાવિનીત મુખે તે બોલી: "સ્વામીન્!" મોહાન્ધ મૃગેન્દ્રનું કોઇપણ રીતે કાસળ કાઢવાની મને પ્રબળ ઇચ્છા છે. જ્યાં સુધી એ બાબતનો નીકાલ ન થાય ત્યાં સુધી મને જરા પણ નીરાંત વળે તેમ નથી. આપના ગજવામાંથી અનાયાસે તે પત્ર મારાથી વંચાઇ ગયેલો. અને તેથી જ તે બાબત હું જાણી શકી છું."

ભોળા વિશાખાનન્દને, બુદ્ધિમતીએ લખેલો પત્ર કળાવતીની સહાયતાથી જ લખાયલો હતો તે જાણવાનો એક પણ માર્ગ નહતો, તેથી તેણે કળાવતીના શબ્દો પર જ વિશ્વાસ રાખ્યો. કળાવતીના સામું તે એકી ટશે કાંઇ પણ બોલ્યાચાલ્યા સિવાય જોઇ રહ્યો.

"આપો એ કુંચીઓ: મને હવે વધારે વાર કહેવરાવો નહિ. શું તમે લીધેલા સોગન ભૂલી ગયા? તમારી પ્રતિજ્ઞા પર પાણી ફેરવવા બેઠા છો? અનાયાસે હાથ લાગેલી આ સોના જેવી તક નાહક એળે ગુમાવી દેવી છે?" કળાવતીએ સ્ત્રીહઠનો પ્રત્યક્ષ પરિચય વિશાખાનન્દને કરાવ્યો.

વિશાખાનન્દ કળાવતીના શબ્દો એક પછી એક જેમ જેમ સાંભળતો ગયો તેમ તેમ તેના હૃદય પર જુદી જ અસર થતી ગઇ. તે પરવશ થઇ ગયો હતો. પોતાના મનની માલિકી બીજાના હસ્તક હતી! કળાવતીના પ્રપંચી અને મીઠા શબ્દો તેના મનોરાજ્ય પર સબળ સત્તા ભોગવતા હતા. તે પોતાના મનનો માલિક હવે ન હતો. તેણે એકવાર આંખો બંધ કરી—ઉઘાડી અને બોલ્યો: "કળાવતી, વ્હાલી!"

કળાવતી: "કેમ? શું વિચાર કરો છો? આપો મને એ કુંચીઓ!"

"આપું છું ને?" એમ કહી તેણે પોતાના ગજવામાંથી કુંચીઓના બે ઝુમખા કાઢયા, અને ધ્રુજતા હાથે કળાવતીના હાથમાં તે મૂકયા.

હાથમાં કુંચીઓના ઝુમખા લઇને, તે આનંદથી શયતાનની પેઠે કુદતી કુદતી ત્યાંથી એકદમ ચાલી ગઇ.

"મૃગેન્દ્ર ! તેં તારા નીચ વર્તનને લીધે તારા શીર પર કેવું સંકટ વ્હોરી લીધું છે ?" દીર્ઘ નિઃશ્વાસ નાખતા વિશાખાનન્દે ઉદ્દગાર કાઢયો, અને દુઃખિત થઇ તકીઆ ઉપર પડયો.

કળાવતીની કપટજાળ સંપૂર્ણ રીતે ફતેહમંદ પાર ઉતરી. પ્રિય વાચક, હાથમાં સળગતો કાકડો આવ્યા પછી તેણે આગનો ભડકો કેવો કર્યો તે ચાલ, હવે આપણે આગળના પ્રકરણમાં જોઇએ.

## પ્રકરણ અગીઆરમું.

### કલિંગ દેશ પડયો.

"અચળ કીર્તિને કાજ, કોતરી રાખ્યા લેખો;
"ઘસાઇ ભૂસ્યા આજ, દટાયા ધૂળમાં દેખો."

(ન. ભો.)



જય મહાલયમાં મૃગેન્દ્રરાજ સુખાસન પર પોઢયો હતો; અને અશોક નમ્રપણે સંધિની યાચના કરતો હોય એવું મધુરૂં સ્વપ્ન અનુભવતો હતો. મૌર્યસમ્રાટ્ એકદમ આટલો બધો શિથિલ શાથી બની ગયો તે સબંધી, મૃગેન્દ્રરાજ સ્વપ્નામાં પણ આશ્ચર્યચકિત થતો હતો. સત્તાના જોરથી બૌદ્ધધર્મનો પ્રચાર ન કરવો, એ એક જ કબુલતથી અશોકની મિત્રતા સ્વીકારવા તે તૈયાર થયો. સ્વપ્નમાં ભાસમાન થએલા અશોકનું સપ્રેમ સ્વાગત કરવાને, નિદ્રસ્થ મૃગેન્દ્ર પોતાનો હાથ લંબાવે છે, તેટલામાં જ તેને ખરેખરો જ કોઇનો સ્પર્શ થયો. પોતાના વૈભવ વખતે કલા તેમ જ ઐશ્વર્યથી ખીલેલો ચંદ્ર આ વખતે અતિ ઝાંખો પડી ગયો હતો. જલદી જ સહસ્રરશ્મિ સૂર્ય આવીને પોતાનું નૂર ઝાંખું પાડી દેશે, એવા રોજના અનુભવથી ઘડાયેલો ચન્દ્ર પોતાની કળાઓ આસ્તે આસ્તે સંકેલી લેતો હતો. મૃગેન્દ્રરાજની સ્થિતિ પણ ઝાંખા પડેલા ચન્દ્ર સરખી જ થઈ હતી. ફેર માત્ર એટલો જ હતો કે, ચન્દ્ર જાગ્રત હતો અને તે પોતાની ભાવિ સ્થિતિથી સંપૂર્ણ માહિતગાર હતો. મૃગેન્દ્ર નિદ્રસ્થ

હતો, અને તેને પોતાની ભાવિ સ્થિતિની કલ્પના પણ ન હતી. મૃગેન્દ્રરાજ પોતાની પેઠે વૈભવહીન થવાની તૈયારીમાં છે, માટે તેને સવેળા જાગ્રત કરવાના હેતુથી, ચન્દ્ર પોતાનાં શિતળ કિરણો તેના પર ઢોળતો બંધ થયો, પણ સર્વ નિષ્ફળ. મૃગેન્દ્રની મનઃસ્થિતિ એવી તેજસ્વી ન હતી કે આવા કોમળ ઉપચારથી તે જાગ્રત થાય. જ્યારે કોઇ માણસના કઠોર હાથનો સ્પર્શ થયો ત્યારે જ તેનું ઘેન ઉતર્યું !

"અશોક ! તારૂં હું સપ્રેમ સ્વાગત કરૂં છું." આમ લવી મૃગેન્દ્રરાજે સ્પર્શનાર વ્યક્તિને સ્નેહાલિંગન દેવા માંડયું. પરંતુ, ચંદ્રના ઓજસ વડે તેને સમજાયું કે પોતે કેવળ સ્વપ્નાવસ્થામાં જ હતો.

"મહારાજ, અશોકનું સ્વાગત કરવાનો સમય વહી ગયો. અત્યારે તો તેના સૈનિકો તમને શોધી કાઢવાને તમારા આખા રાજમહેલમાં ધમાચકડી કરી રહ્યા છે !" એ વ્યક્તિએ ગંભીરતાથી ધીમે રહીને કહ્યું.

"કોણ, સ્વામી મહારાજ ?" આશ્ચર્યથી તે વ્યક્તિના સામું જોતાં મૃગેન્દ્રરાજે ઉદ્‌ગાર કાઢયો.

"હા; તેજ હું. આશ્ચર્ય બતાવવામાં અને શિષ્ટાચારના કુશળ પ્રશ્નો પૂછવામાં એક પળ પણ ગુમાવવી એ બહુ નુકસાનકર્તા છે. વધારે કશું ન પૂછતાં આ મેં આણેલો બૌદ્ધભિક્ષુનો પોષાક પરિધાન કર, અને પૂર્વ ભાગના ગુપ્તમાર્ગ દ્વારા એકદમ પસાર થઇ જા. વિશ્વાસઘાતીઓએ દગલબાજી કરી છે." સ્વામી ચિદાનંદે પોતાની સાથે આણેલો પોષાક મૃગેન્દ્ર આગળ ધરતાં ઉતાવળથી કહ્યું.

"પણ કાયરની પેઠે આમ ન્હાસી જવાનું કારણ ?"

"કારણ હમણાં પૂછીશ નહિ. વખત નાહક ન ગુમાવીશ. અશોકના માણસો અને બૌદ્ધભિક્ષુઓ વડે આખું ઇન્દ્રપુર ગજબજી રહ્યું છે. તારા દારૂગોળાના કોઠારમાં સળગેલા પ્રચંડ અનલની જ્વાલામાં હૃદયશૂન્ય બૌદ્ધભિક્ષુઓ હિન્દુઓની કતલ કરી રહ્યા છે."

"અને એવે વખતે હું ન્હાસી જાઉં ?"

"હિન્દુધર્મ નામશેષ ન થાય એવું તું ઇચ્છતો હોય તો તારે નાસી જવું જ જોઇએ."

"આ મૃગેન્દ્ર લડાઇમાંથી નાસી જવાનું કદિ પણ પસંદ નહિ કરે, મહારાજ !"

"આ ચાલી રહેલો પ્રકાર યુદ્ધનો નથી, પણ દગલબાજીનો છે,

વિશ્વાસઘાત—અમાનુષિકતાનો છે; અને તેથી જ, તેમાંથી આપણા પ્રાણનું રક્ષણ કરવું જ જોઇએ. તેની સામે થવું એમાં મર્દાઇ નથી! ડહાપણ નથી! મહારાજ મૃગેન્દ્ર પડતાંની સાથે જ હિન્દુ ધર્મ નામશેષ થયો સમજવો! માત્ર ધર્મનું સંરક્ષણ કરવા સારૂ આજ તારે નાસી જવું જ જોઇએ." મૃગેન્દ્રને પરાણે બૌદ્ધભિક્ષુની કફની પહેરાવતાં ચિદાનન્દ સ્વામીએ કહ્યું.

"પણ આનું—"

"રાજન્! વધારે બોલી વિલંબ ના કર. એકદમ પૂર્વ તરફના ગુપ્ત માર્ગેથી બહાર ચાલ્યો જા!"

"એ અશક્ય છે. ગુપ્તમાર્ગની કુંચીઓ પ્રધાનજી પાસે છે."

"હું કહું છું તેમ તાબડતોબ કર. પૂર્વ દિશાનો ગુપ્તમાર્ગ પહેલાંની પેઠે હવે ગુપ્તમાર્ગ નથી. તે માત્ર નામનો જ ગુપ્તમાર્ગ રહ્યો છે. તે માર્ગનો દરવાજો તદ્દન ખુલ્લો છે, અને ત્યાં સંપુટાચાર્યનો પહેરો છે. ત્યાંથી પસાર થવાનો ગુપ્ત—સાંકેતિક શબ્દ 'કળાવતી' છે!" મૃગેન્દ્રે ભિક્ષુનો પોષાક પહેર્યો તે જોઇને ચિદાનંદે પ્રફુલ્લ થઇને કહ્યું.

"એ શું આશ્ચર્ય? પ્રધાનજી પાસેથી કુંચીઓ શી રીતે ગઈ? દારૂગોળાના કોઠારમાં આગ કોણે લગાડી? બૌદ્ધો શહેરમાં પ્રવેશ શી રીતે કરી શક્યા? અને સાંકેતિક શબ્દ 'કળાવતી'! બધું જ આશ્ચર્ય! કળાવતી, તારા પતિના સંશયગ્રસ્ત સ્વભાવનું આ પરિણામ?"

"રાજન્! એક પળ પણ હવે અહિં ઉભો ન રહે—જા!"

ચિદાનંદ આટલું બોલે છે એટલામાં તો એકદમ શયનગૃહનો દરવાજો ઉઘડી ગયો, અને પોતાના હાથમાં પ્રાણઘાતક શસ્ત્રો લઇને બૌદ્ધભિક્ષુઓ ત્યાં ધસી આવ્યા! તેઓ ચિદાનન્દને ઘેરી વળ્યા, એટલામાં વિદ્યુત્ વેગે કળાવતી પણ ત્યાં આવી પહોંચી. મૃગેન્દ્રરાજે તેને જોઇ, પણ રાજાના નવીન પોષાખથી કળાવતી છેતરાઇ! માત્ર થોડી જ વ્હેલી તે આવી પહોંચી હોત તો તેની ધારણા પાર પડત; અર્થાત્ મૃગેન્દ્રરાજને તે કેદ કરી શકી હોત. બૌદ્ધ ભિક્ષુઓની આગળ કળાવતીને સશસ્ત્ર ઉભેલી જોઇ મૃગેન્દ્રરાજ આશ્ચર્યથી સ્તબ્ધ થઇ ગયો. તેનાથી એક અક્ષર સુદ્ધાં બોલી શકાયું નહિ, અને તેથી જ તેનો બચાવ થયો. તેના મુખથી એક શબ્દનો પણ ઉચ્ચાર થયો હોત તો કળાવતીએ તેને જમીનદોસ્ત કરવાનો હુકમ તે જ ક્ષણે કર્યો હોત, અને તેનો અમલ પણ ઉચ્ચારની સાથે જ થયો હોત.

રાજા મૃગેન્દ્ર તેના શયનગૃહમાંથી જ અવશ્ય મળશે એવી કળાવતી-ને દૃઢ આશા હોવાથી તે સ્હેજ પણ વિલંબ કર્યા વિના અહિં દોડતી આવી હતી; પણ અહિં તો એક સંન્યાસી સિવાય બીજું કોઇ નથી એવું જાણતાં તેને નવાઇ લાગી અને ત્વેષ પણ ઉપજ્યો.

"વૈરાગી ! મહેન્દ્ર ક્યાં છે ?" કળાવતીએ ત્વેષથી ગર્જના કરી.

ચિદાનન્દ શાન્તપણે અવાક્ ઉભા રહ્યા.

"તું એમ નહિ માને !" પોતાના હાથમાંની સમશેર ઉંચી કરી ધમકી આપતાં તે બોલી.

સાગર સમાન ઉદાર હૃદયવાળા ચિદાનંદ સાગર પેઠે શાન્ત જ રહ્યા. તે જરા પણ ડગ્યા નહિ. પરંતુ પોતાના પરમ પૂજ્ય ગુરૂનું અપમાન સહન કરે એટલો શાન્ત મૃગેન્દ્ર ન હતો. તેણે એક ક્રોધપૂર્ણ દૃષ્ટિપાત કળાવતી પર કર્યો.

"જો તારા પ્રાણની પરવા કરતો હોય તો મૃગેન્દ્રને ક્યાં નસાડયો છે, તે કહે." કળાવતીએ સત્તાધારી ટોનમાં કહ્યું.

"કૂટિલ સ્ત્રી ! એક ડગલું પણ આગળ ભરતી નહિ." ચિદાનંદે ગંભીરપણે આજ્ઞા કરી, અને મૃગેન્દ્રને જતા રહેવાની નેત્રદ્વારા સંજ્ઞા કરી. મૃગેન્દ્ર પોતાની જગાએથી ખસ્યો નહિ. બૌદ્ધભિક્ષુના અહોળા સમૂહમાં કર્તવ્યમૂઢ થઇને તે ઉભો જ હતો.

"ડગલું આગળ ધરીશ નહિ ? ભિખારી ! તું કોને આવી આજ્ઞા કરે છે ?"

"એક વિશ્વાસઘાતી, દગલબાજ, પાતકી છોકરીને !"

ચિદાનંદના મ્હોંના આ શબ્દો સાંભળતાં કળાવતીને પગથી માથા સુધી ક્રોધ વ્યાપી ગયો. તેણે પોતાનો અધર એટલા તો જોરથી કરડયો કે તેમાંથી લોહી ટપકવા લાગ્યું. એક હાથે સમશેર ઉગામી બીજે હાથ ચિદાનંદના અંગ પર મુકવા તે આગળ ધસી.

"ડાકિણી ! પાછી હઠ. આ ચિદાનંદના શરીરને સ્પર્શ કરવાનું ખોટું સાહસ ન કરીશ. અદ્યાપિ પર્યંત કોઈ પણ સ્ત્રીની છાયા સરખી પણ આ શરીર પર પડી નથી ! એક નૈષ્ઠિક બ્રહ્મચારીના શરીરનો સ્પર્શ કેટલો કઠોર હોય છે, તેની પ્રતિતી કરીશ નહિ. આ ચિદાનંદના શરીરને સ્પર્શ કરીને તેના ક્રોધાનળને પ્રદિપ્ત કરીશ નહિ." ચિદાનંદે ઉભેલા સ્થળથી એક તસુ પણ પાછા ન હઠતાં અધિકારભર્યા અવાજે કહ્યું.

"સ્વામીજીના મ્હોમાંથી "ચિદાનંદ" એ અક્ષરો બહાર પડતાં જ કુળાવતીનો ક્રોધ ઓગળીને પાણી રૂપ બની ગયો.

હરદ્વારના ચિદાનન્દ સ્વામીનો અધિકાર જ સૌથી મોટો અને પ્રભાવશાળી હતો, એમનું બ્રહ્મતેજ પણ એટલું જ પ્રબળ હતું. કલિંગ દેશના બલાઢ્ય હિન્દુ રાજાઓના તે ધર્મગુરૂ હતા. તે વખતના આર્યો તેમને દેવ પ્રમાણે પૂજતા. બૌદ્ધ લોકો તેમની સત્વશીલતાથી, તેમના બ્રહ્મતેજથી, અને તેમના પ્રભાવના અધિકારથી અત્યંત બીતા. ચિદાનન્દના બ્રહ્મતેજથી અંજાઇ ગયેલા બૌદ્ધભિક્ષુઓ "ચિદાનન્દ"નું નામ સાંભળતાં જ એક એક ડગલું પાછળ હટયા.

કુળાવતીએ પોતાના ક્રોધને પેટમાં સમાવી દીધો. તેણે પાસે ઉભેલા બૌદ્ધ સૈનિકોને, ચિદાનન્દને અશોકની છાવણીમાં લઈ જવાની આજ્ઞા કરી; અને પોતે મૃગેન્દ્રની શોધ કરવા માટે ત્યાંથી ચાલી ગઈ. જતાં જતાં તે ચિદાનન્દ તરફ ક્રોધભરી નજર કરીને બોલી:—

"ચિદાનન્દ! ઇન્દ્રપુરમાંથી મૃગેન્દ્ર જીવતો બહાર નહિ જાય. તે અધિર છે, ઉતાવળીઓ છે, અવિચારી છે, તેથી હજારો શત્રુ સાથે પણ એકલો યુદ્ધ કરવામાં આગળ પાછળ નહિ જુએ. આ ભયંકર રણયજ્ઞમાં તેની આહુતિ આપવામાં આવી છે એવું સૂર્યોદય પૂર્વે જ તને બતાવવામાં આવશે."

ભિક્ષુવેશમાં છુપાયેલા મૃગેન્દ્રરાજ પ્રતિ અર્થપૂર્ણ દૃષ્ટિ કરી ચિદાનન્દે કુળાવતીને કહ્યું: "કુળાવતી, રાજા આટલામાં જ હોત તો તારા આમન્ત્રણનો ઉપયોગ કર્યા સિવાય રહેત જ નહિ. પોતાનાં સ્રીપુત્રોનું તો શું પણ પોતાના જીવનનો વિચાર સરખો ન કરતાં તે આ આકસ્મિક સંકટમાંથી પાર પડયા હોત અને હિંદુધર્મનું રક્ષણ કરતાં કરતાં છેવટે અમને પણ તારા કચાટામાંથી છોડાવત."

"તેનું પ્રેત પ્રત્યક્ષ જોતાં સુધી ભલે તું આવી આવી મધુરી કલ્પનાનું સુખ ભોગવી લે! તેને જીવવાનો મંત્ર આપવા કરતાં મરતાં મરતાં પણ તેના આત્માને અસહ્ય વેદના થાય તેવો વિષારી મંત્ર તેને અન્તકાળે આપવો જોઇએ. તેના શરીરના ટુકડે ટુકડા થયા નથી, તેના પ્રાણ આલોક તજી પરલોકમાં ગયા નથી, તેટલામાં જ આ કુળાવતીની કર્તબગારી તેને જણાવવી જોઇએ. કુળાવતી કલિંગ દેશની રાણી થઈ, અને તેણે પોતાની મહત્વાકાંક્ષા છેવટે પાર પાડી છે, તેટલો ખુલાસો મરતાં પહેલાં મૃગેન્દ્રને કરવો જ જોઇએ. એથી મૃગેન્દ્રનું ભૂત પણ આ ઐશ્વર્યશાલી કુળાવતી રાણીની આસપાસ ફર્યાં કરશે!"

કળાવતી આમ બોલતી હતી, એટલામાં તેની દાસી કુરંગીએ આવીને કહ્યું કેઃ—"રણુવાસમાં તપાસ કરતાં જણાય છે કે દેવી ઇન્દુમતી અને રાજકન્યા શોભના ઈંદ્રપુર છોડીને ગઇ કાલે જ ચાલ્યાં ગયાં છે." આ સાંભળતાં કળાવતીના જાજવલ્ય સૌન્દર્ય ઉપર કિંચિત મ્લાનતા પથરાઇ.

"સ્ત્રીઓની નૈસર્ગિક કોમળતાને કલંક લગાડનારી રાક્ષસી કળાવતી," ચિદાનન્દ આનન્દથી બોલ્યોઃ "દેવી ઇન્દુમતી અને રાજકન્યા શોભનાની બાબતમાં તો તારી પુરેપુરી નિરાશા થઇ છે. તેઓ સુરક્ષિત છે. મૃગેન્દ્રરાજ પણ એ જ પ્રમાણે તારી આ પ્રપંચજાળમાંથી સહિસલામત મુક્ત થશે અને ફરી હિન્દુધર્મનો પ્રકાશ આ દેશ ઉપર પાડશે. કેટલાક કાળથી બૌદ્ધરૂપી રાહુના પંઝામાં સપડાયલો આર્યધર્મનો સૂર્ય પૂર્ણ તેજથી ઝળહળતો થશે, એવી ઇશ્વરેચ્છા દેખાય છે. ધર્મપ્રભાવના કરવામાં અમે અમારા જીવનને તૃણવત્ ગણીએ છીએ."

"તારી ઇશ્વરેચ્છા કળાવતીની ઇચ્છા આગળ તૃણવત્ છે, એ જોવાની હવે ઘડીઓ ગણાય છે!" એમ કહી કળાવતી ત્યાંથી એકદમ ચાલી ગઇ. ક્ષણવારમાં એક નિઃશસ્ત્ર બૌદ્ધભિક્ષુ તે જ દરવાજેથી નીચું જોઇને બહાર ચાલ્યો ગયો. આસપાસ જોતાં મૃગેન્દ્ર જણાયો નહિ તેથી ચિદાનન્દને બહુ આનંદ થયો. ચિદાનન્દ નિર્ભ્રાન્ત અશોકના સૈન્યને સ્વાધીન થયો. કળાવતીએ પોતાનું વચન પણ પાળ્યું. સૂર્યોદય થતાં પહેલાં જ એક શિર વિનાનું પ્રેત ચિદાનન્દની સમક્ષ રજુ કર્યું. તેનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને, 'આ પ્રેત મારે કોનું સમજવું? એવી તમારી માલકણની ઇચ્છા છે?'" એવો પ્રશ્ન શાન્ત ચિત્તે ચિદાનન્દે કળાવતીના અધિકારીને પૂછ્યો.

"મૃગેન્દ્રરાજનું કોઇ દુષ્ટે ખૂન કર્યું છે, તેનું જ આ શવ." તેણે જવાબ આપ્યો.

"ઠીક છે; બીજા કપટકારસ્થાનની આ તૈયારી જ લાગે છે!" ચિદાનન્દે જરા સ્મિત કરતાં કહ્યું.

બૌદ્ધભિક્ષુઓ અને અશોકના સૈનિકોએ આખા ઇન્દ્રપુરમાં ધમાલ મચાવી મૂકી હતી, પણ તેની રજમાત્ર ખબર અશોકને ન હતી. કારણ કે રાજા મૃગેન્દ્ર સાથે સંધિ કેવી શરતે કરવી, તે વિશે પ્રધાન રાધાગુપ્ત સાથે વાતચિત કરતો તે મોડી રાત સુધી બેઠો હતો. તેને લીધે આજ તે નિત્યના કરતાં સ્હેજ મોડો ઉઠયો. તે પોતાના તંબુ બહાર આવીને જુએ છે તો તેને બધું નવીન જ દેખાવા લાગ્યું. મધ્યરાત્ર પર્યંત

પોતપોતાની જગાએ ઘોરનારા સૈનિક હમણું જણાયા નહિ. તેની આખી છાવણી તદ્દન ઉજડ પડેલી જોઇ. અર્ધ રાત્ર સુધી ચંદ્રના ધવલ કીરણોની હરીફાઇ કરતો તેનો ધવલ યશોધ્વજ તેના તંબુ પાસે ફરકતો હતો, તે પણ તેણે ત્યાં જોયો નહિ. આ બધા ફેરફાર આમ એકાએક થયેલા જોઇ **અશોક** આશ્ચર્યચકિત થયો. પોતાના સ્વામીને ઝાઝી વાર સંશયગ્રસ્ત રાખવા એ ઠીક નહિ એમ વિચારી **મોહન** આગળ આવ્યો, અને ઇંદ્રપુર-ના કિલ્લા પર ફરકતા **મગધ** દેશના યશોધ્વજ તરફ આંગળી કરીને પોતાના મનની વાત સ્વામીને જણાવી. આથી **અશોક**ની વિસ્મયતામાં વધારો જ થયો. તેણે **મોહન** તરફ પ્રશ્નસૂચક દૃષ્ટિ ફેંકી.

"મહારાજ, ઇન્દ્રપુર પડયું! કલિંગ દેશ સર થયો!" **મોહન** બોલ્યો.

"એ તો હું એ જોઉં જ છું; પણ એ થયું શી રીતે?" માત્ર એ જ પ્રહરમાં ઇન્દ્રપુરના કિલ્લા પર આપણો વિજયધ્વજ શી રીતે ફરકવા લાગ્યો?" **અશોકે** પૂછયું.

"મને એ બાબતમાં આપના કરતાં કશીએ વધુ ખબર નથી." **મોહને** જવાબ આપ્યો.

"આપણું સૈન્ય અહિંથી કયારે ગયું?" **અશોકે** ફરી પ્રશ્ન કર્યો.

"એ જ ઘટિકા પહેલાં."

"માત્ર એ જ ઘટિકામાં ઇન્દ્રપુરના કિલ્લા પર આપણો વિજયવાવટો તેમણે ફરકાવ્યો?"

"આપણું સૈન્ય અહિંથી રવાના થયું તે પહેલાં જ ઇન્દ્રપુર સર થયું હતું, મહારાજ!"

"મંત્રબળથી કે દૈવી ચમત્કારથી?"

"સંપુટાચાર્યના ભિક્ષુમંડળે ઇન્દ્રપુર સર કર્યું." **મોહને** **અશોક**ના આશ્ચર્યમાં વધારો કર્યો. તે આગળ બોલ્યો: "મધ્યરાત્ર થઇ ગયા પછી ઇન્દ્રપુરમાં એકાએક મહાભયંકર અગ્નિ પ્રજ્વલિત થયેલો જણાયો. જાણે એ મહાભૂતની જાગૃતિનું મુહૂર્ત સાધીને જ સંપુટાચાર્યની આગેવાની નીચે હજારો ભિક્ષુઓ ટોળાબંધ ઇન્દ્રપુર તરફ જવા લાગ્યા! માત્ર અર્ધા જ ક્ષણમાં અગ્નિના પ્રચંડ પ્રકાશમાં ઇન્દ્રપુરના કિલ્લા ઉપર શાંતિથી ફરતા ભિક્ષુઓ દેખાવા લાગ્યા. કશો પણ પ્રતિકાર થયા સિવાય તેઓ શહેરમાં કેમ દાખલ થઇ શકયા હશે, એ સંબંધી મેં સેંકડો તર્કવિતર્ક અત્યાર સુધીમાં કર્યા, પણ હજી મારા મનનું સમાધાન થયું નથી. સંપુટાચાર્યનો ભિક્ષુમંડળ

સાથે સુલભ રીતે શહેરમાં પ્રવેશ થયો કે તરત રાજમાતા અને રાજકુમાર મારતે ઘોડે અહિં આવ્યાં, અને આપણો યશોધ્વજ લઇને ઇન્દ્રપુર તરફ ઉભે પગલે પાછાં ફર્યાં. ભગવન્ત, આપને જાગ્રત કરી આ સર્વ હકીકત જણાવવાની મારી ઇચ્છા થઇ હતી, પણ રાજમાતાએ "અશોકને જાગ્રત કરી ત્રાસ આપીશ નહિ; પ્રાતઃકાળે તેને બધી ખબર પડશે," એવું મને કહ્યું હતું તેથીજ મેં અત્યાર સુધી ચુપકી પકડી હતી."

"ત્યારે આપણું સૈન્ય અત્રેથી કયારે કુચ કરી ગયું હતું?"

"ઇન્દ્રપુરના કિલ્લા પર વિજયધ્વજ ફરકવા લાગ્યા બાદ કેટલોક વખત વિત્યા પછી—"

"એકંદરે મને અને મારા સૈન્યને આ યશનો જરા પણ હિસ્સો લેવા ન દેતાં આચાર્યે કેવળ ભિક્ષુઓની સહાયથી જ કલિંગ દેશ જીત્યો!" અશોક બોલ્યો: "મોહન, સામેથી કોણ આવે છે?"

"મહારાજ," મોહન આવનાર પ્રત્યે પોતાની દૃષ્ટિ ફેંકી બોલવા લાગ્યો: "હાથમાંનો સુવર્ણદંડ આનંદથી આમતેમ ફેરવતા, ઘડીમાં ડાબી અને ઘડીમાં જમણી બાજુએ પોતાનું મુખ ફેરવતા ને પોતાની દૃટિ ગર્વથી ચોમેર ફેંકતા ચાલ્યા આવે છે તે સંપુષ્ટાચાર્ય છેઃ અને તેમની જમણી તથા ડાબી બાજુએ એકેક સ્ત્રી ચાલે છે. શ્વેત વસ્ત્ર, દૃઢતાપૂર્ણ મુખમુદ્રા, અને સંપુષ્ટાચાર્યનું સાન્નિધ્ય એ ઉપરથી જમણી બાજૂનાં રાજમાતા જ છે એમ માન્યા વિના ચાલે તેમ નથી. તેમ ન હોય તો રૌદ્રમુદ્રા, રૂધિરથી ખરડાયલો ધૂર્તવેશ, હાથમાં ચળકતું ખડ્ગ અને વીરોચિત ગતિ, જોતાં એ રાજમાતા નહિ, પરંતુ ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને રણદેવી જ આવે છે, એમ આપણને લાગત. પણ, મહારાજ! જુઓ, પેલી ડાબી બાજુની વ્યક્તિ. આટલે દૂરથી પણ તે કાળકામાતા તરફ જોતાં મને ડર લાગે છે. તે લોહીથી નાહેલી છે, તેનો કાલી નાગણ જેવો કેશકલાપ તેના ખભા પર વીખરાયલો છે, ત્વેષથી વારંવાર પીસાયેલા તેના અધરમાંથી હજી પણ રૂધિરનાં ટીપાં ઝરે છે, નેત્રોમાંથી ઝરતા વેરના અંગારા હજી પણ પ્રજ્વલિત છે. ચાલતાં ચાલતાં જમીન તેનું અપમાન કરતી હોય એમ કલ્પના કરતી, જાણે ભૂમિને તે લાતો મારતી આ તરફ આવતી હોય એવી જણાય છે. પણ મહારાજ! આ તરફથી દોડતે ઘોડે આપણી તરફ કોઇક આવે છે." મોહન આટલું બોલી રહ્યો તેટલામાં તો કુમાર વીતાશોક છેક પાસે આવી પહોંચ્યો, અને એકદમ ઘોડા પરથી ઉતરીને બાહુ પ્રસારી

દોડતો અશોકને ભેટવા ગયો. અશોકે તેને સપ્રેમ આલિંગન આપ્યું.

"કુલિંગ દેશ સર થયો, અશોકના વિમલ યશને લાગનારૂં કલંક દૂર થયું, મૌર્યોનું બિરદ કાયમ રહ્યું." પોતાના બંધુને ભેટતાં રૂંધાયલા કંઠે વીતાશોકે કહ્યું.

"ભાઇ," પોતાના ભાઇના મુખ પર પ્રેમથી હાથ ફેરવતો અશોક બોલ્યો: "સમરવનમાં તું સિંહ સમાન છો."

"પણ, આપ મૌર્યવંશના કુલદીપક છો."

બન્ધુઓની આ પ્રેમગોષ્ટિ લાંબો સમય ચાલી નહિ. તેઓ બન્ને સારી રીતે જાણુતા હતા કે તેઓ પ્રેમગોષ્ટિ કરે એ રાજમાતાને પસંદ ન હતું, અને તેથી જ રાજમાતાને નજીક આવતાં જોઇ તેમણે બન્ધુપ્રેમના ભાવોને એટલેથી જ વિરમાવ્યા.

"મોહન," અશોકે કહ્યું: "આવેલી મંડળીને પેલી તરફના લીલા તંબુમાં બેસાડવાની વ્યવસ્થા કર. પ્રધાનજી તેમજ તમામ સરદારોને આજ દરબાર ભરાવાનો છે માટે હાજર થવાનું આમંત્રણ કરી આવ, એટલામાં હું આવું છું. આજ દરબારમાં કુમાર વીતાશોકના અજબ શૌર્યનું તથા આચાર્યજીના બુદ્ધિચાતુર્યનું વર્ણન અમારે સાંભળવું છે." એટલું બોલી અશોક પોતાના તંબુમાં ચાલ્યો ગયો. અને આજ્ઞાપાલક મોહન પોતાને સોંપેલું કામ બજાવવા માટે લીલા તંબુ તરફ ચાલ્યો.

અશોકની તેજોમય, પ્રતાપી, વિમલ મુખાકૃતિ અને પોતાના પ્રત્યેની તેની નિર્મળ પ્રેમની લાગણી વિષે વિચાર કરતો વીતાશોક ત્યાંને ત્યાં જ અચલ ઉભો હતો. તેના નેત્રોમાંથી આંસુ ટપકતાં હતાં; પણ તે રોતો ન હોતો. તેની આંખમાંથી ટપકતાં આંસુ દુઃખભર્યા રૂદનનાં ન હતાં; પણ પ્રેમાશ્રુ હતાં.

વીતાશોકને હજી અશોક કને ઉભા રહી બન્ધુ સ્નેહભાવનો લ્હાવો લેવાની વાંચ્છના હતી. તે વાંચ્છનામાં ભંગાણુ પડયું તેના એ આંસુ હતાં. બન્ધુ-પ્રેમનો સાચો ભક્ત વીતાશોક તેમાં તન્મય થઇ ગયો હતો. પોતાની ઉપર-ના અશોકના વિમલ બન્ધુપ્રેમના સ્મરણુથી તેનું કોમળ અંતર દ્રવી ગયું હતું. તે કયાં ઉભો હતો, શું કરતો હતો, તેનું પણુ તેને ભાન ન હતું.

"કુમાર સાહેબ, રાજમાતા આપને યાદ કરે છે." અશોકની આજ્ઞા પ્રમાણે પોતાની ફરજ અદા કરી પાછા ફરેલા મોહને રાજમાતાનો સંદેશો નિવેદન કરી વીતાશોકને તંદ્રામાંથી સાવધ કર્યો.

વીતાશોકે જરા ગભરાટમાં પુછ્યું: " માજી ક્યાં છે ? "

" મહારાજની ઇચ્છાનુસાર, લીલા તંબુમાં દરબાર ભરાયેલો હોવાથી માજી ત્યાં જ આપની અને મહારાજની રાહ જોતાં બેઠાં છે. " આમ કહી મોહન પ્રણામ કરીને ઉતાવળે અશોકના તંબુ તરફ ચાલ્યો ગયો. વીતાશોક પણ લીલા તંબુ તરફ તે જ ઘડીએ રવાના થયો.

## પ્રકરણ બારમું.

### અશોકની રાજસભા.

" કચેરી માંહિં કાજીનો, નથી હિસાબ કોડીનો;
જગત્ કાજી થઇને તું, વહોરી ના પીડા લેજે. "

( સ્વ. બાલાશંકર. )



ધાન રાધાગુપ્ત અને કુલિંગ દેશના યુદ્ધમાં સામીલ થયેલા સઘળા સરદારો રાજસભામાં આજ હાજર હતા. સઘળા યોદ્ધાઓ તરફ, સરદારો તરફ અને ખાસ કરીને પ્રધાન રાધાગુપ્ત તરફ તિરસ્કારની દૃષ્ટિ ફેંકતો સંપુષ્ટાચાર્ય ઘડીમાં રાજમાતાની સાથે તો ઘડીમાં કુળાવતીની સાથે વાતો કરતો બેઠો હતો. કુમાર વીતાશોક પણ તેના આસને વિરાજીત હતો. એટલામાં તંબુના સિંહદ્વાર પાસેથી, " મૌર્યકુલોત્પન્ન મગધાધિપતિ સમ્રાટ્ અશોકનો જય હો ! " એવી છડી પોકારાઇ. અશોકે તંબુમાં પ્રવેશ કર્યો કે તરત જ તમામ સરદારોએ ઉભા થઇને નેકીદારના શબ્દોમાં, " મગધાધિપતિ સમ્રાટ્ અશોકનો જય ! " એવા જયઘોષ સાથે સમ્રાટ્નું સ્વાગત કર્યું. રાજમાતાએ તેમ જ સંપુષ્ટાચાર્યે પણ સમયોચિત આશીર્વચનોથી અશોકને વધાવી લીધો. પરંતુ કુમાર વીતાશોકે કે પ્રધાન રાધાગુપ્તે અશોકને સ્વાગત–સૂચક હજુ એક પણ ઉદ્ગાર કાઢ્યો નહતો. રાજતેજથી અંકિત માયાળુ ભાવનામય ચ્હેરા સામે, તેના સુહાસ્ય વદન સામે, અને રાજ્યતેજમાં ગાંભિર્ય પુરતા તેના સાદા અને સ્વચ્છ પોષાક સામે કુમાર વીતાશોક અનિમિષ લોચને નિરખતો શાન્ત બેઠો હતો. બાળ

સ્વાગત કરવાની તેને જરૂર ન જણાઈ; પરંતુ તેના આ વર્તનનો ઉલટો અર્થ સમજેલી રાજમાતાએ "કુમારના હૃદયમાં ઈર્ષ્યાનો ઠીક પ્રવેશ થયો છે" એવું સંપુણાચાર્યના કાનમાં કહ્યું. આચાર્યે પણ ઠીક થાય છે એવું સૂચવનારી સંજ્ઞા કરી.

પ્રધાન રાધાગુપ્તે હજુ સુધી અશોકનું સ્વાગત નહિ કરવાથી સૌને નવાઈ લાગી. અશોકે તંબુમાં પ્રવેશ કર્યો કે તરત જ પ્રધાનજી ઉઠી ઉભા થયા હતા, અને મનમાં કાંઈક ઉંડો વિચાર કરતા જણાતા હતા. તેમનું સર્વાંગ રોમાંચ સાથે ઉછળી રહ્યું હતું. અશક્ત થયેલી વૃદ્ધ કાયા આનંદના ભારથી ડોલતી હતી; પણ મુખ દ્વારા એક શબ્દ પણ બહાર નીકળતો ન હતો. સૌ કોઈ પ્રધાનજીના મુખમાંથી નીકળનાર બોલ ઝીલી લેવા સારૂ પોતાના નેત્રો તેમની તરફ વાળી રહ્યા હતા. સભામાં સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હતું. જેવો સમ્રાટ્ અશોક પોતાના માટે શણગારેલા સિંહાસન પર આરૂઢ થવા જાય છે તેવા જ પ્રધાન રાધાગુપ્તે "થોભો, મહારાજ ! સબુર કરો" એવી નમ્ર વિજ્ઞાપના કરી. આશ્ચર્યચકિત થઈ અશોક ત્યાં જ ઉભો રહ્યો. આખી સભા ઉત્કંઠિત હૃદયે પ્રધાનભણી નિહાળી રહી.

"સબુર કરો—મહારાજ થોભો." રાધાગુપ્ત ગદ્ગદિતકંઠે પુનઃ બોલ્યા: "વૃદ્ધ રાધાગુપ્ત આપને અંતઃકરણપૂર્વક અભિનન્દન કરે છે તે સ્વીકારશો. હું આજ "મગધાધિપતિ સમ્રાટ" એવું નામાભિધાન કરીને આપનું માનભંગ કરતો નથી. આજે કુલિંગ દેશ પડ્યો; કુલિંગ દેશ સિવાય સર્વ રાજ્યો મહારાજે અગાઉ સર કરી દીધાં છે. અત્યાર સુધી જીવ ટકાવી રહેલા કુલિંગ દેશ સાથે સમસ્ત આર્યાવર્તના રાજાઓ નમ્ર બની ભગવંતના ચરણમાં પોતાનાં શીર નમાવે છે. મહારાજ! આજ આપના જીવનમાંના ઉજ્વલ એવા ઉત્તર ભાગનો આરંભ થયો. આજ પર્યંત આર્યાવર્તમાં જે પુણ્યશ્લોક રાજાઓ થઈ ગયા તે પૈકી કોઈને પણ ન મળેલું અતિ શ્રેષ્ઠ અને પવિત્ર પદ આજ આપ પામ્યા છો, અને જ્યાં સુધી મનુષ્યોનું વાસ્તવ્ય આ ભૂમિ પર રહેશે, ત્યાં સુધી સર્વોત્કૃષ્ટ નૃપતિઓની નામાવલિમાં આપ મેરૂ સમાન શોભશો; આપનો જયઘોષ જગતના અંતપર્યંત એક સરખો ગર્જ્યા કરશે. આજ આપે મૌર્ય વંશને મહા ઉચ્ચ સ્થાને પહોંચાડ્યો છે. આર્યાવર્તના ચક્રવર્તિ થવાનું માન આપે પ્રથમ જ પ્રાપ્ત કર્યું છે. હિન્દુધર્માનુસાર મોક્ષપદ અથવા આપના ધર્માનુસાર

નિર્વાણપદ જેમ માનવ જીવનનું અંતિમ બિન્દુ છે, તેમ મહારાજ ! આપના જેવા નૃપવરોને ચક્રવર્તિ પદ પણ અંતિમ સાધ્ય છે. આજે કલિંગ દેશ સર થવાથી મહારાજને ચક્રવર્તી પદનું અપૂર્વ માન મળ્યું છે તેથી મારા દયામય પ્રભુ અશોક મહારાજનું "આર્યાવર્તના પહેલા ચક્રવર્તી" એ સન્માનનીય પદથી હું સ્વાગત કરું છું. અને મહારાજને આવું ઉચ્ચ પદ મળવા માટે હું મારા અંતરના સાચા મનોભાવથી અભિનંદન આપું છું."

પ્રધાનજીનું આવેશભર્યું ભાષણ શરૂ જ હતું. અશોકના વદન પર તરતું ગાંભિર્ય સહસ્રધા વૃદ્ધિ પામતું હતું. સૌ સરદારોના કાન જો કે પ્રધાનજીનું ભાષણ સાંભળવામાં એકતાન હતા, તોપણ તેમની દૃષ્ટિ—સપ્રેમ દૃષ્ટિ—રાજનિષ્ઠાથી ઓતપ્રોત થએલી કોમલ દૃષ્ટિ—અશોક તરફ કેંદ્રભૂત થએલી હતી. કોમળ હૃદયના વીતાશોકની આંખોમાંથી તો સ્નેહાશ્રુ એક સરખાં ટપકી રહ્યાં હતાં. કુળાવતી પણ બુદ્ધદેવની મૂર્તિ હોય એવી ભાવનાથી અશોકને નિરખી રહી હતી. પણ પ્રધાનજીના સંભાષણે રાજમાતા તથા સંપુષ્ટાચાર્યના મન ઉપર ખળભળાટ મચાવનારી ઘોર અસર કરી દીધી. તેમનાં મ્હોં કાળાં ઠીકરાં જેવાં થયાં. મત્સરની જ મૂર્તિ, મહત્વાકાંક્ષા તથા દ્વેશના પ્રતિસ્વરૂપ સમાન રાજમાતાથી પ્રધાનજીનું બોલવું વધારે વાર સાંભળી શકાયું નહિ. "અશોકની થતી પ્રશંસા સાંભળવાનું ભાકુતી કામ બંધ કર" એવો તેણે પોતાના કાનને ઘણી વાર મનસ્વી હુકમ કર્યો. પણ તેની સ્વાતંત્ર્યપ્રિય શ્રવણેન્દ્રિયે તેના હુકમનો અનાદર જ કર્યો ! છેવટે તેણે પ્રધાનજીના ચાલતા ભાષણમાં વિક્ષેપ પાડી કહ્યું:—

"પ્રધાનજી ! આ શું શબ્દોનો વ્યર્થ આડંબર ચલાવ્યો છે ? આપણે ઘણાં કાર્યો કરવાનાં છે, તે તમે ભૂલી જાઓ છો !"

"આમ મારા ભાષણમાં ખલેલ ન પાડો." પ્રધાનજી જરાક આવેશથી બોલ્યા: "આપણે આજ જે જે કામો કરવાનાં છે, તેમાં મહારાજને અભિનંદન આપવાનું કામ સૌથી વધારે મહત્વનું છે, એમ હું સમજું છું. મત્સરની દૃષ્ટિથી જોનારને મારૂં ભાષણ ટાયલા જેવું લાગશે, અરાજકતા રૂપી વિષથી જેની શ્રવણેન્દ્રિય દૂષિત થએલી છે, તેમને શબ્દાડંબરથી ભરપૂર જણાશે, પણ તે માટે હું નિરૂપાય છું. હું જે કાંઇ બોલું છું તે હૃદયના સાચા ઉભરા હોઇ તે સમયોચિત જ છે, એવી મારી પાકી ખાત્રી છે. સરદારો ! અશોક સરખો પુણ્યશ્લોક ચક્રવર્તિ નૃપેન્દ્ર આપણને પ્રાપ્ત થયો છે તે માટે આપણે મગરૂર

થવાનું છે. મેં જેમ "**ભારતવર્ષના પહેલા ચક્રવર્તિ**" તરીકે સંબોધીને ભગવન્તને અભિનંદન આપ્યું, તે જ પ્રમાણે કરવા તમે સર્વ તૈયાર થયા છો, તે માટે હું મારૂં ભાષણ ખાસ કરીને ટુંકાવું છું. મને થએલો અવર્ણનીય આનંદ માત્ર શબ્દોથી જ વ્યક્ત નહિ થઇ શકે. નેકીદારો અને ચોપદારો, હવેથી તમે તમારા ગોખણીઆ શબ્દો લલકારવામાં જરા સુધારો કરો ને મહારાજના ચક્રવર્તિ પદનું સૂચન થાય તેવી નેકી પોકારો. **ભારતવર્ષ**માં હાલ વસતી તેમજ ભવિષ્યમાં પ્રલયકાળ પર્યંતની પ્રત્યેક વ્યક્તિ અભિમાનપૂર્વક **આર્યાવર્ત**ના આ પહેલા ચક્રવર્તિનાં યશોગાન પોતપોતાની ભાષામાં ગાતી રહેશે !"

આટલું બોલી પ્રધાનજી પોતાના સ્થાને બેઠા, અને સૌ સરદારોએ "**આર્યાવર્ત**ના પહેલા ચક્રવર્તિ મહારાજા **અશોક**નો વિજય થાઓ" એવા પ્રચંડ ધ્વનિથી **અશોક**નો જયજયકાર કર્યો. આ મંગળમય જયગર્જના થતાંની સાથે જ સમ્રાટ્ **અશોક** સિંહાસનારૂઢ થયા. રાજમાતા અને **સંપુષ્ટાચાર્ય** **અશોક**ના આ અને હવે પછી થનારા ભવ્ય ગૌરવને પોતે જ કારણભૂત થયેલા માની મનમાંને મનમાં પોતાનો જ દોષ દેવા લાગ્યા. તેમનાં પૂર્વનાં ઉલ્લાસિત મ્હોં ઝાંખાં પડી ગયાં તે તો પડયાં જ. પ્રચંડ જયઘોષથી ઉત્પન્ન થયેલો પ્રતિધ્વનિ વિરમ્યા પછી નેત્રસંકેતથી સૌને બેસવાની **અશોકે** સંજ્ઞા કરી.

"આચાર્યવર્ય અને માતુશ્રી !" **અશોકે** બોલવા માંડયું: "તમે તમારી યુક્તિથી તેમ જ કુમાર **વી**તાશોકે પોતાના શૌર્યથી કલિંગદેશ સર કર્યો તે માટે મગધ દેશનું રાજ્યપદ આપને આભારી છે. ઇંદ્રપુરમાં દાખલ થવાને શી યુક્તિ પ્રયુક્તિઓ આપે કરી, તેમજ કુમાર **વી**તાશોકે પોતાનું શૌર્ય કેવી રીતે દેખાડયું, એ બધું સાંભળવાની મને બહુ ઉત્કંઠા છે. પણ તે પછી નિરાંતે સાંભળીશ. અત્યારે તો કલિંગ દેશના રાજ્યની વ્યવસ્થા કરી પાટલીપુત્ર ભણી પાછા ફરીએ, એમ મને લાગે છે. મૃગેન્દ્રરાજ ક્યાં છે ? તે સંધિ કરવાને ખુશી તો છે ને ?"

"તેમનું તો ગઇ રાત્રે ખૂન થયું છે." કળાવતી એકદમ બોલી.

"શું ? રાજા મૃગેન્દ્રનું ખૂન ! મોટું આશ્ચર્ય !" **અશોકે** ઉદ્ગાર કાઢયો.

"અને તે ખૂન ખુદ રાજમંદિરમાંજ; મૃગેન્દ્રરાજના શયનગૃહ પાસેજ; ને ત્હેના જ વિશ્વાસપાત્ર માણસે કર્યું !" આશ્ચર્ય દર્શાવતાં **સંપુષ્ટાચાર્યે** કહ્યું.

"એમ હોય તો મારે તે બાબતની જરૂર તપાસ કરવી જોઇએ. મૃગેન્દ્ર

જેવો શૂરવીર પ્રતિસ્પર્ધી મને કદિ મળ્યો નહતો. તેના શૌર્યનું આજ મારે ભારે ગૌરવ કરવાનું હતું. પરંતુ થયું તે થયું. વારૂ, એનું શબ ક્યાં છે ?"

" તંબુની બહારની બાજુએ છે." કુળાવતીએ કહ્યું.

" ખૂન કેવી રીતે થયું ?"

" તલવારથી ગળું કાપીને."

" તલવાર જડી છે ?"

" હા; તે શબની પાસે જ પડી હતી, અને અહિં આણેલી છે."

" ખૂન કોણે કરેલું ? ખૂની મળી આવ્યો છે ?"

" હા; મૃગેન્દ્રને પકડવા સારૂ અમે ગયા ત્યારે તે મૃગેન્દ્રનું ખૂન કરીને તેની શય્યા પાસે જ ઉભો હતો. તેને કેદ કરીને આણ્યો છે."

" કોણ છે તે હરામખોર ? લાવો તેને. તેના દુષ્ટ કર્મનો બદલો બને તેટલો સત્વર તેને મળવો જોઇએ."

કુળાવતીએ પોતાની પાસેના નોકરને સૂચના કરી. તે પ્રમાણે તે ચિદાનન્દ સ્વામીને લઇ આવવા ગયો.

" તમે કોણ ?" અશોકે કુળાવતીને પ્રશ્ન પૂછ્યો.

" આ કલિંગ દેશના પ્રધાન વીશાખાનન્દનાં પત્ની; તેમનું નામ કુળાવતી છે." અશોકના પ્રશ્નનો પ્રત્યુત્તર કુળાવતી બરાબર નહિ આપી શકે એમ સમજી સંપુષ્ટાચાર્ય વચમાં બોલી ઉઠ્યો.

" પરમ દિવસે ઇન્દ્રભુવન ગુફામાં બુરખો ઓઢીને આજ બાઇ આવી હતી કે ?"

"હા." સંપુષ્ટાચાર્યે અચકાતાં કહ્યું: " કલિંગદેશ સર કરવામાં અમને કુળાવતીએ ભારે મદદ કરી છે."

" પોતાના માલિક પ્રત્યે નિમકહરામી કરી અને રાજદ્રોહી થઇને જ તેણે તમને મદદ કરી ને ?"

મહારાજા અશોક અને સંપુષ્ટાચાર્યની વચ્ચે આ પ્રમાણે સંવાદ ચાલતો હતો, તેવામાં કુળાવતીનો નોકર ચિદાનંદ સ્વામીને લઇને દાખલ થયો. સ્વામીના ચહેરાનું નિરીક્ષણ કરતાં અશોકે કુળાવતીને પ્રશ્ન કર્યો: " રાજા મૃગેન્દ્રનું ખૂન આ સ્વામીએ કર્યું એમ તમારૂં કહેવું છે, કેમ ?"

" હા."

" બરાબર જુઓ. વિચાર કરો. સંસારથી વિરક્ત સંન્યસ્ત વેષધારી આ સાધુએ રાજા મૃગેન્દ્રનું ખૂન કર્યું લાગે છે ?"

"હા."

"સ્વામીજી," અશોકે ચિદાનંદ સામું જોઇ પૂછ્યું: "આપનું નામ શું?"

"ચિદાનંદના નામથી આ દેહ ઓળખાય છે." સ્વામીએ ગંભીરતાથી ઉત્તર આપ્યો.

"હરદ્વારના ચિદાનંદસ્વામી તે આપ પોતેજ?"

"હા. મારા શિષ્યો અને હું હરદ્વારમાં નિવાસ કરીએ છીએ."

"કળાવતી!" અશોકે ફરી દઢતાથી પૂછ્યું: "હરદ્વારના આ ચિદાનંદ સ્વામીએ–રાજા મૃગેન્દ્રના ગુરૂએ–જાતે રક્ષણ કરવાનું બાજુએ મૂકી ઉલટું તેનું જ ખૂન કર્યું, એમ હજી પણ તમારૂં કહેવું છે, કે?"

"ભગવન્ત," સત્યતાનો આડંબરયુક્ત ભાવ બતાવતાં કળાવતી બોલી: "હું જે કાંઇ બોલી છું તે બરાબર વિચાર કરીને, તપાસ કરીને, તેમજ મારા મનની સંપૂર્ણ ખાત્રી થયા પછી જ બોલી છું."

રાજા અશોક ક્ષણવાર આશ્ચર્યચકિત થઇ સ્તબ્ધ જ બેઠો. તે ચિદાનંદ સામે દષ્ટિ ફેરવી બોલ્યો: "સ્વામીજી, આપના પર મૂકાયેલો આરોપ આપ સમજી શકયા હશો જ. આ બાબતમાં આપનો ખુલાસો શો છે?"

"રાજા મૃગેન્દ્ર હજુ જીવતો છે, એ જ મારો ખુલાસો છે." ચિદાનંદે શાંતિથી જવાબ આપ્યો.

"માજી કલિંગાધિપતિ રાજા મૃગેન્દ્ર હજી જીવે છે?"

"હા. તે કોઇ પણ ઠેકાણે જીવતો છે."

તરત જ અશોકે મૃગેન્દ્રનું શવ લાવવાનો હુકમ કર્યો. શવ લાવવામાં આવ્યું. જુએ છે તો માથા વિનાનું એકલું ધડ!

"કળાવતી, આ શવને માથું નથી; તે ક્યાં છે?" અશોકે પ્રશ્ન કર્યો.

"આ પ્રશ્નનો ઉત્તર મારા કરતાં આ સંન્યાસી વધારે સારી રીતે આપી શકશે."

અશોકે પૂછ્યું: "ચિદાનંદ, આ શવ કોનું?"

"રાજા મૃગેન્દ્રનું ન હોય." ચિદાનંદે જવાબ આપ્યો.

"શા ઉપરથી એમ કહી શકો છો?"

"રાજા મૃગેન્દ્ર જીવે છે તે ઉપરથી."

"કુળાવતી! આ શવ રાજા મૃગેન્દ્રનું જ છે એમ તમે શા ઉપરથી કહો છો?"

"આના અંગ ઉપરના પોષાક ઉપરથી, તેની તહેનાતમાં રહેનારા નોકરોએ આ શવ ઓળખ્યું તે ઉપરથી, તેમજ મારી પોતાની જાતની માહિતી ઉપરથી."

રાજા અશોક થોડીવાર સુધી વિચારમાં મગ્ન થઈ ગયો. તેને સ્વામી ચિદાનંદની યોગ્યતાની સારી રીતે માહિતી હતી. મૃગેન્દ્ર પ્રતિ ચિદાનંદનો નિઃસિમ પ્રેમ હતો, એ તે સારી રીતે જાણતો હતો, અને તેથી ચિદાનંદને હાથે આવું દુષ્ટ કાર્ય કદિ થાય જ નહિ, એમ તેને લાગ્યું. પણ મૃગેન્દ્ર જીવતો હોય તો તે ક્યાં છે એ પૂછતાં તેનો કશો ઉત્તર ચિદાનંદે આપ્યો નહિ, અને કુળાવતી તો આ શવ મૃગેન્દ્રનું જ છે એમ છાતી ઠોકીને કહેતી હતી. આથી અશોક ઉંડા વિચારમાં પડી ગયો. ક્ષણવાર વિચાર કરી પ્રધાન રાધાગુપ્ત પ્રત્યે તે બોલ્યો:

"પાંચ લાયક ગૃહસ્થોનું એક પંચ કરો અને તેની સમક્ષ આ શવની નિરીક્ષા કરાવી તેનું અથઇતિ વર્ણન લખી લ્યો; અને પછી રાજા મૃગેન્દ્રના શવને જેટલા સન્માનથી અગ્નિસંસ્કાર કરવો જોઇએ તેટલા જ સન્માનથી ધાર્મિક રીતિને અનુસરીને તેનો અગ્નિસંસ્કાર કરો. આ કુળાવતી અને અન્ય જે જે માણસોને આ બાબતની માહિતી હોય તે સર્વને એક માસ પછી પાટલીપુત્રના આપણા ન્યાયમંદિરમાં હાજર થવાની આજ્ઞા કરો. આ શવના અંગ પરનાં કપડાં, તલવાર અને બીજો જે કાંઇ મુદ્દામાલ હોય તે પાટલીપુત્ર રવાના કરો. રાજા મૃગેન્દ્રનું ખૂન થયું હોય તો તે બાબતની મારે ચોકસ ખાત્રી કરવી જ જોઇએ."

પ્રધાન રાધાગુપ્તે પોતાની ડોક સહેજ નમાવી અશોકની આજ્ઞાને શાબ્દિક સંમતિ આપી.

"સ્વામીજી!" ચિદાનંદને સંબોધી અશોકે કહ્યું: "તમારે પણ અમારી સાથે રાજધાની પાટલીપુત્ર આવવું પડશે. તમારા માટે તમારા વેષને છાજે તેવી જ ગોઠવણ કરવામાં આવશે. પ્રધાનજી, સ્વામીજીની દરરોજની ધાર્મિક-ક્રિયામાં કોઈ પણ જાતની ખલેલ ન પડે એવો બંદોબસ્ત કરવો. તેમનાં સ્નાનસંધ્યા, જપજાપ, આહારપાણી, નિત્યનિયમ અને તેમનું અન્ય ચારિત્ર તેમની જ મરજી મુજબ રહેવાં જોઇએ. અને"–

"ભગવન્ત," સંપુષ્ટાચાર્યની મત્સરતાને વાચા આવી: "એ સર્વ રાજનીતિ વિરુદ્ધ છે. જેણે ખૂન જેવો ઘોર અપરાધ કર્યો છે, તેને એક હલકા કેદીની પેઠે રાખવાને બદલે આટલી બધી સગવડ કરી આપી તેની મરજી પ્રમાણે વર્તવા દેવામાં આવે તેથી રાજનીતિ કેટલી પતિત થાય છે, તેનો આપ વિચાર કરો."

"આચાર્ય, રાજનીતિ રાજા માટે કે તેની સંસારી પ્રજા માટે છે. આપના જેવા સંસારવિરક્ત ભિક્ષુએ તો આવી બાબતમાં માથું ન મારવું, એ જ વધારે સારૂં. ચિદાનંદ સ્વામીના આજ પર્યંતના વિમલ ચરિત્ર તરફ જોતાં, તેમનો વેષ અને વૃત્તિ લક્ષમાં લેતાં, અને રાજા મૃગેન્દ્ર સાથેના તેમના સંબંધનો પુરતો વિચાર કરતાં, મને તે તદ્દન નિરપરાધી જ લાગે છે."

અશોક આગળ બોલતો જ હતો. પણ કળાવતી, રાજમાતા અને સંપુષ્ટાચાર્ય એ ત્રણેના કાન પર ચિદાનંદ નિરપરાધી છે એવો શબ્દ પડયો કે તરત જ પોતે ક્યાં બેઠાં છે તેનું પણ તેમને ભાન ન રહ્યું અને ત્રણે એક સાથે બોલી ઉઠયાં: "શું ચિદાનંદ નિરપરાધી છે?"

"મને એમ લાગે છે. આટલી બધી ઉતાવળ કરવાનું કાંઇ પ્રયોજન નથી. તમારા શત્રુને હું આજે જ છોડી દેતો નથી. પાટલીપુત્ર ગયા પછી મારે આ બાબતની સંપૂર્ણ ચોકસાઈ કરવી છે. ચિદાનંદ દોષિત ઠરશે તો આવા પવિત્ર પોષાકનો દંભ ધારણ કરી ખૂન જેવું અઘોર કામ કરનાર અને ગુરૂપ્રેમનો ઉમળકો બતાવીને પરમપ્રિય શિષ્યનું ખૂન કરનાર આ સ્વામીને હું એવી તો સખ્ત શિક્ષા ફરમાવીશ કે જે સાંભળતાં જ તેના કાન ફૂટી જાય. અને જો કેવળ દ્વેષબુદ્ધિ, ધાર્મિક વિરોધ કે પ્રતિસ્પર્ધીપણા-ને લઇને જ સ્વામીજીના પર આવો ભયંકર આરોપ મૂકવામાં આવ્યો હશે તો કળાવતી, આ પવિત્ર સંન્યાસી કે જે પરધર્મીઓમાં પણ પૂજ્ય મનાય છે એવા શ્રેષ્ઠ પુરુષ ઉપર મૂકેલા વ્યર્થ તહોમત અને તેને પહોં-ચાડેલા અપમાનનો બદલો લેવા માટે એવી જ સખ્ત સજા તમારી વાટ જોઈ રહી છે, એ ચોક્કસ માનજો."

અઘોર કૃત્ય કરનારી કળાવતીને પણ અશોકના આ ભાષણથી ભય લાગ્યો. તેનું હૃદય ફડફડવા લાગ્યું. પણ તે ભયની અસર તેણે કોઇને જણાવા દીધી નહિ. તે પોતાના હાથમાંની તલવાર સાથે રમત કરતી બોલી: "સત્યનો પ્રકાશ થોડા જ વખતમાં પડશે."

તેને કોઇએ જવાબ આપ્યો નહિ. ચિદાનંદને પાછા જવાની રજા મળી. કળાવતીનું કારસ્થાન જોઈ તે દિગ થઇ ગયા. સ્ત્રીચરિત્રને કોઇ કળી શકયું નથી, એ લોકસિદ્ધાન્ત–વનમાંની હરિણી કે ઢેલમાં ન દેખાતો સિદ્ધાન્ત–સત્ય છે, એમ જગતમાં આવ્યા પછી તેમને આજ પહેલું જ લાગ્યું !

ચિદાનન્દ સ્વામીના ગયા પછી દરબાર લાંબો વખત સુધી ચાલ્યો નહિ. રાજમાતા અને સંપુષ્ટાચાર્યની સહાય્યથી વૃદ્ધ વિશાખાનંદને ઇન્દ્રપુરનું રાજ્યસિંહાસન પ્રાપ્ત થયું, પણ તેના બદલામાં તેને અને આખા કલિંગ દેશને બૌદ્ધધર્મની દીક્ષા લેવી પડી. મગધ દેશના ઐશ્વર્યશાલી,ચક્રવર્તી અશોકના રાજ્યછત્ર નીચે કલિંગ દેશ આવ્યો. અને હિન્દુધર્મનું ને ઇન્દ્રપુરનું ગૌરવશાળી નામ નામશેષ થયું. કલાવતી કલિંગ દેશની રાણી થઇ. તેની પ્રતિજ્ઞા પાર પડી. બાલ્યાવસ્થામાં તેનું લાડથી પાલનપોષણ કરનાર મૃગેન્દ્રરાજ અને તેના કુટુંબની અવદશા થઇ. આવો આનંદનો પ્રસંગ છતાં કળાવતીની મુખમુદ્રા પર શ્યામતા કેમ છવાઇ ગઈ હતી ?

કલિંગદેશની રાજ્યવ્યવસ્થાની બાબતમાં સંપુષ્ટાચાર્ય અને રાજમાતાની સૂચનાઓનો અશોકે એક કબુલત પર સ્વીકાર કર્યો હતો. તે કબુલત એ હતી કે “ રાજા મૃગેન્દ્ર જીવતો માલૂમ પડે અગર તો તેનો યુવરાજ જીતેન્દ્ર બૌદ્ધધર્મ સ્વીકારે અને બૌદ્ધધર્મને રાષ્ટ્રધર્મ તરીકે માન્ય કરે તો કલિંગ દેશ તેને સ્વાધીન કરવો. આ શરતે જ વિશાખાનન્દ પોતાની નવવધૂ કળાવતીની લાગવગથી કલિંગદેશનો રાજા થયો, અને કળાવતી તેની રાણી થઇ. તેનું કારસ્થાન નિર્વિઘ્ને પાર પડયું. તેના મનના મનોરથ ફળીભૂત થયા હોય એમ તેને લાગ્યું. પરંતુ તેના હૃદયમાં શાંતિ કે સમાધાનનો એક અંશ પણ હજી હતો નહિ !

યુવરાજ જીતેન્દ્ર હિન્દુધર્મનો ચુસ્ત અભિમાની, ચિદાનંદનો પટ્ટશિષ્ય, મૃગેન્દ્રના જેવો જ તાપટ અને દૃઢ સ્વભાવનો હતો. કળાવતીને ખાત્રી હતી કે, ત્રણે કાળમાં પણ જીતેન્દ્ર બૌદ્ધધર્મનો સ્વીકાર કરે એ વાત બનવી અસંભવિત છે. મૃગેન્દ્રરાજનું તો ખૂન થયું છે એમજ તે પ્રતિપાદન કરતી હતી. તોપછી અશોકે કરેલી શરતથી તેને ચિંતાતુર થવાનું શું પ્રયોજન હતું ? કોઈ પણ જાતની શરત સિવાય કલિંગ દેશનું રાજ્ય પોતાને મળે એવી તેની મહત્વાકાંક્ષા હતી; પણ તે પૂર્ણ થઇ નહિ. રાજા મૃગેન્દ્રનું મરણ થયું છે અને કુમાર જીતેન્દ્ર બૌદ્ધધર્મનો

કદી પણ સ્વીકાર નહિ જ કરે એવી ખાત્રી હોવાથી સંપુષ્ટાચાર્ય અને રાજમાતાને અશોકે કરેલી શરતમાં શિષ્ટસંપ્રદાયના કરતાં વિશેષ કાંઇ પણ લાગ્યું નહિ. પણ, અશોકે કરેલી શરત સાંભળતાંજ કુળાવતીનો જીવ મુંઝાવા લાગ્યો. આવી શરત ન કરવાનું અશોકને કહેવાની તેની જરા પણ હિમ્મત ન હતી. તેના પાતકી હ્રદયમાં પોતાના સ્વતંત્ર સુખમાં કંટક રૂપ થઇ પડનારી આ શરત દૂર કરવાના વિચારો ઉદ્દભવવા લાગ્યા. છેવટે તેનો નીચ વિચાર એટલે સુધી લંબાયો કે, જો આ શરત દૂર ન થાય તો શરત કરનારનેજ આ જગતમાંથી ઉખેડી નાખવાના નીચ વિચાર સુધી પણ તે પહોંચી ગઇ! તેજસ્વી અશોક હજી પોતાના સિંહાસન પર બેઠો હતો. તેના તેજસ્વી ચહેરા પ્રત્યે કુળાવતીએ એક ભિષણ દ્રષ્ટિ ફેંકી, અને "આ શરત કરનારને જ જગતમાંથી દૂર કર્યો હોય તો!" આ શબ્દો હોઠમાંને હોઠમાં જ બડબડી. તેની ભિષણ મુદ્રા જોઇ અશોક બોલ્યો: "કુળાવતી, તમારા મનની સ્થીરતા પર મારી શરતે બહુ અસર કરી હોય એમ લાગે છે. પણ હું તે માટે નિરૂપાય છું. જો મૃગેન્દ્ર જીવતો હોય તો કોઇ પણ પ્રકારની શરત વગર અને કુમાર જીતેન્દ્ર જો બૌદ્ધધર્મનો સ્વીકાર કરે તો તેને તેનું રાજ્ય મારે પાછું આપવું જ જોઇએ. હવે રહી માત્ર શોભનાની વાત."

"મૃગેન્દ્રકન્યા શોભનાનો હવે વિચાર કરવાની કશી જરૂર જ રહી નથી." રાજમાતા બોલ્યાં: "મૃગેન્દ્રનું કુટુંબ રાજપદથી લગભગ ભ્રષ્ટ થઈ પડયું છે તેથી શોભના સાથે વીતાશોકનાં લગ્ન કરવામાં હવે આબરૂનો મોટો પ્રશ્ન ઉભો થાય છે; માટે શોભના સાથે હવે આપણને કાંઇ કામ રહ્યું નથી." થયું. લીલા તંબુમાં ભરેલો દરબાર બરખાસ્ત થયો. દરબાર બરખાસ્ત થવાની ગડબડનો લાભ લઇ રાજમાતાએ યુવરાજ જીતેન્દ્રને જીવતો પકડી લાવવાનો હુકમ અશોક પાસેથી મેળવી લીધો!

આર્યાવર્તનો પહેલો ચક્રવર્તી સમ્રાટ્ અશોક પોતાના ચક્રવર્તીપણાનો પહેલો દરબાર બરખાસ્ત કરી છડીદારોની નેકીના પોકાર સાથે બહાર જવા લાગ્યો. તેના પર એક કઠોર દ્રષ્ટિપાત કરીને, દાંત કચકચાવીને કુળાવતી પોતાના મનમાં જ બબડી કે:—"જો તે શરત કમી ન જ થાય તો તે શરત કરનારને જ આ જગતમાંથી દૂર કર્યો હોય તો!!"

# પ્રકરણ તેરમું.

## અશોકનો જયજયકાર.

"**ભૂતદયા**" છે ધર્મ બધાના મૂળમાં;
સઘળાએ સંતોનો એ ઉપદેશ જો.

કાન્ત.




ટલીપુત્રમાં આજે જે ધામધૂમ મચી રહી હતી તેનું વર્ણન અકથ્ય હતું. કલિંગ દેશના યુદ્ધમાં વિજય મેળવી રાજા **અશોક** આજે પોતાની રાજધાનીમાં પ્રવેશ કરવાનો હતો અને તેથી દરેક નાગરિકનું મન રાજનિષ્ઠ અને આનંદથી ઉભરાઇ જતું હતું. તેઓએ **પાટલીપુત્ર**ને ઘણું જ સુંદર રીતે શણગાર્યું હતું. પ્રત્યેક નાગરિકે પોતાના બારણે મંગળસૂચક તોરણો બાંધ્યાં હતાં. ઠેકઠેકાણે કુંમકુમના સાથીઆ પૂરેલા હતા. સુગંધીદાર પુષ્પોની લાંબી લાંબી માળાઓ રસ્તામાં લટકાવેલી હતી, જેની ખુશબો વડે આખું નગર બહેકી રહ્યું હતું. ઠેકાણે ઠેકાણે નોબતો વાગી રહી હતી. નોબતના ગંભીર અવાજ સાથે મંગળ વાદ્યોનો મધુર ધ્વનિ પણ સંભળાતો હતો. જે રસ્તે થઇને રાજા **અશોક** પોતાના રાજમહેલમાં જવાનો હતો તે રસ્તા પર માણસોની એટલી તો મેદની જામી હતી કે જાણે તે રસ્તો સજીવ થઇને બોલતો ચાલતો હોય, એવી કાવ્યકલ્પના કોઇ શુષ્ક હૃદયમાં પણ થયા સિવાય ન જ રહે. પોતાનો વૈભવ જગત્રયને બતાવવા માટે ઇન્દ્રે **અમરાવતી**ની રચના કરી હતી; પણ તે **પાટલીપુત્ર**નો આજનો ભભકો જોવા હાજર હોત ને તે જોયા પછી તેણે **અમરાવતી**ની રચના કરી હોત તો તેને પ્રસ્તુતના કરતાં જુદી જ **અમરાવતી** રચવી પડી હોત એમ **પાટલીપુત્ર**ના નગરજનો સગર્વ બોલતા હતા! તરૂણ સૌભાગ્યવંતી સ્ત્રીઓ પોતપોતાના ઘરની આગળ રાજા **અશોક**નાં ઓવારણાં લેવા તૈયાર થઇને ઉભી હતી. પુત્રવતી પ્રૌઢાઓને **અશોક** પર પુત્રપ્રેમ ઉત્પન્ન થવાથી તે પણ તેના પર આશીર્વાદનો વરસાદ વરસાવવા તૈયાર થઇ હતી. કોમળ બાળક બાલિકાઓ પોતાના જેવાં કોમળ ને હસતાં પુષ્પો હાથમાં લઇ પોતાના રાજાને પુષ્પથી વધાવી લેવા સારૂ ટાંપીને ઠેકઠેકાણે બેઠાં હતાં. પુરુષ વર્ગે આજનો દિવસ તહેવાર તરીકે પાળવાનો નિશ્ચય કર્યો

હતો, અને તેથી પોતાના કામધંધાને રજા આપી હતી. આજના મહોત્સવ નિમિત્તે નગરમાં સર્વ વ્યાપાર લગભગ બંધ જ હતો. આ મંગલ ઉત્સવમાં ભાગ લેવા સારૂ સર્વ નગરજનો એકત્ર થયા હતા.. પોતપોતાની શક્તિ પ્રમાણે કોઇ રત્નવૃષ્ટિ, તો કોઇ મોતીની વૃષ્ટિ, તો કોઇ તે બન્નેના અભાવે પુષ્પવૃષ્ટિ અશોક પર કરવાને સર્વ નાગરિકો તૈયાર ઉભા હતા. પૂર્વદિશામાં સૂર્ય પણ પોતાના સુકુમાર કર આગળ કરીને અશોકનું સ્વાગત કરતો હતો. એટલામાં પશ્ચિમ દિશામાંથી મંગલ વાદ્યોનો સુસ્વર સંભળાવા લાગ્યો. રાજા અશોકે નગરમાં પ્રવેશ કર્યો એમ સર્વની ખાત્રી થઇ. "ભગવંત અશોકનો ત્રિકાળ જય" એવી ગંભીર જયગર્જના કેટલોક વખત સુધી શહેરમાં ફેલાઇ રહી.

રાજા અશોકની દેદિપ્યમાન મૂર્તિ પશ્ચિમદિશામાં પ્રકાશિત થઇ. અશોકનો અપ્રતિમ પ્રભાવ જોઇ સૂર્યનારાયણ પોતે પણ કાંઇક મ્લાન થતો જણાયો. એ વખતે બાલરવિના તેજના કરતાં પશ્ચિમ દિશામાં ઉદિત થયેલા આ રાજસૂર્યનું તેજ જ વિશેષ લાગતું હતું. રાજા અશોક હાથી પર સુવર્ણની અંબાડીમાં કુમાર વીતાશોકની સાથે બેઠો હતો. પ્રધાન રાધાગુપ્ત પ્રસન્ન મુદ્રાથી અશોકના હાથીની જોડે પોતાનો ઘોડો ચલાવતા હતા. રાજા અશોકે પ્રાપ્ત કરેલા ચક્રવર્તી પદ માટે તેને અભિનંદન આપવા સારૂ ભારતવર્ષના ઘણાખરા રાજાઓ આજે પાટલીપુત્રમાં આવ્યા હતા, અને તેઓ પણ પોતપોતાના દરજ્જા પ્રમાણે હાથી પર બેસીને સ્વારીની શોભામાં વૃદ્ધિ કરી રહ્યા હતા. આ સમયે રાજમાતા બુદ્ધિમતી અને સંપુષ્ટાચાર્ય પોતાનાથી બને તેટલું ગાંભિર્ય ધારણ કરીને આ અદ્વિતીય આનંદ અને ઉલ્લાસમાં ભાગ લેવામાં અપવાદ રૂપ બનીને એક જ રથમાં બેઠાં બેઠાં રાજ્યમંદિર તરફનો માર્ગ નિહાળી રહ્યાં હતાં. જે જે સરદારો અને લશ્કરીઓએ યુદ્ધમાં શૌર્ય બતાવ્યું હતું તે સર્વ પોતપોતાની પદ્વિ પ્રમાણે હાથી પર, રથમાં, કે ઘોડા પર બેઠેલા હતા, અને પ્રજાજન તરફના સ્વાગતનો અલ્પાંશ ભોગવતા હતા. સૌની પછવાડે સંપુષ્ટાચાર્યનો મહાન્ શિષ્યવર્ગ "નમો બુદ્ધાય" એ મંત્રનો ઉચ્ચાર કરતો કરતો રસ્તા પર વેરાયલાં પુષ્પો કચરતો ધીમે ધીમે ચાલતો હતો. આ પ્રમાણે પુર દમામ અને ઠાઠમાઠથી રાજસ્વારી પ્રજાજનની આશિષ અને વિજયની વધાઇઓ લેતી પુષ્પવૃષ્ટિ વચ્ચે રાજમંદિરમાં આવી પહોંચી.

આજના મંગલમય પ્રસંગ માટે ખાસ શણગારેલા રાજમંદિરના ભવ્ય

દિવાનખાનામાં રત્નજડિત સિંહાસન પર રાજા **અશોક** આરૂઢ થયા. માંડલિક રાજાઓ, સરદારો, નગરજનો, અને લશ્કરના અમલદારો, વગેરે સૌ પોતપોતાના સ્થાને ગોઠવાઈ ગયા. સવારી રાજમંદિર પાસે પહોંચતાંની સાથે જ ધર્મકાર્યનું કાંઇક બહાનું બતાવી **સંપુષ્ટાચાર્ય** અને **રાજમાતા** ત્યાંથી સટકી ગયાં હતાં. દરબારમાં પ્રજાજનો અને માંડલિક રાજાઓ **અશોક**નું આજે જે સન્માન કરનાર હતા તે જોતાં પોતાની દ્વૈષીભાવના વખતે પ્રકટ થઇ જાય એવી બીતિથી તેઓ આજના દબદબાભર્યા દરબારમાં હાજર રહ્યાં નહિ. કુમાર **વીતાશોક**ને પણ દરબારમાં હાજર ન રહેવા દેવાનું **સંપુષ્ટાચાર્યે** રાજમાતાને સૂચવ્યું હતું; પણ **વીતાશોક**ને **અશોક**ની પાસે જ રહેવા દેવો, કારણ કે તે વગર **અશોક** પ્રત્યે તેની વેરભાવના સંપૂર્ણ રીતે જાગ્રત નહિ થાય, એવો **રાજમાતા**એ સંપુષ્ટાચાર્યને ઉત્તર આપ્યો હતો. **સંપુષ્ટાચાર્યે રાજમાતા**ના આ વિચારને અનુમોદન આપી તેની સ્તુતિ કરી તેથી **વીતાશોક** પોતાના ભાઇ પાસે જ દરબારમાં બેઠો હતો.

આજ રાજા **અશોક** આ લોકમાં પ્રાપ્ત થતા વૈભવના ઉચ્ચ શિખરે વિરાજ્યો હતો. **ભારતવર્ષ**ના સઘળા રાજાઓ તેનું માંડલિકત્વ સ્વીકારીને તેની તેજોમય, ઐશ્વર્યપૂર્ણ મૂર્તિ પાસે તેના ગૌરવમાં વધારો કરવા હાજર થયા હતા. સમગ્ર **ભારતવર્ષ** પર હકુમત ચલાવવાનું વિશાળ સામર્થ્ય તે એક જ વ્યક્તિમાં દ્રષ્ટિગોચર થતું હતું. તે વેળા **ભારતભૂમિ** એક સૂવર્ણભૂમિ જ હતી. તેના ઉદરમાં પાકતાં રત્નો, તેના પૃષ્ઠભાગ પર પાકતા ધન ધાન્યાદિ, તેનાં ઉપવનોમાં પાકતાં ફળફુલાદિ અને તેને શૃંગારવા સારૂ પોતાની જીંદગી પર્યંત ઘડેલાં આભૂષણો, ઇત્યાદિ અઢળક લક્ષ્મી એ સર્વ આજ ચક્રવર્તી રાજા **અશોક**ના ચરણ આગળ લીન થઇને ઉભી હતી. પરંતુ આવી સંપત્તિ, વૈભવ કે સામર્થ્યનો અનુસંગિક દોષ રાજા **અશોક**નામાં જરાએ નહતો. તેનામાં સંપત્તિની ખુમારી નહતી, વૈભવનો મિજાજ નહતો, અને સામર્થ્યનું અભિમાન નહતું. જુઓ, મહારાજા **અશોક** અલંકારોથી પોતાનો દેહ વટાળ્યા વગર, મનને ગર્વનો સ્પર્શ પણ કરવા દીધા વગર, સાદો પણ સભ્ય પોશાક પહેરી પ્રસન્નતાથી રાજસિંહાસન પર બેઠા બેઠા પોતાના માંડલિક રાજાઓને કુશળ સમાચાર પૂછે છે. **અશોક**ના માંડલિક રાજાઓ ચળકતાં જરીનાં કપડાં તથા અલંકારોથી વિભૂષિત થઇ રત્નવડે દેદીપ્યમાન દેખાય છે. **અશોકે** માત્ર ઇચ્છા પ્રદર્શિત કરી હોત તો તેના તે જ માંડલિક રાજાઓએ ભાલદાર, ચોપ-

દાર અને પાનદાની ઉપાડનારના જેવાં કામો પણ ઉત્સાહ પૂર્વક કર્યાં હોત. આ દરબારના પ્રસંગે કેટલાક રાજાઓ પોતાને ચક્રવર્તીના ચોપદાર તો કેટલાક ભાલદાર તરીકેનું તેમજ બીજાં માનાસ્પદ કામો કરવાનું માન મળશે, એવી મહત્વાકાંક્ષાથી આવેલા હતા. મથુરાના રાજાએ તો પોતાની તેવી ઇચ્છા પ્રદર્શિત પણ કરી હતી. પણ રાજા અશોકે, 'આપ રાજા છો, આપનું માન મોટું છે, આપ મારા અતિથિ હોવાથી મારે જ આપની સેવાસુશ્રુષા કરવી જોઇએ,' એમ માનપૂર્વક કહી તેની ઇચ્છા પ્રત્યે પોતાની નામરજી બતાવી હતી.

સર્વ માંડલિક રાજાઓ મહારાજા અશોકનાં સાદાં વસ્ત્રો જોઇ પોતે મૂલ્યવાન વસ્ત્રો પહેરેલાં હોવાથી શરમિંદા થઇ ગયા. ખૂણામાં બેઠેલા એક બે રાજાઓએ તો પોતાની માળાઓ ગળામાંથી કાઢી કોઇ ન જુએ તેમ હળવેથી પોતાના ખીસામાં મૂકી પણ દીધી ! સર્વ બેસી ગયા પછી પ્રધાન રાધાગુપ્ત પોતાની બેઠક પરથી ઉભા થયા. તેમણે ઇંદ્રપુરની છાવણીમાં ભરેલા દરબારમાં જે ભાષણ કર્યું હતું તેની ઘણીખરી પુનરૂક્તિ અહીં કરી. તેણે મહારાજા અશોકની યોગ્યતા સમજાવ્યા પછી ચક્રવર્તી પદ એટલે શું તેનો વિસ્તારથી સર્વને અર્થ સમજાવ્યો ને છેવટે બોલ્યા:—

"ભૂતકાળની તવારીખમાં ચક્રવર્તી એ નામ હું આજ પર્યંત વાંચતો આવ્યો છું. જ્યાં જુદા જુદા ધર્મો એકસમયાચ્છેદપણે ચાલે છે, ઉઘાડી રીતે ધર્મની બાબતમાં નવા ઝઘડા થાય છે, તેવા આ સમગ્ર ભારત-વર્ષમાં એકદમ પોતાની સત્તાની આજ્ઞા પ્રવર્તાવવાનું પ્રથમ માન આપણા ચક્રવર્તી મહારાજા અશોકે જ મેળવ્યું છે. અને તેથી તેમના નામનો ત્રણ વખત જયઘોષ કરી અને તેમને મળેલું આ પદ તેઓ અખંડ ભોગવો એવી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરી હું મારી જગોએ બેસી જવાની રજા લઉં છું." તુર્ત જ સર્વેએ ઉભા થઇને ત્રણ વખત "ચક્રવર્તી મહારાજા અશોકનો જય હો !" એવા જયઘોષથી દરબાર ગજાવી મૂક્યો.

આ પ્રચંડ જયઘોષનો પ્રતિધ્વનિ ઠેઠ ગગનમંડળ સુધી પહોંચી ગયો. ત્યાર પછી પ્રજાજનમાંથી એક બે મુખ્ય નાગરિકોએ, "આવા ચક્રવર્તી રાજાને મેળવવા માટે અમે અમને પોતાને ભાગ્યશાળી સમજીએ છીએ. પ્રભુ, મહારાજા અશોકને દીર્ઘાયુઃ આપો." એવી મતલબનું ભાષણ કર્યું. ત્યાર પછી માંડલિક રાજાઓની વતી મથુરાના રાજા ચક્રવર્તીનું અભિ-નંદન કરવા ઉભા થયા. અશોકનાં યશોગાન કરતાં તે બોલ્યા:

"ચક્રવર્તી પદ મેળવવું એ કાંઇ સામાન્ય વાત નથી. ચક્રવર્તી રાજા એટલે મૃત્યુલોકનો ઈંદ્ર. ઈંદ્રના ઐશ્વર્યના જેટલું જ તેનું ઐશ્વર્ય હોય છે. ઈંદ્રની વિભૂતિ જેટલી તેની વિભૂતિ હોય છે! જે દેશનો રાજા ચક્રવર્તી થાય તે દેશ દેવલોક જ સમજવો. તે દેશનો ચક્રવર્તી રાજા તે ત્યાંનો ઈંદ્ર સમજવો. કેવળ સૈન્યબળ કે સ્વશૌર્યથી ચક્રવર્તી પદ મળતું નથી. પુણ્યથી સ્વર્ગપ્રાપ્તિ થાય છે. પરંતુ ચક્રવર્તી પદ તો તેના કરતાં પણ શ્રેષ્ઠ છે. તે ચક્રવર્તી પદ આજે મૌર્યકુલોત્પન્ન સમ્રાટ્ અશોક મહારાજને પ્રાપ્ત થયું છે. અને તે માટે હું સર્વ રાજાઓની વતી અંતઃકરણ પૂર્વક તેમને અભિનંદન આપું છું. તેમનામાં જે જાજ્વલ્ય ધર્મભક્તિ ઝળકી રહી છે, ખરા ધર્મનો પ્રચાર કરવા માટે રાત્રિ દિવસ તેઓ જે પ્રયત્ન કરી રહ્યા છે, અને પોતાના સુખનો ભોગ આપીને કેવળ ધર્મવૃદ્ધિ માટે જ પોતાનું જીવન અર્પણ કર્યું છે, તેથી તેમના પર ભગવાન બુદ્ધદેવ બહુ જ પ્રસન્ન થયા છે. તે સર્વ દેવોના પ્રિય નહોત તો ચક્રવર્તી પદ તેઓ મેળવી શકયા જ નહત. તેમના જ પિતામહ મહારાજા ચન્દ્રગુપ્ત કાંઈ ઓછા શૂરવીર ન હતા. તેમનું સૈન્ય પણ અખૂટ હતું તેમ છતાં પણ કેટલાંક વર્ષો સુધી પ્રયત્ન કર્યા છતાં તેઓ ચક્રવર્તી પદ પ્રાપ્ત કરી શકયા નહિ, અને ચક્રવર્તી પદ મહારાજા અશોકે સહજમાં પ્રાપ્ત કર્યું એ પ્રભાવ શાનો? ચંદ્રગુપ્તનામાં ધર્મપ્રેમ બિલકુલ ન હતો. સામા તે બૌદ્ધધર્મ પ્રત્યે દ્વેષ કરતા, અને તેથી તે ચક્રવર્તી થાય એ જોવાની દેવોની મરજી નહતી. મહારાજા અશોક દેવોને બહુ જ પ્રિય થઈ પડયા છે, અને તેથી તેમણે પ્રાપ્ત કરેલા ગૌરવમય ચક્રવર્તી પદ માટે અભિનંદન આપતી વખતે નજરાણા તરીકે અમો સર્વ રાજાઓ અને પ્રજાજન તરફથી એક અત્યંત ઉચ્ચ અને પવિત્ર પદ્વિ તેમને અપાવી જોઇએ, એવી મારી નમ્ર સૂચના છે. આજના દિવસના સ્મારક તરીકે મહારાજાશ્રીએ પોતાના નામની પહેલાં 'દેવોના પ્રિય પ્રિયદર્શી' એવી સંજ્ઞા જોડવી. સર્વ રાજાઓ તેમજ ભરતખંડની સમસ્ત પ્રજા મહારાજા અશોકનું નામ લખતાં તેની પહેલાં 'દેવોના પ્રિય પ્રિયદર્શી' એ જગમાન્ય ઉપપદનો ઉપયોગ કરે, એવી મારી સૂચના છે." એટલું બોલી પોતાની સૂચનાનું પરિણામ શું થાય છે, તે જોતા તે પોતાની જગાએ બેઠા. આ સૂચના સર્વ રાજાઓ તથા પ્રજાજનને પસંદ પડી. તેમજ મહારાજા અશોકે પણ સર્વ માંડલિક રાજાઓ તેમજ પ્રજાજનના આગ્રહની અવગણના કરવી એ ઠીક નહિ એમ ધારી "દેવોના પ્રિય પ્રિયદર્શી" એ ઉપપદનો

સ્વીકાર કર્યો. મહારાજા **અશોક**નો આ નૂતન ઉપપદ સાથે, "દેવોના પ્રિય પ્રિયદર્શી ચક્રવર્તી મહારાજા **અશોક**નો જય હો!" એવો જયઘોષ દરબારમાં ગાજી રહ્યો.

ત્યાર પછી માંડલિક રાજાઓ તેમ જ પ્રજાજનોના અભિનંદનનો પ્રત્યુત્તર આપવા મહારાજા **અશોક** સિંહાસન પરથી ઉભા થયા અને ગંભીર સ્વરે બોલવા લાગ્યાઃ "મારા પ્રિય પ્રજાજનો અને સર્વ માંડલિક ભૂપતિઓ, તમોએ મને દેવોના પ્રિય પ્રિયદર્શીનું જે ઉપપદ આપ્યું તે માટે હું તમારો સર્વનો આભાર માનું છું. આ પદ્વિ ગ્રહણ કરતી વખતે મેં મારા ગત આયુષ્યનું સિંહાવલોકન કર્યું કે મેં દેવોને પ્રિય થવા જેવું કાંઇ સત્કૃત્ય કર્યું છે કે નહિ? તો મેં મારા ગત જીવનમાં શું જોયું? મારો ભૂતકાળનો ઇતિહાસ ઘણો જ ભયપ્રદ દેખાયો. ખૂન અને રક્તપાત સિવાય કાંઇ પણ દેખાયું નહિ. આ ખૂન અને રક્તપાત વ્યવહાર નિમિત્તે થયાં હોત તો મને આટલાં બધાં ભયંકર અત્યારે લાગત નહિં. ધર્મની વૃદ્ધિ કરવા માટે—ધર્મ માટે, અહિંસાના તત્વને અત્યંત ઉચ્ચ પદે સ્થાપનાર ધર્મ માટે—મેં આજ સુધીમાં અજ્ઞાનતાથી લાખો ખૂન કર્યાં અને કરાવ્યાં, રક્તની નીકો વહેવડાવી પરમપૂજ્ય **ભા**રતભૂમિને મેં અપવિત્ર કરી, મનુષ્યત્વને બટ્ટો લગાડયો! મનુષ્યની ઇચ્છા વિરુદ્ધ બૌદ્ધધર્મ પળાવવાને મેં ફરજ પાડવા માંડી અને જે ન પાળે તેના વધ કરાવ્યા. આવા વધને હું ખૂન કહું છું, અને હવે પછી આવા પ્રકારના વધ ખૂનમાં ગણાઇ તે કરનાર શિક્ષાને પાત્ર થશે, એ હું મને પોતાને તથા મારી સર્વે પ્રજાને જાહેર કરૂં છું. જેણે યુવાવસ્થામાં આવાં અઘોર કૃત્ય કર્યાં અને તે અઘોર કૃત્યને ધર્મ માન્યો, તેને પોતાનાં દુષ્ટ કૃત્યો માટે આટલો બધો વહેલો પશ્ચાત્તાપ થાય, એ પણ એક આશ્ચર્યની વાત છે. દેવની કૃપા વિના કદિ પણ આમ એકદમ થાય જ નહિ. હે પ્રજાજનો! તમારા રાજા—દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાએ વિસ્તીર્ણ કલિંગ દેશને પાદાક્રાંત કર્યો, લાખો લોકોને ગુલામ તરીકે કેદ પકડયા તેમાં એક લાખ લોકોનો ભોગ અપાયો છે. પરંતુ ખરો લાભ એ થયો છે કે કલિંગવિજય પછી તમારા રાજાની વૃત્તિ ખરા ધર્મપ્રત્યે વળી છે. "**અહિંસા પરમોધર્મ**"—"અહિંસા એજ પરમ ધર્મ છે" એવી હવે તેની ચોક્સ ખાત્રી થઈ છે. કરેલાં કૃત્યો માટે હવે તેને સંપૂર્ણ પશ્ચાત્તાપ થયો છે. કલિંગવિજય પછી હવે તેના મનને એટલી તો ઉપરતિ થઇ છે કે તે હવેથી પોતાના તન, મન, અને ધનથી ખરા ધર્મનું પાલન કરશે, અને

અહિંસામય રીતે તેનો પ્રચાર કરશે. દેવોને પ્રિય થવા કાંઇ પણ કાર્ય અદ્યાપિ પર્યંત મારાથી જો કે થયું નથી, તોપણ મારાં કૃતકર્મોનો પૂર્ણ પશ્ચાત્તાપ મારા મનને થયો છે, અને હવેથી ખરા—દયામય ધર્મનો પ્રચાર કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ છે અને તેથી જ હું દેવોને પ્રિય થઇ પડયો હોઇશ એમ માની તમોએ આપેલી પદ્દિનો હું આનંદથી સ્વીકાર કરૂં છું.

"નવીન દેશ જીતવા માટે જે પ્રાણહાનિ થાય છે, તે માટે મને ખરાબ તો લાગે છે જ. પરંતુ મને તે કરતાં વધારે ખરાબ લાગે છે તે એ કે આવે પ્રસંગે પોતપોતાના ધર્મ પ્રમાણે વર્તનારાં, સદાચારી, નીતિમાન્ આજ્ઞાધારક, સત્યશીલ બ્રાહ્મણ શ્રવણ વગેરે લોકોને લડાઇની ધમાલમાં અત્યંત હેરાનગતી ભોગવવી પડે છે. તેમના આશ્રયરૂપ યા તો પ્રીતિપાત્ર માણસો યુદ્ધમાં માર્યા જવાથી તેમને વિયોગનું દુઃખ ભોગવવું પડે છે, અને પોતાના પ્રાણ બચાવવા તે નાસી છૂટે તો ઘરબાર, ઇષ્ટમિત્ર, સગાં સંબંધીનો નાશ થયેલો તેમને જોવો પડે છે. કલિંગવિજય વખતે આવા લાખો લોકમાંના કોઇ પાણીમાં ડૂબીને મુઆ, કોઇ લડાઇમાં કપાઇ ગયા, અને કોઇ કેદ પકડાયા. આ બધાંનો વિચાર કરતાં આ તમારા દેવોને પ્રિય પ્રિયદર્શી રાજાને સહસ્રગણું દુઃખ થાય છે. પ્રાણી માત્રને નિર્ભયતા, અને મનુષ્યોને વર્તવા દેવામાં સહૃદયતા એ બે જ બાબતો ધર્મવિજયની પતાકા છે! પ્રિયદર્શી રાજાને પોતાના રાજ્ય માટે જે કાંઇ પણ અભિમાન છે તે તો આ બેજ બાબતો માટે છે. યવન રાજા એન્ટીયોકસ અને તેની પેલી તરફ ટોલમી, એંટીગોસ, માગસ, અને અલેકઝાન્ડર એ ચાર રાજાઓ; દક્ષિણ તરફના ચોલ, પાંડય, તામ્રપર્ણી, તેમ જ ગ્રીક, કંબોજ, નાભક, નાથવેથી, ભોજ, પેત્તેનિક, આંધ્ર, પુલિંદ, એ સર્વ રાજાઓ કે તેમના યોગ્ય પ્રતિનિધિઓ આ દરબારમાં હાજર છે. તમો સર્વ રાજાઓ મારી ધર્માજ્ઞાનુસાર વર્તો છો, તે જ પ્રમાણે જ્યાં જ્યાં ધર્મોપદેશ કરવા સારૂ ખાસ માણસો મોકલ્યાં છે ત્યાંના લોકો પણ ધર્મના ઉપદેશાનુસાર વર્તન રાખશે. આ પ્રમાણે આપણો સર્વત્ર વિજય જોતાં મને બહુ જ આનંદ થાય છે. ધર્મવિજયથી થતો આનંદ શરૂઆતમાં આવો વિલક્ષણ હોય છે. પરંતુ આ વિજયનું ફળ જે મને પરલોકમાં મળવાનું છે, તેનો જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે મને આ આનંદ કેવળ તુચ્છ લાગે છે, અને તેથી તમો સર્વ રાજાઓ તેમ જ મારી પછી જે સમ્રાટ્ આ સિંહાસનને વિભૂષિત કરે તે સર્વની જાણ માટે હું આ આદેશ કરૂં છું કે હવે પછી તલવારના જોરે વિજય

મેળવવાના ફંદમાં પડીને લોકો પર કોઇએ જુલમ કરવો નહિ. ધર્મવિજય સમાન એકે વિજય નથી, એ તેમણે ચોકસ ધ્યાનમાં રાખવું. જે વિજય-ની આલોક તથા પરલોકમાં યોગ્યતા વિશેષ ગણાય છે તે ધર્મવિજય જ."

આટલું બોલી દેવોનો પ્રિય પ્રિયદર્શી અશોક જરા વાર અટક્યો. તેના ભાષણથી દરબારમાં હાજર રહેલા સર્વના મન પર સચોટ અસર થઇ. રાજાના આ આદેશથી ખરા ધર્મનો પ્રકાશ તેમના અંતઃકરણ પર પડેલો જોઇ પ્રધાન રાધાગુપ્ત આનંદથી ડોલવા લાગ્યો. સર્વ રાજાઓ અને પ્રજાજનો અશોકના પ્રત્યે એકી ટશે જોઇ રહ્યા હતા. અશોકે આગળ બોલવા માંડ્યુંઃ "હે પ્રજાજનો ! તમોએ જે ઉત્સવ આજ કર્યો છે તે કર્તવ્ય-સમાપ્તિના પ્રસંગે કરેલો હોવાથી હું તેને મહત્વ આપું છું. તમે આ ગૌરવ મારો નથી કરતા, પણ મને આગળ કરીને દિગ્વિજયનું કાર્ય સંપૂર્ણ કર્યું તે કાર્યસમાપ્તિ બદલ આનંદોત્સવ કરો છો. એકલા અશોકથી આ દિગ્વિજયનું કાર્ય કદિ પણ પૂર્ણ થઇ શક્યું નહોત. મારી રાજનિષ્ઠ પ્રજાએ પોતાનામાંના અમૂલ્ય નરરત્નો—શૂરાઓનો ભોગ આપીને જ આ વિજય મેળવ્યો છે. આ દિગ્વિજયમાં મારો તો ઘણો જ અલ્પ હિસ્સો છે. મારા રાજ્યમાં દરેક મનુષ્ય લગ્નપ્રસંગ, પુત્રજન્મ, આદિ પ્રસંગોએ આનંદોત્સવ કરે છે, પણ આજનો ઉત્સવ તો કાંઇ જુદા જ પ્રકારનો છે. કર્તવ્યસમાપ્તિ જે દિવસે થાય તે જ ખરો ઉત્સવનો દિવસ. સેવકોએ સ્વામીની આજ્ઞા પા-ળવી, નાનાએ મોટાનું સન્માન રાખવું, મનુષ્યોએ સજીવ પ્રાણિપ્રત્યે અન્તઃ-કરણમાં દયાભાવ રાખવો, તેમજ બ્રાહ્મણ શ્રવણને દાનથી સંતુષ્ટ કરવા, એ અને એવી કેટલીક ધાર્મિક પ્રગતિ કરનારા બનાવો જે દિવસે બને તે જ ખરો ઉત્સવનો દિવસ સમજવો જોઇએ. આવા દિવસે પિતા પુત્રને, સ્વામી સેવકને આનંદ થયા સિવાય રહેશે જ નહિ. માટે હાથમાં લીધેલું દિગ્વિજય-નું કાર્ય પરિપૂર્ણ થયું તે નિમિત્તે મારી પ્રજાએ જો આજનો દિવસ ઉત્સવ તરીકે ગાળ્યો હોય તો તે તરફ મનઃપૂર્વક મારી સહાનુભૂતિ છે. પણ કેવળ મારૂં સન્માન કરવા, મારી કીર્તિનાં યશોગાન ગાવાની ખાતર જ આજનો ઉત્સવ તમે કરતા હો તો, યાદ રાખજો કે દેવોનો પ્રિય પ્રિયદર્શી અશોક કીર્તિ તેમજ યશોગાનની કાંઇ પણ કિંમત ગણતો નથી. મારા પ્રજાજન અત્યંત સદાચારસંપન્ન છે, પ્રજા સદાચારી થાય એવી તજવીજ મેં કરી છે, એટલી જ કીર્તિ મારે જોઇએ છે. આ સિવાય બીજા કોઈ પણ સબબવડે મળતી કીર્તિની કિંમત હું કોડી સમાન સમજું છું."

મહારાજા **અશોક** વળી જરા અટક્યા. કલિંગ દેશના યુદ્ધને લીધે **અશોક**ના સ્વભાવમાં જમીન આસ્માનનો ફરક પડી ગયેલો જોઇ સર્વ રાજાઓ અને પ્રજાજનો વિસ્મિત થઇ **અશોક**ના સામે જોઈ રહ્યા હતા. **અશોકે** પુનઃ બોલવા માંડ્યું: "યજ્ઞયાગના નિમિત્તે કે કોઇક ધાર્મિક સબબના લીધે આજ સુધી લાખો પ્રાણીઓના જે વધ થતા, તે હવેથી ન થાય એવી એકદમ તજવીજ થવી જોઇએ. પ્રાણીહિંસા આજથી તદ્દન બંધ કરવામાં આવે છે. હવે અમારા અતિથિઓને માંસાહારની મીજબાનીઓ મળશે નહિ; કારણ તેમાં મોટું પાપ થાય છે, એમ હું સમજ્યો છું. મારા પોતાના જ ભોજનાલયમાં અનેક પ્રાણીઓનો સંહાર થતો, પરંતુ હવેથી સત્કારાર્થે પણ જીવહિંસા કરવામાં આવશે નહિ, એવો મેં ઠરાવ કર્યો છે. આથી મારા માંસાહારી અતિથિઓ નારાજ થવાનો સંભવ છે, પરંતુ તે માટે હું નાઇલાજ છું. સર્વેએ અહીં આવીને મારો ખરેખરો—અનુભવથી દિવ્ય થયેલો આદેશ ધ્યાનપૂર્વક સાંભળ્યો છે તે માટે હું તમારો બધાનો ઉપકાર માનું છું. પ્રધાનજી, અહિંસા એ જ સાચો ધર્મ છે. શીરજોરીથી ધર્મનો પ્રચાર થતો નથી, કાર્યસિદ્ધિ સિવાય થતા મંગલોત્સવ વ્યર્થ છે, અને સદાચારસંપન્નતા એજ મહાન કીર્તિ છે, એ સૂત્રમય મારા ચાર આદેશ અંતઃસ્ફુર્તિવડે મેં જણાવ્યા છે તે તેના સ્પષ્ટીકરણ સહિત સમસ્ત **ભા**રતવર્ષમાં ગામોગામ પ્રસિદ્ધ કરો. અને હવે પછી આવી 'જાતના જે જે આદેશો હું મારા અનુભવથી પ્રસિદ્ધ કરૂં તે જગતના અંત સુધી કાયમ રહે એવી મારી ઇચ્છા છે." એટલું બોલી સમ્રાટ્ **અશોકે** પોતાની બેઠક લીધી.

"ભગવન્ત" પ્રધાન **રાધાગુપ્તે** બોલવા માંડ્યું: "આપના મુખદ્વારા હમણાં જે અમૃતનો વર્ષાવ થયો તે અમૃતની રૂચિર માધુરી **ભ**રતખંડમાંના તો શું પણ **ચીન**, **ગ્રીસ** અને અન્ય મ્લેચ્છ રાજ્યોમાંના જનોને પણ અનુભવવાનો લાભ મળે તેવી વ્યવસ્થા હું સત્વર કરીશ. એટલું જ નહિ પણ એ અમૃતનો સ્વાદ ભવિષ્યકાળમાં પણ જગતના અંત સુધી સર્વને મળે એટલા માટે તે આદેશો ડુંગરોમાં, ગુફાઓમાં, દેવાલયોમાં અને ખડકવાળી જમીન ઉપર ઠેકઠેકાણે કોતરાવીને તેને ચિરસ્થાયી કરીશ." એટલું બોલી **રાધાગુપ્ત** પોતાના આસન પર બેસી ગયા.

દરબાર બરખાસ્ત થવાની તૈયારી હતી, તેવામાં **મથુરા**ના રાજા ઉભા થયા અને બોલ્યા: "ભગવન્તે મારી નમ્ર વિનંતી સ્વીકારી આ મંગળ પ્રસંગે **દેવોના પ્રિય પ્રિયદર્શી**ની પદ્દિ ગ્રહણ કરી તેથી હું ભગવંતનો અત્યંત ઉપકારી છું.

હવે એક છેવટની વિજ્ઞપ્તિ છે. ઈંદ્રની રાજધાની અમરાવતીને પણ પાછળ પાડી દે એવી ભગવંતની રાજધાની પાટલીપુત્ર નગરી છે, દેવલોક સમાન મગધદેશ છે અને યોગ્યતામાં ઈંદ્રથી પણ ચડી જાય તેવો ચક્રવર્તી સમ્રાટ્ અમને પ્રાપ્ત થએલ છે. મગધદેશ, પાટલીપુત્ર અને ચક્રવર્તી અશોક આ ત્રણને જોતાં દેવલોક, અમરાવતી અને ઈંદ્રનું સ્મરણ થયા વિના નથી રહેતું. પરંતુ અપરાધી લોકોને શિક્ષા કરવા સારૂ દેવલોકમાં દેવોએ જેવી નરકની સ્વતંત્ર યોજના રાખેલી છે, તે પ્રમાણે પાટલીપુત્રમાં હજુ નરકની જુદી યોજના કરવામાં આવી નથી એટલી ખામી છે. માટે તેટલી ખામી પુરાવી જોઇએ, કે જેથી દુરાચારી અને પાપી લોકો બીતા રહે અને અત્યાચાર મુદ્દલ થવા જ ન પામે. અહીં નરકની સ્થાપના કરવામાં આવશે તો નરકની ઘોર યાતના અપરાધી એટલે દુરાચારી લોકોની આંખ આગળ સતત જાગૃત રહેશે; અને તેને લીધે માણસોનાં મન દુરાચરણથી પરાવૃત્ત થશે. નરકની સ્થાપના કરવી એટલે સદાચરણ શિખવનારી સખત પાઠશાળા-જ સ્થાપવી! એટલા માટે આજના સમારંભને પૂર્ણતા આપવા સારૂ અહીં નરકની સ્થાપના કરવાનો હુકમ કરવા ભગવંતને મારી નમ્ર વિનંતી છે."

મથુરાના રાજાની આ ચમત્કારિક વિનંતી સાંભળી અશોકને પ્રથમ તો આશ્ચર્ય લાગ્યું. કેટલાક રાજાઓ તો મથુરાના રાજાની આ નવી કલ્પના માટે તેની સ્તુતિ કરવા લાગ્યા. પ્રધાનજી આ નવી કલ્પના કેવી છે તે વિશે વિચાર કરવામાં મગ્ન થયા હતા એટલામાં જ આ નવી કલ્પના વિરુદ્ધ કોઇએ વાંધો ઉઠાવ્યો નહિ તેથી અને નરકની બીક ઘણા દુરાચારી લોકોને સુધારવાની શાળારૂપ થશે એમ અશોકને તાત્કાળિક લાગવાથી તેણે તે સ્વીકારી, અને નગરની દક્ષિણ દિશામાં નરકની સ્વતંત્ર સ્થાપના કરવાનો હુકમ કર્યો. મથુરાના રાજાને એ માટે જોઇતી મદદ આપવાની પ્રધાનજીને સૂચના પણ કરી. પ્રધાનજીએ મનમાં હજી કાંઇ પણ નિર્ણય કર્યો નહતો તેવામાં જ નરકની સ્થાપના કરવાનો હુકમ તેને સાંભળવો પડયો. એમાંથી કદાચ કાંઇક ફાયદો થશે, એવો સમાધાનકારક વિચાર કરી પ્રધાનજીએ પોતાના મનનું સમાધાન કર્યું. તરત જ દરબાર બરખાસ્ત થયો.

થોડાજ સમયમાં શાસ્ત્રોક્ત પદ્ધતિ પ્રમાણે નરકની સ્થાપના કરવામાં આવી. પણ મૃત્યુલોકનું નરક મનુષ્યોએ જ બનાવેલું હોવાથી મનુષ્ય પ્રમાણે તેનો નાશ અવશ્ય થવાનો જ! તેના વિનાશકાળે તેની મજા જોવાની કેવીએ બહાર આવશે!

# પ્રકરણ ચૌદમું.

## અશોકની કાલ્પનિક પ્રણયિની.



મૌર્યસમ્રાટ્ અશોક પોતાના રાજમહેલની અગાશીમાં એકલો બેઠો છે. બાલ્યકાળ વ્યતીત થયો ત્યારથી તે કલિંગ દેશનું યુદ્ધ સમાપ્ત થયું ત્યાં સુધીમાં તેને એક પછી એક એમ અનેક શત્રુઓ સાથે વારંવાર લડાઇઓ લડવી પડી હતી. બાલ્યાવસ્થાની રમત ગમતોમાં તેનું મન હતું તેવામાં જ રાજા બિન્દુસારે તક્ષશિલા પ્રાંતમાં જાગેલો બળવો શાંત કરવા તેને મોકલ્યો હતો. તક્ષશિલા પ્રાંતમાંના તમામ બળવાખોરોને વિખેરી નાખવાનું કામ બાળયુવરાજ અશોકે એટલા તો શૌર્યથી બજાવ્યું હતું અને તક્ષશિલાની રૈયતને એટલી જલદી બંડખોરોના ત્રાસમાંથી મુક્ત કરી કે એ બાલવીરનો જયજયકાર એ જ અવસ્થામાં થયો ! રાજા બિન્દુસારને પોતાના પુત્ર માટે અભિમાન આવ્યું ! તેણે તુર્ત જ અશોકની પ્રશંસા કરીને તેને ઉજ્જનનો સુબેદાર નીમ્યો. ઉજ્જનમાં પોતાના શૌર્યનો પ્રભાવ દેખાડવાના અનેક પ્રસંગો અશોકને મળ્યા હતા. એવામાં રાજા બિન્દુસાર મરણ પામ્યો અને અશોકે મગધદેશનું રાજ્યસૂત્ર પોતાના હસ્તગત કર્યું. જેણે બાલ્યાવસ્થામાંથી જ સમરભૂમિ પર લઢવાનું શિક્ષણ લીધું હોય તે તરૂણાવસ્થામાં યુદ્ધકલાનિપુણ હોય એમાં નવાઇ શું ?

મગધદેશના ઐશ્વર્યશાલી સિંહાસન પર આરૂઢ થયા પછી વિષયસુખના મોહથી પોતાના રાજમહેલમાં વિલાસમાં દિવસ ન કાઢતાં રાજા અશોકે પહેલાની પેઠે જ નિર્જન વનમાં, પર્વતોની ખીણોમાં, કે નદીઓનાં ભાઠાંમાં પોતાના શત્રુઓ સાથે લડવામાં દિવસ કાઢવા માંડયા હતા. યુવરાજ હતો ત્યારે પણ તે લડતો હતો, ને રાજા થયા પછી પણ તેણે રણભૂમિનો ત્યાગ કર્યો નહતો. પણ આ બે પરિસ્થિતિનાં યુદ્ધોમાં તેના ઉદ્દેશનું કેટલું ભિન્નત્વ હતું ? રાજ્ય ચિરસ્થાયી થઇ તે દિવસે દિવસ અધિક પ્રબળ થાય, એ તેના પિતાનો ઉદ્દેશ પૂર્ણ કરવા સારૂ રણભૂમિમાં ઘુમતો યુવરાજ રાજા થયા પછી કોઇ જુદા જ ઉદ્દેશથી લડવા લાગ્યો.

બૌદ્ધધર્મનો પ્રચાર કરવો, આખા ભારતવર્ષમાં બૌદ્ધધર્મને રાષ્ટ્રીય સ્વરૂપ આપવું અને તેને પોતાની તલવારની તેમ જ પ્રબળ સૈન્યની

મદદ આપવી, એવો ગુરૂમંત્ર **સંપુષ્ટાચાર્ય** અને રાજમાતા **બુદ્ધિમતીએ** **અશોક**ના કાનમાં મૂક્યો હતો. **અશોક**ની **બૌદ્ધધર્મ**માં અંધશ્રદ્ધા હોવાથી તેને એમાંના ભેદનો ભરમ તુરત તો સમજાયો નહિ. **આર્યાવર્ત**ના નાના મોટા સર્વ રાજાઓ સાથે લડાઇઓ કરી તેમની પાસે **બૌદ્ધધર્મ** સ્વીકારાવ્યો; અને **ભરતખંડ**માં **બૌદ્ધધર્મ**નો જુલ્મી સિક્કો માર્યા પછી, છેવટે **કલિંગ** દેશના યુદ્ધની સમાપ્તિ વખતેજ રાજા **અશોક**ની આંખ ઉઘડી. ગુરૂમંત્રનું રહસ્ય હવે તેને સમજાયું. પણ પ્રબળ **કલિંગ** દેશને **બૌદ્ધધર્મ**ની દીક્ષા લેવી પડી તે તો લેવી જ પડી.

કલિંગ દેશના યુદ્ધની સમાપ્તિ વેળાએ રાજા **અશોકે** પ્રતિજ્ઞા કરી કે ધર્મપ્રચારાર્થે હવે તે કદિ પણ પોતાની સમશેર ઉપાડશે નહિ. અને ચક્રવર્તી પદ સ્વીકાર્યા પછી ધર્મપ્રચારાર્થે કોઇએ પણ તલવાર ઉંચકવી નહિ એવો હુકમ પોતાના માંડલિક રાજાઓ તેમ જ ભવિષ્યના **મગધાધિપતિ સમ્રાટ્**ને પણ ફરમાવ્યો. ધર્મપ્રચારાર્થે થતાં યુદ્ધો હવે બંધ થયાં. વ્યક્તિ માત્રના ધાર્મિક મતનો વિચાર ન કરતાં માત્ર રાજાઓના જ ધર્મ ઉપરથી ઠરાવવાનું હોય તો તે વખતે **ભરતખંડ**ના તમામ રાજાઓએ **બૌદ્ધધર્મ**નો સ્વીકાર કર્યો હતો. અર્થાત્ **બૌદ્ધધર્મ રાષ્ટ્રધર્મ** થયો હતો ! **બુદ્ધાનુયાયી** સજ્જનો, **અશોક**ની પ્રતિજ્ઞાને લીધે અને તેણે કરેલા આદેશને લીધે ધાર્મિક યુદ્ધ બંધ થયાં એમ કહેવા લાગ્યા. અને **બૌદ્ધધર્મ**ના આજ પર્યંતના ઇતિહાસથી જે અન્યધર્મીઓ માહિતગાર છે તેઓ ધર્મપ્રચારાર્થે થતાં યુદ્ધો બંધ થવાનું કારણ જુદું જ કહેવા લાગ્યા. અને તે એ કે, "ચક્રવર્તી રાજાના છત્ર નીચે આખો **ભરતખંડ** આવ્યો તેથી હવે યુદ્ધ કરીને દેશ કબજે કરવાનું કાંઇ કારણ જ રહ્યું નથી." આમાંનું ગમે તે કારણ ખરૂં હોય, પણ તેથી જ રણાંગણમાં ભટકતો **અશોક** પોતાની તલવાર મ્યાન કરી, પોતાના રાજ્યમહેલમાંનાં સુખનો અનુભવ કરવા લાગ્યો એ વાત ખરી છે. ટાઢ, તડકો ને વરસાદમાં ભટકવામાં સુખ માનનારા **અશોક**ને હવે મહેલમાંના વિલાસો ખરા સુખરૂપ લાગવા માંડયા !

અત્યાર સુધીનું તેનું આયુષ્ય લડાઇઓમાં વ્યતીત થયેલું હોવાથી લડાઇની ક્રૂરતાના યોગે તેના કોમળ મન ઉપર કઠોરતાનો જાડો પડદો છવાઇ ગયો હતો—તેના કોમળ મનોવિકાર ક્રૂરતાના જાડા પડદા નીચે ઢંકાઇ ગયા હતા. કોમળ પ્રેમને તે ધીમે ધીમે ભૂલવા લાગ્યો હતો. **કલિંગદેશ**ના ખુનખાર યુદ્ધમાં થયેલા અસંખ્ય મનુષ્યવધને લીધે **અશોક**ના મન પર જબરો

આઘાત થવાથી એ જાડો પડદો છિન્નભિન્ન થઇ ગયો. તેમ ન થયું હોત તો અશોકના મનને અને કોમળતાને કાયમને માટે વેર જ રહેત! પોતાનો ચક્રવર્તી પોતાના જ આચારવિચારનો, દયાળુ, અને પોતાના નામને દીપાવે, અહિંસાના તત્વને અતિ ઉચ્ચ પદે લઇ જાય તેવો હોવો જોઇએ એમ ભારતમાતાને લાગ્યું; અને પોતાના લાખો મનુષ્યોનો ભોગ તેની ચક્ષુ સમીપ અપાવીને ચક્રવર્તી અશોકને વખતસર સાવધ કર્યો. જ્યારે ચક્રવર્તી પદ પ્રાપ્ત કરીને અશોક સિંહાસનારૂઢ થયો, ત્યારે એક ચક્રવર્તી રાજામાં જે જે ગુણો જોઇએ તે તે તમામ તેનામાં દૃષ્ટિગોચર થવા લાગ્યા. અશોકના મનની અને કોમળતાની ગાંઠ ફરીથી બંધાઇ. ક્રૂરતાનો જે જાડો પડદો તેમની વચ્ચે પડેલો હતો તે છિન્નભિન્ન થઇને ઉડી ગયા પછી તેની પાછળ રહેલી કોમળતાની ભાવના ભારતીય તેજથી ચમકવા લાગી. "અહિંસા પરમોધર્મ" એ સૂત્રનો ચોમેર જયધ્વનિ થઇ રહ્યો.

દેવપ્રિય પ્રિયદર્શી અશોકના સ્વભાવમાં આ પ્રમાણે પરિવર્તન-થયેલું હોવાથી અગાશીમાં એકાંતમાં શાંતિથી બેઠાં બેઠાં તેના મનમાં આવા કોમળ વિચારો ઉદ્ભવે એમાં આશ્ચર્ય જેવું ન હતું. અશોક બેઠો હતો તેથી થોડે જ દૂર મયૂર–મયૂરીનું એક પ્રેમાળ જોડું આનંદક્રિડા કરી રહ્યું હતું. અશોક તેના ભણી એકી ટશે જોઇ રહ્યો હતો. તેમનો એ દાંપત્યવિનોદ નિહાળી અશોક આશ્ચર્ય પામ્યો. મયૂરે પોતાની વ્હાલી મયૂરીને એક વખત ચાંચવડે કોમળ પ્રહાર કર્યો. મયૂરી પોતાને તેથી બહુ ગુસ્સો ચડયો હોય એવો દેખાવ કરી, પોતાના પતિ તરફ દુર્લક્ષ્ય કરી કૂદતી કૂદતી દૂર નાસવા લાગી. મયૂર તેની પાછળ પાછળ ખેંચાતો ખેંચાતો જવા લાગ્યો. મયૂરી આગળ ન જતાં અટકી અને મયૂર પ્રત્યે દૃષ્ટિ ફેંકી. હવે તે પૂર્ણ રીતે પોતાનામાં અનુરક્ત થઇ છે એમ માની મયૂરે ફરીને અધીરતાથી મયૂરીને ચન્ચુપ્રહાર કર્યો. વળી મયૂરી રીસાઇ. આ પ્રમાણે કેટલીકવાર સુધી ચાલ્યાં કર્યું. અશોક આ પ્રણયલીલા જોઈ રહ્યો હતો. ધીમે ધીમે મયૂરીની રીસ ઉતરી ને તેમનો પ્રેમકલહ પૂર્ણ થયો. મયૂર ચન્ચુપ્રહાર કરતો હોવા છતાં પણ મયૂરી ત્યાંથી જરા પણ આઘી ખસતી ન હતી. કારણ કે આ ચન્ચુપ્રહારમાં પ્રેમ ઉત્પન્ન કરવાની શક્તિ હતી એ તે સમજતી હતી. પહેલાં મયૂરના ચન્ચુપ્રહાર શાંતિથી સહન કરનારી મયૂરી પણ હવે પ્રેમોન્મત્ત થઇને પોતાના પ્રિય મયૂરને ચન્ચુપ્રહાર કરવા લાગી. આ બધું આંખનું મટકું સરખું પણ માર્યા વગર અશોક

જોઇ રહ્યો હતો. તેઓ હવે તન્મયતા અનુભવતાં હતાં. મયૂર અને મયૂરી પોતાની ચન્ચુઓ અડકાડી રહ્યાં હતાં—પ્રેમના મસ્ત બન્યાં હતાં—ચુમ્બનનું સુખ ભોગવી રહ્યાં હતાં. આ મધુર ચુમ્બનથી આનંદિત થયેલો મયૂર હવે પ્રેમઘેલો થઇ નૃત્ય કરવા લાગ્યો. તેનાં ચક્ષુમાંથી પ્રેમાશ્રુ ટપકવા લાગ્યાં હતાં, ને મયૂરી તે ઝીલી રહી હતી. આ જોઇ અશોકના આશ્ચર્યની સીમા રહી નહિ. તેણે અનેક દેશો જોયા હતા, જે જોઇને અન્ય લોકો તો દિંગ જ થઇ જાય એવા અનેક દેખાવો, તેમ જ પગે ચાલીને મુસાફરી કરનાર પથિકે પણ ન જાણ્યા કે ન જોયા હોય એવા વનલીલાના દેખાવો પણ તેણે જોયા હતા. પણ, આજનો આ પ્રેમપ્રસંગ જોઇ તે જેટલો આશ્ચર્યચકિત થયો તેટલો કદિ પણ થયો ન હતો. આજના જેવું તેનું મન કદિ પણ કોમળ થયું ન હતું. બચપણ પછી, વીરત્વની લાગણીઓથી ઉભરાઇ જતું તેનું હૃદય આજના જેવું કોમળ ચિત્ર કાઢવા કદિ તૈયાર પણ થયું ન હતું.

"મયૂર!" અશોકના આનંદાશ્ચર્યને વાચા ફુટી: "ખરેખર, તું ભાગ્યશાળી છે! તારી પ્રિયા સાથે તું જે અલૌકિક પ્રેમસુખ ભોગવી રહ્યો છે તે જોવાથી જ મને જ્યારે આટલો બધો આનંદ થાય છે ત્યારે તે સુખ પ્રત્યક્ષ અનુભવનારને કેટલો બધો આનંદ થતો હશે! ખરેખર, તું અત્યંત સુખી છે! ધનસંચય કરનારા, સત્તાના લોભી અને અધિકારયુક્ત દરજ્જો ભોગવવામાં આનંદ માનનારા કરતાં તારૂં આ સુખ ચડી જાય તેવું છે. તારા આ સુખ આગળ તેમનાં તે સુખ ફીક્કાં અને નિસ્તેજ ભાસશે!"

હજુ પણ મયૂર—મયૂરીના ચાલી રહેલા નૃત્ય તરફ દૃષ્ટિ ફેંકતો તે વળી બોલ્યો: "મયૂર, જગતના અંત સુધી આ પ્રમાણે નૃત્ય કર! તારા સર્વ મિત્રોને તેમજ અન્ય સર્વ પક્ષીવર્ગને તારા જેવો પ્રેમ કરતાં શીખવ. પરંતુ તે પણ તારી પેઠે જ પ્રેમસંબંધમાં પ્રવીણ હોય તો તું અમો માનવીઓને—સંસારમાં રગદોળાયલાં મનુષ્યોને પ્રેમશિક્ષણ આપ! તારી પાસેથી નિર્મળ પ્રેમના પાઠ જે કોઇ મનુષ્ય શિખશે તેને સંસારથી બીવાનું કશું કારણ નહિ રહે."

આ પછી એક પણ શબ્દ તેનાથી બોલાયો નહિ. પરંતુ, તેની વિચાર-સરણિ અસ્ખલિત ચાલુ હતી. રાજા અશોક તરૂણ હતો, છતાં પણ આજના જેવા વિચારો કદિ તેના મનમાં ઉદ્‌ભવ્યા જ નહતા. શત્રુ ઉપર એકદમ છાપો કેવી રીતે મારવો ને તેને કેવી રીતે પાછો હઠાવવો વગેરે યુદ્ધવિષયક

વિચારોમાં અને લઢાઇ લડવામાં જ તેનું તારૂણ્ય વ્યતીત થયેલું હતું. પણ હવે તે યુદ્ધો બંધ થયાં હતાં. યુદ્ધ સંબંધના વિચાર પણ અશોકે પોતાના મનમાંથી હવે કાઢી નાખ્યા હતા. તે હવે વનવગડામાં ભમતો અશોક ન હતો પણ પાટલીપુત્ર જેવી વૈભવશાળી નગરીમાં સર્વથી અગ્રભાગે શોભતો ચક્રવર્તી મહારાજા હતો. રણભૂમિને અનુરૂપ કઠોર વિચારોનો તેણે સદંતર ત્યાગ કર્યો હતો. પ્રાણીમાત્ર પ્રત્યે પ્રેમભાવ રાખવો એ જ તેના જીવનનો મુદ્રાલેખ થયો હતો. તેનું મન આવું કોમળ થયું હતું તેથી જ તેના તારૂણ્યે તેની મનઃસ્થિતિને શોભે એવો પાઠ આજ શીખવ્યો હતો.

રણવગડામાં ફરતાં હરણ–હરિણીનાં અનેક પ્રેમવિહાર કરતાં જોડાંને તેણે હજારો વખત જોયાં હશે, હાથી અને હાથિણીઓની જળક્રિડા તેણે અવલોકી હશે; એટલું જ નહિ પણ આ મયૂર અને મયૂરીની પેઠે અનેક જોડાંઓને પ્રેમલીલા કરતાં તેણે જોયાં હશે, પણ આજ સુધી તેમાં કશી વિશેષતા તેને લાગી નહતી. મયૂર–મયૂરીની પ્રણયલીલામાં તલ્લીન થયેલા અશોકના મનમાં વળી પાછા વિચારો ઉદ્દભવવા લાગ્યા:

“ આ મયૂર–મયૂરીના જેવો પ્રેમ મનુષ્યજાતિમાં હશે કે નહિ ? આ મયૂરના મનમાં પોતાની સહચરી વિશે અત્યંત કોમળ લાગણીઓ જેવી રમી રહી છે તેવી જ લાગણી પોતાની પત્ની વિશે પુરુષના મનમાં થતી હશે ?” અશોકની વિચારસાંકળમાં આ નવી કડી જોડાઇ. તેનું મન પશુપક્ષીના પ્રેમ ઉપરથી મનુષ્યના પ્રેમ તરફ વળ્યું. મનુષ્યો પશુ પક્ષીના કરતાં કેટલાં શ્રેષ્ઠ ! મનુષ્યને જ્ઞાનની દિવ્ય દૃષ્ટિની પ્રાપ્તિ થયેલી છે ! પ્રાણી માત્રમાં મનુષ્ય જાતિ સુધારાના શિખરરૂપ હોવાથી આ મોરના કરતાં મનુષ્યજાતિનો પ્રેમ કેવો ઉચ્ચ પ્રતિનો હશે, એવો અશોકને વિચાર થયો. લગભગ સર્વ મનુષ્યો પત્નીસુખનો સ્વાદ ચાખે છે, અને પોતે જ અત્યાર સુધી તે સંબંધી છેક જ અજ્ઞાત રહ્યો, એમ અશોકને લાગ્યું. આ બાબતમાં તો પોતે સૌની પાછળ જ પડી ગયો છે એવું તેના મનમાં લાગી આવ્યું. પણ આ મોરને જેવી પ્રેમસંપન્ન મયૂરી મળી છે તેવી દરેક મોરને મળતી હશે વારૂ ? **मुण्डे मुण्डे मतिर्भिन्न** ॥ મનુષ્ય પ્રાણીમાં વ્યક્તિ તેટલી કૃતિ હોવાથી દરેક પુરુષને પોતાના સ્વભાવને અનુકૂળ એવી જ પત્ની મળતી હશે ? એમ હોય તો સંસાર દુઃખમય છે એમ સૌ કેમ કહે છે ? માટે આ મયૂર–મયૂરી જેવાં જોડાં તો સંસારમાં વિરલ જ હશે, એમ અશોકે ક્ષણવાર ધાર્યું. ગમે તેમ પણ પોતે આ બાબતમાં સર્વ જગતની પાછળ જ છે, એમ તેણે માન્યું. વળી વિચારો આવ્યા:

"હુ ભારતવર્ષ જેવા મોટા દેશનો ચક્રવર્તી ! અનર્ગળ ઐશ્વર્ય અને વૈભવ મારા ચરણો તળે ચગદાય છે ! આવા વિસ્તિર્ણ દેશમાંની સર્વ માનવપ્રજા કરતાં હું મહદ્દપદ પામેલો છું. છતાં પણ નિરસ જીવનમાં રસસિંચન કરી, તેને રસમય બનાવી સંસારને મોહક સ્વરૂપ આપનારી વસ્તુ, કે જેને કંગાલ ઝુંપડીમાં વસતા ગરીબ લોકો અને પશુ પક્ષીઓ સુદ્ધાં જાણે છે તે અદ્યાપિ પર્યંત મારા જાણવામાં ન આવે, એ કેવી નવાઇ ! પ્રાણીમાત્ર પ્રણયને વશ હોવા છતાં તે વાત મારી જાણ બહાર જ કેમ રહી ? કોઈ પણ પ્રણયિનીએ આજ પર્યંત મારા હૃદયમાં પોતાનો પ્રણયરસ રેડી મારામાં નવજીવન કેમ રેડયું નહિ ?" અશોકના અંતરમાં આવા વિચારોની પરંપરા વધતી જતી હતી. સાગરમાં જેમ વાવંટોળથી અનેક તરંગો ઉછળવા માંડે તેમ સમ્રાટ્ અશોકના હૃદયસાગરમાં પણ વિચારતરંગો ઉછળવા લાગ્યા ! પોતાના પર પ્રણયનો અમૃત વર્ષાવ કરનારી પ્રણયિની જગત્માં કયાંય પણ ઉત્પન્ન થઇ હશે કે કેમ એવો તે પોતાના મનને પ્રશ્ન કરતો હતો. તે જ અવસરે કલિંગરાજની રાજકન્યા શોભના જીતેન્દ્રનું નામ ધારણ કરીને અશોકના મહેલ નીચે ઉભી હતી. મથુરામાંથી અશોકના માણસો તેને પકડીને લાવેલા હોવાથી તેને પકડી લાવ્યાની વરદી સમ્રાટ્ને આપવા માટે શોભના સાથેના સૈનિક પ્રયત્ન કરેતા હતા. તે વખતે અશોક, "મારે માટે કોઇ પ્રેમની પૂતળી, સદ્દગુણની ખાણ, કેવળ પ્રણયિની નિર્માણ થઇ હશે ?" એવા વિચારની તન્દ્રામાં હતો. આવી એકાન્ત અગાશીમાં શું તે પોતાની પ્રણયિનીને જોઇ શકનાર હતો ? ના. પણ, તે ચક્રવર્તી હતો, પુણ્યશાળી હતો. તેને આ એકાન્ત અગાશીમાં પણ અનેક પ્રણયિનીઓ આવીને મળત ! ત્યારે નીચે ઉભેલી અશોકની પ્રણયિની—શોભના તો આજે કેદ થઇને તેના જ પંઝામાં સપડાયેલી ! કલિંગ દેશના યુવરાજ જીતેન્દ્રને પકડી લાવ્યાની ખબર મોહને આવીને આપી. તેના શબ્દ સાંભળતાં જ મયૂર—મયૂરીનું પ્રેમી જોડું અગાશીમાંથી ઉડી ગયું. પણ તેણે ચક્રવર્તીના મન પર કરેલી અસર તો કાયમ રહી. અશોકે જીતેન્દ્રને અગાશીમાં લાવવાનું મોહનને કહ્યું; અને તે પોતાની કાલ્પનિક પ્રણયિનીનું ચિત્ર ફરી ચીતરવા મંડયો.

આ કળાથી તે તદ્દન અજ્ઞાત હોવાથી તેને પોતાની કાલ્પનિક પ્રણયિનીનું કાલ્પનિક ચિત્ર તૈયાર કરતાં બહુ મહેનત પડી. આખરે તેની કલ્પનાએ એક શોભનાનું ચિત્ર તૈયાર કર્યું. હવે તે કાલ્પનિક સુન્દરીનો

પ્હેરવેશ કેવો હોવો જોઇએ, અને આભૂષણો કેવાં જોઇએ, એ સંબંધી તે વિચાર કરતો હતો. એટલામાં જ તેની કલ્પનામાંની પ્રણયિનીના જેવી જ મૂર્તિસ્વરૂપે પુરુષવેશ ધારણ કરેલી એક સુન્દરી તેની સામે આવીને ઉભી રહી. કલ્પનામાંની મુખમુદ્રા ને આ યુવરાજની મુખમુદ્રા એક સરખાં-જ આવતાં જોઇ **અશોક**ને અતિશય આશ્ચર્ય લાગ્યું. પોતાની કાલ્પનિક સુન્દરીને સ્ત્રીવેશ ધારણ કરાવ્યો હોત તો પોતાની સામે ઉભેલી આ વ્યક્તિ કદાચ સ્ત્રીવેશમાં જ પોતાને દેખાઇ હોત, એવી તેના મનમાં કલ્પના થઇ. અને એમ થયું હોત તો ઘણું જ ઉત્તમ થાત એટલો ભાસ ઉત્પન્ન કરીને તે કલ્પના ઉડી ગઇ. ગમે તેમ પણ પોતાને પ્રણયિનીની પ્રાપ્તિનો વિચાર કરતી વખતેજ તેનેજ મળતા સ્વરૂપની બીજી એક વ્યક્તિનો મેળાપ અણધાર્યો જ થયો એ પણ એક શુભ શુકન જ છે એમ **અશોક**ને લાગ્યું.

---

## પ્રકરણ પંદરમું.

### સાચી પ્રણયિની-જીતેન્દ્રના વેશમાં.




શોકને શોભના આજ પ્રથમ જ જોતી હતી. **અશોક**ની ક્રૂરતા વિષેની વિવિધ વાતો સાંભળવાથી તે દેખાવે ક્રૂર, પોતાનાં કૃત્યોના જેવોજ જંગલી સ્વભાવનો, ને તેવોજ ઉગ્ર કાળમૂર્તિ જેવો હશે એવી તેની કલ્પના હતી. પણ **અશોક**ને પ્રત્યક્ષ જોતાં જ તેની તે કલ્પના બિલકુલ નષ્ટ થઇ. **અશોક**ની ભવ્ય, શાન્ત, તેજોમય અને દયાળુ મુખમુદ્રા પ્રત્યક્ષ જોતાં તેને ઘણી નવાઇ લાગી. જો કે **અશોક** પ્રત્યેની તેની મૂળની માન્યતા તદ્દન જડમૂળમાંથી ગઇ નહતી, તેનું મન સંપૂર્ણ સંતોષ પામ્યું નહતું; કેમકે મહા રણ-યુદ્ધ માંડી તેના હાથે કે નિમિત્તે વપરાયલી અપાર નિર્દયતા તેની દૃષ્ટિ આગળ તરવરતી હતી. તે નિર્દયતાભર્યાં અઘોર કૃત્ય અને તેમાં વિરોધ દાખવનારો તેનો પ્રસન્ન અને શાન્ત ચહેરો, એ એક સમયાવચ્છેદ-ને લીધે જ્ઞાનચક્ષુનું કામ ચર્મચક્ષુને સોંપીને જોતાં રાજા **અશોક** એટલે વિષથી ભરેલો સ્વચ્છ સુવર્ણકલશ જ છે એવું તેને લાગ્યું ! હમણાં **અશોક**-

ના સ્વભાવમાં થયેલા પરિવર્તનથી તે અજ્ઞાત હતી; તેથી અશોકના દોષ જ જોવા શીખેલી કલિંગરાજની રાજકન્યા તેને જોતાંજ આશ્ચર્યચકિત થાય તેમાં કાંઈ નવાઇ પણ નથી.

આ સુવર્ણકલશ છે, પણ વિષથી ભરેલો છે માટે તેના રૂપને જોઇ અંદર ભરેલા વિષને ભૂલવું ન જોઇએ, એવો શોભનાએ મનમાં નિશ્ચય કર્યો. પોતે ઘણીવારથી આવીને અશોકની આગળ ઉભી રહી છે, છતાં માનહાનિ કરનારી કઠોર ભાષાથી પોતાને તુરંગમાં મોકલી દેવાની કશી આજ્ઞા નોકરને અશોક કરતો નથી; ઉલટું સ્નેહાળ દૃષ્ટિથી તેના સામું જોઇ રહ્યો છે, તેથી શોભનાને વધારે આશ્ચર્ય થયું. જ્યારે અશોક કાંઇ જ બોલ્યો નહિ ત્યારે શિષ્ટાચાર પ્રમાણે પોતે જ બે વેણ બોલવાં એમ સમજી વેષધારી જીતેન્દ્રે કહ્યું: “ ચક્રવર્તીનો જય થાઓ. ”

“ સ્વર્ગીય મધુર કંઠવાળા યુવરાજ ! હું તારૂં સ્વાગત કરૂં છું. ” એટલું બોલી રાજા અશોક પોતાના આસનપરથી નીચે ઉતર્યો. અને વેષધારી જીતેંદ્ર (શોભના)ની પાસે આવી તેનો હાથ ઝાલી પોતાના આસન કને બેસાડત એટલામાં તો તે વિદ્યુત્લતાની પેઠે ચમકીને ક્ષણવારમાં ઉભી હતી ત્યાંથી ચાર ડગલાં પાછી હઠીને શોભના ઉભી રહી.

અશોકના આ અતિ લાગણી અને માયાભર્યાં શબ્દ સાંભળી શોભના વધારે અચંબો પામી. “ અશોક પોતાનું ખરૂં સ્વરૂપ ઓળખી તો ગયો નહિ હોય ! ” એવો તેના મનમાં એકદમ સંશય આવ્યો. પણ તરતજ તેણે તે સંશય કાઢી નાખ્યો. તેને પોતાના છુપા વેશ ઉપર મોટી આસ્થા હતી. જે વેશે પંદર દિવસ સુધી ચોકી પહેરો રાખનાર અશોકના માણસોની આંખમાં ધૂળ નાખી હતી, જે વેશથી ગંગારામ જેવો હમેશનો પરિચયી ને ખરી સ્થિતિ જાણનાર પણ એક બે વખત ભૂલાવામાં પડયો હતો, તેજ વેશ યોગ્ય સમયે જ પોતાને નહિ જ ફસાવે, એવી તેને ખાત્રી હતી. તેથી અશોકનું વિનયભર્યું કોમળ ભાષણ સાંભળીને તેને ઘણું આશ્ચર્ય લાગ્યું હતું. અશોક પોતાની પ્રત્યે આવી મમતાથી વર્તશે એવું તેને સ્વપ્નમાં પણ ભાસ્યું નહોતું. પાટલીપુત્ર જતાંની સાથે જ ગલીચ બંદીખાનામાં—પોતાનો છૂટકારો થતાં સુધી—ગોંધાઇ રહેવું પડશે, એમ તેને લાગ્યું હતું. પરંતુ આ અચાનક પ્રસંગને લીધે અશોકના વિનયયુકત સ્વાગતને શો જવાબ આપવો તેજ તેને સુઝતું નહોતું.

અશોક તેને આસન ઉપર બેસારવા માટે તેનો હાથ પકડવા ગયો એટલે તે એકદમ ગભરાઇ, અને સ્ત્રીઓની નૈસર્ગિક ચપલતા તથા લજ્જાથી ચાર ડગલાં આઘી ખસીને ઉભી રહી. બનતાં સુધી અશોકનો સ્પર્શ પોતાના શરીરને થવા ન દેવો, એવો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો. પરંતુ અશોક પોતાની જ પાસે પોતાના આસન ઉપર જ-બેસવાનો જો વિશેષ આગ્રહ કરે તો કેમ કરવું એ તેને સૂઝતું નહોતું. 'એવો પ્રસંગ જ આવવા ન દેવો' એમ તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો. પરંતુ તેવો પ્રસંગ આવે જ તો કેમ કરવું તેનો નિશ્ચય માત્ર તેનાથી થઇ શકતો નહોતો.

પોતે સ્વાગત કરવા ખાસ આગળ જાય છે ત્યારે યુવરાજ જીતેન્દ્ર પાછો પાછો હઠે છે, એ જોઇ અશોકે કહ્યું:

"અહો! કલિંગ દેશના રાજકુમાર આટલા બધા નાજુક અને ચપળ હોય છે! મને અગાઉથી જ આવી ખબર હતે તો તેને હસ્તગત કરવા સારૂ તેવા જ કોઇ નાજુક માર્ગનું જ હું અવલંબન કરત! રાજકુમાર, ગભરાઇને આમ દૂર ન્હાસ નહિ. મારા માણુસોએ માર્ગમાં તારૂં અપમાન તો નથી કર્યું ને? તારૂં માનપાન સચવાય એવી રીતે તેઓ તારી સાથે વર્ત્યા છે ને?"

"મહારાજ!" શોભના બોલી: "મારૂં સ્વાગત કરીને તથા મારી કુશળતા વાંચ્છીને આપ આપના મનની જે ઉદારતા અને પ્રભુતા દાખવો છો તે બદલ હું આપનો અતિ આભારી છું. કલિંગ દેશના રાજકુમાર સાથે કેવી રીતે વર્તવું એ આપના સૈનિકો ઉત્તમ રીતે જાણે જ છે."

"જીતેન્દ્ર! તારા કર્ણપ્રિય મધુર શબ્દ સાંભળી, કોઇ ગાંધર્વના શાપભ્રષ્ટ યુવકને જીતેન્દ્ર સમજીને મારા માણુસોએ તને પકડી આણ્યો છે કે શું, એવો મને થોડીવાર તો સંશય થયો! કારણ, તારા કંઠમાં તેવી જ માધુરી છે. તું અહિં આવ્યા પછી તારાં મનોહર નેત્રો ને તેમાંથી થતી અમૃતની વૃષ્ટિની શીતલતાને લીધે જાણે પળવાર હું ચંદ્રનાં સુરુચિર કિરણોમાં જ ન્હાતો ન હોઉં એવો મને ભાસ થયો છે. અને જોઉં છું તો સામે જ કલંકિત ચંદ્રનો ગર્વ ઉતારી પાડનારૂં આ તારૂં નિર્મળ મુખ પ્રકાશી રહ્યું છે! કુમાર! વિનાકારણુ તારી સુકોમળ કાયાને કરમાવ નહિ ને આ આસન પર બેસીને તારો શ્રમ ઉતાર." શોભના અશોકના આ વર્તનથી હજુ આશ્ચર્યથી સ્તબ્ધ જ ઉભી હતી. ડોક ઉંચી છતાં તેની

દૃષ્ટિ નીચી હતી. " ચક્રવર્તી અશોક જ મારૂં આ સ્વાગત કરે છે ! તે જ મારા પ્રત્યે આટલો વિનય દાખવી રહ્યા છે !" એવા વિચારનો એક તરંગ શોભનાના મુખમાંથી નીકળી ગયો.

" મનોહર યુવરાજ ! તારૂં સ્વાગત કરનારો હું ચક્રવર્તી અશોક પોતેજ છું. શંકા કરવાનું કે આશ્ચર્ય પામવાનું કાંઇ પ્રયોજન નથી. એક વખતના શત્રુના પુત્રનું પણ અશોક કેવી સ્નેહાળ અને માયાળુ લાગણીથી સ્વાગત કરે છે તેની પ્રતીતનો આ પ્રસંગ છે. કુમાર ! કલિંગ દેશના યુદ્ધ પછી શત્રુપણાની વિકારી લાગણી મારા હૃદયમાંથી સમૂળગી નાશ પામી છે. જીતેન્દ્ર ! કોઇ પણ જાતનો સંશય કે સંકોચ રાખ્યા સિવાય અશોકના સ્વાગતનો સત્કાર કર. "

અશોક જેવો મહાન્ ચક્રવર્તી રાજા જાતે આ પ્રમાણે સ્વાગત કરે છે ને પોતાનું આસન બેસવા દે છે, તેનો સ્વીકાર ન કરવો એટલે જાણી જોઇને જ પોતાનું સત્ય સ્વરૂપ જાહેર કરવું, અને પોતાના તથા પોતાના ભાઇના પગ ઉપર કુહાડો મારવા જેવું છે એમ શોભનાને લાગ્યું. અશોક વિશેનો તેનો ખરાબ વિચાર ધીમે ધીમે ઓછો થઇ તેને બદલે આદર થવા લાગ્યો. પરંતુ એકદમ અશોકની પાસે જઇને બેસતાં તેનું મન અચકાતું હતું.

શોભનાના અંતરના આ વિચારોને ન કળનાર અશોકે કહ્યું: " કુમાર ! વિચાર શું કરે છે ? ઉભા રહી રહીને તારા કોમળ ચરણ દુઃખતા હશે. આ આસનનો સ્વીકાર કર. "

" મહારાજ ! " વેષધારી જીતેન્દ્રે કહ્યું: " આપના આસન પર આપની પાસે બેસવાને હું લાયક નથી. મહારાજની આજ્ઞાને માન આપી હું આપની સામે નીચે જ બેસું છું ! "

" જીતેન્દ્ર, તારા આ વિનયથી મને અતિ આનંદ થાય છે. પણ મારા આ સિંહાસન પર તારે બેસવું જ જોઇએ. " એમ કહી અશોકે શોભનાનો ધ્રૂજતો હાથ ઝાલી તેને પોતાના આસન પર પોતાની પાસે જ બેસાડી. શોભનાના હાથનો સ્પર્શ કેટલો કોમળ હતો ! તે સ્પર્શમાં કેટલું આકર્ષણ હતું ! તેને પોતાની સાન્નિધ્યમાં બેસારવામાં કેટલું સુખ સમાયલું હતું ! અશોકને મયૂર–મયૂરીના પ્રેમકલહની એકદમ સ્મૃતિ થઇ. તેણે પોતાની કલ્પના વડે ચિત્રેલી પોતાની પ્રણયિની–શોભનાને સંભારીને શોભનાનો હાથ ન છોડતાં પુરૂષવેષધારી શોભના તરફ પ્રેમપૂર્ણ નજરે જોઇ રહ્યો. તેના

કપોલ પર લજ્જાને લીધે ઉત્પન્ન થયેલું ધર્મબિન્દુ સાચા મોતીની પેઠે ચમકતું જોયું ને આ રાજકુમારનો શ્વાસોચ્છ્વાસ નિયમ કરતાં વધારે ઉતાવળે ચાલતો હોય એવો તેને ભાસ થયો. તેણે ફરી સૂક્ષ્મ નજરે રાજપુત્ર તરફ જોયું. શોભના પોતાનો હાથ અશોકના હાથમાં રહેવા દઇ દિઙ્મુઢ જેવી હજી બેઠી જ હતી. તેને હવે કંઇક ભાન આવ્યું, અને અશોકના હાથમાંથી પોતાનો હાથ ધીમેથી ખેંચી લીધો.

અશોકે પૂછ્યું: "સુકુમાર રાજપુત્ર ! તું આટલો બધો ગભરાયલો કેમ જણાય છે ? આવી ટાઢના વખતે તારા કપાળ ઉપર પરસેવાનાં ટેબ કેમ વળ્યાં ? તારો શ્વાસોચ્છ્વાસ આટલો ઉતાવળો કેમ ચાલે છે ? તારૂં હૃદય ધડકતું કેમ જણાય છે ?"

પોતાની કૃત્રિમતાનો અશોકને સંશય તો નહિ આવ્યો હોય, એવા વિચારથી શોભનાએ પોતાની સ્થિતિના સમર્થનમાં થોડાક શબ્દો કહ્યા: "મહારાજ ! આપની પાસે બેસવાનો આ પહેલો જ પ્રસંગ હોવાથી આપે જણાવ્યા તે બધા ફેરફારો એકદમ મારા સ્વભાવ પ્રમાણે થયેલા આપે જોયા હશે."

"ખરેખર, એમજ." અશોકે જવાબ આપ્યો. પોતે અશોકના મનનો સંશય દૂર કરી શકી એમ ધારી શોભનાને શાંતિ વળી. શોભનાના પ્રત્યુત્તરથી સંતુષ્ટ થયેલો સરળ મનવાળો અશોક પુનઃ તેને સંબોધીને કહેવા લાગ્યો: "યુવરાજ ! તારો સ્પર્શ કેવો મૃદુ છે ! તારો હાથ જાણે પહોરના પહોર છોડું જ નહિ એમ થાય છે ! આ અગાસીમાં હું અનેક વખત બેઠો હઇશ; પરંતુ આજ તારા સાનિધ્યથી મને જે સુખ થાય છે તેનો અંશ પણ આ પહેલાં કદીએ પ્રાપ્ત થયો હોય એવું સાંભરતું નથી."

અશોકનું આ બોલવું અંતરનું છે કે છળકપટભર્યું છે તે શોભના સમજી શકી નહિ; અને તેથી પ્રત્યુત્તર આપવાની ભાંજગડમાં ન પડતાં તે સાંભળતી બેસી જ રહી. અશોકે આગળ ચલાવ્યું: "તારા શરીરનો સ્પર્શ કરીને જે વાયુ આવે છે તેમાં કેવો જાદુ છે ! એ વાયુ અચેતન પ્રાણીને પ્રાણવાયુની પેઠે ઉપયોગી થઈ તેને સજીવ કરશે; અને સજીવને અતિ આનંદ આપી નચાવશે !"

"ભગવંત, મારી વ્યર્થ સ્તુતિ ના કરશો. હું પણ આપનાજ જેવો પણ દરજ્જામાં આપનાથી ઉતરતો એવો મનુષ્ય છું." વેશધારી જીતેન્દ્રે વિનિતતા દર્શાવી.

"તું મનુષ્ય છે એ જ મોટું આશ્ચર્ય છે! તું ગાંધર્વ હોત તો તારા આવા મધુર શબ્દનાદથી કોઇને પણ આશ્ચર્ય લાગત નહિ! તું દેવ હોત તો તારા અત્યંત કોમળ સ્પર્શ માટે કોઇપણ તારી પ્રશંસા કરત નહિ. તું દેવલોકમાંનો પ્રાણી હોત તો શ્વાસોચ્છ્વાસવડે સર્વત્ર હવા સુગંધમય કરવા માટે તને કોઇએ જ મહત્વ આપ્યું નહોત. મૃત્યુલોકમાં જન્મ લઇને, મનુષ્ય પ્રાણી થઈને પણ તેં ચન્દ્રલોકની વિમલતા અને રુચિરતા તારા સૌન્દર્યમાં ઓતપ્રોત ભરી છે. સૂર્યલોકની પ્રસન્નતા તારા મુખમાં ધારણ કરી છે. ગંધર્વના રાજ્યમાંનો અત્યંત મોહક સ્વર તેં ગ્રહણ કર્યો છે, અને વીજળીની ચપળતા તારાં બન્ને નેત્રોમાં ભરીદીધી છે. આને લીધે જ મને આટલું બધું આશ્ચર્ય લાગે છે. આ મનુષ્યલોકમાં તો તારા સૌન્દર્યની બરોબરી કરી શકે તેવું સૌન્દર્ય માત્ર તારૂં જ છે. જે દિવસે તને પકડી લાવવાની મને સુબુદ્ધિ સુઝી તે દિવસને હું મારા જીવનમાંનો ઉત્તમ દિવસ માનું છું. તે જ દિવસે તારા જેવો નાજુક, મોહક અને સદ્‌ગુણી મિત્ર મને મેળવી આપ્યો! મિત્ર જીતેન્દ્ર! તું અહિં આવ્યો તે પહેલાં જ આબેહુબ તારા જેવી જ દેખાતી, તારા જેવી જ સૌંદર્યવતી ચિત્તાકર્ષક શોભના—"

"કોણ? શોભના!" વચમાં જ શોભનાએ આશ્ચર્યથી પૂછ્યું.

"હા; સર્વાંગસુંદર મનોરમા, કેવળ સ્નેહની મૂર્તિ એવી શોભના મારા જોવામાં આવેલી!"

"ક્યાં જોઇ?" અશોક હવે તો કપટથી જ બોલે છે, એવી ખાત્રી થતાં શોભના ગભરાઇને બોલી.

"અહિં. આ જ અગાસીમાં. મારી સમક્ષ મારી કલ્પનાવડે હું તેને જોઇ શક્યો હતો!"

"અંહ! એ તો એમની કલ્પનાનો ભ્રમ જણાય છે!" એમ મનમાં બોલી, અશોકના સરળ હૃદયની મજા જોતી શોભના છાની રહી.

"મેં તેને કલ્પનામાં ચીતરી હતી. અને તે કલ્પનાસુન્દરીને પહેરવેશ કેવો પહેરાવવો તેના વિચારમાં હું હતો તેવામાંજ તારી પ્રત્યક્ષ મૂર્તિ મારી સામે આવીને ઉભી રહી. મારી કાલ્પનિક શોભનાને તંતોતંત મળતી તારી મૂર્તિને જોતાં એ એક શુભ શુકન જ થયાં એવી મેં મનમાં ગાંઠ વાળી. પણ કલ્પના તે કલ્પના જ. તે ખરી થોડી જ થવાની છે! માટે મિત્ર, તું મારા ઉપર એક અનુગ્રહ કરે તો—"

શોભનાએ અશોકને વધારે બોલતો અટકાવી વચમાંજ કહ્યું: "મહારાજ! હું પામર આપના પર શો અનુગ્રહ કરી શકવાનો હતો? મહારાજની મને શી આજ્ઞા છે?"

"જીંદગીના અંત પર્યંત આપણું સખ્ય રહે એવી મારી ઇચ્છા છે! આ ઇચ્છા ફળીભૂત થાય તો મને સંસારસુખનું સર્વસ્વ મળ્યું એમ હું માનું." અશોક આટલું બોલી તેનો શો ઉત્તર મળે છે તે સાંભળવા ઉત્કંઠિત હૃદયથી શોભના સામું જોઇ રહ્યો.

શોભનાના આશ્ચર્યનો હવે અવધિજ થયો. પોતાને બંદિવાન કરીને ચક્રવર્તી અશોક ઉલટું પોતાની સાથે મિત્રતા માટે યાચના કરે, એ તે, સ્વપ્ને પણ તે ન ધારી શકે, પરંતુ અત્યારે જાગૃતાવસ્થામાં તે પ્રત્યક્ષ અનુભવે છે! અશોકના ભાષણમાં છળકપટ હોય એમ પણ તે માની શકી નહિ; કારણ, તે એક બાળકના જેટલી સરળતા અને સાધુતાભર્યું સ્પષ્ટ લાગતું હતુ. હવે તેને અશોકની નિખાલસતા પર શ્રદ્ધા બેઠી હતી. અશોકનો ભાવાર્થ સમજ્યા છતાં, તેને જુદે રસ્તે વાળવાના હેતુથી અને સમર્પક જવાબ આપવો ન પડે તે માટે તેણે જવાબ આપ્યો કે: "મહારાજ! પ્રતાપી મૌર્યવંશ સાથે મૈત્રી કરવામાં કલિંગદેશનો રાજવંશ પોતાનો ભાગ્યોદય જ સમજશે."

"જીતેન્દ્ર!" અશોકે શોભનાને વધારે બોલતી અટકાવી વચમાં જ કહ્યું: "મારા કહેવાનો ભાવાર્થ તું બરાબર સમજ્યો નથી. કલિંગદેશના રાજકુટુંબ સાથે મૈત્રી કરવાનો તો મેં ક્યારનોય નિશ્ચય કરેલો છે. હું અત્યારે દેશમૈત્રી સંબંધી વાત કરતો નથી, વ્યક્તિની મૈત્રી સંબંધી જ હું તને પુછું છું. તારા મોહક સાન્નિધ્યમાં આખું જીવન ગાળવાની મારી અભિલાષા છે. તેને તારી સમત્તિ મળશે? જીવન પર્યન્ત મારી સાથે મિત્રતાથી વર્તીને તારા સહવાસનું સુખ તું મને આપીશ?" અશોકનું સરલ ભાવ અને સાધુતાયુક્ત આ ભાષણ સાંભળીને તેનો ભાવાર્થ સમજી યથોચિત જવાબ ખરા જીતેન્દ્રે તરતજ આપ્યો હોત. પણ શોભના શો જવાબ આપે? જીંદગી પર્યંત અશોક સાથે જીવન ગાળવાનું તે એકદમ શી રીતે કબૂલ કરી શકે? તેમજ અશોક જેવો ચક્રવર્તી રાજા પોતાને જીતેન્દ્ર સમજીને જન્મ પર્યંત સહવાસસુખની માગણી કરે તેનો અનાદર પણ કેમ કરાય? અત્યાર સુધીના અશોક સાથેના સહવાસથી શોભનાના મન પર

કાંઇ જુદી જ અસર થઇ હતી. અશોક પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિથી જોનારી શોભના કેવળ થોડાજ વખતના પરિચયથી તેના પ્રત્યે સ્નેહાળ દૃષ્ટિથી જોવા લાગી. તેણે અશોકની માગણીનો ન કર્યો અનાદર, કે તેના વિનયાદિ ગુણો લક્ષમાં લેવા છતાં ન દીધું તેની માગણીને અનુમોદન. શોભનાના આ શૈથિલ્યથી અશોક કંઈક ખિન્ન થયો. તેણે યુવરાજને ફરીથી એજ પ્રશ્ન પૂછયો. એટલે શોભના બોલી: " ભગવંત, આપની મૈત્રી મેળવવાની તક કોણ ગુમાવે ? આપનો મારા પ્રત્યે આ અવર્ણનીય ઉપકાર થાય છે. પણ"—

" વળી પણ કેવું ? " અશોક વચમાંજ બોલી ઉઠયો.

" આપની સાથે જન્મપર્યંત રહેવું એ મહાભાગ્ય છે, પણ તે ભાગ્ય મારા ભાગમાં આવ્યું છે કે નહિ, મારામાં એટલી યોગ્યતા છે કે કેમ, એનો મારે વિચાર કરવો જોઇએ. "

" ઘણી ખુશીથી વિચાર કર. " ચક્રવર્તીએ આનંદથી કહ્યું: " ત્યાં સુધીમાં કુલિંગદેશના રાજ્ય સંબંધીનો પણ હું નિવેડો કરી નાખીશ. રાજપુત્ર, આ મહેલ તારો જ માનીને ખુલ્લા દીલથી રહે, અને તારા સહવાસ સુખથી મને ધન્ય કર. "

" શું ? મારે આપની સાથે આ મહાલયમાં જ રહેવું ? "

" હા; કેદ કરી મંગાવેલા કુલિંગદેશના યુવરાજને આવી જ કોમળ શિક્ષા કરવાનું મેં ઠરાવ્યું છે ! " અશોકે વિનોદપૂર્વક કહ્યું. પણ શોભનાને તો તે ખરી જ શિક્ષારૂપ લાગ્યું. પોતાની ખરી સ્થિતિ પ્રકટ ન થાય તેવી રીતે અશોકના મહાલયમાં તેની જ સાથે રહી કાળ કેમ ગુજારવો એ એક ગંભીર પ્રશ્ન તેના મનમાં ઉપસ્થિત થયો. પણ એટલામાં જ એક વ્યક્તિએ ત્યાં આવીને શોભનાને તે વેળા પૂરતી નિશ્ચિત બનાવી. અને એ વ્યક્તિ રાજમાતા બુદ્ધિમતી હતી. યુવરાજ જીતેન્દ્રને પકડી આણ્યો છે અને અશોક તેની મુલાકાત લે છે એ વાત તેને કાને પડતાં તે અશોકને શોધતી શોધતી એકદમ અહિં આવી. જુએ છે તો તો એક અપરિચિત યુવકને પોતાના જ આસન પર સાથે બેસાડી તેની સાથે પ્રેમથી વાતો કરતો અશોકને જોયો.

" કુલિંગદેશનો રાજકુમાર જીતેન્દ્ર તે આ જ ? " આશ્ચર્યમાં ગર્ક થતાં રાજમાતાએ પૂછયું.

" હા; આ જ યુવરાજ જીતેન્દ્ર. " અશોકે જવાબ આપ્યો. " રાજ-

કુમાર, આ મારાં માતુશ્રી !" અશોકે યુવરાજને પોતાની માતાનો પરિચય કરાવ્યો.

"રાજમાતા ! કલિંગદેશનો યુવરાજ જીતેન્દ્ર આપને અત્યંત આદરપૂર્વક નમન કરે છે." નમ્રપણે નમન કરતાં વેશધારી જીતેન્દ્ર બોલ્યો.

"જીતેન્દ્ર ! તું કેદ થયેલો બંદિવાન છે. તું અમારાં જેવાંને નમન કરવાને યોગ્ય નથી. કલિંગદેશ પર અત્યારે વિશાખાનન્દનું આધિપત્ય ચાલે છે. તેના જ્યેષ્ઠ પુત્ર સિવાય બીજો કોઇ પણ પોતાને કલિંગદેશના યુવરાજનું પદ ધારણ કરવા યોગ્ય નથી. તારે તારી ઓળખાણ માત્ર જીતેન્દ્રના નામથી આપવી એ જ યોગ્ય છે." રાજમાતા બોલી.

અશોકે કહ્યું: "કલિંગદેશ પર વિશાખાનન્દનું આધિપત્ય માત્ર એક શરતે જ ચાલે છે તે માતુશ્રીની સ્મૃતિમાં હશે જ ! કલિંગદેશપરથી જીતેન્દ્રનો સર્વ અધિકાર ઉડી ગયો છે એવું હાલ માની શકાય નહિ. આવી સ્થિતિમાં તે પોતાને યુવરાજ કહેવડાવે તેમાં કશી હરકત મને જણાતી નથી."

"પણ મને હરકત જણાય છે." રાજમાતા પોતાના હમેશના સ્વભાવ પ્રમાણે બોલી: "સ્વધર્મનો ત્યાગ કરી આ જીતેન્દ્ર બૌદ્ધધર્મનો સ્વીકાર કરવા તૈયાર છે ? તૈયાર હોય તો કલિંગદેશનું રાજ્ય તેના માટે તૈયાર છે, નહિતર યુવરાજપદ તેમજ કલિંગદેશ પરનો તેનો હક્ક ક્યારનો એ ઉડી ગયો છે."

"રાજા મૃગેન્દ્ર જીવતા ન હોય તો પછી જ યુવરાજ બૌદ્ધધર્મ સ્વીકારવા તૈયાર છે કે નહિ તે વાતનો વિચાર કરવાનો છે." ચક્રવર્તીએ કહ્યું: "રાજા મૃગેન્દ્ર જીવતા હોય તો કલિંગદેશનું રાજ્ય કોઇપણ શરત વગર તેમને સ્વાધીન કરવાનું ઠરેલું છે, એ તો આપ વિસરી નહિ જ ગયાં હો!"

"પણ, પોતાનું રાજ્ય પાછું મેળવવા માટે મૃગેન્દ્ર સ્વર્ગમાંથી પાછા આવે તો છે !"

"રાજા મૃગેન્દ્ર જીવે છે કે નહિ તે બાબતનો નિર્ણય સત્વર થશે. ચિદાનંદસ્વામીની ચોકશી વખતે જ આ બાબતનો બધો નિકાલ થઇ જવાનો હતો; પણ, માત્ર પ્રધાનજીના કહેવાથી જીવતા હોય તો મૃગેન્દ્રે સ્વામી પરના આરોપની સાબીતી પહેલાં અમને મળવું એવું મેં જાહેર કર્યું છે. આ ઉપરથી જ રાજા મૃગેન્દ્ર જીવે છે કે નહિ તે બાબતનો નિર્ણય જલદીજ થઇ જશે. ત્યાંસુધી આ સન્માનનીય પરોણાને–કલિંગ દેશના યુવરાજને આપણા રાજમહેલમાં જ રાખી લેવાની મારી ઇચ્છા છે."

અશોકના સ્વભાવમાં દિનપ્રતિદિન થતું જબરૂં પરિવર્તન રાજમાતા જોતી હતી, તેથી તેનું આ બોલવું સાંભળી તેને કાંઇ નવાઇ લાગી નહિ. જીતેન્દ્રને પકડી આણ્યાની વાત સાંભળતાં જ રાજમાતાને લાગેલું કે અશોક એવું જ કાંઇક ઠરાવી નાખશે તો પછી પોતાના હાથમાં કાંઇ નહિ રહે. માટે જ તે અહિં દોડી આવી હતી. અને તેની કલ્પના તેણે ખરી જ પડેલી જોઇ. હજુ પણ, કાંઇક સમય છે, એમ સમજી તેણે અશોકની સૂચનાનો તેજ ક્ષણે નિષેધ કર્યો અને બહુ તો ચિદાનંદને રાખેલા દરબારી તુરંગમાં જીતેન્દ્રને રાખવો એમ કહ્યું.

આ પ્રસંગનો લાભ લઇ રાજમાતાના યુક્તિવાદને શોભનાએ પણ અનુમોદન આપ્યું.

પોતાની માતાના "અવ્યાપારેષુ વ્યાપાર" જેવા આ વર્તનથી અશોકને ઘણો ક્રોધ ચઢયો; અને તેમાં વળી યુવરાજની સંમતિ સાંભળતાં તો તે બહુ જ આશ્ચર્ય પામ્યો. પાસે બેઠેલા યુવરાજ તરફ તેણે ચમત્કારિક દૃષ્ટિથી જોયું. પોતે વધારે હઠ કરશે તોપણ રાજમાતા એકની બે થવાની નથી અને તડાતડી થતાં યુવરાજ પોતાનાં ગૃહછિદ્રો જોઇ જશે એ ભીતિથી સમયસૂચકતા વાપરી શાન્ત હૃદયના ચક્રવર્તીએ પોતાની માતાનું વચન અને યુવરાજની સંમત્તિને તુરત તો આદર આપ્યો.

તેણે તરતજ મોહનને રથ તૈયાર કરવાની આજ્ઞા કરી. યુવરાજનો કોમળ હાથ પોતાના હાથમાં ઝાલી રાજા અશોક પોતાના કુસુમ કોમલ મિત્ર સાથે રથમાં બેઠો. રાજમાતાએ અગાસીમાં ઉભાં ઉભાં અશોક અને જીતેન્દ્ર પર મત્સરભર્યો દૃષ્ટિપાત કર્યો. પણ તે તેમના જોવામાં થોડા જ આવે તેમ હતો? રથ દરબારી તુરંગ તરફ ચાલ્યો. સદ્ભાગ્યે અશોકની સાથે ભવિષ્યે પોતાનાં લગ્ન થાય તો તે સમયના વૈભવપૂર્ણ વરઘોડાથી પોતાને કેવો આનન્દ થશે, તેની મીઠી કલ્પના શોભના પોતાના મનમાં કરતી હતી. પણ અશોક—નિખાલસ અશોક પોતાના નવીન મિત્રના સ્પર્શથી પોતાને આટલો બધો આનંદ કેમ થાય છે, તેનું કારણ હજી સમજી શકતો ન હતો!

# પ્રકરણ સોળમું.

## જીતેન્દ્રનું સત્વપ્રકાશ.



સૃષ્ટિદેવીના ભક્ત ઘણા હોય છે. તેના સૌન્દર્યનું નિરીક્ષણ કરવા ખાતર દૂર દૂર દેશોમાં પ્રવાસ કરનારા, અઘોર જંગલો અને દુર્ઘટ ગિરિગવ્હરમાં ફરનારા, જ્યાં સૂર્યનું કિરણ પણ પ્રવેશી શકે નહિ એવી ઘોર અંધારી ગુફામાં રહેનારા, એવા એવા લોક થોડા નથી હોતા. અજ્ઞાન બાળકથી તે જ્ઞાનવૃદ્ધ તપોનિધિ પર્યંત દરેકને સૃષ્ટિદેવી પ્રિય હોય છે. કોઈ યાત્રાને મિષે, કોઇ શિકારને બહાને, કોઇ વનવિહારને બહાને તો કોઇ માત્ર સૃષ્ટિસુન્દરીની લીલાનું અવલોકન કરવા માટે, પોતાના હમેશના પરિચયનાં ઘર, મહાલય, કે ઝુંપડાં છોડી વનમાં ફરે છે. પણ, આવા સૃષ્ટિદેવીના નિઃસ્સિમ ભકતો પૈકી કેટલા જણે, સૃષ્ટિદેવીને ચન્દ્ર પોતાનાં કોમળ અને વિમળ કિરણ—કરવડે પંપાળતો હોય ત્યારે જોઇ છે ? સૂર્ય પોતાનાં પ્રબળ કિરણોથી સૃષ્ટિનું સૌન્દર્ય શેકી રહ્યો હોય ત્યારે તેની દુઃસહ અવસ્થા જોનારા અને તેમાં આનંદ માનનારા તેના કેટલાક ભકતો છે; તેની શૈશવ અવસ્થા જોઇનેજ તુષ્ટ થનારા કેટલાક ભકતો છે, અને કેટલાકને તો સંધ્યા સમયે તેને આવતું નિઃસ્તેજપૂર્ણ વાર્ધકય જોઇને સંતોષ થાય છે.

યુવરાજ જીતેન્દ્રે સૃષ્ટિનું શૈશવ ઘણા પ્રભાતકાળે નિરીક્ષણ કર્યું હશે, કેટલાક બપોરે તેની દુઃખદ અવસ્થા તેને દેખાઈ હશે અને કેટલીક વખતે તેની પ્રશાન્ત વૃદ્ધાવસ્થાનું પણ તેણે અવલોકન કર્યું હશે; પરંતુ આજ ચન્દ્ર પોતાનાં શીતળ કર—કિરણો વડે તેને પંપાળી રહ્યો છે, ત્યારે તેની જેવી પ્રસન્નતા તેના જોવામાં આવી એવી કોઇ પણ અવસ્થામાં પહેલાં દેખાઇ નહોતી.

ચન્દ્રથી વિકાસ પામતાં સરોવરમાંનાં કમળો વિનય ભાવ ધરીને મૂક વૃત્તિથી પોતાની જનનિનો યૌવનવિલાસ જોતાં હતાં. ત્યારે સૂર્યવડે વિકાસ પામતાં કુમુદો પોતાનાં મોઢાં બગાડીને સૃષ્ટિમાતાનું કૌતુકથી અવલોકન કરતાં હતાં. એકજ માતાના ઉદરમાં પાકેલાં આ જૂદા જૂદા સ્વભાવનાં બાળકોને જોઇ સરોવરનું જળ પણ શાંત થઇ ગયું હતું. સૃષ્ટિસુન્દરી પ્રત્યે આખો દિવસ કટાક્ષ ફેંકનારાં પાપી પક્ષીઓની આંખો બંધ થઇ હતી,

અને પશુ વર્ગને અસાવધ કરવાની શિક્ષા નિદ્રાદેવીએ કરી હતી ! અર્થાત્ સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય નિઃસ્તબ્ધપણે પ્રવર્તી રહ્યું હતું.

સૃષ્ટિના આ યૌવનવિલાસનું અવલોકન કરતો કલિંગ દેશનો ખરો યુવરાજ જીતેન્દ્ર, ભિક્ષુના વેષમાં, કપિલવસ્તુ નગરીના પૂર્વ ભાગે આવેલા એક રમ્ય સરોવરના કિનારે પોતાના ચરણ પાણીમાં રાખી બેઠો હતો. સૃષ્ટિસૌંદર્ય અવલોકવામાં તે એટલો બધો ગરકાવ થઇ ગયો હતો કે તેની પછવાડે આવીને ઉભી રહેલી કોઇ એક વ્યક્તિને પણ તે જોઇ શકતો ન હતો. થોડીવાર પછી તેની દૃષ્ટિ સરોવરના જળમાં પડતાં તેણે તેમાં પોતાની પછવાડે ઉભેલી કોઇ સ્ત્રીનું પ્રતિબિંબ જોયું. તરત જ પોતાની દૃષ્ટિ પાછળ ફેરવી તે સાશ્ચર્ય બોલ્યોઃ “ આટલી મોડી રાત્રે આવા નિર્જન વનમાં ફરનારી તું કોણ છે ?”

આ પ્રશ્નનો કાંઇ પણ પ્રત્યુત્તર ન આપતાં તે સ્ત્રીએ પોતાના મ્હોં-પરનો બુરખો ખસેડી નાખ્યો અને પોતે ઉભી હતી ત્યાંથી બે ડગલાં આગળ આવી મૌન્ય જ ઉભી રહી.

“ કોણ, પ્રમિલા રાણી ? ( જીતેન્દ્ર આગળ કલાવતીએ પોતાનું બચપણનું નામ બહાર પાડયું હતું ) આટલી મોડી રાત્રે દાસદાસી સિવાય જ એકલી અહિં ક્યાંથી ?” વધતા જતા આશ્ચર્યથી જીતેન્દ્રે પૂછ્યું.

“ ભિક્ષુવર્ય ! ” પ્રમિલાએ પ્રત્યુત્તર આપ્યોઃ “ આપ મારા માણુસો-માંથી કોઇને પણ ઉઠાડયા વગર અહિં એકલા જ આવીને બેઠા; આપને સેવકની જરૂર ન જણાઇ, તો હું દાસદાસીને શા માટે સાથે લઉં, એમ ધારીને એકલી જ આવી. ”

“ પ્રમિલા બાઇ ! તમે રાણી છો, અમે સંસારવિરક્ત ભિક્ષુ છીએ ! ” પોતાના વેશને છાજતા શબ્દો જીતેન્દ્રે બોલવા માંડયાઃ “ અમો વૈરાગી સાથે તમારી તુલના શી રીતે સંભવે ? ઐશ્વર્યનો ઉપભોગ કરવો, પરિ-વાર રાખવો, એ તમારો અધિકાર છે; અને ઐશ્વર્યને લાત મારવી, પરિ-વારને તુચ્છ માનવો એ અમારો અધિકાર છે—કર્તવ્ય છે. ”

“ અધિકાર અને કર્તવ્ય ! ” પ્રમિલા બોલીઃ “ હક્ક અને કર્તવ્યના સંબંધમાં આ જગતની રીત બહુ વિપરીત છે. મનુષ્યની પાત્રતા, અવસ્થા અને સ્થિતિ, વગેરેને અનુસરીને અધિકાર અને કર્તવ્યની વહેંચણી થતી હોય તો તે કેવું ઉત્તમ ગણાય ? હમણાં હક્ક અને કર્તવ્ય અચલ છે. જે મનુષ્ય તેના ટાપુમાં જાય છે તેને ઠરાવેલા હક્ક પ્રાપ્ત થાય છે; અને તેની

સાથે સંલગ્ન થનારા મનુષ્યપ્રાણીને ચલ માનવામાં આવે છે એ બહુ ખરાબ છે. હક્ક અને કર્તવ્યો માટે મનુષ્ય છે એ ભૂલભરેલી કલ્પના જ્યારે નષ્ટ થઇ તેને બદલે માણસને માટે જ તથા તેની પાત્રતા માટે જ હક્ક અને કર્તવ્ય છે એમ સાર્વજનિક દૃષ્ટિએ સમજાશે ત્યારે જ ઉત્તમ ગણાશે!"

"પ્રમિલા રાણી! હક્ક અને કર્તવ્ય સંબંધી વાદવિવાદ કરવાને જ તમે અહિં આવ્યાં છો કે શું?"

"હા; તમારી સાથે તેવી જ કંઈક વાત કરવા સારૂ અહીં આવી છું."

"અને તે આટલી મોડી રાત્રે? હું કેટલોક સમય થયાં પાટલીપુત્ર તરફ આવવા તમારી સાથે જ પ્રવાસ કરૂં છું. તમારે જે કાંઇ કહેવું હતું તે ગમે ત્યારે કહી શકાત."

"મને પણ એવું બે દિવસથી લાગે છે. પેલા ગામડાની ધર્મશાળામાં તમારાં પ્રથમ દર્શન થયાં ત્યારથી, તમારી સાથે કંઇક વાત કરવાનો હું પ્રસંગ શોધતી હતી; પણ મારી હિંમત ચાલતી ન હતી, અને અનુકૂળ પ્રસંગ પણ મળતો નહોતો!"

"એમ કેમ? આપણે રસ્તામાં અહીંનાં સ્થળો, રીતભાત, વગેરે વિશે ઘણી વાતો કરી છે. છતાં 'બોલવાનો પ્રસંગ મળતો નહોતો. એમ કેમ કહો છો?" તરૂણ ભિક્ષુએ પ્રમિલા પ્રતિ ચમત્કારિક દૃષ્ટિ ફેંકતાં પ્રશ્ન કર્યો.

"તમારી સાથે વાતચીત કરવાને મારે એકાંત સ્થાનની જરૂર હતી."

"શું એકાંત? એવી તે કેવી ગુપ્ત વાત મારી સાથે કરવાની છે?"

"મનુષ્ય પોતાના હકક અને કર્તવ્ય કેવી રીતે ભૂલે છે તે સંબંધી તમારી સાથે વાત કરવી છે."

"તેમાં એકાંતની શી જરૂર? એ વાત આપણે ગમે તે વખતે કરી શક્યા હોત!"

"પણ હું તેમ માનતી નથી. આપની પણ સત્વર ખાત્રી થશે જ." એમ કહીને તરૂણ ભિક્ષુની પાસે જ પડેલી એક બીજી શિલા પર તેની તરફ મ્હોં કરીને પ્રમિલા બેઠી. પોતાનું સૌંદર્ય તરૂણ ભિક્ષુ બરાબર જોઇ શકે એવી સાવધાનીથી તે બેઠી હતી. તેના વદન પર ચન્દ્ર અમૃત વરસાવી રહ્યો હતો. થોડી વાર મૌનગ્રસ્ત રહ્યા પછી પ્રમિલા બોલી: "ભિક્ષુવર્ય! આપની નવયૌવન દેહકળી હજુ ખીલવા લાગી છે એવામાં જ સાંસારિક સુખનો સ્વાદ ચાખ્યા સિવાય જ આપે ભેખ ધારણ કેમ કર્યો? આપનો પૂર્વ વૃત્તાન્ત જાણવાની મને જીજ્ઞાસા છે."

પ્રમિલાનો આ પ્રશ્ન સાંભળી જીતેન્દ્ર જરા ચમક્યો. પોતાનું સાચું સ્વરૂપ રખેને તે કળી ગઇ હોય, એવી તેને ભ્રાંતિ થઇ. પણ તે ઓળખી ગઇ હોય તો આમ એકાન્તનું અને આવા નાજુક માર્ગનું અવલંબન તે ન જ કરે, પણ તરતજ પોતાને કેદ કરવાની તજવીજ કરે, એવી તેની ખાત્રી હતી. વળી તેણે કે તેના માણસોએ મને કદી જોયો નથી. જીતેન્દ્ર પકડાયો છે, એવી તેની દ્રઢ ખાત્રી છે, એ પણ જીતેન્દ્ર જાણતો હતો તેથી મનની ચલવિચલ હાલત જાણવા ન દેતાં તે બોલ્યો: "રાણી સાહેબ! અમારા જેવાનાં વૃત્તાન્તો તે શાં હોય? મારા પૂર્વ વૃત્તાન્તમાં સાંભળવા જેવું કાંઇ જ નથી. મેં જન્મ્યા પછી સ્હેજસાજ શિક્ષણ લીધેલું, વિદ્યાર્થી અવસ્થામાં જ મારા કુટુંબ પર એક મહાન્ આફ્ત આવી પડી અને તેથી આ ભિક્ષુવેશ ધારણ કરવાનો પ્રસંગ આવ્યો. આટલો જ મારો ઇતિહાસ છે."

"ભિક્ષુ થયા પહેલાં આપનું નામ શું હતું? આપના કુટુંબનું ઐશ્વર્ય કયા દરજ્જાનું હતું?"

"પ્રમિલા બાઇ!" જીતેન્દ્રે આ વાતચીત ટુંકાવવાના વિચારે ઉત્તર આપ્યો: "આ બન્ને પ્રશ્નોનો ઉત્તર હાલ હું આપી શકીશ નહિ. મારા કુટુંબ પરની આફ્ત નષ્ટ થતાં સુધી પૂર્વ સ્થિતિની ઓળખાણ કોઇને પણ ન આપવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો છે."

"પણ, આપનું નામ તો કહો?"

"હું ભિક્ષુ થયો છું. ભિક્ષુ થયા પછી આજ પર્યંત મારા નામની કોઇએ પુછપરછ કરી નથી; અને નામની શોધ કરવાની ભાંજગડમાં હું પડયો પણ નથી, તેથી હાલ મારૂં કશું જ નામ નથી!"

બૌદ્ધભિક્ષુનું આ ભાષણ સાંભળી પ્રમિલા સાનંદાશ્ચર્યથી બોલી: "ભિક્ષુવર્ય! કષાય વસ્ત્રો આપે પરિધાન કર્યાં છે, ભિક્ષુને છાજતો આચાર-વિચાર આપ પાળો છો, તેમ છતાં કશુંયે નામ આપે ધારણ કર્યું નથી, એ મને તો જરા નવાઈ જેવું જ લાગે છે."

"એમાં નવાઇ જેવું કશું જ નથી. મને કોઇએ ગુરૂદીક્ષા દીધી નથી. સ્વતઃ પ્રેરણાથી મેં આ આશ્રમ સ્વીકાર્યો છે અને તેથી નામ ધારણ કરવાની મને જરૂર જણાઇ નથી."

"ત્યારે આમ વગર નામે ક્યાં સુધી કાળ ગાળશો?"

"પ્રસંગ પ્રાપ્ત ન જ થાય તો ભિક્ષુવેશની સમાપ્તિ પર્યંત નામ ધારણ કરવાની જરૂર નથી."

"અર્થાત્ આ ભિક્ષુવેશની સમાપ્તિ એકાદ દિવસ થવાની છે ખરી!"

"હા; આ ભિક્ષુવેશ પણ એક દિવસ છૂટવાનો છે."

આ સાંભળતાં પ્રમિલાના આશ્ચર્યમાં અનેક ગણો વધારો થયો. તેણે ઉતાવળથી પ્રશ્ન કર્યો: "આ ભિક્ષુવેશ ક્યાંસુધી આપના શરીર પર રહેશે?"

"આ દેહના અંત પર્યંત." એવો પોતે ધારણ કરેલા વેશને અને પોતાના કર્તવ્યને અનુરૂપ જવાબ તેના હોઠ ઉપર આવ્યો. પણ અસત્ય બોલવાની કાંઇજ જરૂર નથી એમ તેને તરતજ લાગ્યું. તેણે પ્રમિલા તરફ જોયું તો તેના આશ્ચર્યમાં આનંદની સુરખી મારી રહી હતી. એ આશ્ચર્ય-યુક્ત આનંદમાં બીજા કોઇ વિકારનું મિશ્રણ ન હતું. તારૂણ્યના મદથી ઉછળી રહેલી યુવતિનાં નેત્રો જીજ્ઞાસાને લઈ અર્ધ મીંચાયલાં અને અર્ધ ખુલ્લાં હતાં. સ્હેજ ખુલ્લા પડેલા દાંત દાડમ કળીની પેઠે ચળકતા હતા અને તેમાંથી આશ્ચર્યનો ચળકાટ દૃશ્યમાન થતો હતો. તેણે કરેલા પ્રશ્નમાં જીજ્ઞાસા અને આનંદ બન્ને હતાં. કોઇ પણ ખોટો વિચાર ઉદ્‌ભવ્યો હોય એવું કાંઇ જણાતું નહતું. અસત્યને ધિક્કારનારા જીતેન્દ્રે સરળ અને સાચો જવાબ આપ્યો: "પ્રમિલાબાઈ! મેં અંગિકાર કરેલો વેશ અને વૃત્તિ થોડા જ વખતને માટે છે. મારા કુટુંબ પર પડેલી આફત નષ્ટ થતાંની સાથે જ મારો આ વેશ અને વ્રત પણ સમેટાઇ જશે."

"શું? ખરૂં કહો છો?" આનંદથી ઉભરાઇ જતી પ્રમિલા બોલી.

"હા, સાચું જ કહું છું!" પ્રમિલાનો અપ્રાસંગિક આનંદ જોતાં જીતેન્દ્રે જવાબ આપ્યો.

"ત્યારે તમે સંસારસુખથી વિરક્ત નથી જ થયા ને? તમે તેનો કાયમ માટે ત્યાગ નથી જ કર્યો ને?"

"મેં સંસારનો ત્યાગ કર્યો નથી એ મેં હમણાં જ તમને કહ્યું. સંસારસુખની મને કલ્પના સરખી પણ નથી, તો પછી તેનાથી વિરક્ત થવાપણું હોય જ ક્યાંથી?"

"આ કષાય વસ્ત્રોનો ત્યાગ કરી યૌવનની શોભાને ખીલવનાર વસ્ત્રો અને અલંકારોથી આ સુન્દર દેહ વિભૂષિત થવાનો છે?"

"જો આપત્તિનો વિનાશ થશે તો તેમ પણ બનશે!" પ્રમિલાના માર્મિક પ્રશ્નનો ભેદ ન સમજતાં જીતેન્દ્રે સરળતાથી કહ્યું.

"આ વનવાસના દિવસો પૂરા થયા પછી પણ આ કષ્ટમય કર્તવ્ય ભૂલી જઇને ઐશ્વર્ય અને સુખોપભોગનો હક્ક સંભાળવાની આપની ઇચ્છા છે ને?"

"આપત્તિમાંથી મુક્ત થયા પછી તેમ થવાનો સંભવ ખરો. પણ, પ્રમિલાબાઇ, આવા ચમત્કારિક પ્રશ્નો પુછવાનું શું પ્રયોજન ?"

"બસ, મારા મનનો સંશય જતો રહ્યો." પ્રમિલા અતિ આનંદમાં આવીને બોલી: "તમારા પ્રથમ દર્શને દીઠેલું તમારૂં અનુપમ સૌન્દર્ય અને નવયૌવન, તેની સાથે ભિક્ષુનો વેશ અને સંન્યસ્ત વૃત્તિ: એ સર્વ નિહાળતાં હું આશ્ચર્યમાં ડૂબી ગઇ હતી. રંગમહેલમાં રહી વિલાસ ભોગવવાનો જે સૌન્દર્યનો હક્ક, નવયુવાન સ્ત્રીઓના સહવાસમાં દિવસ કાઢવાનો જે યૌવનનો હક્ક, તે જ યૌવન અને તે જ સૌન્દર્ય વિલાસસુખને વિષયપરાઙ્મુખ થવામાં જ પોતાનું કર્તવ્ય કેમ માનવા લાગ્યું હશે, એ જ વિચારે મારી વિસ્મયતામાં વધારો કર્યો હતો. તમારા સૌન્દર્ય તથા યૌવન તરફ જોતાંની સાથે જ વિલાસ અને વિષયસુખ મારી દૃષ્ટિ સમક્ષ મૂર્તિમંત ખડાં થાય છે. પણ, આ તમારો ભિક્ષુવેશ અને વૃત્તિ જોતાં તે પ્રતિબિંબ અદૃશ્ય થઇ તેની જગાએ જરઠ વિષયપરાઙ્મુખતા દેખાવા જોઇએ એમ લાગે છે. આ સંબંધી મેં ઘણો વિચાર કર્યો પરંતુ જગતના વ્યવહાર પ્રમાણે મને જે દેખાય છે તેમાં કાંઇ ખોટું નથી, એમ મને લાગે છે. કોડી કોડી કરીને એકઠી કરેલી અગણિત સંપત્તિનો માલિક, તે લક્ષ્મી વાપરવાનો ખાસ હક્કદાર હોવા છતાં એ તો માત્ર તે લક્ષ્મીનું રક્ષણ કરવાનું જ કર્તવ્ય બજાવે છે. તેથી ઉલટું, સંગ્રહ કરેલું ધન સાચવી રાખવાનું જેનું કર્તવ્ય છે તે જ તેને ઉરાડી દેવાનો પોતાનો હક્ક માને છે. જેણે સેવક તરીકે કર્તવ્ય કરવાનું હોય તે સેવ્ય થવાનો પોતાનો હક્ક સમજે છે. દુનિઆની આવી ઘટમાળ પ્રમાણે હક્ક અને કર્તવ્ય સંબંધી ભૂલભરેલી કલ્પના થવાથી જેણે તિર્થાટન કરી પોતાનું શેષ આયુષ્ય ગાળવાનું પોતાનું કર્તવ્ય સમજવું જોઇએ, તે જ એકાદ સુંદર બાલિકાના સુખમાં ધૂળ નાંખીને પોતાનો પતિત્વનો હક્ક બજાવે છે; અને જે પતિત્વનો હક્ક બજાવવા જોગ છે તે "પ્રભુ! પ્રભુ!" કરવું એને જ પોતાનું કર્તવ્ય સમજે છે. કર્તવ્ય અને હક્કના સંબંધમાં આવી દિશાભૂલ આપનામાં પણ થતી મેં જોઇ અને તેથી જ મને ઘણી નવાઇ લાગી. આ વિશે તમને પ્રત્યક્ષ ખુલાસો પુછવાની ઇચ્છાએ હું આ એકાન્ત પ્રસંગ શોધી આવી છું, અને તેનો નિકાલ મારી ધારણા પ્રમાણે આવી પણ ગયો જ. આ સૌન્દય તથા યૌવન વિલાસ અને વિષયસુખ ભોગવવા વાસ્તે જ છે, એવું તમારા મુખેથી જ સાંભળી હું ધન્ય થઇ છું."

"બસ કરો, મારા સૌન્દર્ય અને યૌવનનું આ પુરાણ બસ કરો!" જીતેન્દ્ર કંટાળીને બોલ્યો.

જીતેન્દ્રના સંભાષણ પ્રતિ દુર્લક્ષ કરી પોતાનો જ કક્કો ખરો કરતાં પ્રમિલા બોલી: "ભિક્ષુવર્ય, તમારૂં નામ કશુંય ન હોવાથી તમારી સાથે વાત કરતાં કે તમારા વિશે બોલતાં મોટી અડચણ પડે છે. માટે તમારૂં કંઈક પણ નામ રાખવું એવું મેં નક્કી કર્યું છે."

"પ્રમિલારાણીએ મારા માટે કયું નામ યોજ્યું છે?"

"તમારા વેશને બરાબર છાજે તેવું જ અભિધાન તમને આપવાનું મેં નક્કી કર્યું છે."

"વાહ! ત્યારે તો બહુ જ સારૂં." રાણીને કાંઈક પણ જવાબ તો દેવો જોઈએ, એમ ધારી જીતેન્દ્રે પૂછ્યું: "પણ તે નામ કયું?"

"ધર્માનુજ!" પ્રમિલા બોલી: "આ નામ આપને પ્રસંદ છે ને?"

"ધર્માનુજ. વાહ! ઘણું જ ઉત્તમ! ધર્મ એ સર્વવ્યાપી શબ્દ હોવાથી અને આ ભગવી કફનીને લીધે ધર્માનુજનો અર્થ સહજ બૌદ્ધ-ધર્માનુજ થશે." જીતેન્દ્ર વિનોદથી બોલ્યો.

"પણ ધર્મ નામનો એક રાજા હતો ને?"

"હા; પાંડુરાજાના જ્યેષ્ઠ પુત્રનું નામ ધર્મ હતું."

"અને તે ધર્મરાજાના કેટલાક અનુજો હતા ખરા ને?"

"હા. ભીમ, અર્જુન, નકૂળ અને સહદેવ એ તેના ચાર ભાઈ હતા. પણ આ બધી માહિતીની અત્યારે શી જરૂર છે?"

"તમારા ધર્માનુજ અભિધાનનો અર્થ હું બેસારૂં છું. ધર્મના ચાર અનુજ હતા. તેથી ધર્માનુજ એ નામમાં ભીમ, અર્જુન, નકૂળ અને સહદેવ એવો અથ પણ થાય ને?"

"થતો હશે, કદાચ."

"ત્યારે તમને ધર્માનુજ નામથી સંબોધતાં, ધર્મના કયા બંધુનું ચિત્ર મારે મારા અન્તરમાં ધારવું?"

"પ્રમિલાબાઈ! આ તે કાંઈ ઘેલછા છે? આવા નિરર્થક પ્રશ્નો પૂછો છો તેને શું કહેવું?"

"મારી ઘેલછા દૂર કરવામાં તમને શી હરકત છે? હું એમ પૂછું છું કે ધર્માનુજ નામથી સંબોધતાં તમે અર્જુન છો એમ અન્તરમાં રાખું તો આપને તે પસંદ પડશે?"

" તમારી કોઇ પણ વાત મને પસંદ છે." જીતેન્દ્રે સરળતાથી કહ્યું. પણ આ સાંભળતાં પ્રમિલાનો આનંદ છેક આકાશ સુધી ગયો. તે ઉઠીને ઉભી રહી, અને કંપિત સ્વરે બોલી : " ત્યારે અર્જુન થવા તૈયાર છો ને ?"

અત્યાર સુધી પ્રમિલાનો મર્મ સરળ હૃદયનો જીતેન્દ્ર સમજી શક્યો ન હતો. તેથી વિશુદ્ધ હૃદયે ધર્માનુજનો એક અર્થ અર્જુન એવો પણ થાય છે, અને તે પ્રમાણે હું અર્જુન થવા તૈયાર છું એવું પ્રમિલા પાસે તેણે કબૂલ કર્યું.

પ્રમિલા કામાતુર બની બેહોષ થઇ ગઇ હતી. તે બરાબર શુદ્ધિમાં હોત તો જીતેન્દ્રનો શુદ્ધ ભાવ અને વિમલ આચરણ તરત જ તેના લક્ષમાં આવ્યાં હતે, પણ તેની બુદ્ધિ અત્યારે બહેર મારી ગઇ હતી તેથી જીતેન્દ્ર સરળ ભાવથી જે જે બોલતો તેનો અર્થ પોતાના ઉદ્દેશને અનુસરતો અર્થાત્ ઉલટો જ તે સમજતી હતી.

" અર્જુને સ્ત્રીરાજ્યમાં પ્રવેશ કરીને ત્યાંની પ્રમિલા નામની ઐશ્વર્યશાળી અને ગર્વિષ્ઠ રાણીનો ગર્વ હરણ કર્યો, અને પ્રેમનું નિશાન તેના માની અંતઃકરણમાં રોપેલું એ કથા ખરી છે ને ?" પોતાને સ્ત્રીરાજ્યમાંની પ્રમિલા માની નવીન બનાવેલા અર્જુન સાથે પ્રેમકટાક્ષ અને સ્મિત કરતી પ્રમિલા બોલી.

" પ્રમિલા અને અર્જુનની વચ્ચેની પ્રેમકથા ખોટી માનવાને કશો આધાર નથી."

" ત્યારે તેવીજ પ્રમિલા આપની સન્મુખ ઉભી છે."

" પ્રમિલારાણીને હું જોઉં છું."

" અને અર્જુન થવા તમે તૈયાર છો !"

" હા, તમારી મરજીની ખાતર ધર્માનુજ અર્થાત્ અર્જુન નામ ધારણ કરવા હું તૈયાર છું."

" અર્જુન અને પ્રમિલાનું યુગલ આવા એકાન્ત સ્થાને એકત્રિત થતાં અર્જુને પ્રમિલાનો સ્વીકાર કરવામાં ઢીલ શામાટે કરવી જોઇએ ?"

" મારા અર્જુન !" પ્રમિલારાણી ઉલ્લુપણે તેની આગળ ઘુંટણીએ પડી પ્રેમયાચના કરવા લાગીઃ " પુરાણમાંની પ્રમિલાનો પ્રેમ સંપાદન કરવા માટે પાંડુપુત્ર અર્જુનને પ્રમિલાના રાજ્યમાં જવું પડયું હતું. પણ, આ પ્રમિલા રાણી પોતાની મેળે તમારી આગળ આવી પ્રેમયાચના કરે છે. વૈભવમાં ને તારૂણ્યમાં એ પ્રમિલાના કરતાં હું કાંઇક પણ ચઢિઆતી જ છું; અને સૌન્દર્ય,

યૌવન તથા શૌર્યમાં આપ અર્જુનથી ઉતરો તેમ નથી! પુરાણમાંના અર્જુન–પ્રમિલાનો પ્રેમ હવે પુરાણો થઇ ગયો છે. પ્રણયીજનોએ તે પ્રેમ હવે વિસારે પણ પાડયો છે. પૌરાણિક એટલે કાલ્પનિક એવી ઉક્તિઓ તે પ્રેમ વિશે હવે ચાલી રહી છે! આમ છતાં અર્જુન–ધર્માનુજ અર્જુન! આ પ્રમિલા પર એક વાર પ્રેમકટાક્ષ ફેંકી મારી પ્રેમયાચના સ્વીકારશો તો હું ત્રિલોકને સાબીત કરી બતાવીશ કે પુરાણમાં વર્ણવેલો અર્જુન–પ્રમિલાનો પ્રેમ પણ અત્યંત નીરસ હતો."

"બસ કર, પ્રમિલા રાણી, તારી પ્રેમયાચના બસ કર!" જીતેન્દ્ર બોલ્યો: "આ જગતનો મને બહુ થોડો પરિચય હોવાથી તારી પ્રેમની વાર્તા હું પ્રથમ સમજી શક્યો નહતો! સ્વસ્થતા પૂર્વક તારૂં બોલવું મેં સાંભળ્યાં કર્યું અને તેં આપેલા નામાભિધાનનો પણ સ્વીકાર વિના અડચણે કર્યો તેથી તારી નિંદ્ય કામવાસના ઉભરાઇ આવી હશે, તારા પાતકી મનને ઉત્તેજન મળ્યું હશે, તો હું તને કહું છું કે, અદ્યાપિ પર્યંત તારા વિષે લેશ માત્ર પણ મારામાં પ્રેમવાસના જન્મી જ નથી! તારી આ પ્રેમયાચનાને હું ધિક્કારૂં છું."

"પ્રમિલા રાણી છે, પ્રમિલા ઐશ્વર્યશાળી છે, અધિકારસંપન્ન છે, છતાં તે તમારા જેવા પર પોતાનો પ્રેમરસ ઢોળી તેને પોતાનું પ્રીતિનું પાત્ર બનાવે એ અસંભવિત છે, એવું ખોટું સમજીને આપ મારી પ્રેમયાચના પર આમ આઘાત ન કરો!" પ્રમિલા બોલી.

"તારા પાતકી અન્તરનું પ્રતિબિંબ તારા શબ્દોમાં સ્પષ્ટ તરી આવે છે, તો હું મારા મનની ખોટી સમજ કેમ કરી લઉં? તારા બોલ ઉપરથી તારી નીતિમત્તા સડવા લાગ્યાની ચોખ્ખી દુર્ગંધ મને આવે છે. તું આજ અખિલ કલિંગ દેશની મહિલાઓનું નાક છે! તારે તારી જવાબદારી ભૂલવી ન જોઇએ! શૌર્ય અને પ્રજાપાલન એ બે ગુણ જેમ રાજામાં હોવા જોઇએ, તેમજ પ્રજામાંની સર્વ સ્ત્રીઓ નકલ કરે તેવું દૃઢ પાતિવ્રત્ય તેની રાણીમાં અવશ્ય હોવું જોઇએ."

"પ્રિય ધર્માનુજ!" પ્રમિલા બોલી: "રાણી પણ આ લોકની જ ને? બીજી સ્ત્રીઓની પેઠે તેને પણ મનોવિકાર હોય જ!"

"પણ, આ ભારતવર્ષમાંની કોઇ પણ ઉન્નત દરજ્જાની જ શું પણ તરૂણ અને સંકટમાં પોતાનું જીવન ગાળનારી સ્ત્રી પણ આવા નીચ મનોવિકાર તૃપ્ત કરવાની ખાતર પોતાના દેશની પવિત્રતાને કલંક લગાડશે

નહિ. સદ્‍ગુણી અને પતિવ્રતા મહિલાઓ એ જ આપણા ભારતનું ઉત્તમ ભૂષણ છે. સ્ત્રીઓનું પાતિવ્રત્ય એ આપણા ભારતખંડની ચિરકાલીન કીર્તિ છે. પત્નીની પતિનિષ્ઠા એ ભારતવાસીઓનો અભિમાન છે! પ્રબળ કલિંગ દેશની રાણી થવું એ કાંઇ સાધારણ વાત નથી! બે જ દિવસ પૂર્વે સતી થવા તૈયાર થયેલી કલિંગ દેશની જુની રાણી વિશે તો તેં સાંભળ્યું જ હશે! તેનું નિર્મળ આચરણ, ઉત્કટ પતિનિષ્ઠા, અને દૃઢ પાતિવ્રત્ય તેં નજરે જોયું છે. તેના સ્વર્ગીય વિમળ ચિત્ર તરફ જો, અને તારા પોતાના અપવિત્ર અને અધમ ચિત્રને જો! તેના સદ્‍ગુણનો પરિમલ મૃત્યુલોક ઉપરની સર્વ સ્ત્રીલતાઓને ઉત્સાહપૂર્ણ જીવિત અર્પે છે, તેનું અવલોકન કર, અને તારા દુર્ગુણ વડે ઉત્પન્ન થનારી વિષારી દુર્ગંધભરી વરાળ એ જ લતાઓને જ્યાંની ત્યાંજ બાળીને ખાખ કરશે તેનો વિચાર કર. તેની સત્કીર્તિનો મંજુલ ધ્વનિ પ્રત્યેક પ્રમદાના કાનમાં ગણગણી રહ્યો છે તે તું સાંભળ. તું ખાત્રીથી માનજે કે તારા આવા અત્યાચારનો કર્ણકટુ ડંકો સાંભળતાં કોઇ પણ સાધ્વી સ્ત્રી ભયભીત થયા સિવાય નહિ રહે. રાણી, આવા નિર્બળ મનની ન થા. કલિંગ દેશના રાજમહેલમાંના પવિત્ર રાણીવંશને કલંક ન લગાડ!"

"ધર્માનુજ, મારૂં સમ્રાજ્ઞીપદ મારા પ્રેમની આડું આવે છે, એવી આપની સમજ હોય તો એ પ્રેમની નિર્મળતાની સાબીતીની ખાતર હું સમ્રાજ્ઞીપદને લાત મારવા તૈયાર છું! પ્રિય! મારા નિર્મળ પ્રેમની કસોટી બીજી જે રીતે કરવી હોય તે રીતે કરી જુઓ ને કોઇ પણ કસોટીમાં હું પુરેપુરા કસની ઉતરૂં છું કે નહિ તેની ખાત્રી કરો!"

"નિર્મળ પ્રેમ!" જીતેન્દ્રે ગંભીરતાથી કહ્યું, "રાણી, એ પવિત્ર શબ્દની અવહેલના આમ ન કર! જારિણીની કામવાસનાને નિર્મળ પ્રેમ કહી શકાય તો બંધુહત્યાને બંધુપ્રેમ, રાજદ્રોહને રાજનિષ્ઠા, અને વ્યભિચારિણીને સતી કહેવાનો જ પ્રસંગ આવે! "નિર્મળ પ્રેમ" નો પવિત્ર શબ્દોચ્ચાર કરતાં તું વિશાખાનન્દ સાથે ધર્મબંધનથી બંધાયલી તેની વિવાહીત પત્ની છે એ કેમ વિસરી જાય છે?"

"એવા ધર્મબંધન અને વિવાહ પર પ્રમિલા થૂંકે છે!" પ્રમિલા ત્વેશથી બોલી: "જેની ઇન્દ્રિયો શિથિલ થઇ ગઇ છે, જેની બુદ્ધિમત્તા નષ્ટ થઇ છે, એક પગ સ્મશાનમાં રાખીને બીજો પગ પણ આ લોકમાંથી ઉપાડવાની જેની તૈયારી છે એવા, રસહિન, જીવન્ત પ્રેત સાથે થતા સંબંધને

વિવાહ કોણ કહેશે ? જેના મૃત્યુની હવે ઘડીઓ ગણાય છે એવા વૃદ્ધ સાથે થયેલા વિવાહને "ધર્મબન્ધન" કેમ કહેવાય ? જેના શરીરે કરચલીઓ પડી ગઇ છે તેવા બુજર્ગની સાથે પોતાની પુત્રીના વિવાહ કરનારા હૃદયશૂન્ય પિતાઓ પોતાની પુત્રીઓના લગ્નનો મંડપ રચતા નથી; પણ એ માંડવારૂપી ચિતા ખડકાવી તેમાં પોતાની બાળકીઓનું બળીદાન આપે છે. આ પ્રમિલાનું પણ એવી રીતે બળિદાન અપાયું છે. વિવાહ, ધર્મબન્ધન અને તેમાંના પ્રેમના અંશમાંનો અંશ પણ આ ઘડી સુધી આ પ્રમિલાના સમજવામાં હતો નહિ !"

"પણ, તેં જાણીબુજીને જ તારા ઇષ્ટ મિત્રોની સલાહનો તિરસ્કાર કરીને વિશાખાનંદના કંઠમાં વરમાળ આરોપી હતી એમ મેં સાંભળ્યું છે."

"તે ખરૂં, પણ આયુષ્યની અવધિએ પહોંચેલા વિશાખાનંદને સ્વામી તરીકે સ્વીકારીને, તેના વિષે પ્રેમથી આર્દ્ર થઇને, વિવાહનો સાચેસાચો અર્થ ગ્રહણ કરીને, મેં તેના કંઠમાં વરમાળ આરોપી હશે એવી કલ્પના તમે કરી શકો છો ? ગોર લગ્નના ગોખણીઆ મંત્રોના શ્લોકો મ્હોઢેથી બોલી રહ્યા હતા, ત્યારે આ પ્રમિલાનું હૃદય ભયંકર કલ્પનાઓમાં ભરાયું હતું. મંગળફેરા ફરતી વખતે આ પ્રમિલા પોતાના શત્રુનો અંતકાળ કયારે આવે તેનો વિચાર કરતી હતી ! ગૃહપ્રવેશ કરતાં શત્રુનું વેર લેવાનું સાધન હવે પુરેપુરૂં પોતાના હાથમાં આવ્યું સમજી આ પ્રમિલા આનંદમાં મગ્ન થતી હતી ! પતિ, પ્રેમ અને વિવાહનો અંશ સરખો વેર લેવાની કલ્પનાઓને ભેદીને હૃદય સુધી પહોંચ્યો નહોતો. એ વેર લેવાયું. પ્રમિલા કલિંગ દેશની રાણી થઇ. તોપણ તેના હૃદયને વિવાહની આભડછેટ લાગી નથી ! વિવાહ એટલે શું, દામ્પત્યપ્રેમ સંસારમાં છે કે નહિ, અને પતિસુખનો અર્થ શું તેની કલ્પના પણ ધર્માનુજ ! મેં તમને પહેલવહેલા જોયા ત્યાં સુધી મને નહતી. હીરા માણેક વગેરે રત્નોની પેઠે હું સજીવ સ્ત્રીરત્ન તરીકે વિશાખાનંદના સંગ્રહસ્થાનમાં છું. કોષાધ્યક્ષ પોતાના તાબામાંના રત્નસંગ્રહ તરફ જેમ તટસ્થ વૃત્તિથી જૂએ તેમ મારો વિવાહિત સ્વામી મારી પ્રત્યે આજ સુધી વર્તે છે. વનમાંનું કોઇક પુષ્પ જેમ અનાઘ્રાત રહે છે તેમ હું વિવાહિત છતાં પણ અદ્યાપિ પર્યંત નિર્મળ છું. આપનાં દર્શન થતાં પહેલાં જ મારામાં પ્રેમનો અંકુર પણ ન હતો; પરંતુ આપનાં દર્શન પછી જ મારા હૃદયમાં પ્રેમનો ઝરો ફુટયો છે !"

"જા; પ્રમિલા, અહિંથી એકદમ ચાલી જા; અને તારા હૃદયમાંના ઝરા વડે તારા મનમાંનો મેલ ધોઇ નાખ. સ્વર્ગની અપ્સરા આવે તોપણ મારા હૃદયમાં તેના માટે પ્રેમનું સ્થાન મળે તેમ નથી, તો પછી તારા જેવી પાપાચારિણીની તો વાત જ શી ! આ અંતઃકરણ ઘણા કાળથી પ્રેમમય થઇ ગયેલું છે, અને તેમાં એક બાળાની સ્થાપના થઇ ગઈ છે ! તારા જેવી પાપિણી પરાણે તેમાં પેસવાનો પ્રયત્ન કરશે તો એ અધિષ્ઠિત થયેલી બાળાના જાજ્વલ્ય પ્રેમને લીધે બળીને ભસ્મ થશે. જા, એક પળ પણ અહીં ન રહીશ. સત્વર ચાલી જા. નહિતર આ થતું અપમાન, તે બાળા ઉપરના વિશુદ્ધ પ્રેમને અસહ્ય થશે."

જીતેન્દ્રના આ કડક શબ્દોએ પ્રમિલાને વજ્રપ્રહાર પેઠે આઘાત કર્યો. ક્ષણમાત્ર કોમલ મનોવિકારથી બેહોષ થયેલું તેનું મન એકદમ જાગ્રત થયું. પ્રેમયાચનામાં પોતે પોતાનો સ્વભાવ છેક જ વિસરી જઇને પોતાની યોગ્યતા અને માનીપણાને પણ હિણપદ લાગે એટલી હદ સુધી પોતે ગઈ હોય એમ તેને લાગ્યું. પરંતુ, પોતે જે કર્યું તે માટે જરા પણ દુઃખ કે પશ્ચાતાપ તેને થયો નહિ. 'મેં જે કર્યું છે તે બરાબર જ કર્યું છે, તેથી આ ભિક્ષુનો કાંઇક ઇતિહાસ તો જાણી શકાયો, અને તેની પ્રાપ્તિના માર્ગમાંની અડચણો પણ સમજાઇ,' એમ તે માનવા લાગી. જીતેન્દ્રને જોયા પછી તેણે તેની મૂર્તિને પોતાના હૃદયમાં ઉચ્ચ સ્થાન આપ્યું હતું. તે જ્યાં જ્યાં જતી ત્યાં ત્યાં તેના હૃદયમાં તે પ્રતિમા નયન દ્વારા પ્રત્યક્ષ થતી હોય એમ તે અનુભવતી, અને તેની માનસિક પૂજા પણ કરતી. આમ બે દિવસ ગયા. એકસરખી તન્મયતા ચાલી રહી હતી. પોતાનું મન એક ભિક્ષુની આગળ આટલી બધી દીનતા કેમ ધારણ કરે છે, જે હૃદયે રાજા મૃગેન્દ્રની શ્રેષ્ઠતા પણ કદી સ્વીકારી નહતી તેજ હૃદય પોતાના એક ભક્તની પેઠે તેની આગળ હાથ જોડીને ઉભા રહેવાની કાં સલાહ દે છે, એની સમજ પ્રથમ પ્રમિલાને ન પડી. પણ પછીથી તે ભિક્ષુનું સાન્નિધ્ય પોતાને એટલું બધું કેમ પ્રિય લાગતું હતું તેનો ખુલાસો તેના યૌવનપૂર્ણ મને જ તેને કર્યો. કોઇ પણ દેવપર તેની એટલી બધી ભકિત નહતી. રાજ્યકારોબારી કારણને લઇ સંપુષ્ટાચાર્ય દ્વારા તેણે હિંદુધર્મનો ત્યાગ કરી બૌદ્ધધર્મ સ્વીકાર્યો હતો. અને આ પ્રમાણે ધર્મની તેમજ દેવની—સર્વની કેવળ રાજ્ય કરવાની મહત્વાકાંક્ષાને લઇને જ અવજ્ઞા કરવાને પણ તે ચૂકી નહતી. પણ જીતેન્દ્ર સાથે તેનું મન મળવામાં માયાવીપણું કે વ્યાવહારિક કાંઈ પણ

હેતુ નહતો. જીતેન્દ્ર પાસે તે જે બોલી હતી તે સર્વ સત્યપૂર્ણ હતું. તેનું માનભંગ થાય તેવા શબ્દો જીતેન્દ્ર બોલ્યો હતો છતાં તેની કાંઇ પણ અસર તેના મન પર થઇ નહિ. જીતેન્દ્રે દીધેલા દૂષણનો એક સતાંશ ભાગ પણ કોઈ બીજાએ તેને કહ્યો હતે તો તેની જીભ અને શરીરના ટુકડે ટુકડા કરી નાંખવા પ્રમિલા શકિતમાન હતી. જીતેન્દ્રે કહેલા કઠોર શબ્દોથી તેના જ્ઞાન ઉઘડયા. તેણે જે કાંઈ કહ્યું તે પોતાના ભલા વાસ્તે છે, એમ તેને લાગ્યું. અને આવા ઉદ્યાનપાલક સિવાય બીજો કોઈ યોગ્ય મળનાર નથી એવું પોતાના હૃદયમાં ઠસી ગયું. પણ કંટકરૂપ માત્ર એક જ શબ્દ તેને લાગ્યો. જીતેન્દ્રની સ્નેહરાણી બીજી કોઈ છે એ સાંભળતાં જ તેના હૃદયમાં ઇર્ષ્યાએ જન્મ લીધો. તે ગર્વિષ્ઠ, કઠોર અને સાહસિક વૃત્તિવાળી હતી તેથી પોતાની આડે આવનાર સ્નેહરાણીને જાણી લઈ જો તેનો નાશ કર્યો હોય તો કાળાંતરે પણ જીતેન્દ્રનો પ્રેમરસ પોતાના પર ઢળે એમ તેણે માન્યું. આટલું આટલું જીતેન્દ્ર બોલ્યો તોપણ તેના પ્રત્યે પોતાનો અનુરાગ હોવાથી પ્રમિલા ત્યાંથી જરા પણ દૂર થઇ નહિ, તેનું મન, શરીર, વગેરે અત્યારે તો જીતેન્દ્રને આધિન હતાં. પ્રમિલા કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યા સિવાય ઉભી જ હતી, તેની આવી સ્થિતિ જોઇ જીતેન્દ્રને પણ ઠીક ન લાગ્યું. તે બોલ્યોઃ

"પ્રમિલારાણી, હવે વિચારમુકત થા. જે અવિચાર થયો તે બસ છે. આજની પેઠે ચંચળ વૃત્તિ કદિ થવા ન દેતી. કલિંગ દેશની રાણી થવાની યોગ્યતા ધારણ કર. ભારતીય મહિલા સમાજને કલંક લાગે એવું આચરણ કદિ કરીશ નહિ. જા, અને આજના પ્રસંગને મનમાંથી કાઢી નાખજે."

"ધર્માનુજ !" પ્રમિલા બોલી.

"નહિ, તારા હૃદયમાં પાતકી વિચાર ઉત્પન્ન કરનાર એ નામનો ઉચ્ચાર પણ હવેથી કરીશ નહિ."

"હું આપને ધર્માનુજ જ કહીશ." પ્રમિલા કાંઇક ભાર દઈ આગ્રહથી બોલી : "પણ, તમે મારા પરનો ક્રોધ ભૂલી જઇને પ્રથમની જ પેઠે પાટલીપુત્ર તરફ પ્રવાસ કરવાને કબુલ થાઓ એટલે હું અહીંથી ચાલી જાઉં."

ક્ષણવાર વિચાર કરીને જીતેન્દ્ર બોલ્યોઃ "ઠીક છે. સવાર થવા આવ્યું છે. સ્નાન વગેરેથી પરવારી હું જલદી જ મઠ તરફ આવીશ. તમે જાવ."

આશાના કેન્દ્રરૂપ આ શબ્દો સાંભળીને પ્રમિલા ધીમે ધીમે પોતાના મુકામ ભણી નળી.

---

# પ્રકરણ સત્તરમું.

## મહાત્માનો મેળાપ.



મિલા ઉર્ફે કળાવતીને ગયે બહુ વાર ન થઇ એટલામાં જ પાસેની ગીચ ઝાડીમાંથી એક દેદીપ્યમાન પુરુષાકૃતિ ધીમે ધીમે પોતાની તરફ આવતી જીતેન્દ્રના જોવામાં આવી. તે વ્યકિતના ખભા પરથી પગ સુધી એક પીળી કફની લટકતી હતી. ચિદાનંદ સ્વામીનો પટ્ટશિષ્ય અને હિંદુધર્મનો ખાસ અભિમાની હોવા છતાં પણ જીતેન્દ્રને આ બૌદ્ધધર્મના ભિક્ષુનો વેશ ધારણ કરેલી વ્યકિતને જોતાં જ અત્યંત પ્રેમ ઉપજ્યો. સાધારણ બૌદ્ધધર્મી ભિક્ષુના કરતાં આ વ્યકિતનામાં કાંઇક વિશેષતા હોય એમ જીતેન્દ્રે તત્ક્ષણ જોઇ લીધું. ચિદાનંદ સ્વામીના જેવું બ્રહ્મતેજ, તેટલી શાન્ત મુદ્રા, તેના જેવી દિવ્ય કાન્તિ આ પુરુષનામાં હું જોઉં છું, એવી જીતેન્દ્રની ખાત્રી થઇ. બૌદ્ધ-ધર્મમાં પણ અધિકારસંપન્ન યોગ્ય આચાર્યો છે, એ ચિદાનંદસ્વામીના ઉદાર મતની આજ તેને પ્રતીતિ થઇ.

જીતેન્દ્રે બૌદ્ધધર્મી ભિક્ષુનો વેશ ધારણ કરીને ઉપરચોટીઆ પણ બૌદ્ધધર્મની છાપ પોતાની ઉપર પાડી દીધી હતી. પરંતુ, આજ પર્યંત બૌદ્ધ-ધર્મના આચાર્યને તેણે કદી પણ નમ્રતા પૂર્વક નમન કર્યું ન હતું. આવ-નાર વ્યકિત જો પૂર્વના સ્વામી ચિદાનંદના આશ્રમમાં રહેનારા બ્રહ્મચારી હોત તોપણ તેને તેણે સપ્રેમ નમન કર્યું ન હોત. એટલું અલૌકિક તેજ ને સ્વર્ગીય પવિત્રતા, આટલી પ્રખર ધર્મપરાયણતા આ આચાર્યમાં હોવાનું સ્પષ્ટ દેખાઇ આવતું હતું. પોતાને આ અલભ્ય લાભ મળ્યો સમજી તે યોગી પોતાની નજીક આવતાં જ તેણે તેને નમીને પ્રણામ કર્યા, ને વિનય-પૂર્વક બોલ્યો : " આચાર્ય ! આપે આપના દર્શનનો લાભ આપી આજે મને કૃતકૃત કર્યો છે. હું આપને ભકિતપૂર્વક નમન કરું છું. "

" સચ્છીલ તરુણ, ઉઠ, તારા જેવા સદ્‌ગુણી તરુણની મુલાકાત અમને અત્યંત આલ્હાદજનક નીવડે છે. " આચાર્યે પોતાના હાથે જીતેન્દ્રને ઉઠાડતાં કહ્યું : " હું ભગવન્ ગોતમબુદ્ધના સદ્‌ગુણોનું ચિન્તવન કરતો નજીક જ ધ્યાનસ્થ બેઠો હતો. એટલામાં કલિંગદેશના રાણીવાસને કલંક લગાડ-

નારી મહત્વાકાંક્ષી પ્રમીલાનો અને ત્હારો સંવાદ સહેજ મ્હારા કાને પડ્યો. ધર્મધ્યાનમાં આવા શાન્ત સમયે પણ વ્યત્યય આવવાથી મને જરા ઠીક ન લાગ્યું. પણ પ્રમિલાના ગંદા પ્રેમના ભયંકર પુરમાં પણ ત્હારો મનોનિગ્રહરૂપી કોટ જરા પણ ડગમગ્યો નહિ એ જોતાં મ્હને ઘણો આનંદ થયો. તેથી ધર્મધ્યાનને પડેલી ખલેલ હું તદ્દન વિસરી જ ગયો. યોગીઓમાં પણ જેમનો નિગ્રહ ભાગ્યે જ નજરે પડે છે, તે એક ત્હારા જેવા યુવાન રાજપુત્રમાં જોતાં મારૂં હૃદય આનંદથી ઉભરાવા લાગ્યું. આજના આ યુદ્ધમાં ત્હેં જે વિજય મેળવ્યો છે, તેના અંશની પણ બરોબરી તું ત્હારા શૌર્યથી આખું જગત્ જીતી લે તોપણ થશે નહિ! રાજકુમાર, તારા આ અતકર્ય વિજય માટે તને અભિનંદન આપવા સારૂ હું આવ્યો છું."

"આચાર્યનો મારાપર મહાન્ ઉપકાર થયો!" યોગ્ય સમયે યોગ્ય મનુષ્યે પોતાની પ્રશંસા કરવાથી જીતેન્દ્ર ગદ્ગદિત કંઠે બોલ્યો: "આચાર્ય, હું રાજપુત્ર છું, દેખાઉં છું તેવો હું ભિક્ષુ નથી એ આપે જાણી લીધું છે. પરંતુ, ભિક્ષુસંપ્રદાયની અવહેલના કરવાની ખાતર મેં આ વેશ ધારણ કર્યો નથી. કેટલાંક રાજકિય કારણોને લઇને જ મારે આ વેશમાં રહેવું પડે છે."

"કલિંગ દેશના યુવરાજ!" આચાર્યે બોલવા માંડ્યું.

"આચાર્ય, આપના જેવા ત્રિકાળજ્ઞાની મહાત્માથી કશું અજાણ્યું નથી!" વધતા જતા આશ્ચર્યથી સ્વામી પ્રત્યે જોઇ જીતેન્દ્ર બોલ્યો.

"હું બધું જાણું છું. ત્હારા આ વેશ માટે હું તને જરા દોષ દેતો નથી. બૌદ્ધધર્મના પ્રચારાર્થે આજસુધીમાં જે ભયંકર અત્યાચારો થયા છે, તે જોતાં ત્હારા જેવો રાજકુમાર આવા ભિક્ષુવેશમાં છુપાયો હોય એમાં નવાઇ નથી. આવો પવિત્ર વેશ ધારણ કરનારા, હાથમાં ધર્મચક્રના દંડ ધરનારા, અને પોતે ખરેખરા બુદ્ધાનુયાયી હોવાની બડાઇ મારનારા, કેટલાક બૌદ્ધધર્મી ભિક્ષુઓ દુરાચરણમાં, વ્યસનમાં અને સદ્ધર્મ તત્ત્વની ખરાબી કરવામાં જ પોતાનો કાળ વ્યતીત કરે છે. સાધુ અને સાધ્વીઓ એટલાં બધાં નજરે પડે છે કે કેટલાક સમય પછી ભારતવર્ષ તેમનામય જ થઇ જશે કે શું, એવો આભાસ થવા લાગ્યો છે. કેટલાક પેટભરવા અર્થે, કેટલાક વ્યસનની તૃપ્તિ અર્થે, કેટલાક આળસમાં મગ્ન મારવા માટે, કેટલાક સત્તાના લોભને અર્થે, કેટલાક ઐશ્વર્યની ધૂનમાં, અને કેટલાક પોતાની

ક્રૂરતાની તૃષા છીપાવવાના અજમાયશ માટે, આમ અનેક પ્રકારની તૃષ્ણાઓને સંતોષવા સારૂ ભિક્ષુવેશ ધારણ કરી બહુ લોકો ભારતવર્ષમાં ઘૂમી રહ્યા છે; અને તેમને પરમદિવસ સુધી અશોકની વિજયી તલવાર પણ તેની અજીંક્ય સેના સાથે મદદ કરતી હતી. જીતેન્દ્ર! આવા કેવળ નામધારી ભિક્ષુઓની સરખામણીમાં તું તેમના કરતાં કેટલે દરજ્જે શ્રેષ્ઠ છે! ત્હારા જેવો સદ્‌ગુણી રાજકુમાર બૌદ્ધધર્મનો સ્વીકાર કરે તોય શું ને ન કરે તોય શું; ભીક્ષુની કફની ગળામાં ભરાવે તોયે શું, ને ન ભરાવે તોયે શું! પોતાનાં જગતમાંનો પ્રત્યેક ધર્મ તેમને આ ઉચ્ચ તત્ત્વો ઉત્તમ રીતે પાળ્યા બદલ ઉત્કૃષ્ટ દાખલો આપશે! સદ્‌ગુણ, સત્શીલ, વિમલ વર્તન, વિનય અને સ્વધર્મતત્પરતા, આ ગુણો જે વ્યક્તિમાં એકત્ર થયા હોય તે ભગવાન્ બુદ્ધના મતાનુસાર સર્વોત્કૃષ્ટ ભિક્ષુ છે! આર્યોના મતાનુસાર ખરો આર્ય છે! જૈનોના મતે ખરો સાધુ છે! અર્થાત્ જગતમાંના સર્વે ધર્મો તેમને પોતાનામાં શ્રેષ્ઠપદ આપશે! તારા જેવા નિષ્કલંક આચરણવાળો ભિક્ષુ બૌદ્ધ ધર્મને મળે તો થોડા જ કાળમાં તે ધર્મનો દુનિઆના તમામ ભાગોમાં પ્રસાર થઈ જાય. હાલનો બૌદ્ધધર્મનો પ્રસાર કેવળ શોભાનો જ છે! સમશેરના ચળકાટ તરફ જ લક્ષ હોવાથી ધર્મનાં ખરાં તત્વોની ઉજ્વલતાનો પ્રવેશ ધર્મ સ્વીકારતાં બહુ જ થોડાના મનમાં થયેલો હોય છે. જ્યાં સુધી સમશેરનું તેજ નજર આગળ નાચતું હોય ત્યાંસુધી ધર્મમાંના ગુણાવગુણ જોવાનો અવકાશ મળતો નથી! સમશેરનો ઘા પડવાની બીકથી ધર્મનો સ્વીકાર થાય તેને જ ધર્મપ્રસાર કરનારા ધર્મનો સાચો સ્વીકાર કોણ કહેશે? પણ એ જમાનો હવે બદલાઇ ગયો છે. ચક્રવર્તીનું પદ અશોકને પ્રાપ્ત થયા પછીથી તેનો સ્વભાવ ઘણો જ બદલાવા લાગ્યો છે. તેના મન ઉપર સ્વધર્મનો પ્રકાશ પડયો છે. કુમાર! તું પાટલીપુત્ર તરફ જ જાય છે, તો જતાંવેંત જ અશોકને મળજે અને આ પત્ર તેને આપજે." એટલું બોલી તાડપત્રપર લખેલો એક પત્ર આચાર્યે જીતેન્દ્રને આપ્યો.

"આચાર્ય!" જીતેન્દ્ર બોલ્યો: "પત્ર આપનાર મહાત્માનું નામ અશોકને શું કહેવું? આપનું નામ જાણતાં, મને આપે દર્શનનો લાભ આપી મારૂં જીવન ધન્ય કર્યું છે તે માટે હું આપના આત્માનું સદા અભિષ્ટ ચિંતીશ!"

"મારૂં નામ જણાવવાની મારી ઇચ્છાજ છે! કુમાર! મ્હારૂં નામ મોગ્ગલીપુત્ર તિષ્ય."

ભગવાન્ મોગ્ગલીપુત્ર તિષ્યનો જય થાઓ !" જીતેન્દ્ર પ્રેમના ઉમળકાથી બોલ્યો: "ભગવાન્, ચિદાનંદસ્વામીએ આપના વિશે મને પુરેપુરી માહિતી આપી હતી. આપની ચરણરજ પામવા માટે આપના કેટલાક પ્રેમી ભક્તો વર્ષોનાં વર્ષો સુધી યત્ન કરે છે, છતાં તે આપના દર્શનનો લાભ લઈ શકતા નથી. જે મને આજે અનાયાસે મળ્યો, અને તેથી હું મારૂં અહોભાગ્ય માનું છું."

"જીતેન્દ્ર ! તારા સદ્ગુણોએ મને અહિં ખેંચી આણ્યો છે. મારે લોકોની આગળ આવવાનો સમય હજી આવ્યો નથી. સંપુષ્ટાચાર્ય જેવા ઉતાપી ભિક્ષુ તરફ જનોનું લક્ષ લાગેલું હતું અને તેથી હું અજ્ઞાતવાસમાં રહી મારા આત્માનું કલ્યાણ કરવામાં કાળ ગાળતો હતો. હું સમજું છું કે પોતાના કલ્યાણના કરતાં સમસ્ત વિશ્વનું કલ્યાણ અનંત ગણું શ્રેષ્ઠ છે. પણ અત્યાર સુધી વિષનેજ અમૃત ગણવાનો સમય હતો અને વિષને લીધે બેફામ થયેલી દૃષ્ટિ અમૃતને વિષરૂપ જોતી હતી. હવે ધીમે ધીમે સર્વની દૃષ્ટિમાંથી ઝેર ઉતરવા લાગ્યું છે. અને સત્યની આછી ઝાંખી થવા લાગી છે. હવે થોડાજ સમયમાં ભરતખંડમાંના જનસમાજની સન્મુખ હું આવવાનો છું."

"મહારાજ, આપના આ ઉપકાર માટે સમસ્ત આર્યાવર્ત આપનો ઋણી થશે !" જીતેન્દ્ર બોલ્યો.

"જીતેન્દ્ર !" આચાર્ય બોલ્યા: "મેં મારૂં નામ તને ખાસ હેતુથી જણાવ્યું છે. પ્રસંગ સિવાય તે કોઇને જણાવીશ નહિ. ત્હારાવડે બૌદ્ધધર્મ ઉપરનું એક ભારે કલંક ભૂંસાવાનું છે !"

"શું ? બૌદ્ધધર્મ ઉપરનું કલંક મારાથી ભૂંસાશે ? મહારાજ ! આપના વચન પર અવિશ્વાસ લાવવો એ મૂર્ખનું કામ છે, પણ, હું હિન્દુધર્મનો ત્યાગ કરી બૌદ્ધધર્મનો સ્વીકાર કરૂં એ કદી પણ નહિ બનવા જેવું મને લાગે છે."

"બૌદ્ધધર્મ ઉપરનું કલંક ભૂંસવા માટે ત્હારે તે ધર્મનો સ્વીકારજ કરવો પડશે, એમ હું કહેતો નથી."

"ત્યારે હિન્દુધર્મમાં જ રહીને બૌદ્ધધર્મનું રક્ષણ મારાથી થઇ શકશે ?"

"હા."

"આશ્ચર્ય !"

"તેમાં આશ્ચર્ય જેવું કશુંયે નથી. તેમ બનવાનું જ !" આચાર્યે સ્મિત કરતાં કહ્યું.

"મહારાજ ! કલિંગ દેશપર આવી પડેલી આપત્તિ દૂર થશે કે ?"

"બૌદ્ધધર્મીઓના જુલમના તડાકામાં હિન્દુધર્મનો અવશેષ રહેશે."

"સ્વામીજીની મુક્તિ મારાથી થઇ શકશે ?" જીતેન્દ્રે પૂછ્યું.

"બૌદ્ધધર્મપરનું કલંક દૂર થયા પછી તરતજ કલિંગદેશ હિન્દુધર્મનું પુનઃ કેન્દ્રસ્થાન બનશે. અને જગતના પ્રલય પર્યંત કલિંગદેશના–મારી સામે ઉભેલા આ યુવરાજના–પ્રયત્નો વડે હિન્દુધર્મ ચિરકાળ જીવંત રહેશે. ત્હારા ગુરૂ–સ્વામી ચિદાનન્દનો નિર્દોષ રીતે છૂટકારો થશે, અને કેવળ તેના જ સામર્થ્ય વડે કલિંગ દેશનું રાજ્યપદ બૌદ્ધધર્મને ટક્કર મારી હિન્દુધર્મનું બિરદ રાખશે. જીતેન્દ્ર ! આ બૌદ્ધધર્મ અમુક મુદતને માટે જ છે. સનાતન હિન્દુધર્મમાં કાળના પ્રભાવે જે ઉણપ આવી છે તે પૂરી કરવા માટે જ બૌદ્ધધર્મનો અવતાર થયો છે. વસ્તુતઃ હિન્દુધર્મ અને બૌદ્ધધર્મ વચ્ચે કશો જ અન્તર નથી. સમસ્ત વિશ્વની ગુરૂભૂમિ, આ આર્યભૂમિ જ રહે, એવો ઇશ્વરી યોગાયોગ દેખાય છે ! વિશ્વનાં સર્વ મનુષ્યપ્રાણીઓ ભરતખંડ પાસેથી જ ધર્મનાં સાચાં રહસ્યો શીખે એવો ઇશ્વરનો આદેશ દેખાય છે. માટે, ભરતખંડના ધર્મમાં કોઇ પણ પ્રકારની ઉણપ ન રહે તેટલા સારૂ ભગવાન ગૌતમબુદ્ધે, બૌદ્ધધર્મની યોજના અમુકકાળ માટે કરી છે. તે કાર્ય પુરૂં થતાં જ અહિંસાનું તત્ત્વ ભારતની સમગ્ર પ્રજાના મગજમાં ઠસવાની સાથે જ બન્ધુપ્રેમ, સમતા, વગેરે ઉચ્ચ તત્ત્વો બૌદ્ધધર્મના સ્તંભો વડે ઉજ્વલિત કર્યા પછી, હાલ ભરતખંડને ઘેરી લેનારો બૌદ્ધધર્મ લુપ્ત થયા પછી, પણ કેવળ તેના તત્ત્વોની ઉપેક્ષા કરવા માટે કેટલાક મ્લેચ્છ દેશ પોતાને બુદ્ધાનુયાયી તરીકે કેટલોક કાળ ઓળખાવશે."

આ ભવિષ્યકથન સાંભળી જીતેન્દ્રને અત્યાનંદ થયો. હર્ષાશ્રુથી તેનાં નેત્રો ભરાઇ આવ્યાં. તેણે સ્વામીને ફરી પૂછ્યું: "મહારાજ ! આપનું આ ભવિષ્યકથન ખરૂં પડશે ને ?"

"થોડા જ વખતમાં તને તેનો અનુભવ થશે." આચાર્યે સ્મિત કરી કહ્યું: "કુમાર ! ફરી એકવાર તને મારો મેળાપ થશે, અને તે આજ ઠેકાણે અને આ જ સમયે. કોઇ બીજે સ્થળે શોધતાં મારો પત્તો તને નહિ લાગે."

"શું પ્રભુનાં દર્શન આ જન્મમાં જ ફરી પામવા હું ભાગ્યશાળી થઇશ ?"

"તારા સદ્‌ગુણો દેવોને પણ આકર્ષે એવા છે તો પછી મારી તો વાત જ શી ?" એટલું બોલી આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યે જીતેન્દ્રની પીઠ પર હાથ ફેરવ્યો, અને બોલ્યા: "બાપુ તું કલિંગ દેશનું નામ દીપાવશે. તું ખરેખરો જીતેન્દ્ર છે. તારો મનોનિગ્રહ ઇન્દ્રના કરતાં પણ ચડી જાય તેવો છે. ઇંદ્રિયોને તાબે રાખવાથી જ તારૂં નામ જીતેન્દ્ર પડ્યું હોય કે ઇંદ્ર જેવાને જીતવા જેટલું તારામાં સામર્થ્ય હોય તેથી તારૂં નામ જીતેન્દ્ર પડ્યું હોય ! ગમે તેમ પણ, તું જીતેન્દ્રિય છે એ વાત ચોકસ છે."

જીતેન્દ્રના ચક્ષુમાંથી વહેતાં હર્ષાશ્રુ વધારે પડવા લાગ્યાં. થોડીવારે અશ્રુ લૂછી જુએ છે તો આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્ય ત્યાં નહતા ! તે તો ક્યારના અદૃશ્ય થઇ ગયા હતા.

થોડીવાર પછી કુમારે સરોવરના સ્વચ્છ જળમાં પ્રાતઃસ્નાન કર્યું, અને ત્યાર પછી પ્રફુલ્લ વદને પ્રમિલાને આપેલું વચન પાળવા ધીમે ધીમે ત્યાંથી ચાલતો ગયો.

## પ્રકરણ ૧૮ મું.

### મહીમાં મિજલસ.

હું કરૂં આ મેં કર્યું, મિથ્યા એ અભિમાન હા !
જનો પાસા ભલે ફેંકે, દા દેવો હરિ હાથ છે.
કલાપી.



ટલીપુત્ર નગરની હદમાં પગ મૂકતાની સાથે જ કળાવતીને પોતાની પ્રતિજ્ઞાનું સ્મરણ થયું. પોતાની નિષ્કંટક રાજ્યપ્રાપ્તિમાં આડખીલીરૂપ થઇ પડેલી શરત જો નષ્ટ ન થાય તો એવી શરત કરનારને ( અશોકને ) જ આ જગતમાંથી સદાને માટે દૂર કરવાનો તેના પાપી આત્માએ દૃઢ નિશ્ચય કર્યો હતો. પરંતુ પોતાનો નિશ્ચય કેટલો નિર્બળ છે તેની કલ્પના સુદ્ધાં કળાવતીએ પાટલીપુત્ર પહોંચી ત્યાં સુધી કરી નહોતી. કળાવતી એમ માનતી હતી કે પોતાનાં આ ભયંકર અને દુષ્ટ કલ્પનાચાતુર્ય અને કારસ્થાનને રાજમાતા અને સંપુષ્ટાચાર્યનું અનુમોદન મળતાંની સાથે જ તે સત્વર પાર ઉતરશે. કુમાર વીતાશોક માટે રાજસત્તા પ્રાપ્ત કરાવવાની જે ખટપટ ચાલતી હતી તેની માહિતી તેને સારી રીતે હતી. રાજમાતા બુદ્ધિમતિ અને સંપુષ્ટાચાર્ય સમ્રાટ અશોકને આ જગતમાંથી દૂર કરવા ઇચ્છતા હતા તે સંબંધી તેને સારી માહિતી હતી. અને આ કારણોને લીધેજ પાટલીપુત્રમાં પ્રવેશ કર્યો ત્યાં સુધી અશોકનો નાશ કરવો એ બાબત તો કળાવતીને મન એક નજીવી જેવી લાગતી હતી; પરંતુ પાટલીપુત્રમાં પ્રવેશ કર્યાં પછી જ્યારે સમ્રાટ અશોકનું ઐશ્વર્ય અને સામર્થ્ય જોઇને તેનાં ચક્ષુ તે દિવ્ય પ્રકાશથી અંજાઇ ગયાં ત્યારે પોતાનું ઇપ્સિત કાર્ય પાર પાડવું એ એક ઘણું દુર્ઘટ કાર્ય હતું એમ તેને લાગ્યા વગર રહ્યું નહિ. પાટલીપુત્રમાં બે દિવસ રહ્યા પછી તો અશોકની આંતર્વ્યવસ્થા જોઇને પોતાનું ધારેલું કાર્ય અત્યંત મુશ્કેલ છે એવી તેની ખાત્રી થઇ. રાધાગુપ્ત જેવો સ્વકર્તવ્યપરાયણ અમાત્ય, પોતાના પ્રાણની પણ દરકાર ન કરે એવા અંગરક્ષકોનો નાયક મોહન, મગધ દેશની જનતા જેવી રાજનિષ્ઠ પ્રજા, અને મનુષ્યાવતારમાં ભાગ્યે જ પ્રાપ્ત થતું સૌભાગ્યઃ એ સર્વે ચક્રવર્તીનું સંરક્ષણ કરતા હોવાથી તે બધાંની આંખમાં ધૂળ નાખીને અશોકના

આણુ હરવાનું કામ એકલી માનવશક્તિને શક્ય નથી એવું તેને સ્પષ્ટ દેખાયું. છતાં પણ કળાવતીએ પોતાનો પ્રયત્ન છોડી દીધો નહિ. પોતાની પ્રતિજ્ઞા તે ક્ષણમાત્ર પણ ભૂલી નહોતી. ધર્માનુજ સાથે વાર્તાલાપમાં તેમજ તેની હૃદયદેવી કોણ હશે એ સંબંધી વિચાર કરવામાં તે જેટલો સમય ગાળતી તેટલો સમય બાદ કરતાં બાકીનો બધો સમય રાજમહાલયમાં રાજમાતા બુદ્ધિમતિ તથા સંપુષ્ટાચાર્ય સાથે તે ગાળતી હતી. જો કે કળાવતીને પાટલીપુત્રમાં આવ્યા માત્ર બે જ દિવસ થયા હતા તોપણ બુદ્ધિમતિ અને સંપુષ્ટાચાર્યનો વિશ્વાસ એટલા ટુંકા સમયમાં પણ તેણે સારી રીતે મેળવ્યો હતો. તેઓ કોઇપણ જાતની શંકા રાખ્યા વગર કળાવતીને પોતાના ગુપ્ત કારસ્થાનમાં ભાગ લેવા દેતાં હતાં. અશોકનો વિનાશ કરવા માટે રાજમાતા બુદ્ધિમતિ પોતાના કરતાં પણ વિશેષ પ્રયત્નો કરી રહી હતી એ જાણીને કળાવતીને સંતોષ થયો. કોઇવાર રાજમાતા પોતાની માફક નિરાશ બની જતી તો કળાવતીને દુઃખ થતું હતું. અશોકનો વિનાશ કરવા માટે રાજમાતાને ઉશ્કેરવી પડે તેમ નહોતું. પોતાના કરતાં પણ અશોકનો ઘાટ ઘડવાની ચિંતા રાજમાતાને વધારે હતી એ જોઇને કળાવતી દુઃખમાં પણ સુખ માનવા લાગી. રાજમાતાના હૃદયમાં સળગી ઉઠેલા પ્રચંડ ક્રોધાગ્નિમાં તેલ રેડવાનું કાર્ય સંપુષ્ટાચાર્ય કર્યે જતો હતો. એ ક્રોધાગ્નિમાં અશોકરાજને બળી તરીકે કેવી રીતે હોમી દેવો એટલું જ માત્ર નક્કી કરવાનું બાકી રહ્યું હતું. પરંતુ કળાવતીના ફળદ્રુપ ભેજાને પણ એ વાત અશક્ય ભાસતી હતી.

એકાંતવાસમાં રહીને કેવળ ઇશ્વરચિંતવન કરવાના બહાના હેઠળ ભયંકર કારસ્થાનો રચવાની ખાતર રાજમહાલયમાં આવેલા ઉદ્યાનના એક વિભાગમાં રાજમાતાએ એક મઠ્ઠી તૈયાર કરાવી હતી. આ મઠ્ઠીમાં સંપુષ્ટાચાર્ય સાથે તે પ્રહરના પ્રહર સુધી મસલત ચલાવતી હતી. સંપુષ્ટાચાર્ય અને કુમાર વીતાશોક સિવાય કોઇ પણ મનુષ્યને આ મઠ્ઠીમાં પ્રવેશ કરવાની રજા નહોતી. આ મઠ્ઠીમાં કેવાં ભયંકર કારસ્થાનો રચાતાં હતાં તેની ભોળા અશોકને રજ માત્ર પણ માહિતી નહોતી. કદાચ નોકર ચાકરોને આ કારસ્થાનોની ગંધ સહજ પણ આવે એ સંભવિત હતું, પરંતુ મઠ્ઠીમાં માત્ર ધાર્મિક ચર્ચા જ ચાલે છે એવી માન્યતાને લીધે, તેમજ રાજમાતાએ કોઇને પણ મઠ્ઠીમાં દાખલ નહિ થવાની સખ્ત આજ્ઞા કરેલી હોવાથી, કોઇ પણ નોકરવર્ગ મઠ્ઠીમાં ચાલતી મસલત સંબંધી કદિ પણ તર્કવિતર્ક

સુદ્ધાં કરતો નહોતો. પાટલીપુત્રમાં આવતાંની સાથે જ કળાવતી આ મઢીની સભાસદ થઇ ચૂકી. આજે સંધ્યા સમયે આ મઢીમાં મિજલસ ભરાઇ હતી. મઢીમાં ત્રણ સભાસદો હાજર હતા. ત્રણે સભાસદોની મુખમુદ્રા પર નિરાશાની છાયા દૃષ્ટિગોચર થતી હતી. ત્રણે સભાસદો એક બીજાના સામું નિરાશા અને વિષણ્ણ વદને જોઇ રહ્યા હતા.

"કુળાવતી !" આખરે નિઃસ્તબ્ધતાનો ભંગ કરતી રાજમાતા બોલીઃ— "પોતાના બુદ્ધિપ્રભાવથી મૃગેન્દ્ર જેવા બળવાન અને કાર્યદક્ષ નૃપતિને માત્ર આંખ મીચીને ઉઘાડીએ એટલા અલ્પકાળમાં મહાન કરીને કલિંગદેશની સમ્રાજ્ઞી બની શકી એટલી બધી તું ચતુર હોવા છતાં ત્હને કોઇ પણ યુક્તિ સૂઝતી નથી ? એક છોકરાને આ જગત્માંથી સદાને માટે કેમ દૂર કરવો એ વિષે ત્હારી આવી વિશાળ બુદ્ધિ એક પણ કલ્પના ત્હને નથી બતાવતી ?"

"કળાવતી ! પ્રસંગ આવે પોતાના પ્રાણની પણ પરવા ન કરે એવા સાઠ હજાર ભિક્ષુઓ મ્હારી પાસે તૈયાર છે. માત્ર હું આજ્ઞા કરૂં એટલીજ વાર ! કલિંગદેશ જીત્યો ત્યારે મ્હારા ભિક્ષુઓનું પરાક્રમ તમોએ પ્રત્યક્ષ જોયું છે. શત્રુની પાયમાલી કરવામાં તેઓ કેવા એક્કા છે એ વિષે પિષ્ટ-પેષણ કરવાની હવે અગત્યતા રહી નથી." એટલું બોલીને પોતાના વક્તૃ-ત્વની છાપ કળાવતીના હૃદયપર કેવી પડી છે તેનું સંપુષ્ટાચાર્ય બારિકાઇથી નિરીક્ષણ કરવા લાગ્યો.

"આચાર્ય ! શત્રુની પાયમાલીની વાત બાજૂ પર મૂકીએ અને તમારા ભિક્ષુઓ આચારવિચારની જે પાયમાલી કરે છે તેનો વિચાર કરીએ તો તેઓ વાસ્તવિક રીતે અયોગ્ય જ છે. તેઓ યોગ્ય નથી, કિંવા તેમનામાં સહજ પણ સ્વાભિમાન નથી, એવું હરકોઇ ખાત્રીપૂર્વક કહી શકે." કળાવતી બોલવા લાગીઃ" "તમારા ભિક્ષુઓ તમારી આજ્ઞા પ્રમાણે વર્તે છે એ ખરૂં, પણ તે આજ્ઞાનું સ્વરૂપ પણ તેવું જ ગંભીર હોવું જોઇએ. કોઇનું ઘર બાળવું, કોઇ મનુષ્યપર જોરજુલમ કરીને તેને બૌદ્ધધર્માનુસાર વર્તવાની ફરજ પાડવી અને કોઇ ધનવાન મનુષ્યની સંપત્તિ લુંટી લઇને તેને ભીખ માગતો કરવો, એવા એવા ત્રાસજનક જુલમ કોઇ નિરાધાર મનુષ્યપર ગુજારવાનું કામ તમારા ભિક્ષુઓ તમારી આજ્ઞાનુસાર વિના-વિલંબે કરે છે; પરંતુ અશોક જેવા ચક્રવર્તી નૃપાલનો વિનાશ કરવાનું

અતિ ભયંકર કાર્ય પાર પાડવાનું સાહસ તમારા અયોગ્ય બૌદ્ધભિક્ષુઓ કરી શકે એમ મ્હને તો લાગતું નથી."

થોડીવાર મૌન રહ્યા પછી કળાવતી પુનઃ બોલવા લાગીઃ "આચાર્ય! તમારા નિર્બળ અને લાડુભદ્ર ભિક્ષુઓ સમ્રાટ અશોકનો વિનાશ કરવામાં બિલકુલ ઉપયોગી થઇ પડે તેમ નથી."

સંપુષ્ટાચાર્ય તરફ દૃષ્ટિ ફેંકતી અને નિરાશાસૂચક સ્મિત કરતી રાજમાતા બોલીઃ "ઇચ્છાનુસાર વિવિધ પ્રકારનાં ભોજન ઉડાવવાં, અનીતિમય કાર્યો કરવામાં પહેલ કરવી, અને અન્ય ભાષાઓના મ્હોટા મ્હોટા શબ્દો બોલીને ડંફાશ મારવી, એ સિવાય બીજું કાંઇ પણ કાર્ય તેઓ કરી શકે તેમ નથી."

"અશોક જેવા પુણ્યશીલ સમ્રાટ્નો વિનાશ કરવાથી પણ શું સારું ફળ મળે તેમ છે?" રાજમાતાના હૃદયમાં અશોક પ્રત્યેનો દ્વેષ સાચો છે કે કેમ, એ બાબતની ખાત્રી કરવાના ઉદ્દેશથી કળાવતીએ કપટતાપૂર્ણ વાક્ય ઉચ્ચાર્યું. તે બોલવા લાગી. "સમસ્ત ભારતવર્ષમાં અશોક એટલો બધો લોકપ્રિય થઇ પડ્યો છે કે સર્વ પ્રજા તેને એક દેવ સમાન ગણે છે. ભગવાન ગૌતમબુદ્ધે વાવેલાં ધર્મવૃક્ષનાં અમૃતફળોનો સ્વાદ તેણે અખિલ ભારતપ્રજાને આપ્યો છે, એટલું જ નહિ, પરંતુ અન્ય દેશની પ્રજાઓને પણ એ સ્વાદ આપવાના ઉચ્ચ ઉદ્દેશથી તે રાત્રી દિવસ પ્રયત્નશીલ રહે છે. પોતાની પ્રજા ન્યાય અને સન્માર્ગનો માર્ગ ગ્રહણ કરે એટલા માટે જૂદા જૂદા ઉપદેશપૂર્ણ હુકમો તે વખતો વખત બહાર પાડે છે. આમ છતાં તમો અશોકનો વધ શા માટે કરવાને ઇચ્છો છો તેનું કારણ હું સમજી શકતી નથી!"

કળાવતીનું ભાષણ સાંભળી સંતપ્ત થયેલી રાજમાતા બોલીઃ "તું આવી કાચા હૃદયની એક નાદાન છોકરી હોઇશ એમ હું ધારતી નહોતી. અશોક મગધદેશના રાજસિંહાસન પર બીરાજે છે, ચક્રવર્તીપદનો ઉપભોગ કરે છે, તે પ્રજાપ્રિય થઇ પડ્યો છે, અને તે આ જગતના અંતસુધી પણ ટકી રહે એવી અક્ષય કીર્તિ પ્રાપ્ત કરતો જાય છે, આટલાં જ કારણો તેના પ્રાણ હરવા માટે પૂરતા નથી કે? મ્હારી શોક્યનો પુત્ર આટલો બધો વૈભવશાળી અને ચક્રવર્તી કહેવાય એ તેનો ન્હાનો સૂનો અપરાધ છે કે? વારાંગના તરીકે રાણીવાસમાં નિવાસ કરતી તુચ્છ ભિખારિણી–છોકરીનો પુત્ર એક સમ્રાટ્ કહેવાય છે. મ્હારા જેવી પટરાણી–માન-

વર્તી રાણી આ તેનો ભયંકર અપરાધ ક્ષમ્ય ગણી શકે કે ? રાજપદ, સમ્રાટ્પદ અને ચક્રવર્તીપદ એ આ લોકનાં ઇતર સુખો કરતાં સર્વોત્કૃષ્ટ ગણાય છે. મ્હારા વીતાશોકનાં સર્વ સુખ છીનવી લેનારો અશોક મૃત્યુ સિવાય બીજી કોઈપણ શિક્ષાને લાયક નથી. "

" રાજમાતા ! " બુદ્ધિમતિનું પેટ લેવાના ઉદ્દેશથી કળાવતી બોલીઃ " મ્હારાપર આપ ક્રોધ કરશો નહિ. રાજકુમાર વીતાશોકના હૃદયમાં આ બદલ સમ્રાટ્ પ્રત્યે કાંઈપણ ઇર્ષ્યા નથી. ઉલટું તે તો ચક્રવર્તી સાથે પ્રેમ-ભાવથી વર્તે છે. ચક્રવર્તી પણ વીતાશોકને ચ્હાય છે એવું મ્હેં સાંભળ્યું છે. બન્ને બન્ધુઓનાં હૃદય આવાં સ્વચ્છ અને પવિત્ર હોવા છતાં ખટપટ કરીને તેમનામાં પરસ્પર વૈર ઉત્પન્ન કરવું અને જાણી જોઇને જ તેમના પ્રેમપ્રવાહમાં પત્થર નાખવો એ મ્હને તો કોઇપણ રીતે યોગ્ય લાગતું નથી."

" એ હું સારી રીતે જાણું છું. " રાજમાતા વચમાં જ બોલી ઉઠીઃ " આ સંબંધી મ્હેં સંપૂર્ણ વિચાર કર્યો છે અને ત્યાર પછી જ મ્હેં મ્હારો નિશ્ચય દૃઢ કર્યો છે. ત્હારા જેવી અજ્ઞાન છોકરી જે કારણો રજુ કરે તેથી ભય પામીને મ્હારો નિશ્ચય ત્યજી દઉં એવી હું ડરપોક નથી. વીતાશોક આજકાલનો છોકરો ! રાજનીતિના મહાન્ તત્વો અને અમૂલ્ય વ્યવહારિક સિદ્ધાન્તોનું જ્ઞાન તેને ક્યાંથી હોય ? પ્રેમ કેવો અને કેવી મમતા ! પ્રેમ એ આ જગત્માં એક પ્રકારની હાથચાલાકી–ધૂર્તવિદ્યા છે. બન્ધુ પ્રેમ, ભગિની પ્રેમ, દાંપત્ય પ્રેમ, મિત્ર પ્રેમ અને એવા બીજા જૂદા જૂદા પ્રકારના પ્રેમ જો કે ઉપર ઉપરથી અને દૂરથી કોમળ અને મોહક જણાય છે, તોપણ એ તમામ પ્રકારના પ્રેમનો જન્મ સ્વાર્થ–પ્રેમમાંથી જ થાય છે. સ્વાર્થ–પ્રેમ માયાવિ સ્વરૂપ ધારણ કરીને ભોળાં હૃદયોને છેતરે છે. તે સ્વાર્થ–પ્રેમ જ વ્યકિતપરત્વે જૂદા જૂદા સ્વરૂપમાં દૃષ્ટિગોચર થાય છે. પતિ પાસે પતિ પ્રેમ, ભ્રાતા પાસે બંધુ પ્રેમ, મિત્ર પાસે સુહૃદ પ્રેમ અને પ્રજા પાસે પ્રજા પ્રેમ, આ બધાં એ સ્વાર્થ–પ્રેમનાં જ રૂપાંતરો છે. એ પ્રેમનાં આ સ્વરૂપો કોઇક જ પિછાની શકે છે. મ્હારો વીતાશોક હજી એક અજ્ઞાન બાલક છે. પ્રેમની ખરી કુંચી હજી તેણે પ્રાપ્ત કરી ન હોવાથી જ બન્ધુ પ્રેમની ધૂનમાં તે લાગેલો રહે છે. સ્વાર્થી પ્રેમે પોતાની ઉજ્જ્વલિત જ્યોતનો પ્રકાશ હજી તેના હૃદયપર પાડયો નથી. અશોકનો વિનાશ થયા વગર વીતાશોકનો સ્વાર્થી પ્રેમ જાગ્રત થઇ શકે તેમ નથી જ. "

" કુમારના મનનું વલણુ કેવી રીતે ફેરવી નાખવું એ અમે સારી રીતે જાણીએ છીએ. અશોકનું સામર્થ્ય અને ઐશ્વર્ય જોઇને સુખ માનવું, તેમજ તેના પ્રત્યે પ્રેમ રાખવો, એ એક ગંભીર ભૂલ છે એવું સમજાવીને વીતાશોકના કાન ભંભેરવાનું કાર્ય મ્હેં તેમજ રાજમાતાએ ક્યારનુંયે શરૂ કરી દીધું છે. અમારૂં આ કાર્ય નિરંતર ચાલુ રાખવાથી કાળાંતરે પણુ કુમાર વીતાશોકને આમારા તાબામાં લઇને તેને જ અશોકવધ માટે અમે એક શસ્ત્રરૂપ બનાવી શકશું એવી અમારી ખાત્રી છે. " કળાવતી પ્રત્યે સહેતુક દૃષ્ટિ ફેંકતો સંપુષ્ટાચાર્ય બોલ્યો.

હજી પણુ કળાવતી રાજમાતા અને સંપુષ્ટાચાર્યનું પાણી માપવા ઇચ્છતી હતી. તે બોલીઃ " વ્યાજબી રીતે અશોકરાજ ગાદીવારસ છે. કુમાર વીતાશોક પણુ પોતાના બન્ધુને રાજસિંહાસન પર બીરાજતા જોવાં ઇચ્છે છે. આવા પુણ્યશીલ અશોકનો વધ કરીને રાજકુમાર વીતાશોકને તેની ઇચ્છા વિરૂદ્ધ તખ્તનશીન કરવાનો યત્ન કરવાથી તમારા જેવી સંસાર-વિરક્ત વિભૂતિઓને ભયંકર પાપ લાગશે નહિ ? "

" કળાવતી ! આજ તું આમ કેમ બોલે છે ? વીતાશોક કરતાં માત્ર બે જ ઘટિકા પૂર્વે અશોકનો જન્મ થયો છે. એ આકાસ્મિક પ્રસંગનો લાભ લઇને મ્હારા પટ્ટરાણીપદની અવગણુના કરવા માટે જ શું તે મગધાધિપતિ થયો ? સુભદ્રાંગી—મ્હારી શૉક્ય—એક ભિખારિણીએ, મ્હેં તેનું કાંઇ પણુ અનિષ્ઠ કર્યું નહોતું છતાં પણુ તેણે મ્હારૂં અપમાન કર્યું છે. પોતાનું અપમાન થવા છતાં પણુ શાન્ત રહે એવી નિર્બળ આ બુદ્ધિમતિ નથી. ન્યાય કેવો અને અન્યાય કેવો ! માત્ર બે ઘટિકા જેટલો અલ્પકાળ એકને સુખના શિખરે ચ્હડાવી દે છે અને તે જ કોટિના બીજાને દુઃખના દરિઆમાં ડૂબાવી દે છે, એ એક પ્રકારની સ્વાર્થપટુતા નહિ તો બીજું શું કહેવાય ? વળી આવા અલ્પકાળને મહત્વ આપનારનાં ચક્ષુમાં જ લાહ્ય લાહ્ય બળે એવું અંજન આંજવામાં શો અન્યાય છે ? અશોક અત્યારે ભારત સમ્રાટ્ કહેવાય છે, તેનું ઐશ્વર્ય નિઃસિમ છે, તેનાં યશોગાન દશે દિશાઓમાં ગવાય છે, તેની કીર્તિરૂપી દુંદુભિનો નાદ અખિલ વિશ્વમાં સંભળાય છે; અને તેના જેટલીજ યોગ્યતાવાળો, મૌર્યકુલમાં જન્મ પામેલો, રાજા બિન્દુસારનો જ પુત્ર—મ્હારો વીતાશોક—અશોક કરતાં માત્ર બે ઘટિકા જ મોડો જન્મ પામ્યો હોવાથી તેની સ્થિતિ કેવી થઇ છે ? તે અન્યના આશ્રય તળે છે. અશોકના ભાનુતી પ્રકાશથી તે પ્રકા-

શિત થાય છે. એક સામાન્ય મનુષ્ય અને મૌર્યકુલોત્પન્ન રાજકુમાર વીતાશોકની સ્થિતિમાં શો ફરક છે ? માત્ર બે ઘટિકા જેટલા અલ્પકાળે નાખેલા આ અંતરાયથી અશોક અને વીતાશોકની સ્થિતિમાં આસ્માન જમીન જેટલું અંતર પડી ગયું છે. લોકો ભલે આ અંતરાય ન્યાયી માને, રાજકુમાર બાલ્યાવસ્થાને લીધે ભલે આ અંતરાયને યોગ્ય ગણે, પરંતુ. પોતાના માનને હાનિ પહોંચાડનારા અને પોતાના પુત્રનું આવું સ્થિત્યંતર કરી નાખનારા આ અંતરાયને હું મૂંગે મ્હોડે સહન કરી શકીશ નહિ. આ અંતરાય નષ્ટ કરવાથી ગમે તેવું ભયંકર પાપ લાગે તોપણ મ્હારા અને મ્હારા વ્હાલા પુત્ર વીતાશોકના અપમાનનો બદલો લીધા વગર હું રહીશ નહિ. અશોકનો વધ કર્યા સિવાય આ અંતરાય અન્ય કોઇ પણ રીતે નષ્ટ થઇ શકે તેમ નથી. દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતી જતી અશોકની વિભૂતિ જોઇને જ આ મરણાન્ત બળ્યાં કરવું અને અંતે દુઃખાતિરેકથી પ્રાણ ત્યજવા, તેમજ મૃત્યુ પછી પણ ભૂત થઈને ભટકયા કરવું એના કરતાં તો અશોકનો સત્વર વધ કરી, મ્હારા વીતાશોકને ચક્રવર્તીના સિંહાસન પર આરુઢ કર્યા પછી, કરેલા પાપનું નિવારણ વિશુદ્ધ વર્તન અને પશ્ચાત્તાપથી કરવું એ વધારે સારૂં છે એમ હું માનું છું. પણ મ્હારી આ માન્યતાનો શો ઉપયોગ ? મ્હને જે માણસો મળેલાં છે તે નિઃસત્વ, નિર્બળ, રાજકીય ખટપટથી અજ્ઞ, અને પાપભીરૂ છે. રાક્ષસ જેવો અમાત્ય અથવા ચાણાક્ય જેવો રાજનીતિજ્ઞ સલાહકાર જો મ્હને મળ્યો હોત તો અશોક સરખા એક ચાંચડને ચોળી નાંખવામાં આટલો બધો સમય લાગત ખરો કે ?"

રાજમાતાનું સંભાષણ સાંભળી આનંદિત થએલી કળાવતી બોલી: "રાજમાતા ! અત્યાર સુધી હું તમારા મનની પરીક્ષા કરતી હતી. મ્હને માફ કરો. હવેથી આપનો અતિ ઉચ્ચ હેતુ પાર પાડવામાં દરેક પ્રકારે સહાયભૂત થવાનું હું આપને વચન આપું છું."

"તું મ્હને સહાયભૂત થાય કે ન થાય પરંતુ મ્હારા શરીરમાં જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી હું અશોકના વધ માટે અહર્નિશ ચિન્તવન કર્યાં કરીશ. જ્યાં સુધી મગજમાં વિચાર કરવાની શક્તિ રહેશે ત્યાં સુધી અશોકવધ સિવાય બીજો વિચારજ હું કરવાની નથી. જ્યાં સુધી નેત્રોમાં તેજ છે ત્યાં સુધી તે અશોક પ્રત્યે ધિક્કારનો જ વર્ષાવ કરશે. કળાવતી ! અશોકનો વધ કરવાની મ્હેં પ્રતિજ્ઞા લીધી છે. આ જ મ્હારો ભયંકર અને ભીષણ નિશ્ચય છે."

રાજમાતાનું ભાષણ સાંભળીને કળાવતીના આનંદનો અવધિ જ થયો. પોતાને થયેલા નિસ્સિમ આનંદને પરિણામે તે પ્રતિજ્ઞાપૂર્વક કંઇક બોલવા જતી હતી તે જ ક્ષણે કુમાર વીતાશોક ત્યાં આવી ચડયો.

"માતુશ્રી !" મઢીમાં પ્રવેશ કરતાં રાજકુમાર પોતાની માતાને સંબોધીને બોલવા લાગ્યો: "અહિંથી થોડે જ દૂર માત્ર બે યોજન જેટલા અંતરે એક ભયંકર સિંહ વનપાળના જોવામાં આવ્યો છે. મનુષ્યની વસ્તીની આટલી બધી નજીકની જગ્યામાં આવા હિંસક પ્રાણીને રહેવા દેવું એ ઘણું જ ભયંકર છે; અને તેથી તેનો શિકાર કરવા માટે હું આવતી કાલે પ્રાતઃકાળે જ મ્હારા શુરવીર અંગરક્ષકો સહિત કૂચ કરી જવાના નિશ્ચય પર આવ્યો છું. ચક્રવર્તી પણ મ્હારી સાથે શિકારે આવવાના છે. જે સ્થળે ભગવાન ગૌતમબુદ્ધે ધર્મધ્યાનમાં દીર્ઘકાળ વ્યતીત કર્યો હતો તે અત્યંત પવિત્ર ગુફાની નજીકમાં જ સિંહ જોવામાં આવ્યો હતો. આ ગુફા તીર્થસ્થળ જેવી પવિત્ર હોવાથી, આપ, આચાર્ય કે અન્ય કોઇની ઇચ્છા તેના દર્શન કરવાની હોય તો તમો સર્વ પણ પ્રાતઃકાલે અમારી સાથે આવવા માટે તૈયાર થશો. ચક્રવર્તીએ મ્હને આ સમાચાર આપને નિવેદન કરવા માટે જ મોકલ્યો છે. પોતે કલિંગયુવરાજ જીતેન્દ્રને આ બાબતના ખબર આપવા સારૂ દરબાર તુરંગ તરફ ગયા છે. ઘણું કરીને યુવરાજને પણ તેઓ પોતાની સાથે લેશે. ઇન્દિરા અને સુભદ્રાંગિ માતાને મ્હેં આ હકીકત જણાવી, પરંતુ તેઓની ઇચ્છા કાલે અમારી સાથે આવવાની નથી. તમો સર્વ આવવાની ઇચ્છા રાખો છો કે ?"

રાજકુમારનું આ સંભાષણ સાંભળીને કળાવતીને કંઇક એકાએક યાદ આવ્યું. પોતાના મનની ખાત્રી કરવાના ઉદ્દેશથી તેણે વીતાશોકને પૂછ્યું: "વનપાળે તે સિંહને કયા સ્થળે જોયો હતો વારૂ ?"

. "આપણા શહેરની પશ્ચિમ બાજુએ કપિલવસ્તુ તરફથી જે માર્ગ મળે છે ત્યાંથી આશરે બે યોજન પર એક ગુફા છે. વનપાળ કહે છે કે તેણે તે ગુફાની આસપાસ સિંહને ભ્રમણ કરતો જોયો હતો. અગાઉ કદિ પણ શહેરની આટલી નજીકની હદમાં સિંહ તેના જોવામાં આવ્યોજ નહોતો."

"વનપાળે તે સિંહને પ્રથમ ક્યારે જોયો હતો ? અને તેને છેલ્લો ક્યારે નજરે પડેલો ?" કળાવતીએ પૂછ્યું.

"ત્રણ દિવસ પહેલાં વનપાળે તે ગુફાની આસપાસ સિંહને ફરતો

જોયો હતો. સંધ્યા સમયે તે ત્યાંથી અદૃશ્ય થયો હતો. ત્યાર પછી વનપાળે તેને જોયો નથી. તેથી તે એટલામાં જ હોવો જોઇએ એમ તેનું માનવું છે. કળાવતી ! સિંહની બાબતમાં તમે ચોકસાઇ ખૂબ કરી હો ! તમે પણ શિકારે આવવા ઇચ્છો છો કે શું ? ”

કુમારના આ પ્રશ્નનો ઉત્તર આપવા જેટલી કળાવતી સ્વસ્થ નહોતી. તે વિચારમાં એટલી બધી લીન થઇ ગઈ હતી કે વીતાશોકના છેવટના શબ્દો તેણે સાંભળ્યા જ નહોતા. અત્યાર સુધી નિરાશાપૂર્ણ અને મ્લાન જણાતા તેના વદન પર એકાએક આનંદની છટા દૃષ્ટિગોચર થવા લાગી. થોડી વાર શાન્ત રહ્યા પછી તે એકાએક વિચાર તન્દ્રામાંથી જાગ્રત થઇ અને બોલીઃ “ અશોકરાજે મૃગયા માટે જવાનો ચોક્કસ નિશ્ચય કર્યો છે કે ? ”

સામાના પ્રશ્નનો પ્રત્યુત્તર ન આપતાં પોતાના પ્રશ્ન સંબંધી જ કળાવતીએ પૂછ્યું એ જોઇને વીતાશોકને આશ્ચર્ય લાગ્યું. પરંતુ શિષ્ટાચારને અનુસરીને તેને પ્રત્યુત્તર આપવો જ જોઇએ એમ વિચારીને તેણે ઉત્તર આપ્યોઃ “ પોતે કરેલો નિશ્ચય સમ્રાટ્ અશોક કદિ પણ ફેરવતા નથી. ”

આ ઉત્તર સાંભળતાં જ કળાવતી પોતાને જ સંબોધતી હોય તેમ ઉન્નત સ્વરે બોલીઃ “ ત્યારે સમ્રાટ્ કાલે મૃગયા ખેલવા જશે જ ! ” કળાવતી કંઇક બબડી. પુનઃ તે વિચાર તન્દ્રામાં પડી અને તેણે ભયંકર હાસ્ય કર્યું. પરંતુ તેના આ વિલક્ષણ વર્તનની મિમાંસા કરવાનો વીતાશોકને સમય નહોતો. શિકારમાં આવતી કાલે સિંહને કેવી રીતે દાવપેચથી પકડવો એ વિચારમાં જ તેનું મન લાગેલું હતું. સંપુષ્ટાચાર્ય અને રાજમાતાને ઉદ્દેશીને તે બોલ્યોઃ “ ત્યારે પ્રાતઃકાલે તમે શિકારે આવશો કે ? ”

તેઓ બન્નેએ ઉત્તર આપ્યોઃ ” સુભદ્રાંગી વગેરે કોઇ આવતાં નથી ત્યારે અમારી પણ શી જરૂર છે ? અમે પણ શિકારે નહિ આવીએ. ” આ નકારાત્મક ઉત્તર સાંભળી કુમાર ત્યાંથી રવાના થયો.

કુમાર વીતાશોકે મઢી બહાર પગ મૂક્યો નહિ હોય એટલામાં, “ત્યારે પ્રાતઃકાળે અશોકરાજ મૃગયા ખેલવા જશે ! ” એ શબ્દો કળાવતીએ ઉચ્ચાર્યા. તરત જ તે પુનઃ સ્વસ્થ થઈ. રાજમાતા અને સંપુષ્ટાચાર્ય પોતાના પ્રત્યે સાશ્ચર્ય નિહાળી રહ્યાં છે તથા વીતાશોક મઢીમાં નથી એ જોઇને કળાવતી બોલી ઉઠીઃ “ કુમાર અહિંથી ક્યારે ચાલ્યા ગયા ? ”

“ દશેક મિનિટ થઈ હશે. ” રાજમાતા બોલી.

" અશોકરાજ સાથે શિકારે જવા માટે શો નિશ્ચય કર્યો ? "

" શિકાર ખેલવા જનારા મનુષ્યો સાથે તીર્થાટન કરવા જવું એ અમને અયોગ્ય લાગે છે. "

" પરંતુ શિકારે જતા અશોકરાજ સાથે તીર્થાટન કરવા આપ જવું જ પડશે. કુમારને બોલાવીને કહો કે અમે સર્વ પ્રાતઃકાળે તમારી સાથે આવવાનાં છીએ. "

" પણ તેનું કાંઇ કારણ ? " રાજમાતાએ પુછ્યું.

" તમે પહેલાં કુમારને બોલાવીને તીર્થાટન માટેની આપણી સંમતિ દર્શાવી દ્યો. કારણ પછીથી સ્હમજાવીશ. "

" પહેલું કારણ જણાવ એટલે હું કુમારને બોલાવું છું. " રાજમાતા બોલી.

પરંતુ કુળાવતીએ રાજમાતાના ઉત્તરની રાહ જોઇ નહિ. તે તરત જ મઠ્ઠીના દ્વાર પાસે દોડી ગઇ અને, " કુમારજી ! ઓ કુમારજી ! " એમ બુમો પાડવા લાગી. કુમાર વીતાશોક એટલો બધો દૂર નીકળી ગયો નહોતો. કુળાવતી પોતાને બોલાવે છે એમ જાણીને તે પાછો ફર્યો અને મઠ્ઠીમાં આવી પહોંચ્યો.

" કુમારજી ! " કુળાવતી બોલીઃ " રાજમાતાએ અને સંપુષ્ટાચાર્યે પોતાનો નિશ્ચય બદલ્યો છે. પ્રાતઃકાળે તેઓ તીર્થાટન અર્થે તમારી સાથે આવવાનાં છે. સવારે સમ્રાટ્ અશોકને શિકાર ખેલતા જોવાની હાથ આવેલી ઉત્તમ તક નહિ ગુમાવવાનો મ્હારો પણ દૃઢ નિશ્ચય છે. હું પણ રાજમાતાની સાથે આવવા ઇચ્છું છું. "

" વારૂ. એમ થાય તો તો વળી અતિ ઉત્તમ. " એટલું બોલી રાજકુમાર ત્યાંથી ચાલ્યો ગયો.

મઠ્ઠીમાં પ્રવેશ કર્યા પછી વિકટ હાસ્ય કરતી કુળાવતી પુનઃ કર્કશ સ્વરે બોલી ઉઠીઃ " અશોકરાજ મૃગયા ખેલવા માટે આપણી સાથે આવશે ? " આટલું બોલી તે મઠ્ઠીમાં એક દિવાનીની પેઠે આમતેમ ફરવા લાગી. કુળાવતીનો વધતો જતો ઉન્માદ જોઇને તેનો હાથ પકડીને જમીનપર બેસાડતાં રાજમાતા બોલીઃ " કુળાવતી, આ શી ધાંધલ મચાવી છે ! ત્હને આજે આટલો બધો આનંદ શાથી થાય છે ? "

"પ્રાતઃકાલે અશોકરાજ સિંહના શિકારે નથી જનાર શું?"

"પરંતુ તેથી તુને આટલો બધો આનંદ શાથી થાય છે?"

"રાજમાતા! આવતી કાલે અશોકરાજ સિંહના શિકારે જનાર છે એવા આનંદના સમાચાર જાણીને તમને પણ મ્હારા જેટલો આનંદ નથી થતો?"

"ધારો કે પ્રાતઃકાલે એ સિંહનો વધ અશોક કરશે; પરંતુ તેથી મ્હને શા માટે આનંદ થાય એ મ્હારાથી સમજાતું નથી."

"પ્રાતઃકાળે સિંહનો નહિ પરંતુ અશોકનો જ વધ થશે."

"એટલે?" રાજમાતા અને સંપુષ્ટાચાર્ય બન્ને સાથે બોલી ઉઠ્યાં.

"એટલે એ કે આવતી કાલે અશોકરાજ જે સિંહનો વધ કરનાર છે તે જ સિંહ અશોકને પોતાના પંઝામાં સપડાવી તેનું અભિમાન ઉતારશે. શિકારે ગયેલા અશોકનો શિકાર તે સિંહ જ કરશે. આવતી કાલે સંધ્યા સમયે સિંહનું શબ જોવા માટે ઉત્સુક બનેલા પાટલીપુત્રના શહેરીઓને સિંહને બદલે અશોકનું શબ જોવાનો પ્રસંગ મળનાર છે!"

કળાવતીની આ ભવિષ્યવાણી સાંભળીને રાજમાતા અને સંપુષ્ટાચાર્યના હૃદયમાં આશાનો અંકુર ફુટ્યો. કળાવતીની કારસ્થાનપટુતા પર તેમનો સંપૂર્ણ વિશ્વાસ હતો. તેઓ એમ જ માનતાં હતાં કે આપણાં ભયંકર કારસ્થાનો પાર ઉતરે એવી સલાહ માત્ર કળાવતી જ આપી શકે એવી છે. "અમે તું કહીશ તેમ કરીશું," એવી સરતે જ તેઓએ કળાવતીને પોતાનાં ભયંકર કારસ્થાનોમાં સામિલ કરી હતી. જે વાતથી કળાવતી આનંદિત બની ગઇ હતી, તે વાત તેટલી વજનદાર હોવી જ જોઇએ એમ તેમનું ખાત્રીથી માનવું હતું. કલિંગદેશ પર વિજય મેળવ્યો ત્યારે કળાબાજ કળાવતીએ જે કારસ્થાનો રચ્યાં હતાં તેની સ્મૃતિ હજી તાજી જ હોવાથી, રાજમાતા અને સંપુષ્ટાચાર્ય કળાવતી આગળ શું બોલે છે તેની રાહ જોતાં કળાવતી પ્રત્યે એકીટશે જોઇ રહ્યાં.

"રાજમાતા અને આચાર્ય!" કળાવતી બોલવા લાગી: "પાટલીપુત્ર આવતાં રાજકુમારે જે ગુફા વિષે કહ્યું તે ગુફામાં ગયા પરમ દહાડે સખ્ત ગરમી પડતી હોવાથી, મ્હેં વિશ્રાન્તિ લીધી હતી. ધર્માનુજ નામનો એક ભિક્ષુ પણ અમારી સાથે જ રાજધાની તરફ આવતો હતો. તે ગુફાની

પૂર્વ અને પશ્ચિમ બાજૂએ બીજી બે ન્હાની ગુફાઓ છે. અમારી સાથેના તે ભિક્ષુએ પોતાની પથારી તે પશ્ચિમ બાજુની ગુફામાં કરી હતી. પરંતુ તે ગુફામાં પણ તેને સખ્ત ગરમી થવા લાગી એટલે તેણે તે ગુફામાંના એક ભોંયરામાં જઇને તેણે પોતાની પથારી કરી. તે ભોંયરાનું દ્વાર ખુલ્લું હતું અને તે બંધ કરવા માટે તેના પર ઢાંકી દેવાની એક શિલા નજીકમાં જ હતી. તે ગુફાની આસપાસ કેટલાક સમયથી એક સિંહ ભટકયા કરે છે એવી બાતમી મ્હારા એક નોકરે મ્હને આપી. સંધ્યા સમય થવા આવ્યો હોવાથી હવે સૂર્યની ગરમી કંઇક ઓછી થવા લાગી હતી. પરંતુ સિંહના ભયને લીધે અમે ત્યાંથી સત્વર કૂચ કરી જવાનું યોગ્ય ધાર્યું. હું તરત જ ધર્માનુજને બોલાવવા માટે તે ભોંયરા પાસે ગઇ. પરંતુ મ્હેં ત્યાં શું જોયું ? ધર્માનુજને કે તેની પથારીને બદલે તે ભોંયરામાં મ્હેં એક વિકટદંત, વિકટમુખ, ને વિકટ નખવાળા વિકાળ સિંહ જોયો. મ્હારી અને સિંહની દૃષ્ટોદષ્ટ મળતાં તે મ્હારાપર તૂટી પડવાની તૈયારી કરતો હોય એમ મ્હને લાગ્યું. મ્હારૂં મૃત્યુ સમીપમાં જ છે, એવી મ્હારી ખાત્રી થઇ ગઇ. પરંતુ આ જીવલેણ સંકટનો પ્રતિકાર બને તો કંઇક કરવો એવો મ્હેં દૃઢ નિશ્ચય કર્યો. એકવાર મ્હેં ચોમેર દૃષ્ટિપાત કર્યો. તરત જ પેલી શિલા મારા જોવામાં આવી. કોણ જાણે કયાંથીએ મ્હારી નિર્બળ બાહુલતામાં એકાએક અદ્વિતીય પ્રકારનું શૌર્ય આવ્યું! મ્હેં જોરથી તે શિલાને ભોંયરાના દ્વારપર ધકેલી દીધી. ભોંયરાનું દ્વાર બંધ થતાની સાથે જ સિંહ ભયંકર ગર્જનાઓ કરવા લાગ્યો. પરંતુ જે દ્વાર એકવાર બંધ થયું તે તો બંધ થયું જ. બહારથી શિલા ખસેડયા વગર તે દ્વાર ઉઘડે તેમ નહોતું. થોડીવાર હું ત્યાં ઉભી ઉભી સિંહની ભીષણ ગર્જના શ્રવણ કરવા લાગી. “ભગવાન ગૌતમબુદ્ધની કૃપાને લીધે જ આજે હું બચવા પામી ” એમ વિચાર કરતી હું મ્હારી ગુફા પાસે આવી પહોંચી તો ત્યાં અમારી સાથે પ્રવાસ કરતા ધર્માનુજને મ્હેં ત્યાં તૈયાર થઇને ઉભેલો જોયો. રાજમાતા ! કુમારે જે ગુફા વિષે કહ્યું તે જ ગુફામાં અમે વિશ્રાંતિ લીધી હતી. અને જે સિંહનો તેઓ શિકાર કરવા જાય છે તે મ્હેં ભોંયરામાં પૂરેલો જ સિંહ ! વનપાલે સંધ્યા સમય પછી તે સિંહને જોયો નથી, પરંતુ તે પહેલાં તે ગુફાની આસપાસ ફરતો જોવામાં આવ્યો હતો એમ કુમારજી કહેતા હતા. ત્યારે અદ્યાપિ તે સિંહ ભોંયરામાં જ હોવો જોઇએ એવી મ્હને પ્રતીતિ થાય છે. બે ત્રણ દિવસથી ક્ષુધાતુર

બનેલો સિંહ ભોંયરામાં " ખાઉં ખાઉં " કરી રહ્યો હશે. અશોક જેવો અમોલ અને ભરાઉદાર શરીરવાળો ખોરાક તે સિંહને ધરીને, તેની પાસે જ અશોકનો શિકાર કરાવવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. બોલો ! હવે અશોક સિંહના શિકારે જનાર છે એ જાણીને તમને આનંદ થાય છે કે નહિ ? "

કળાવતીનું સંભાષણ સાંભળીને રાજમાતા અને સંપુષ્ટાચાર્યના આનંદનો અવધિ જ થયો. કળાવતી અત્યારસુધી શી વિચારતન્દ્રામાં પડી હતી, તીર્થાટન કરવા જવાની શી જરૂર હતી, અને, " ચક્રવર્તી આવતી કાલે સિંહનો શિકાર ખેલવા જશે કે ? " એ કળાવતીના વાક્યનો યથાર્થ હેતુ હવે તેઓ સ્હમજી શક્યાં. કળાવતીની કલ્પનાશક્તિની તેઓ પ્રશંસા કરવા લાગ્યાં. સિંહ જેવા ભયાનક અને હિંસક પશુ દ્વારા ચક્રવર્તીનું કાસળ કાઢવાનો તેમણે નિશ્ચય કર્યો. સિંહ અશોકને ફાડી ખાય ત્યાર પછી આક્રંદ કરવાનો ડોળ ઘાલવાથી કોઇને આપણા પ્રત્યે સંશય આવશે નહિ, તેમજ અશોકરૂપી કંટકને જગતમાંથી સદાને માટે દૂર કરવાનું કારસ્થાન પણ ખુલ્લું થશે નહિ, એમ તેમણે ધાર્યું. અશોકના મૃત્યુ પછી તેનો શોક કેવી રીતે પ્રદર્શિત કરવો અને તેના સદ્ગુણો સંભારી સંભારીને આખો વનપ્રદેશ રડારોળ કરી ગજાવી મૂકીને પોતે અશોકને ઘણીજ વ્હાલી હતી એવું બતાવવા માટે કેવો ડોળ ઘાલવો, એ સંબંધી વિચાર કરવામાં રાજમાતા મગ્ન થઇ ગઇ હતી. હવે અશોકને સિંહના મુખ પાસે કેવી રીતે મોકલી દેવો એટલો જ નિશ્ચય કરવાનું બાકી રહ્યું હતું.

" રાજમાતા ! " કળાવતી બોલીઃ " કેવી સુવર્ણ સરખી તક અનાયાસે પ્રાપ્ત થઇ છે ! ક્યાં સિંહનું ભોંયરામાં કેદ થવું, વનપાળે આવીને અશોકને સિંહની ખબર આપવી, કુમાર વીતાશોકને શિકાર ખેલવાની ઇચ્છા થવી, અને ચક્રવર્તીએ તેની સાથે વનમાં જવાનું કબુલ કરવું, એ બધી ઘટનાઓ કેવી આકસ્મિક રીતે જ ઉપસ્થિત થઇ છે ? ભોંયરામાં બંદિવાન થઇ પડેલો સિંહ અશોકનો પ્રત્યક્ષ કાળ છે. વનપાળે તે કાળ (સિંહ)ના દૂત તરીકે કાર્ય કર્યું છે. હવે આપણું કર્તવ્ય માત્ર એટલું જ અવશેષ રહ્યું છે કે ચક્રવર્તીની તેના કાળ સાથે ઓળખાણ કરાવી આપવી."

" કળાવતી ! " કળાવતીના મસ્તક પર હાથ ફેરવતી રાજમાતા બોલીઃ " તું તે માટે ચિન્તા ન રાખ. એ કાર્ય હું જ કરીશ. મૃગયા ખેલીને ભટકતો ભટકતો ચક્રવર્તી, કુમાર અને તેના અંગરક્ષકો સહિત વિશ્રાન્તિ લેવા સારૂ તે ગુફા પાસે એની મેળે આપોઆપ આવી ચઢશે.

હું અશોકને લઇને તે ભોંયરા પાસે જઈશ. તેની પાસે કાંઇ પણ શસ્ત્ર કે કોઇ અંગરક્ષક નહિ હોય એવો લાગ મળતાંની સાથે જ હું અશોકને ભોંયરૂં ઉઘાડવાનું કહીશ. ભોંયરા પરની શિલા દૂર થઇ ન થઇ એટલામાં તો ચાર દિવસનો ક્ષુધાતુર અશોકનો કાળ તેનું સપ્રેમ સ્વાગત કરી લેશે."

"પણ એમ કરવાથી કદાચ તમારો જીવ ભયમાં આવી પડશે." સંપુષ્ટાચાર્ય બોલ્યો.

"આચાર્ય ! મ્હને મ્હારો જીવ વ્હાલો છે. ભોંયરાના દ્વાર પરની શિલા અશોકે ખસેડી એટલે સિંહની રાહ જોવા સારૂ હું થોડી જ ત્યાં ઉભી રહેવાની હતી ? અશોકની અંતકાળની છેલ્લી કર્ણપ્રિય કિંકાળી સાંભળ્યા પછી હું ત્યાંથી તરત જ દોડતી ન્હાસી છૂટીશ અને કૃત્રિમ ડુસકાં ભરીને મ્હારા આનંદાશ્રુને હું રૂદનના સ્વરૂપમાં ફેરવી નાખી, રડારોળ કરતી કરતી સર્વ લોકોની અગ્રેસર થઇને ચાલીશ."

"પરંતુ રાત્રી દિવસ અશોકની સાથે રહેનાર તેના વિશ્વાસુ અને નિમકહલાલ અંગરક્ષકોના નાયક માટે શો બંદોબસ્ત કરશો ?" કળાવતી-એ પૂછ્યું.

"કોના માટે ? હં હં સ્હમજી. મોહન માટે બંદોબસ્ત કરવાનું તું પૂછે છે કે ? એની ચાવી મ્હારા હાથમાં જ છે. મ્હારી દાસી વનમાળાનો એક જ નેત્રકટાક્ષ તેને ગમે ત્યાં દોરી જવા માટે બસ છે. હમેશ પ્રમાણે વનમાલા પણ આવતી કાલે મ્હારી સાથે જ રહેશે."

કેટલોક સમય સુધી મંડળી મઢીમાં આ એક જ વિચારમાં લીન થઇ ગઇ હતી. જ્યારે રાત્રીના ભયંકર અંધકારમય સામ્રાજ્ય અને તે મંડળીના પાપપૂર્ણ અને પિશાચી નિશ્ચયનો યોગ થયો ત્યારે જ આ મંડળી વિસર્જન થઇ. જતાં જતાં કળાવતી, "ચક્રવર્તી પ્રાતઃકાળે સિંહના શિકારે જશે કે ?" એમ પુનઃ એકવાર બોલી અને તેણે વિકટ હાસ્ય કર્યું. રાજ-માતા અને સંપુષ્ટાચાર્ય એ વાક્યનો મર્મ હવે સંપૂર્ણ રીતે સ્હમજી શક્યાં હોવાથી, આ વખતે તેમને તે બદલ કાંઇ જ આશ્ચર્ય ઉપજ્યું નહિ. તેઓએ માત્ર સંમતિસૂચક વિકટ હાસ્ય કર્યું. પ્રિય પાઠક ! આવા ભયંકર અંધકારમાં પણ આ કાવત્રાબાજ મંડળીનું વિકટ હાસ્ય કોઇની દ્રષ્ટિએ પડયું હોત તો તે ભયભીત થયા વગર રહેત જ નહિ.

# પ્રકરણ ૧૯ મું.

## મૃત્યુના મુખમાં !

નેત્ર વિખૂટાં છો બને ! ભલે દૂર હો અંગ !
પણ સુખ ત્યાં દુખમાંહ્યથી એજ પ્રેમનો રંગ !

કલાપી.



જે દિવસે પ્રાતઃકાલે પ્રતાપશાળી સૂર્યના આગમનની વધામણી આપતી ઉષાસુંદરી પૂર્વ દિશામાં સ્મિત કરી રહી હતી. પ્રભાકરનું અપમાન ન થાય એટલા સારૂ પ્રાણી માત્ર પર પોતાનાં નેત્રો દ્વારા અમૃતનો વર્ષાવ તે કરતી હતી. મૃગયા કરવા નીકળેલા ચક્રવર્તી ગંગા નદીના તીર પર આવી રહેલી લીલીછમ વનસ્પતિનું સૌન્દર્ય નિહાળતા નિહાળતા માર્ગ કાપતા જતા હતા. સમ્રાટ્ અશોક હાથી પર આરૂઢ થએલા હતા. તેમની એક બાજૂએ કુમાર વીતાશોક અને બીજી બાજૂએ કલિંગ યુવરાજ જીતેન્દ્ર—શોભના બેઠેલાં હતાં. સમ્રાટ્ તેમની સાથે ક્વચિત્ સમયોચિત વાર્તાલાપ કરતા હતા. તેમના હાથીની પાછળ બીજો એક હાથી ચાલતો હતો. તે હાથીની પીઠપર ગોઠવેલી અંબાડીમાં રાજમાતા, કળાવતી અને સંપુષ્ટાચાર્ય બેઠેલાં હતાં. સમ્રાટ્ના હાથીની બાજૂમાં રાજકુમાર વીતાશોકના શિકારીઓ પોતપોતાના જૂના અનુભવોની વાતો કરતા ચાલતા હતા. સમ્રાટ્ અશોકના અંગરક્ષકોનો નાયક મોહન સૌની પાછળ પાછળ પોતાનો અશ્વ ચલાવતો હતો. રાજમાતાના હાથીની બાજૂમાં એક વ્યક્તિ—વનમાલા પોતાના અશ્વને ચલાવતી હતી. વિના કારણ મોહન પોતાના અશ્વની ગતિ ધીમે ધીમે ચલાવતો હતો એમ જ્યારે વનમાલાએ જોયું ત્યારે તેણે રાજમાતા પ્રતિ એક સહેતુક દૃષ્ટિપાત કર્યો. તરતજ કાંઇક પડી ગયું હોય એવો ઢોંગ કરીને તે અશ્વ પરથી નીચે ઉતરી. વનમાલા પુનઃ અશ્વારૂઢ થાય તે પહેલાં તો તેની મૈત્રિણીનો અશ્વ ઘણે દૂર નીકળી ગયો.

થોડીજ વારમાં મોહન વનમાલા પાસે આવી પહોંચ્યો. અત્યાર સુધી મંદ મંદ ગતિથી ચાલતો તેનો અશ્વ એકાએક ઉભો રહ્યો. મોહન અશ્વ પરથી નીચે ઉતર્યો. સાથેના લોકો બહુ દૂર નહિ ગયા હોય એવામાં આ

પ્રેમી યુગલને એક ટેકરીએ ઓથ આપી. હવે તેમને લાગ્યું કે મનુષ્યની દૃષ્ટિમર્યાદા પહોંચે તેના કરતાં પણ પોતે સહજ વધારે દૂર છે.

"વનમાલા ! આજનો પ્રવાસ કેવો આનંદોત્પાદક છે? દરરોજ સવારમાં આજની માફક ત્હારી સાથે પ્રવાસ કરવાનો લાભ મળે તો કેવી મજા પડે?" વનમાલા ઉભી હતી તેની નજીકમાં જ પોતાનો અશ્વ લઈ જઈને મોહન બોલ્યો.

"કંઇ પણ બ્હાનું કાઢીને મ્હને આમ એકાંતમાં તમે મળશો એવી મ્હારી ખાત્રી જ હતી." વનમાલા બોલી.

"અને મ્હારી પણ ખાત્રી જ હતી કે આ લાવણ્યમયી લલના મ્હને એકાંતમાં એકાદ બે વખત મળ્યા વગર રહેશે જ નહિ." વનમાલાનો હસ્ત પોતાના હસ્તમાં લેતાં મોહન બોલ્યો.

"જાઓ, જાઓ, શા માટે મ્હારો હાથ પકડો છો?"

"શાસ્ત્રોકત વિધિ પ્રમાણે લગ્ન થવાનો પ્રસંગ હવે ટુંક જ સમય થનાર છે અને તેથી મનમાં એમ થયું કે લાવને જરા વિનોદ તો કરીએ!" મોહને સ્મિત કરતાં કહ્યું.

"કેમ જાણે કે કોઇ દિવસ મ્હારા હસ્તને સ્પર્શ કર્યો જ નહોય!"

"અરે એમાં શું? એમજ ચાલ્યાં કરે છે. વારૂ પણ, વનમાલા આજે મ્હારે ત્હારી સાથે કંઇક વાત કરવી છે."

"મ્હારે પણ તમારી સાથે આજે પુષ્કળ વાતો કરવાની છે."

"એમ કે? મ્હારી વ્હાલી વનમાલાને મ્હારી સાથે આજે શી વાતો કરવાની છે?" વનમાલાના ભાલપ્રદેશ પર વિહાર કરતી વાળની લટ સમારતાં મોહન બોલ્યો.

"મ્હારૂં મન ચોરી, મ્હને મોહિની લગાડનારા મ્હારા મોહનને આજે મ્હારી સાથે શી શી વાતો કરવાની છે?" મોહનના સ્કંધ પર હસ્ત વિંટાળતી વનમાલા બોલી.

"મ્હારે જે કહેવાનું છે તે અતિ ગંભીર છે. કંઇ આમ ઉભાં ઉભાં તે કહી શકાય કે? ચાલ, કોઇ સ્થળે બેસીને જ હું ત્હને તે વિસ્તારથી કહી સંભળાવું."

"અને મ્હારે જે કહેવાનું છે તે પણ અતિ મહત્ત્વનું હોવાથી મ્હારે તદ્દન શાન્તિમાં કહેવાનું છે."

"ત્યારે તું તે કહેતી કેમ નથી?" વનમાલાનો પાલવ પકડતાં મોહન બોલ્યો.

"પોતાની વાત તો કહેતા નથી!" લટકતો કરતાં વનમાલા બોલી.

"અત્યારે તો થોડુંક કહું! સમ્રાટ્ અશોકે ત્હારી સાથે લગ્ન કરવાની મ્હને પરવાનગી આપી છે. પણ તે બધું નિરાંતે કહીશ."

"એ જ શબ્દોમાં બોલવાની પદ્ધતિ તમે સ્વીકારી છે તો હું પણ તેમજ કરીશ. લ્યો. મ્હને પણ રાજમાતાએ તમારી સાથે લગ્ન કરવાની રજા આપી છે. મુકામ પર પહોંચ્યા પછી શાન્તિના સમયે એ વિષે વિસ્તારથી કહીશ. ત્યાં પહોંચ્યા પછી મ્હને ક્યારે મળશો?"

"શિકાર કરવાના સ્થળે પહોંચ્યા પછી લગભગ બે પ્રહર સુધી મ્હને નિવૃત્તિ મળી શકશે નહિ. બે પ્રહર વીત્યા પછી સમ્રાટ્ તીર્થસ્થળના દર્શન કરવા તેમજ વિશ્રાન્તિ લેવા સારૂ નજીકની ગુફામાં જનાર છે. મહારાજ ગુફામાં ગયા કે પછી હું છૂટો! તે વખતે તું મ્હને એકાંતમાં મળજે. આપણે બન્ને ગંગાના પવિત્ર નીરમાં જળક્રીડા કરશું અને પછી પુષ્પો વીણીને તેની એક માલા બનાવીને હું ત્હારા કંઠમાં આરોપીશ. ચાર ઘટિકા જેટલો સમય કંઇ ઓછો છે? બોલ વાયદા પ્રમાણે આવીશ કે?"

"હા, આવું તો ખરી, પણ—"

"કેમ વળી પણ શું?"

"બે શરત કરો તો આવું?"

"શી શરત?"

"જૂઓ! જળક્રીડા કરી રહ્યા પછી મ્હારાં ભીંજાએલાં કપડાં સૂકવરાવવાં પડશે અને તમારી હકીકત મ્હને પહેલી જણાવવી પડશે."

"જો, કેવી સ્વાર્થી છે! વારૂ, ત્હારી બન્ને શરતો કબૂલ છે. પણ તું આવવાનું જ ભૂલી ગઇ તો?"

"ભૂલું તે કેમ?"

"તું ભૂલી જવાની અને આજની મજા લૂંટાઇ જવાની!"

"પણ હું ખાત્રીથી કહું છું કે નહિ જ ભૂલું."

"અરે તું ભૂલી જ જવાની ! હં, પણ તું આવવાનું ભૂલી ન જાય એટલા માટે ત્હારા ગુલાબી ગાલ પર પ્રેમની નિશાની મ્હને કરવા દે." એમ કહીને મોહને વનમાલાને સપ્રેમ ચુંબન કર્યું, અને બોલ્યો: "જો ! આવી પ્રેમ નિશાની ન આપી હોત તો ત્હને મ્હારી પાસે આવવાનું યાદ રહેત કે ?"

પોતાનું કાર્ય સંપૂર્ણ થયું માની મોહને પોતાના અશ્વને એડી મારી. વનમાલાએ પણ પોતાનો અશ્વ દોડાવી મૂક્યો. અલ્પકાળ પહેલાં ટેકરીની ઓથે આનંદ પ્રમોદ કરતું આ પ્રેમી યુગલ મંડળી ભેગું ભળી ગયું. બાલરવિનાં કિરણો પોતાની પ્રખરતાનો અનુભવ કરાવે તે પહેલાં વનપાલે જણાવેલા સ્થળે આ મંડળી આવી પહોંચી. તીર્થાટન અર્થે આવેલી મંડળી ગુફા તરફ રવાના થઈ. બહાદુર શિકારીઓ સિંહની શોધ કરવા માટે અરણ્યમાં નીકળી પડયા.

ગુફા પાસે પહોંચ્યા પછી લાગ સાધીને કુળાવતી ભોંયરા પાસે જઈ આવી અને રાજમાતાને બધું યથાસ્થિત હતું એવા આનંદના ખબર આપ્યા. આગળ નાટક કેમ ભજવવું તે સંબંધી રાજમાતા વિચારવા લાગી. સંપુષ્ટાચાર્યે પણ અંતકાળ સમયની પ્રાર્થના અને મંત્રો યાદ કરવા માંડયા !

ધીમે ધીમે બે પ્રહર દિવસ વ્યતીત થઇ ગયો પરંતુ સિંહનો પત્તો લાગ્યો નહિ, તેમજ અમુક સ્થળે હશે એવી પણ કંઈ બાતમી મળી નહિ. આથી શિકાર ખેલવાનું કામ થોડો વખત બંધ કરીને અશોક, વીતાશોક, વેશધારી જીતેન્દ્ર અને અન્ય શિકારીઓએ ગુફા તરફ પ્રયાણ કર્યું. મોહનને ત્યાં આવેલો જોતાં જ વનમાલાએ તેને આંખ મારી. "જો, પ્રેમચિન્હનો કેવો પ્રતાપ છે !" એટલું બોલી મોહન વનમાલાની સાથે નીકળી પડયો. પોતાના માલિકના શિરપર જે સમયે જીવલેણ આપત્તિ લટકતી હતી તે જ વખતે તે પ્રેમગોઠડી કરવા બેઠો !

રાજમાતાના મનમાં તો એમ જ હતું કે, "હવે અશોકનો વધ ક્યારે થાય !" કુમાર વીતાશોક ઝટઝટ ભોજન કરીને પોતાના શિકારીઓ સાથે સિંહની શોધ કરવા માટે અરણ્યમાં નીકળી પડયો. અશોકના અંગરક્ષકો પોતાના નાયકને ગેરહાજર જોઇને, એક વિશાળ વૃક્ષની છાયા નીચે ચોપાટ બાજી ખેલતા હતા. અશોક પોતાના નૂતન મિત્ર સાથે

વાર્તાલાપ કરતો બેઠો હતો. પોતે જે ગુફામાં બેઠા હતા તે ગુફાની અને ઇન્દ્રપુરની ઇન્દ્રભુવન ગુફાની તુલનાત્મક ચર્ચા સમ્રાટ્ કરતા હતા. પુરુષ-વેશધારી શોભના એ ચર્ચા શાન્તચિત્તે સાંભળતી હતી. એ વેશધારી જીતેન્દ્રને જોતાંની સાથેજ ' આ ધર્માનુજ તો ન હોય ! " એવી શંકા કળાવતીને થઈ આવી. તે કેટલીકવાર સુધી તે વેશધારી જીતેન્દ્ર પ્રત્યે એકીટશે જોઈ રહી. પોતાની બાલસખી પોતાના પ્રત્યે આમ ધારી ધારીને જૂએ છે તેથી રખેને તે પોતાને ઓળખી તો નહિ ગઈ હોય, એવી શોભનાને શંકા થઇ. પરંતુ કળાવતીનાં ચક્ષુમાં અમુક પ્રકારની જીજ્ઞાસા પ્રકટપણે દૃષ્ટિગોચર થતી હતી. શોભનાનો ભય આથી કંઇક ઓછો થયો, પરંતુ કદાચ એ જીજ્ઞાસાનું બળ નેત્રોમાંથી ઘટવા પામે તો કળાવતી પોતાને ઓળખી કાઢે એમ માની તેણે તેના તરફ પીઠ ફેરવી. પોતે યુવરાજ પ્રત્યે એકીટશે જોઈ રહી હતી. એટલા માટે જ તેણે પોતાની પીઠ ફેરવી એમ કળાવતીને લાગ્યું. તેણે વિચાર્યું " સમ્રાટની સાથે આ યુવરાજ પણ સિંહનો ભોગ થઇ પડે તો કેવું સારૂં ! "

આજૂબાજૂમાં કોઇ નથી, તેમજ અંગરક્ષકો પણ આનંદ વિનોદ કરે છે, એમ જાણી હાથ આવેલી તક ન ગુમાવતાં રાજમાતા અશોક પાસે ગઇ. જો કે તે આવી કઠોર અને ઘાતકી હૃદયની હતી તોપણ અશોકને ભોંયરા પાસે લઇ જઇને તેને પ્રત્યક્ષ કાળના મુખમાં ધકેલી દેવાનો વિચાર અંતરમાં ઉપજતાંની સાથેજ તે કંપી ઉઠી. કળાવતીની કઠોર દૃષ્ટિ રાજ-માતા તરફ જ હતી. સંપુષ્ટાચાર્યની દૃષ્ટિ પણ રાજમાતા તરફ જ હતી. તેની મુખ મુદ્રાપરથી, ' ઠીક છે. ચાલવા દો. ' એવા જ વિચારો તેના અંતરમાં ઘોળાતા હોય એમ જણાતું હતું. રાજમાતા અશોક પાસે પહોંચી એટલે હિંમત લાવીને બોલી: " ભગવન્ત ! આ ગુફાની આસપાસ બીજી કેટલીક ગુફાઓ છે તે જોવાની મ્હારી ઇચ્છા છે. "

રાજમાતાએ ગુફાઓ જોવાની વિનંતિ કરી કે તરત તેનો આજ્ઞા-ધારક પુત્ર અશોક તેની સાથે જવાને તૈયાર થયો. જતાં જતાં યુવરાજ જીતેન્દ્રને તેણે ત્યાં જ બેસવાનું કહ્યું. અશોક ગયો કે તરતજ, ' હવે અશોકનો શિકાર થશે? શરત કરનાર હવે જ જગત્માંથી સદાને માટે દૂર થશે !" એવું કળાવતીથી સહજ ઉતાવળથી બોલી જવાયું. કળાવતીના આ શબ્દો સાંભળીને કલિંગયુવરાજ—શોભના કળાવતી પ્રત્યે ચમત્કારિક દૃષ્ટિથી જોવા લાગી. પણ શોભના તેનું રહસ્ય સ્હમજી શકી નહિ. અશોક-

ને લઈને રાજમાતા પ્રથમ પૂર્વ તરફની ગુફા પાસે ગઇ. ત્યાંથી ખોદકામ જોવાનું ન્હાનું કાઢીને તે તેને ત્યાં લઈ ગઇ. રાજમાતા ગભરાયલી જણાતી હતી. પોતાની મનઃસ્થિતિ પર તેણે મહા મુશ્કેલીથી કાબુ રાખ્યો હતો. ત્યાર પછી પુત્રનો વધ કરવા ઉદ્યુક્ત થએલી ઘાતકી રાજમાતા અશોકને પશ્ચિમ દિશા ભણીની ગુફા તરફ લઇ ગઇ. આમ તેમ થોડીવાર ફર્યા પછી, તે પોતાનો મુખ્ય હેતુ સાધવા માટે ભોંયરા તરફ વળી. ભોંયરા પાસે પહોંચતાં તેના દ્વાર પર ઢાંકેલી શિલા પ્રત્યે આંગળી કરી રાજમાતા બોલી: "ભગવન્ત ! આ શું છે ?"

"આ ભોંયરૂં જણાય છે. આ શિલા તેના પર ઢાંકી દીધેલી હોવાથી તે એક દ્વાર જેટલી ઉપયોગી થઈ પડે છે." અશોક બોલ્યો.

"આ ભોંયરૂં જોવાની મ્હારી ઇચ્છા થાય છે. હું ધારૂં છું કે ભગવાન ગૌતમ બુદ્ધે આ ભોંયરામાં ધ્યાનમગ્નાવસ્થામાં અમુક કાળ વ્યતીત કર્યો હોવો જોઇએ."

"એમ પણ બનવા જોગ છે. પરંતુ અંદર એવું ખાસ જોવા જોવું શું હશે ?"

"મ્હારે એ સ્થળની પવિત્રતાનાં દર્શન કરવાં છે."

"પરંતુ પવિત્રતા કંઇ ચક્ષુથી થોડી જ જોઇ શકાશે ?"

"જો કે પવિત્રતા ચક્ષુથી દ્રષ્ટિગોચર થઇ શકતી નથી એ ખરૂં છે, તોપણ મન પર તો તેની અસર થાય છે જ. અશોક ! આ શિલા ખસેડી નાખવી, એ ત્હારા જેવા બલિષ્ટ પુરુષને માટે કાંઇ મુશ્કેલ કાર્ય નથી."

"માતુશ્રી ! જ્યારે ભોંયરૂં જોવાની તમને ઇચ્છા થઇ છે ત્યારે, લ્યો, હું એ શિલા હમણાં જ ખસેડી નાખું છું." એટલું કહી તે શિલા ખસેડવા માટે અશોક વાંકો વળ્યો. આ લાગ સાધીને રાજમાતા ત્યાંથી દોડતી નાઠી. રાજમાતા ગુફાના દ્વાર બ્હાર નીકળી પણ નહોતી એટલામાં તો ભોંયરામાંથી એક વિકરાળ સિંહ ગર્જના કરતો બહાર કુદી આવ્યો. રાજમાતાએ પાછું વાળીને જોયું તો તે ભયંકર સિંહ અશોક પર છાપો મારવાને તૈયાર થયો હતો. ગુફાના દ્વારની બહાર સહીસલામત રીતે નીકળીને દોડતી આવતી રાજમાતાને જોઇને, ધારેલું કાર્ય સંપૂર્ણ રીતે પાર પડ્યું છે,

એવી સંપુષ્ટાચાર્યની ખાત્રી થઇ. કળાવતી અને સંપુષ્ટાચાર્ય રાજમાતા પાસે દોડતાં ગયાં. હવે તેઓ ત્રણે જણા બને તેટલું બળ આણીને ન્હાસવા લાગ્યાં.

શોભનાએ અશોક અને રાજમાતાને પશ્ચિમ તરફની ગુફા તરફ જતાં જોયાં હતાં. રાજમાતાને એકલીને આ પ્રમાણે તે ગુફા તરફથી ન્હાસી આવતી જોઇને તે વિસ્મય પામી. પોતે જે ગુફામાં બેઠી હતી ત્યાંથી તે બહાર આવી તો તેને પશ્ચિમ તરફની ગુફામાંથી સિંહગર્જના સંભળાવા લાગી. હવે તે કંઇક સમજી. અશોકનો નાશ કરવા માટે જ આ કારસ્થાન રચાયલું હોવું જોઇએ, એવું તેણે અનુમાન કર્યું. એક પળનો પણ વિલંબ ન કરતાં તે પશ્ચિમ તરફની ગુફા તરફ દોડતી નાઠી.

તે ગુફામાં પ્રવેશ કરતાંની સાથે જ તેણે કેવો ભયંકર દેખાવ જોયો ? સમ્રાટ્ અશોક ભૂમિ પર ચત્તોપાટ પડેલો હતો. સિંહે એક પંજો અશોકની છાતી પર મૂકયો હતો. બીજો પંજો અશોકની છાતી ચીરી નાખવા માટે ઉગામીને તેના પ્રત્યે ક્રોધપૂર્ણ દૃષ્ટિથી તે નિહાળી રહ્યો હતો. સ્ત્રીઓના નૈસર્ગિક સ્વભાવ પ્રમાણે, આ ભયંકર દૃશ્ય જોતાંની સાથે જ શોભનાએ કાન ફોડી નાખે એવી કિકિયારી પાડી. આવા ભયંકર સમયે પણ, અશોકરાજની મુખમુદ્રા પર ભીતિ કે ચિન્તાની છાયા દૃષ્ટિગોચર થતી નહોતી. શોભનાની કિકિઆરી સાંભળી અશોકે ગુફાના દ્વાર ભણી દૃષ્ટિ કરી, તો તેણે એકલા યુવરાજને—અસહાય—નિઃશસ્ત્ર યુવરાજને પોતાની માફક કાળના મુખમાં પડવાને આવતો જોયો. આવી સ્થિતિમાં પણ અશોકનું દયાળુ અંતઃકરણ દ્રવિત થયું. તે બોલ્યો:

"યુવરાજ! સબુર કર! એક પગલું પણ આગળ ન ભરતાં પ્રાણ બચાવવાની ખાતર પાછો ફર! મ્હારા પ્રત્યેના ત્હારા નિઃસીમ પ્રેમની આજે મ્હને પૂર્ણ પ્રતીતિ થઇ ચૂકી છે. કોઇ પણ રીતે આજે હું બચી શકું તેમ નથી. આગળ આવીને ત્હારા પોતાના પ્રાણ ન ગુમાવ! ત્હારા જેવો એક કોમળ અને નિઃશસ્ત્ર યુવક આ ભયંકર કેસરીને શું કરી શકે તેમ છે? જા, યુવરાજ પ્રાણ બચાવવાની ખાતર ન્હાસી છૂટ!"

"ભગવન્ત!" શોભના બોલી: "આપના મૃત્યુ પછી, જીવીને મ્હારે કરવું છે શું? પ્રથમ મેળાપ સમયે આપે મ્હારી પાસે મિત્રતા માટે યાચના કરી હતી ત્યારથી જ મ્હારૂં જીવન આપનાં ચરણોમાં સમર્પિત

થયું છે. આપનું જીવન તે જ મ્હારૂં જીવન ! આપના પ્રાણનું રક્ષણ કરવા પ્રત્યક્ષ યમરાજ પાસે જતાં પણ હું પાછો હઠું તેવો નથી; તો પછી આ કેસરીની તો વાત જ શી ?"

"કુમાર ! આ કાળસ્વરૂપ સિંહની દૃષ્ટિ ત્હારા પર પડી નથી, ત્યાં સુધી મ્હારૂં કહ્યું માનીને પલાયન કર ! અત્રે ત્હારૂં કંઇ અનિષ્ટ થશે તો હું સુખથી મરી શકીશ નહિ. અત્યાર સુધી હું સુખે મરવાની તૈયારીમાં હતો, પણ, હવે ત્હને અહિં આવેલો જોઇ, મ્હને ત્હારી ચિન્તા થવા લાગી છે. નકામો પ્રાણ ન ગુમાવતાં સત્વર અહિંથી પલાયન કર !" એટલું બોલતાં બોલતાં ચક્રવર્તીનાં ચક્ષુમાંથી અશ્રુબિન્દુઓ સરી પડયાં.

થોડી જ વારમાં વેશધારી યુવરાજ—શોભના સિંહ પાસે આવી પહોંચી. અશોકના અંગ પર તે ઢળી પડી અને સિંહના સામું જોઇને તે બોલી : "વનરાજ, ત્હારી ક્ષુધા તૃપ્ત કરવી હોય તો ત્હારા ઉગામેલા પંઝાનો આઘાત મ્હારા પર કર ! આર્યાવર્તમાં દેવ તરીકે મનાતા આ ચક્રવર્તીને હજુ ઘણાં લોકોપયોગી કાર્યો કરવાનાં છે. માટે મ્હારૂં ભક્ષણ કરી સમ્રાટ્‌ને મુક્ત કર !" સમ્રાટ્ પ્રત્યે જોઇને શોભના બોલવા લાગી : "મહારાજ, આ સિંહ મ્હારૂં ભક્ષણ કરી જાય એટલા સમયમાં, જો કોઇ આ ગુફામાં આવીને આપના પ્રાણ બચાવે તો આ જૂના મિત્રને—જન્મના મિત્રને કોઇવાર યાદ કરજો. કલિંગ દેશના રાજકુટુંબને વધુ કંઈ પણ ત્રાસ ન દેતાં, સાચા યુવરાજની શોધ કરીને તેને તેનું રાજ્ય પાછું સોંપજો. આટલી મ્હારી છેવટની વિનંતિ અવશ્ય સ્વીકારશો જ. અને ધારો કે વનરાજ દયાળુ થઇને આપણા બન્નેના પ્રાણ ઉગારે તો—" અશોકની મુખમુદ્રા પ્રત્યે એકીટશે જોતી શોભના રડવા લાગી.

"બન્નેના પ્રાણ બચવાની આશા હવે છોડી દે. યુવરાજ ! આપણે બન્ને—અરે બીજાં પણ હજુ કેટલાંયે મનુષ્યો આ વિકરાળ સિંહનો ભોગ થઇ પડશે. કોણ જાણે હવે તો આપણે દેવલોકમાં જ મળી શકીશું !"

"ભગવન્ત ! આ વિકરાળ સિંહ હજુ પણ પોતાના પંઝાનો આઘાત મ્હારા પર કરતો નથી. જૂઓ, તેની ભયંકર મુદ્રા બદલાવા લાગી ! અહા ! આવા હિંસક પશુની મુદ્રા આવી આનંદી કેમ જણાય છે ? મહારાજ, ઉઠો, પ્રભુનો આભાર માનો ! આપને આપેલા કષ્ટ માટે વનરાજ રડે છે. તેણે પોતાની અલૌકિક ઉદારતાનો પરિચય આજે કરાવ્યો છે. જૂઓ ! તેનાં નેત્રોમાંથી કેવો અશ્રુપ્રવાહ વહેતો જણાય છે !"

ખરેખર, તે રૌદ્ર સિંહ પોતાનો જાતિસ્વભાવ ભૂલી જઇને ગાય જેવી ગરીબ મુદ્રા ધારણ કરીને નીચું મ્હોડું રાખીને ઉભો હતો. તેનાં ચક્ષુમાંથી અશ્રુપ્રવાહ વહેતો હતો. આ દૃશ્ય જોઇને પોતે ક્યાં છે, અને શું કહે છે, તેનું **અશોકને** ભાન જ રહ્યું નહિ. સિંહની પાસે બેસીને પોતાના મૂલ્યવાન વસ્ત્રો વડે તે સિંહનાં અશ્રુ લૂછવા લાગ્યો. વેશધારી યુવરાજ—શોભના સિંહને પંપાળતી ઉભી હતી. સિંહ જેવા હિંસક પશુની સેવા કરતા ચક્રવર્તીને, તેમજ યુવરાજ—જીતેન્દ્રને જોઇને ગુફાના દ્વાર પાસે આવી પહોંચેલા અંગરક્ષકો આશ્ચર્ય પામ્યા. **અશોકના** મૃત્યુના સમયે વિવિધ પ્રકારે શોક પ્રદર્શિત કરવા માટે તૈયાર થએલી રાજમાતા તથા અંતકાળની પ્રાર્થના ગોખીને તૈયાર થએલો **સંપુટાચાર્ય** પણ ત્યાં આવી પહોંચ્યાં. કુણાવતી તો **અશોકનો** ર ક્યારે થાય છે, તે જોવા માટે ક્યારનીયે ત્યાં આવી પહોંચી હતી. આ વિચિત્ર દૃશ્ય જોઇને, સર્વ કોઇ આશ્ચર્ય પામ્યા વગર રહ્યા નહિ.

ગુફાના દ્વાર પાસે સર્વને આવી પહોંચેલા જોઇને **અશોકને** ભાન આવ્યું. તે સ્વસ્થ થયો અને તેમને ઉદ્દેશીને બોલ્યો : “ કોઇ પણ જાતનો ભય પામશો નહિ. મ્હારો નાશ કરવાના ઉદ્દેશથી કોઇએ આ કારસ્થાન રચીને સિંહને ભોંયરામાં પૂર્યો હતો. એ દુષ્ટ કારસ્થાનીઓને યોગ્ય શાસન કરવાની સત્તા હું ધરાવું છું, પરંતુ આ વનરાજે મ્હને હમણાં જ ક્ષમાનો પાઠ ભણાવ્યો છે. હું એ કારસ્થાનીઓને આ વખતે ક્ષમા આપું છું અને ભવિષ્યમાં તેમને પોતાનું વર્તન સુધારવાની સૂચના કરૂં છું.” આટલું બોલીને સમ્રાટ્ **અશોકે**, **રાજમાતા**, કુણાવતી અને **સંપુટાચાર્ય** પ્રતિ સાશંક દૃષ્ટિથી જોયું. તે પુનઃ બોલવા લાગ્યો : “ આ કેસરીએ અહિંસાનાં તત્વોમાં રહેલા અંતિમ સત્યનું દર્શન કરાવ્યું છે. મ્હારી પ્રજા એ સત્યનું અવલંબન કરે માટે હું યોગ્ય બંદોબસ્ત કરીશ. **મૃગયા જેવું ઘોર અને નિંદ્ય દુષ્કૃત્ય હવે પછી મ્હારા તેમજ મ્હારા માંડલિક રાજાઓના રાજ્યમાં થશે નહિ. હવે પછી પ્રાણીવધ કરનાર મનુષ્યને ખૂનીના જેટલો જ સજાને પાત્ર ગણવામાં આવશે.** સિંહ જેવું ઘાતક પ્રાણી પશુ જ્યારે પોતાનો હિંસક જાતિસ્વભાવ વિસરી જઇને ક્ષમાભાવ ધારણ કરે છે, ત્યારે તેના કરતાં જ્ઞાનમાં વધારે ચ્હડીઆતી મનુષ્યજાતિએ શા માટે પ્રાણીવધ કરવો જોઇએ? વનરાજ ! આજથી તું મ્હારો ગુરૂ છે !” એટલું બોલી અશોક સિંહની પીઠ પર પ્રેમથી હાથ

ફેરવવા લાગ્યો. એટલામાં પાસે ઉભેલા વેશધારી યુવરાજ પર તેની નજર પડી. તરત જ સિંહના પંઝામાંથી પોતાને છોડાવીને પ્રાણદાન કરનારા યુવરાજ પાસે તે ગયો અને બોલ્યો :

"આ કલિંગ યુવરાજ એક અદ્વિતીય પુરૂષ છે. મ્હારૂં વક્ષસ્થળ ચીરી નાખવાને તૈયાર થયેલા વનરાજે, આ યુવરાજને જોતાં જ, પોતાનો પંઝો પાછો ખેંચી લીધો હતો. કેવળ મ્હારા પ્રાણ બચાવવાની ખાતર જ તે પ્રત્યક્ષ કાળના મુખમાં બળી પડવાને તૈયાર થયો ! તેનો અપૂર્વ સ્વાર્થ-ત્યાગ, તેની કોમળતા અથવા તેની નમ્ર વિનંતિનો સ્વીકાર કરીને જ સિંહે ક્ષમાભાવ ધારણ કર્યો હતો." યુવરાજ સામું જોઇને તે આગળ બોલ્યો: "યુવરાજ ! હું ત્હારો અત્યંત ઋણી છું. આજે ત્હેં નિઃસીમ પ્રેમની પ્રતીતિ કરી આપી છે. એવું તે શું મગધાધિપતિ અશોકે કલિંગ દેશના જૂના રાજકુટુંબનું કલ્યાણ કર્યું છે, કે ત્હેં આજે મ્હને પ્રાણદાન દીધું ? મ્હેં ત્હારૂં રાજ્ય પડાવી લીધું છે, મ્હારા લીધે જ કલિંગાધિપતિનું કુટુંબ દુઃખ ભોગવે છે, આટલું છતાં પણ 'પહેલાં મ્હારૂં ભક્ષણ કર !' એમ બોલીને પ્રત્યક્ષ કાળના મુખમાંથી ત્હેં મ્હને ઉગાર્યો છે. ધન્ય છે, યુવરાજ ! ધન્ય છે ત્હને અને ત્હારાં માતપિતાને !"

"ભગવન્ત ! આ વનરાજની જ ઉદારતાનું એ પરિણામ છે. મ્હેં તેમાં કાંઈ જ કર્યું નથી." શોભના બોલી.

"યુવરાજ ! ત્હારા વિનયી સ્વભાવ સાથે ત્હારો મૃદુ સ્વર કેવો શોભે છે ? બોલ, યુવરાજ ! બોલ, ત્હારા ઉપકારનો બદલો હું શી રીતે વાળું ? ત્હારા માટે હું શું કરૂં ?"

અશોકના આ શબ્દો સાંભળી કળાવતી ચમકી. પોતાનું કલિંગ-દેશનું સમ્રાજ્ઞીપદ હવે ચાલ્યું જશે એવી તેને બીતિ લાગી. પરંતુ એટલામાં તેણે યુવરાજને, "મહારાજ ! આપના હૃદયમાં મ્હને હંમેશને માટે સ્થાન મળે એટલી જ મ્હારી વિનંતિ છે" એવું બોલતાં સાંભળ્યો ત્યારે જ તેના મનમાં ધીરજ આવી.

"યુવરાજ !" ભોળો અશોક ભોળા ભાવે બોલ્યો: "મ્હારૂં હૃદય મ્હેં ત્હને ક્યારનુંયે અર્પણ કરી દીધું છે. ત્હારા જેવા સન્મિત્રની પ્રાપ્તિથી આજે મ્હને મહાન્ લાભ થયો છે. કોમળ મનોવિકારથી આજે મ્હારૂં હૃદય એટલું બધું ભરાઇ આવ્યું છે કે—"

ચક્રવર્તીથી આગળ બોલાયું નહિ. તેણે શોભનાને સપ્રેમ દૃઢાલિંગન આપ્યું. શોભના પણ હવે ચક્રવર્તીની જ થઇ ચૂકી હતી. તે પણ આ મોહક પ્રસંગ ટાળી શકી નહિ. આલિંગન કેટલીયે વાર સુધી ટક્યું.

બન્ને મિત્રોનો આવો પ્રેમળ પ્રસંગ જોઇને ત્યાં ઉભેલા સર્વની ચક્ષુ-માંથી હર્ષનો અશ્રુપ્રવાહ વહેવા માંડ્યો. રાજમાતા, કળાવતી અને સંપુષ્ટ-આયનાં નેત્રોમાંથી પણ અશ્રુઓ સરી પડયાં હતાં. પણ તેનું કારણ જૂદું હતું. પોતાનું કારસ્થાન પકડાઇ ગયું અને તેનું પરિણામ વિપરીત આવ્યું, એટલા માટે જ તેઓ રડતાં હતાં. સિંહ શોભનાના પગ પાસે જ હજી ઉભો હતો.

આ પ્રમાણે ગુફામાં ચાલી રહ્યું હતું એવામાં પોતાના બન્ધુના શિર પર આવેલા સંકટની હકીકત સાંભળવાથી રાજકુમાર વીતાશોક ત્યાં દોડતો આવી પહોંચ્યો. કુમારને જોતાં જ અશોક યુવરાજથી છૂટો પડયો અને પોતાના બન્ધુને ભેટી પડયો. પરંતુ, વેશધારી યુવરાજના આલિંગનથી જેવો સુખ અને કોમળતાનો અનુભવ અશોકને થયો હતો તેવો તો પોતાના જીવશ્ચ કંઠશ્ચ બંધુના આલિગનથી પણ થયો નહિ. આ બન્ને આલિંગનોમાં અનુભવેલી ભિન્નતાથી અશોક આશ્ચર્ય પામ્યો. પણ આ ભિન્નતાનું શું કારણ હતું તે તેનાથી સ્હમજાયું નહિ.

થોડા વખત બાદ અશોક પોતાની રાજધાની તરફ જવા નીકળ્યો. માર્ગમાં વેશધારી યુવરાજને, “ હવે ત્હને તુરંગમાં રાખવાથી લોક મ્હારી નિંદા કરશે, મ્હારી અપકીર્તિ થશે, માટે હવેથી તું મ્હારા મ્હેલમાં રહે ” એવું એવું ઘણુંયે સ્હમજાવ્યો. પરંતુ “ જો મ્હારા પ્રત્યે ખરો પ્રેમ જ હોય તો હજી થોડાક સમય મ્હને ત્યાં જ રહેવા દો. થોડા સમય બાદ હું મ્હારી મેળાએ જ તમારા મહેલમાં રહેવાને આવીશ. ” એવી એવી વિનંતિઓ વેશધારી યુવરાજે અશોકને કરી એટલે નિરૂપાયે તેને દરબાર તુરંગમાં રાખીને, અશોક પોતાના રાજમહાલયમાં ગયો.

વેશધારી યુવરાજ સાથે આવેલો સિંહ એકલા ચક્રવર્તી પાસે જરા પણ જતો નહોતો. અરણ્યમાં ફરવા જવાની તેને છૂટ આપવામાં આવી હતી, છતાં પણ વેશધારી યુવરાજને છોડીને, તે ક્યાંઇ પણ જતો નહોતો. એક આજ્ઞાધારક નોકરની પેઠે દરબાર તુરંગના દ્વારમાં તે પડી રહેતો. સિંહને આવી રીતે છૂટો પડી રહેવા દેવો એ કોઇ વખતે પણ ભયંકર થઇ પડે, એમ ધારી તેને પોતાના મહાલયની સામેના બંગલામાં રાખવા-નો અશોકે વિચાર કર્યો. વેશધારી યુવરાજે જ્યારે તેને ઘણું ઘણું સ્હમ-

જાગ્યો ત્યારે જ સિંહ **અશોક** સાથે જવાને તૈયાર થયો. જતાં જતાં પણ તેણે વેશધારી પ્રત્યે એક પ્રેમભરી દૃષ્ટિ ફેંકી અને જાણે કે, "કેવળ ત્હારી આજ્ઞાને માન આપીનેજ જાઉં છું." એમ કહેતો હોય એવી મુખમુદ્રા કરીને તે **અશોક** સાથે ચાલવા લાગ્યો.

**અશોક**ની ભગિની ઇન્દિરા રાજમહાલયના ચોગાનમાંના રમણીય ઉદ્યાનમાં પોતાના બન્ધુ–**અશોક**ની માર્ગ પ્રતીક્ષા કરતી ઉભી હતી. પોતાના ભાઇની સાથે એક સિંહને આવતો જોતાં જ, 'વનરાજ!' એવા શબ્દો તેના મુખમાંથી નીકળી પડયા. તે **અશોક**ની સામે દોડતી ગઇ અને વનરાજને પ્રેમથી પંપાળવા લાગી. ઇન્દિરાને સિંહ સાથે આ પ્રમાણે ગેલ કરતી જોઇને **અશોક** બોલ્યો:

"ઇન્દિરા! આ સિંહને તું ઓળખે છે કે શું?"

"ભગવન્ત! આ વનરાજને હું કેમ ન ઓળખું?"

"ત્હેં આ સિંહને ક્યાં જોયો હતો?"

"હરિદ્વાર પાસેના અરણ્યમાં."



# પ્રકરણ ૨૦ મું.

## ગુરૂ અને શિષ્યનો મેળાપ.



રાત્રીના બે પ્રહર વ્યતીત થઇ ગયા હતા. દૈનિક ધાંધલથી શ્રમિત થયેલા પાટલીપુત્રના નગરજનો શાન્ત નિદ્રાનો ઉપભોગ લેતા હતા. અભિહારોની આશ્રયદાત્રી, પ્રેમી પતિપત્નીની પ્રિયતમા, અને વિશ્વની વિશ્રામરૂપા રજની રાણીએ પોતાનું સામ્રાજ્ય અખિલ વિશ્વપર પ્રસરાવી દીધું હતું. પરંતુ દરબાર તુરંગની એક કોટડીમાં એક તરૂણ કેદી, પથારીમાં પડ્યો પડ્યો ઘડીએ ઘડીએ આમ તેમ પાસું બદલ્યા કરતો હતો; પરંતુ તેના પર નિદ્રાદેવી કૃપા કરતી નહોતી. ખુદ ચક્રવર્તીના રાજમહાલયમાંથી તેને જમવા સારૂ બે વખત ભાણું પહોંચાડવામાં આવતું હતું. આ કોટડીમાં એશઆરામ અને વિલાસ વૈભવની એટલી બધી વસ્તુઓ દૃષ્ટિગોચર થતી હતી કે તેને તુરંગ કોટડી કહેવી કે કેમ, એ સમજાતું નહોતું. આ રાજકેદી પર અશોકનો પ્રેમ નિઃસીમ હતો. તુરંગમાં આવીને ચક્રવર્તી આ કેદી સાથે પ્રહરના પ્રહર સુધી વાર્તાલાપ કરતો. કોઇ કોઇવાર તો તે તેને રથમાં બેસાડીને પોતાની સાથે ફરવા પણ લઇ જતો હતો.

ચક્રવર્તી સાથે શિકાર ખેલીને રાજકેદી આજે તુરંગમાં આવ્યો હતો. જો કે તે આજે શિકારે જવાથી શ્રમિત થયો હતો તોપણ તેને આજે નિદ્રા આવતી નહોતી. તે ચિન્તાતુર હશે એમ માનીએ, પરંતુ ચિન્તાની છાયા લેશ માત્ર પણ તેના વદન પર દીસતી નહોતી. તેના મુખચન્દ્ર પર આનંદની નિશાનીરૂપ મધુર સ્મિત ફરકી રહ્યું હતું. જેમ ચિન્તાથી નિદ્રા આવતી નથી તેમ આનંદની પરિસીમા થવાથી પણ કેટલીક વાર નિદ્રા નથી આવતી. ત્યારે આ તરૂણ કેદીની નિદ્રા આનંદાતિરેકથી તો નહિ ઉડી ગઇ હોય? એટલો બધો આનંદ તેને શાથી થયો હશે? હં, પણ પાઠક જૂઓ! તેનું પ્રસન્ન વદન વિસ્મિત થતું જણાય છે, ધનુષ્યના જેવી તેની ભ્રૂલતા પર કેવી કરચલીઓ પડતી જણાય છે! તે આવરોઆવરો બનીને પોતાની સામેની બાજુએ કેવી નિશ્ચલ દૃષ્ટિ કરી રહ્યો છે. જુઓ! તેણે પોતાની પાસે પડેલી તલવાર પર પોતાનો હસ્ત મૂક્યો. પોતાના શિરપર કંઇક સંકટ આવી પડશે એવી કલ્પના કરીને તેનો પ્રતિકાર કરવા માટે તે તૈયાર થઇને બેઠો છે.

" એક પગલું પણ આગળ ભરીશ તો આ તલવારથી ત્હારા શરીરના ટુકડે ટુકડા કરી નાખીશ." પોતાની નજીક આવી પહોંચેલી વ્યક્તિને ઉદ્દેશીને તે તરૂણ કેદી બોલ્યો. આવનાર વ્યક્તિએ શ્વેત વસ્ત્રથી પોતાનું સર્વાંગ ગઢાંકી દીધું હતું. કેદીએ કહેલા શબ્દો સાંભળીને આવનાર વ્યક્તિ ત્યાંને ત્યાંજ ખીલાની પેઠે સ્થિર ઉભી રહી.

"તમે કોણ છો ? ને આવા રાત્રીના સમયે આવો વિચિત્ર વેશ ધારણ કરીને અહિં આવવાનું શું કારણ ?" તરૂણ કેદીએ ક્રોધપૂર્ણ સ્વરે પૂછ્યું.

" હું ગમે તે હું. મ્હારો અહિં આવવાનો હેતુ નિંદ્ય નથી. પરંતુ મ્હેં એક ભૂલ કરી છે. જે મૂર્તિ મ્હારી પાસે હતી તેવીજ મૂર્તિ હું મ્હારી સમક્ષ જોઉં છું: પરંતુ ત્હારો સ્વર સાંભળ્યા પછી મ્હારી ભૂલ થઇ છે, એવી મ્હારી ખાત્રી થઈ છે. મૂર્તિ તો એ જ ! પરંતુ સ્વરમાં ભિન્નતા છે ! ત્યારે હવે ચક્ષુ બતાવે છે તે સત્ય છે કે કર્ણ આજ્ઞા કરે છે તે સત્ય છે, એનો નિર્ણય હું કરી શકતો નથી." આવનાર વ્યક્તિ બોલી.

" આપ કોની શોધ કરો છો ? " હવે તલવારને બાજુએ મૂકતાં રાજકેદી શાન્તિથી બોલ્યો.

" કલિંગયુવરાજ—જીતેન્દ્ર અહિં નિવાસ કરે છે એવું સાંભળીને હું અહિં આવ્યો હતો. ત્હારી મૂર્તિ જીતેન્દ્રના જેવી જ છે, પરંતુ તેનો સ્વર ત્હારા સ્વર જેવો મંજુલ નથીઃ તેનો સ્વર તો મર્દાની છે. બોલ, તું કોણ છે ? તું મ્હારો જીતેન્દ્ર જ છે કે ? "

" યુવરાજ જીતેન્દ્ર પર આટલો બધો પ્રેમ રાખનાર આપ કોણ છો એ જણાવશો, ત્યારપછી હું તે સંબંધી ઉત્તર સરળતાથી આપી શકીશ. તમારા શરીર તેમજ મ્હોંપરનું શ્વેત વસ્ત્ર એક ક્ષણને માટે દૂર કરશો તો હું તમારો ઉપકાર માનીશ. "

" તું જ મ્હારો જીતેન્દ્ર છે એવી ભાવના કરીને હું આ વસ્ત્ર દૂર કરૂં છું." એટલું બોલી પોતે ધારણ કરેલો વેશ તે વ્યક્તિએ કાઢી નાખ્યો. એક તેજસ્વી સંન્યાસી પોતાની સામે ઉભો છે એમ તરૂણ કેદીને લાગ્યું.

" હવે કાંઇ ઓળખાણ પડે છે કે ?" સંન્યાસી બોલ્યા.

"કોણ ? ચિદાનંદસ્વામી ! " એટલું બોલતાં તરૂણ કેદીએ ચિદાનંદ સ્વામીને સાષ્ટાંગ પ્રણામ કર્યા.

"ત્યારે તું જ મ્હારો જીતેન્દ્ર છે? મ્હેં જે જોયું છે તે સત્ય જ છે! ત્હારા સ્વરને અગર મ્હારા કર્ણને કંઇ દોષ થયો હોવો જોઇએ. ઉઠ જીતેન્દ્ર ઉઠ." આમ બોલી સ્વામી તરૂણ કેદીને ઉઠાડવા લાગ્યા.

"સ્વામી મહારાજ! હું આપનો ધારેલો જીતેન્દ્ર નથી."

"તું જીતેન્દ્ર નથી તો મ્હને ઓળખનાર અને મ્હારા પ્રત્યે આટલો સાચો પ્રેમ રાખનાર, તું કોણ છે?"

"હું શોભના છું મહારાજ!"

"કોણ, શોભના?"

"હા. મહારાજ! હું જ મૃગેન્દ્રકન્યા શોભના છું."

"પુરુષવેશ ધારણ કરીને આમ બંદિવાસમાં રહેવાનું કંઈ કારણ?"

"મહારાજ! આપ જ્યારે મ્હને શોભના તરીકે ઓળખી શકયા છો ત્યારે ચક્રવર્તી અને અન્ય સર્વ લોકો મ્હને યુવરાજ સમજે છે."

"ત્યારે ત્હને યુવરાજ માનીને જ તુરંગમાં રાખવામાં આવી છે કે?"

"હા."

"ત્યારે તું એ ભ્રમ ખુલ્લો કરીને મુક્તિ શા માટે નથી મેળવતી?"

"આ ભ્રમ હજુ થોડો વખત ચાલવા દેવો એવી મ્હારી ઇચ્છા છે. હું જ યુવરાજ જીતેન્દ્ર છું, એમ કહીને મ્હારી પોતાની ઇચ્છાથી હું કેદ પકડાઇ છું."

"આમ કરવામાં ત્હારો શો ઉદ્દેશ છે?"

"સ્વામી મહારાજ! વિદેશીય રાજસત્તાના અંકુશમાંથી પોતાનો, પોતાના રાજ્યનો અને હિન્દુધર્મનો પુનરોદ્ધાર કરવાને, કલિંગ દેશના સાચા યુવરાજને અવકાશ આપવાની ખાતર જ, હું બૌદ્ધ સમ્રાટ્‌ને તાબે થઈ છું."

"સમજ્યો! હવે સર્વ સમજ્યો! શોભના, ધર્મ અને બન્ધુ પ્રત્યેના નિર્મળ પ્રેમની ત્હેં પરાકાષ્ટા કરી છે. ધન્ય છે ત્હારા જેવી બ્હેનને! જ્યાંસુધી પોતાના સદ્‌ગુણ, પોતાનાં નિર્મળ અંતઃકરણ, પવિત્રતા અને આત્મત્યાગ વડે, ત્હારા જેવાં યુવતીરત્નો ભારતવર્ષમાં પ્રકાશી રહ્યાં છે, ત્યાંસુધી ધર્મની અવનતિ થઇ છે એવી કલ્પના પણ કરી શકાય નહિ. બેટા! તુરંગવાસ તો કઠોર હૃદયના અને પાપાચારી પિશાચોને માટે જ હોય છે. ત્હારા જેવી કોમળાંગિને આ તુરંગવાસમાં કેવું દુઃખ થતું હશે!

આમ છતાં પણ સહનશીલતાથી તું બંદીવાસ સહન કરે છે, એ ત્હારૂં કેટલું બધું ઔદાર્ય !"

"મહારાજ ! મ્હારી કોટડીમાં આવીને, અહીં વિલાસ વૈભવનાં સાધનો આપ જૂઓ અને તેની તુલના મ્હારી ભૂતકાળની સ્થિતિ સાથે કરો; એમ કરવાથી, હું પૂર્વ કરતાં પણ વિશેષ સુખી છું એમ આપ ખાત્રીથી માની શકશો. ચક્રવર્તીની મ્હારા પ્રત્યે અત્યંત કૃપા છે. તેઓ મ્હારા સુખમાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા પડવા દેતા નથી."

"અશોક સદ્‌ગુણી અને સત્શીલ રાજા છે. ત્હારી આ હકીકત સાંભળ્યા પછી મ્હને ત્હારો જન્મ થયો હતો તે પ્રસંગની સ્મૃતિ પુનઃ તાજી થઇ આવી છે. ત્હારા જન્મ સમયે હું ઈન્દ્રપુરમાં હતો. તે સમયે ત્હારી જન્મકુંડળીમાં બળવત્તર ગ્રહો જોઇને, તું ભારતવર્ષની સમ્રાજ્ઞી થઇશ અને ત્હારા હાથે મહાન્ ધાર્મિક પ્રગતિ થવી જોઇએ, એવું મેં અનુમાન કર્યું હતું. અશોકનો ત્હારા પ્રત્યે પ્રેમ છે, એવું જ્યારે તું કહે છે, ત્યારે તું નક્કી હવે સમ્રાજ્ઞી થવાની જ. તે ત્હારા પ્રત્યે પત્નીપ્રેમનો ભાવ રાખે છે કે ?"

"મ્હારા પર તે મિત્ર-પ્રેમ રાખે છે. તેમનું મન એક ન્હાના બાળકના મન જેવું નિર્મળ હોવાથી, હજુ પત્નીપ્રેમથી અજ્ઞ છે. મ્હને ખરેખરો જીતેન્દ્ર સમજીને, જન્મપર્યંતની મિત્રતા માટે તેમણે મ્હારી પાસે માગણી કરી છે, અને મ્હેં આજે જ તે સ્વીકારી છે." લજ્જા-વિનિત મુખે શોભના બોલી.

"બેટા ! ભવિષ્ય ખોટું કરનાર નથી. હજુ અશોકને, ત્હારા પ્રત્યેના પ્રેમની ચિકિત્સા કરતાં આવડતી નથી. તે ત્હને સાચો જીતેન્દ્ર સમજે છે. તું સ્ત્રી છે એવી ખાત્રી થતાંની સાથે જ, અશોકનો મિત્રપ્રેમ પત્નીપ્રેમમાં ફેરવાઈ જશે. અશોક જેવા સમ્રાટ્‌ની તું સમ્રાજ્ઞી થઇશ એ વાત અતિ આનંદકારક છે. પોતાના બન્ધુના રક્ષણ માટે તેં યોજેલી આ યુક્તિનો ત્હને ભારે બદલો મળશે. સમ્રાજ્ઞી થયા પછી ત્હારા આવા પ્રયત્ન બદલ જીતેન્દ્ર પાસે ત્હારે શું માગવાનું બાકી રહેશે ?"

ચિદાનંદસ્વામીનું ભાષણ સાંભળીને શોભનાને સંતોષ થયો. પોતે ચક્રવર્તી પ્રત્યે પ્રેમ રાખે છે અને તેની સાથે લગ્નગ્રંથિથી જોડાવાની ઇચ્છા કરે છે, પરંતુ, પોતાનો પિતા-માની મૃગેન્દ્ર પોતાની આ ઇચ્છાને સંમત થશે નહિ એ મ્હોટો ભય શોભનાના અંતરમાં થઇશ સતત ઘોળાયા કરતો

હતો. પરંતુ, "તું સમ્રાજ્ઞી થવાની જ, તું સમ્રાજ્ઞી થાય તો ઘણું જ ઉત્તમ થશે," એવાં એવાં સ્વામીજીનાં પ્રોત્સાહક વાક્યો સાંભળ્યા પછી શોભનાનો એ ભય કમી થવા લાગ્યો. તે પોતાના પિતાનો જક્કી અને હઠીલો સ્વભાવ જાણતી હતી તે સાથે એટલું પણ ખાત્રીથી માનતી હતી, કે સ્વામીજીના અતર્ક્ય પ્રેમભાવને લીધે મૃગેન્દ્ર તેમનું વચન ઉથાપી શકશે નહિ. કદાચ પોતાનો પિતા આ બાબતમાં સંમત નહિ થાય તો, સ્વામીજી જેવા પોતાને સહાય કરનાર હોવાથી, પોતાની ઇચ્છા પાર પડશે જ એવી હવે શોભનાની ખાત્રી થઈ.

"શોભના !" સ્વામીજી બોલ્યા : "રાજા મૃગેન્દ્ર હાલ ક્યાં છે અને તે શું કરે છે એ સંબંધી તું કંઇ જાણે છે કે ? બૌદ્ધલોકોએ ઇન્દ્રપુરમાં પ્રવેશ કર્યો હતો, ત્યારે બૌદ્ધભિક્ષુનો વેશ પહેરાવીને મ્હેં તેને ન્હસાડી મૂક્યો, ત્યાર પછી અત્યારસુધી તેના સંબંધમાં મ્હને રજ માત્ર પણ માહિતી મળી નથી."

"સ્વામી મહારાજ ! જૂદી જૂદી અફવાઓ ફેલાવીને કળાવતીએ બૌદ્ધલોકોને એવું ઠસાવી દીધું છે કે પિતાશ્રીનું ખૂન આપે જ કર્યું છે. પરંતુ રાધાગુપ્ત સરખા ચતુર મુત્સદ્દી એ વાત સ્વીકારતા નથી, તેમ જ ખુદ ચક્રવર્તી પણ આપને નિરપરાધી માને છે."

"શોભના ! ચક્રવર્તીની આ માન્યતા લાંબો સમય સુધી ટકી રહે એમ મ્હને લાગતું નથી. અશોક ભોળો છે, તેને ફસાવવા માટે કળાબાજ કળાવતીને ઝાઝો સમય લાગશે નહિ. ઇન્દ્રપુરના સિપાહસાલારોની આંખોમાં ધૂળ નાંખીને, શિર વગરનું શબ મૃગેન્દ્રનું છે, એવું તે સમ્રાટ્‌ને સ્હમજાવી પણ ચૂકી છે. મૃગેન્દ્ર મધ્યરાત્રી પર્યંત શયનાગારમાં હતો અને હું ત્યાં ગયા પછી જ તે ન્હાસી છૂટયો છે, એ વાત પણ સત્ય છે. આ સત્યને જૂઠું ઠરાવવા તૈયાર થયેલી કળાવતી કેવાં કેવાં કારસ્થાનો રચે છે ? અખિલ ભારતવર્ષમાં શોધ કરીએ તોપણ અશોકના ન્યાયમન્દિરમાં મૃગેન્દ્ર હાજર ન થઇ શકે અને જૂઠ્ઠા સાક્ષીઓ ખોટી જુબાની આપે એટલે મૃત્યુલોકમાં તો હું જ ખૂની ગણાવાનો ! સમ્રાટ્‌ને મ્હારા માટે ગમે તેટલી લાગણી હશે, તોપણ કપટી રાજમાતા, દુષ્ટ કળાવતી, અને સંપુષ્ટાચાર્યનાં કારસ્થાનોનો અંતરંગ તે સ્હમજી શકનાર નથી."

"સ્વામી મહારાજ ! આજે જ એ ત્રણેનું એક ભયંકર કારસ્થાન અશોકરાજે નજરોનજર નિહાળ્યું છે. એક ગુફાના ભોંયરામાં સિંહ પૂરીને,

તેની પાસે જ અશોકનો નાશ કરાવવાનો ઘાટ તેઓએ ઘડ્યો હતો. પરંતુ, તેમનું કારસ્થાન પકડાઇ ગયું છે. આ કારસ્થાનની વાત હજુ તાજી જ છે અને તેથી હવે પુનઃ સમ્રાટ્ તેમના કારસ્થાનમાં ફસાઇ પડે એમ મ્હને લાગતું નથી.”

“પણ, મ્હારી સુનાવણી વખતે તો ચક્રવર્તીને, માત્ર ન્યાયમન્દિરમાં સિંહાસન પર બેઠાં બેઠાં સાક્ષીઓની જુબાની સાંભળવાની છે. અને તેથી જૂઠ્ઠી સાક્ષી આપનારાઓ ઉભા કરવામાં કળાવતીનું કંઈ પણ કારસ્થાન હશે, એવી મહારાજને કલ્પના સુદ્ધાં પણ નહિ આવે. વારૂ, પણ શોભના! સિંહના સપાટામાંથી મહારાજ શી રીતે બચવા પામ્યા ?”

“તે સિંહ મહારાજનું હૃદય ચીરી નાખવાની અણી પર હતો, એવામાં જ હું તે ગુફા પાસે જઇ પહોંચી. મ્હને જોતાંની સાથે જ, સિંહ નમ્ર બની ગયો. પોતાના દુષ્કૃત્ય માટે પશ્ચાત્તાપ થતો હોય તેમ તેનાં ચક્ષુમાંથી અશ્રુપ્રવાહ વહેવા માંડયો અને તે એક નિરૂપદ્રવી, ગરીબ ગાયની પેઠે નીચું જોઇને ઉભો રહ્યો. હું તે સિંહને અહિં પણ લેતી આવી છું. મહારાજ ! તે સિંહનું આવું વર્તન જોઇને મ્હારા આશ્ચર્યનો અવધિ જ થયો છે.”

શોભનાનું આ ભાષણ સાંભળીને ચિદાનંદસ્વામી થોડીવાર શાન્ત રહ્યા. કંઇક યાદ આવ્યું હોય એવી મુદ્રા કરીને સ્મિત કરતાં તે બોલ્યા :

“વનરાજે પણ મ્હારી પેઠે ભૂલથાપ ખાધી છે. તે સિંહ જીતેન્દ્રનો પરિચયી છે. તે હરઘડી જીતેન્દ્રનું સ્મરણ કર્યા કરતો હતો. હુરદ્વાર છોડીને પોતાના મિત્રની શોધ કરતો કરતો જ તે અહિં સુધી આવ્યો હશે. ખુદ મ્હેં પોતે ત્હને જીતેન્દ્ર માન્યો હતો, તો પછી બિચારા પશુની તો વાત જ શી ?” આ પ્રમાણે સ્વામીજી બોલતા હતા એટલામાં તુરંગના પછવાડેના ભાગમાં કોઇ મનુષ્યનાં પગલાંનો અવાજ થયો. ચિદાનન્દ સ્વામીએ તે કોટડીની પછવાડે જઇને જોયું, તો કોઇ વ્યક્તિ પોતાની કોટડીની દિવાલ પર ચ્હડતી હતી એમ તેમને લાગ્યું. એટલે દૂરથી પણ તે વ્યક્તિને તેમણે ઓળખી કાઢી. તરત જ સ્વામીજી શોભના પાસે આવ્યા અને સહર્ષ બોલ્યા : “બેટા, ત્હારો પિતા સુરક્ષિત છે. હમણાંજ મ્હેં તેને અહિં પ્રત્યક્ષ જોયો છે. મ્હારી કોટડીમાં બેઠો બેઠો તે મ્હારી રાહ જોશે, માટે હવે મ્હારે તેને મળવા સત્વર ત્યાં જવું પડશે.”

“મ્હને પિતાશ્રીનાં દર્શન થશે કે ?”

"શોભના, હાલ તુરત તેને ન મળવું એ જ વધારે ઉચિત છે; કારણ કે તું કેદમાં છે એવું જાણીને તે આસ્માન જમીન એક કરશે. મૃગેન્દ્ર તથા યુવરાજ જીતેન્દ્ર બેમાંના કોઇને પણ તું તુરંગમાં છે એવી ખબર ન પડે એટલા માટે સાવધાનતા રાખવાની જરૂર છે. ત્હારે જો ત્હારા પિતાનાં દર્શન કરવાં હોય તો તું આ કોટડીના પછવાડેના ભાગમાં લપાઇને ઉભી રહે. મ્હારી સાથે વાર્તાલાપ કરીને, થોડા સમય પછી તે પાછો ફરે ત્યારે તું તેનાં દર્શન કરજે."

એટલું કહીને સ્વામીજી ચાલ્યા ગયા. તેઓ પોતાની કોટડીમાં દાખલ થયા કે તરત જ એક ખુણામાં લપાઇને બેઠેલો કલિંગાધિપતિ તેમની દૃષ્ટિએ પડયો. સ્વામીજીને જોતાં જ મૃગેન્દ્ર તેમને ભેટી પડયો. સ્વામીજી તેને આશ્વાસન દેવા લાગ્યા. સ્વામીજી જો કે મૃગેન્દ્રને વારંવાર મળતા હતા તોપણ કેટલીક વાર વર્ષોનાં વર્ષ સુધી તેમનો મેળાપ થતો નહોતો. જો કે આ વખતે તો તેઓ બન્ને ટુંક મુદત પછી પરસ્પર મળ્યા હતા, પરંતુ, મૃગેન્દ્રનો આજનો તીવ્ર આવેશ અને આનંદ, તેમ જ તેની હાર્દિક કોમળતા જોઇને, તે આજે સ્વામીજીને કેટલાંયે વર્ષોને અંતરે જોઇ શકયો હોય એવું જણાતું હતું. "સ્વામીજી ! શો કાળનો મહિમા ? આપ મ્હને મળવા આવવાના હતા એ વાત સાંભળીને, મ્હારો રાજમહાલય ખાસ શૃંગારાવીને ત્યાં હું આપને આદરસત્કારથી લઇ જવાની ઇચ્છા રાખતો હતો. કયાં ઉડી ગઇ એ મ્હારી ઇચ્છા ! રાજમહાલયને બદલે આજે દુશ્મનના કારાગૃહમાં મેળાપ ? નિશાચરની પેઠે લપાતો છૂપાતો હું આજે આપને મળવા આવ્યો છું. સ્વામી મહારાજ ! મ્હારા પર આપનો કેટલો બધો અનુગ્રહ છે ? કેવળ મ્હારા પ્રાણ બચાવવાની ખાતર જ આપે શત્રુની સ્વાધીનતા સ્વીકારી ! નરકવાસ કરતાં પણ ચઢી જાય એવો બંદિવાસ આપે સ્વીકાર્યો !"

"મૃગેન્દ્ર ! સુખ દુઃખની કલ્પના સરખી પણ જેના હૃદયમાં નથી, તેને બંદિવાસ શું દુઃખ આપી શકે તેમ છે ? સર્વ જનસમાજનું કલ્યાણ કરવાના અને સદ્ધર્મનું સંરક્ષણ કરવાના ઉદાત્ત વિચાર જેના અંતરમાં સર્વદા નિવાસ કરી રહ્યા છે, તેને તુરંગવાસથી શું દુઃખ થવાનું હતું ? જેના અંતરમાં જ્ઞાનનો ઉજ્જવલ પ્રકાશ પડયો છે, તેને તુરંગવાસનું તિમિરમય જીવન સ્પર્શ કરી શકે તેમ છે કે ? જેનું મન સુરભિ પરિમળ પ્રસરાવી શકે છે તેને તુરંગવાસની દુર્ગંધ શું કષ્ટ આપનારી હતી ? જેના

અંતરમાં ઔદાર્ય નિવાસ કરે છે તેને તુરંગવાસરૂપી સંકુચિત ભાવના હિસાબમાં જ નથી ! મૃગેન્દ્ર ! આ તુરંગવાસમાં હું સુખી છું, હું એક પવિત્ર કાર્ય કરવાને,—હિન્દુ ધર્મનું સંરક્ષણ કરવાને,—આ તુરંગમાં રહું છું, એવો આનંદોત્પાદક વિચાર મ્હારા હૃદયમાં અહર્નિશ ઘોળાયા કરે છે; અને તેથી જ મ્હને બંદિવાસથી લેશ માત્ર પણ દુઃખ ઉપજતું નથી. ”

“ સ્વામી મહારાજ ! તે દિવસે મ્હને બૌદ્ધભિક્ષુનો વેશ પહેરાવીને ન્હસાડી મૂકીને, પછી આપે પોતાના શિર પર અસહ્ય સંકટ વ્હોરી લીધું છે. ખુદ મ્હારી હાજરીમાં કળાવતીએ આપનું જે અપમાન કર્યું હતું તે હું સહન કરી શકતો નહોતો. હું ચિત્તાની પેઠે કળાવતી અને તેના સોબતીઓ પર તૂટી પડવાનો વિચાર કરતો હતો; પરંતુ આપની પ્રેમળ આજ્ઞા મ્હને તેમ કરતાં અટકાવતી હતી. કેવળ સ્વધર્મનું રક્ષણ કરવા અને આપે મ્હારા શિર પર મૂકેલી જોખમદારી અદા કરવાની ખાતર જ, હું ત્યાંથી મૂંગે મ્હોડે પલાયન કરી ગયો હતો. ”

“ રાજન્ ! તું પલાયન કરી ગયો એ ઠીક જ થયું છે. જો ત્હેં તેમ ન કર્યું હોત તો હિન્દુ ધર્મનું રક્ષણ શી રીતે થઇ શકત ? તું ત્હારૂં શૌર્ય બતાવવાની ખાતર બૌદ્ધભિક્ષુઓ પર તે વખતે તૂટી પડયો હોત તો ત્હારો નાશ થયા વગર રહેત નહિ. ત્હારો નાશ થયા પછી આ ચિદાનંદ પણ શું કરી શકત ? મૃગેન્દ્ર ! ભુતકાળની વાતો સંભારીને શોક કરવાનો આ સમય નથી. બોલ ! એક મહિનામાં ત્હેં શું શું કર્યું છે ? ”

“ મહારાજ ! દગો ફટકો કરીને બૌદ્ધ લોકોએ કલિંગદેશ સર કર્યો. પરંતુ, તે વખતે આખો દેશ હિન્દુધર્મ પ્રત્યે લાગણી ધરાવનારો હતો. મ્હારૂં ખૂન થયું છે એવી અફવા ફેલાવાથી મ્હારી પ્રજા સંતપ્ત થઇ છે. કદાચ તેઓ આ અફવાથી મ્હારૂં મૃત્યુ થયું છે એવું માનત, પરંતુ, ખૂન કરનાર આપ છો, એવું જ્યારે તેઓના જાણવામાં આવ્યું ત્યારે બૌદ્ધ લોકોએ જ આ કારસ્થાન રચ્યું હોવું જોઇએ એવી તેમને પ્રતીતિ થઇ છે. ભિક્ષુવેશ પહેરીને હું આખા કલિંગદેશમાં ફરી આવ્યો છું. પ્રજાજનોના ટોળામાં ભળીને મ્હેં મ્હારી પ્રજાનાં હૃદયની પરીક્ષા કરી જોઇ છે. મ્હારા વિશ્વાસપાત્ર અને રાજનિષ્ઠ સરદારોની મ્હેં મુલાકાત લીધી છે. મહારાજ ! મ્હારી રાજ્યભક્ત પ્રજા મ્હારા ખુનનો બદલો લેવા માટે તેમજ હિન્દુધર્મની પુનર્ઘટના કરવા સારૂ જીવતોડ પ્રયત્ન કરી રહી છે. આ પરિસ્થિતિનો લાભ લેવા, તેમજ પ્રજાના ઉત્સાહનો યોગ્ય ઉપયોગ કરવાના

હેતુથી, મ્હેં બૌદ્ધભિક્ષુનો વેશ ત્યજી દીધો છે. મ્હારી પ્રજાને પ્રિય થઇ પડેલો હિન્દુવેશ મ્હેં પુનઃ ધારણ કર્યો છે. મ્હારી પ્રજામાંથી ઉભા થયેલા લશ્કરની આગેવાની મ્હેં લેવા માંડી છે. પરંતુ, મ્હારૂં ખરૂં નામ માત્ર થોડા જ અધિકારીઓ જાણે છે. કારણ કે હું જીવતો છું, એવું મ્હારી સર્વ પ્રજાના જાણવામાં આવે તો તેમનો હાલ જે ઉત્સાહ છે તેમાંથી થોડો પણ ઘટવા પામે એ હું સારી રીતે સમજું છું. પોતાનો રાજા બૌદ્ધ-લોકોના કારસ્થાનનો ભોગ થઇ પડયો છે, એટલા માટે વૈર લેવા માટે લડવાને તૈયાર થઇ હું "પ્રતાપરાય" નામ ધારણ કરીને પ્રજાનો સરદાર બન્યો છું. હમેશાં લોકોનાં ટોળેટોળાં આવીને, રાજીખુશીથી યુદ્ધમાં આવવા સારૂ જોડાવા લાગ્યાં છે. લશ્કરની સંખ્યા લગભગ એક લાખ ઉપરની થઇ ગઇ છે. વેર લેવા માટે સજ્જ થયેલી આ સેના સમરાંગણમાં ઝનુનથી લડશે અને ચક્રવર્તીનો અવશ્ય પરાજય કરશે એવી મ્હારી ખાત્રી છે. પરંતુ, સંપૂર્ણ તૈયારી થઇ રહેવાને હજી એક મહિનો લાગશે. સ્વામીજી! આપની સુનાવણી આવતી કાલે થનાર છે. હું જીવતો છું એવી ચક્રવર્તીને મારે ખાત્રી કરી આપવી જોઇએ, એટલા માટે જ હું આપનાં ચરણોમાં દોડતો આવી પહોંચ્યો છું. આ સુનાવણી એક માસ પછી કરવામાં આવી હોત તો કેવું સારૂં થાત! સુનાવણી થવાનો પ્રસંગ જ હું ન આવવા દેત. મ્હારે મ્હારૂં અભિમાન ત્યજીને અશોકની પાસે દીનવદને હાજર થવું પડશે. મ્હારા ધર્મના આદ્ય ગુરૂને બૌદ્ધ લોકોના તાબામાં સોંપીને તેઓ જે ન્યાય આપશે તે મ્હારે સ્વીકારવો પડશે. જો હું જીવતો હોઉં તો કોઇ પણ શરત વગર મ્હારૂં રાજ્ય મ્હને પાછું આપી દેવાનું ચક્રવર્તીએ ઠરાવ્યું છે. પરંતુ રાજ્ય માટે ભિક્ષા માગે એવો આ મૃગેન્દ્ર ભિખારી નથી. તેમજ બૌદ્ધ લોકોમાં એવી ઉદારતા હોય એ પણ અસંભવિત છે. રાજ્ય પાછું મેળવવાની આશાએ હું ચક્રવર્તી પાસે જાઉં, તો તે ગમે તેવું અપમાન કરે તે સહન કરવાની મ્હને ફરજ પડે. કદાચ તેના કારસ્થાનનો ભોગ પણ હું થઇ પડું, એટલા માટે જ અશોકે આ શરત કરી હોય એમ જણાય છે. પરંતુ ગુરૂવર્ય! મ્હારો દેહ, માનાપમાન, મ્હારી કીર્તિ અને મ્હારી ઉન્નતિ એ સર્વની કિંમત આપના પ્રાણ આગળ તુચ્છ છે. જો હું આવતી કાલે સુનાવણી વખતે દરબારમાં હાજર ન થાઉં તો હું જીવતો હોવા છતાં પણ આપને ખૂની ઠરાવીને, ચક્રવર્તી ભયંકર સજા ફરમાવ્યા વગર રહેનાર નથી."

"ના, રાજન્! સુનાવણી વખતે કાલે તું હાજર થઇશ જ નહિ. જો કે ચક્રવર્તીના સ્વભાવમાં થોડો વખત થયાં પરિવર્તન થવા લાગ્યું છે, તો-પણ મનુષ્ય સ્વભાવને બદલાઈ જતાં કેટલી વાર! કાલે તું દરબારમાં સુનાવણી વખતે હાજર થાય તો હારા લશ્કરનો ઉત્સાહ નષ્ટ થયા વગર રહેશે કે? રાજા મૃગેન્દ્રને હયાત જોઇને તેઓ તેના મૃત્યુ બદલ વેર શા માટે લેશે? ગર્વિષ્ટ બૌદ્ધ લોકો પાસે ધર્મ અને રાજ્યની માગણી કરવી એ હારા જેવા વીરપુરૂષ માટે કલંકરૂપ છે. રાજન્! સુનાવણી વખતે હાજર રહીને હારી ટેક કદિ પણ મૂકીશ નહિ."

"મહારાજ! તમારા પ્રાણ જવાનો પ્રસંગ જોઇને હું સ્વસ્થ કેમ રહી શકું? સુનાવણી વખતે હું હાજર થયા વગર નહિ જ રહું."

"મૃગેન્દ્ર! આવી જક ન કર! હારી તૈયારીઓ સંપૂર્ણ થયા પછી હકથી તું હારા રાજ્યની માગણી કરજે. મ્હને તું ગમે તેટલો ચાહે છે તોપણ મ્હારા કરતાં પણ હારી એક અધિકતર વ્હાલી વસ્તુ છે."

"મહારાજ! અખિલ જગતમાં આપના કરતાં વધારે વહાલી મ્હને કોઇ પણ ચીજ નથી. તેની પ્રતીતિ આપવા માટે હું તૈયાર છું." રાજા મૃગેન્દ્ર વચમાં જ બોલ્યો.

"એ બાબતની પ્રતીતિ આપવાની, તેમજ આવતી કાલે દરબારમાં હાજર થવાની કંઇ જ જરૂર નથી. સ્વધર્મનું રક્ષણ કરતાં પ્રાણની પણ પરવા કરવાની જરૂર નથી. આવતી કાલ, સુનાવણી વખતે હને હાજર જોઇને, બૌદ્ધ લોકો ફરી જાય તો તું મ્હારૂં રક્ષણ કરી શકશે કે? તું કેદ પકડાય તો પછી હિન્દુ ધર્મનું શું થાય? આપણા ધર્મનો ઉદ્ધાર પછી થઇ શકશે કે? અને જ્યારે આપણો ધર્મ નાશ પામ્યો એટલે પછી હું જીવતો રહું કે મરણ પામું, એ બન્ને સરખું જ છે. કેવળ હારા કર્તવ્ય પર અને હિન્દુસામ્રાજ્યની પુનર્ઘટના પર હિન્દુધર્મનું ભવિષ્ય અવલંબન કરી રહ્યું છે એ ભૂલી ન જા. હિન્દુધર્મ અને ચિદાનન્દ સ્વામી એ બન્નેની સરખામણી કરતાં હિન્દુધર્મ હને વિશેષ પ્રિય હોવો જોઇએ. હિન્દુ ધર્મને લીધે જ હારો ચિદાનંદ સ્વામી શોભશે! ધર્મ વગર ધર્મગુરૂનું અસ્તિત્વ ક્યાંથી સંભવે? હિન્દુધર્મ નામશેષ થયો કે ચિદાનંદ જેવા સ્વામી પણ અસ્ત પામશે. મૃગેન્દ્ર! ચિદાનંદ કરતાં હિન્દુધર્મ હને અધિકતર પ્રિય નથી લાગતો કે? ચિદાનંદ કરતાં હિન્દુધર્મી પ્રજાનું સંરક્ષણ કરવું એ વધારે ઉચિત નથી કે?"

"મહારાજ! ધર્મ અને ચિદાનંદ સ્વામીમાં હું કંઈ પણ અંતર માનતો નથી. ચિદાનંદ સ્વામીનું સંરક્ષણ થયું એટલે હિન્દુધર્મનું જ સંરક્ષણ થયું, એમ હું માનું છું. ચિદાનંદ સ્વામી અને હિન્દુધર્મ પ્રત્યે મ્હને સરખો જ પ્રેમ છે."

"મૃગેન્દ્ર! આવી અન્ધશ્રદ્ધા છોડી દે. ગમે તેટલો તું ચિદાનંદ સ્વામીને વ્હાલો હોઇશ તોપણ તે કાળપરત્વે નાશવંત છે. હિન્દુધર્મ અવિનાશી અને અનાદ્યન્ત છે. ચિદાનંદ હિન્દુધર્મ ઉત્પન્ન કરી શકનાર નથી; પરન્તુ હિન્દુધર્મ મ્હારા જેવા હજારો ચિદાનંદ ઉત્પન્ન કરી શકશે. મનુષ્યદેહધારી ચિદાનંદ પ્રત્યેનો મોહક પ્રેમ ત્યજીને ત્હારૂં કર્તવ્ય સંભાળ. જો તું મ્હને વ્હાલો હોય તો મ્હારી આજ્ઞાનુસાર ત્હારે વર્તવું જોઇએ."

"આચાર્ય! તમારી આજ્ઞાને હું વેદવાક્ય સ્હમજું છું."

"જો એમ જ હોય તો સત્વર કલિંગદેશ તરફ ચાલ્યો જા, ને ત્હેં આરંભેલું કાર્ય સંપૂર્ણ કર. ત્હારૂં રાજ્ય પુનઃ પ્રાપ્ત કર. હિન્દુધર્મનો ઉદ્ધાર કર, અને ચિદાનંદની ગુરૂદિક્ષા સફળ કર!"

"મહારાજ! આપની આજ્ઞા શિરસા વંદ્ય છે: પરંતુ મ્હારી એક નમ્ર વિનંતિ છે."

"ખુશીથી કહે."

"ધારો કે કાલની સુનાવણીમાં આપને ખૂની ઠરાવવામાં આવે તો કૃપા કરીને ચક્રવર્તીને વિનંતિ કરશો કે "માત્ર એક જ માસની અંદર મૃગેન્દ્રને હું હાજર કરીશ." ગમે તેમ કરીને પણ આટલી મુદત મેળવજો, મહારાજ!"

"ઠીક છે." મૃગેન્દ્રની પીઠપર હાથ ફેરવતાં અને સ્મિત કરતાં સ્વામીજી બોલ્યા: "સર્વ કાંઇ ત્હારી ઇચ્છાનુસાર થશે. ચક્રવર્તી પાસે મુદત માગતાં તે મ્હારી માગણીનો અસ્વીકાર કરનાર નથી. તું નિશ્ચિંતપણે જા. જો, સૂર્યોદય થવા આવ્યો છે માટે પાટલીપુત્રની હદ સત્વર ઓળંગી જા."

"સ્વામી! આપની આજ્ઞાનુસાર જ વર્તીશ." એમ બોલી સ્વામીજીને સાષ્ટાંગ દંડવત્ કરી પોતે જે માર્ગે થઇને આવ્યો હતો ત્યાંથી મૃગેન્દ્ર જવા લાગ્યો. મૃગેન્દ્ર પ્રતિ પ્રેમભરી દૃષ્ટિ ફેંકતાં સ્વામીજી સ્વગત બોલ્યા: "ખરો ધર્માભિમાની!"

સ્વામીજીની કોટડીમાંથી જતા મૃગેન્દ્ર પ્રત્યે સામેની કોટડીમાંથી કોઇ પ્રેમભરી દૃષ્ટિ ફેંકી રહ્યું હતું. પરંતુ, મૃગેન્દ્રને તો તેની ખબર સુદ્ધાં યે નહોતી.

# પ્રકરણ ૨૧ મું.

## ચિદાનંદ સ્વામીની સુનાવણી.



આજે ચિદાનંદસ્વામીની સુનાવણી થવાની છે. ન્યાયમંદિરમાં રાજસિંહાસન પર દેવપ્રિય પ્રિયદર્શી સમ્રાટ્ અશોક પ્રમુખસ્થાને બીરાજેલા છે. તેમની સમીપમાં જ એક આસન પર કલિંગ યુવરાજ જીતેન્દ્ર નજરે પડે છે. મનુસ્મૃતિ અને બૌદ્ધધર્મના શાસ્ત્રોમાં નિપૂણ ધર્મગુરૂઓ પણ મોટી સંખ્યામાં હાજર દેખાય છે. સંપુષ્ટાચાર્ય બધા ધર્મગુરૂઓમાં શ્રેષ્ઠ ગણાતો હતો. સમ્રાટ્થી થોડે દૂર એક આસન પર તે પણ બેઠેલો છે. સુનાવણીના કામમાં સાંસારિક અનુભવનો લાભ સમ્રાટ્ને આપવા સારૂ, પાટલીપુત્રના વયોવૃદ્ધ નાગરિકો પણ સભામાં શું થાય છે તે કાકદ્દષ્ટિથી નિહાળી રહ્યા છે.

થોડી જ વારમાં કલિંગદેશની રાણી કળાવતી અને ચિદાનંદસ્વામી જૂદા જૂદા દ્વારમાંથી સભામાં પ્રવિષ્ટ થયા. સ્વામીના વદનપર સ્મિત ફરકી રહ્યું હતું. પરંતુ, કળાવતીની મુખમુદ્રાપર કોપ, મત્સર અને દ્વેશની છાયા સ્પષ્ટરીતે દેખાઇ આવતી હતી. અશોકે ચિદાનંદ સ્વામીને એક આસન પર બેસવાનો નેત્રસંકેત કર્યો. કળાવતી પણ એક આસન પર બેઠી. સર્વત્ર શાન્તિ ક્ષણ માત્રમાં પ્રસરી ગઇ. અશોકે કળાવતીને પોતાની ફરિઆદ નિવેદન કરવાની આજ્ઞા કરી એટલે તે ઉભી થઇ, અને બોલવા લાગી :

“ આ ચિદાનંદસ્વામી બૌદ્ધધર્મનો વિરોધક છે અને બીજા લોકોને પણ પોતાના જેવા બનાવવાના હેતુથી, હરદ્વારમાં તેણે એક પાઠશાળા ઉઘાડી છે. તેમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ પાસેથી દ્રવ્ય મેળવીને તે પોતાનો ઉદર નિર્વાહ ચલાવે છે. ”

“ રાણી કળાવતી, આ બજાર નથી પરંતુ ન્યાયમંદિર છે. અહિંઆ તમારે જે કાંઈ બોલવું હોય તે વિનયપૂર્વક અને કોઇને કંઈ દુઃખ ન થાય એવી રીતે બોલવું પડશે. રાજા મૃગેન્દ્રના મરણ સાથે જે બાબતને કંઇ જ સંબંધ ન હોય, એવો એક શબ્દ પણ ઉચ્ચારવાની આવશ્યકતા નથી. ” સમ્રાટે ભાર મુકીને સૂચના કરી.

"મહારાજ ! આ ચિદાનંદસ્વામી અને રાજા મૃગેન્દ્ર વચ્ચે અગાઉ ઘણીજ સારી મિત્રતા હતી, પણ મૃગેન્દ્રનું ખૂન થયું તે પહેલાં એક વર્ષ પૂર્વે તેઓ બન્નેની વચ્ચે ખટપટ જાગી હતી. મૃગેન્દ્ર પોતાના કુમાર જીતેન્દ્રને આ વૈરાગીના આશ્રમમાંથી પાછો બોલાવી લેવાની તૈયારીમાં પણ હતા. એ ખટપટ જાગવાનું કારણ એ હતું કે જ્યારે મગધાધિપતિએ ઇન્દ્રપુરને ઘેરો ઘાલ્યો, ત્યારે ખુદ રાજા મૃગેન્દ્રને પણ પૈસાની તાણ પડવા લાગી હતી, અને તેથી આ વૈરાગીની ઝોળી પહેલાંની માફક પૈસાથી ભરાતી નહોતી. અપાર દ્રવ્ય મેળવવાના લોભથી, આ ચિદાનંદે એવો વિચાર કર્યો કે જો રાજા મૃગેન્દ્ર હયાત ન હોય તો પોતાના આશ્રમમાં રહેતો યુવરાજ જીતેન્દ્ર રાજા થાય, અને પોતાને પણ પૈસાનો તડાકો પડે. આવી ઇચ્છા કરીને ચિદાનંદ હરદ્વારથી ઇન્દ્રપુર આવવાને નીકળ્યો. ચિદાનંદ ઇન્દ્રપુર આવી પહોંચ્યો તે વખતે મગધાધિપતિએ ઇન્દ્રપુરને ઘેરો ઘાલેલો હોવાથી ત્રણ ચાર દિવસ સુધી એકસરખો યત્ન કરવા છતાં પણ શહેરમાં દાખલ થવાનો તેને લાગ મળ્યો નહિ. પરંતુ જે રાત્રે ભગવન્તનું બૌદ્ધ લશ્કર ઇન્દ્રપુરમાં દાખલ થયું ત્યારે લાગ સાધીને ચિદાનંદ ઇન્દ્રપુરમાં દાખલ થઇ ગયો. રાજાનું ખૂન કર્યા પછી, પોતે સહિસલામત રીતે પલાયન કરી શકે એટલા સારૂ, પોતાની સાથે તે ભિક્ષુ વેષ લાવ્યો હતો, અને પોતાની ઝોળીમાં એક તલવાર પણ તેણે છૂપાવી રાખી હતી."

"રાજા મૃગેન્દ્ર પોતાના શયનમન્દિરમાં શાન્ત નિદ્રાનો ઉપભોગ કરતા હતા. તેમના શૂરવીર અંગરક્ષકો શયનમન્દિરના દ્વાર પર પહેરો ભરતા હતા. હરદ્વારના અગાઉના વૈરાગીઓ અને કલિંગદેશના રાજકુટુંબને પૂર્વકાળથી સારો સંબંધ ચાલ્યો આવતો હતો. ને રાજા મૃગેન્દ્ર અને આ ચિદાનંદ વચ્ચે પણ તેમજ હતું. બલ્કે ચિદાનંદે રાજા મૃગેન્દ્ર સાથે ઘણોજ ગાઢ સંબંધ કર્યો હતો. આ વાત સૌ નોકર ચાકરોના જાણવામાં હોવાથી, કાંઇપણ મુશ્કેલી વગર ચિદાનંદ મૃગેન્દ્રના શયનાગારમાં સ્હેલાઇથી પ્રવેશ કરી શક્યો. ત્યાં જતાંની સાથે જ પોતાની ઝોળીમાંની તલવારથી, નિદ્રસ્થ રાજાનું શિર તેણે ધડથી જુદું કરી નાંખ્યું. મૃગેન્દ્ર રાજાની અંતકાળની કિકિઆરી શયનાગારના પહેરેગીરોમાંના એકના સાંભળવામાં આવી. તે ગાભરો બનીને એકદમ શયનાગારમાં દોડી આવ્યો. પહેરેગીરને જોતાંની સાથે જ પોતાના હાથમાંની તલવાર તે પહેરેગીર સામી ઉગામીને, "રાજાના શબની યોગ્ય વ્યવસ્થા સત્વર કરી નાખ, નહિ તો ત્હેં જ તેનું

ખૂન કર્યું છે એવું હમણાં જ સર્વત્ર જાહેર કરી દઉં છું." એવી ચિદાનંદે તે પહેરેગીરને ધમકી આપી. પહેરેગીર આ ધમકીથી ભયભીત થયો ને ચિદાનંદની આજ્ઞા પ્રમાણે તે ઇન્દ્રપુરના દારૂના કોઠારમાં લાગેલી આગમાં મહારાજા મૃગેન્દ્રનું શિર ફેંકી આવ્યો. તે સમયે બૌદ્ધધર્મીઓ અને હિન્દુ-ધર્મીઓ વચ્ચે ઘણી ઝપાઝપીઓ થવાથી, રાજમહાલયના ચોગાનમાં સંખ્યાબંધ શિર વગરનાં ધડ પડેલાં હતાં. પેલો પહેરેગીર પણ રાજા મૃગેન્દ્રનું શિરવિહિત શવ ત્યાં પડેલાં શવ ભેગું મૂકી આવ્યો. પોતાનું કાર્ય આટલું બધું વેળાસર અને સુયન્ત્રિતપણે સંપૂર્ણ થવાથી આનંદિત થયેલો આ ચિદાનંદ શયનાગારમાંથી પલાયન કરી જવાની તૈયારીમાં હતો એટલામાં હું ત્યાં જઇ પહોંચી. મ્હેં આ વેરાગીને રાજા મૃગેન્દ્ર ક્યાં હતા એ સંબંધી એક પછી એક પ્રશ્નો પૂછવા માંડયા. પરન્તુ તે પ્રત્યુત્તર આપતાં આપતાં એટલો બધો ગભરાઇ જતો હતો કે મ્હને તેના ઉપર શંકા આવી. મ્હેં તરત જ આ ચિદાનંદને મહારાજની છાવણી તરફ રવાના કરી દીધો અને હું મૃગેન્દ્રરાજની શોધ કરવા માટે નીકળી પડી. ચિદાનંદના દુર્ભાગ્યે, શોધ કરતાં, મ્હને શયનાગારથી થોડે દૂર જતાં મૃગેન્દ્ર મહારાજનું શવ મળી આવ્યું. તે શવના શરીર પર મહારાજ મૃગેન્દ્રનો પોશાક હોવાથી જ, હું તેને તરત ઓળખી શકી હતી. ત્યારપછી શું બન્યું છે તે ભગવન્તને સુવિદિત છે." એટલું બોલી કળાવતી પોતાના આસન પર બેસી ગઈ.

"ચિદાનંદ સ્વામી !" અશોક બોલ્યો : "કળાવતીએ ફરિયાદની જે હકીકત કહી સંભળાવી તે આપે સાંભળી છે. આ સંબંધમાં આપનો બચાવ માટે શો ખુલાસો છે ?"

"ભગવન્ત ! મ્હેં મ્હારો ખુલાસો આપને ક્યારનોય આપી દીધો છે. હું આપને ખાત્રીથી કહું છું કે રાજા મૃગેન્દ્ર હયાત છે. તેમનું ખૂન થયું નથી. કળાવતીની ફરિયાદ અસત્યપૂર્ણ છે. દ્રવ્યની મ્હને જરૂર જ નથી, તેમ જ મ્હારે અને રાજા મૃગેન્દ્રને દ્રવ્ય માટે કદિ પણ અણબનાવ થયો નથી. મૃગેન્દ્ર મ્હારો શિષ્ય છે, અને તેના પ્રત્યે મ્હારો પ્રેમ નિઃસીમ છે."

ત્યાર પછી, "શિર વિનાનું ધડ મહારાજા મૃગેન્દ્રનું જ હતું અને તેમના શરીર પરના પોષાકપરથી હું તેમને ખાત્રીથી ઓળખી શકયો હતો." એવી કલિંગ દેશના બે અગ્રેસર સરદારોએ સાક્ષી આપી

ત્યાર પછી એક બીજો કલિંગ સરદાર પ્રતિજ્ઞાપૂર્વક બોલ્યો : "રાજા મૃગેન્દ્ર અને આ સંન્યાસી વચ્ચે પૈસા સંબંધી કલહ ઉત્પન્ન થયો હતો, એ વાત હું જાણું છું."

રાજા મૃગેન્દ્રના એક અંગરક્ષકે બ્હીતાં બ્હીતાં પ્રતિજ્ઞાપૂર્વક જણાવ્યું કે, "મ્હેં રાજા મૃગેન્દ્રનું ખૂન કરતાં આ ચિદાનંદને જોયો હતો. તેની ધમકીથી રાજાનો મૃતદેહ હું રાજમહાલયના ચોગાનમાં પડેલાં ઇતર શબ ભેગો ગોઠવી આવ્યો હતો." ચિદાનંદ સ્વામીએ જે તલવારથી મૃગેન્દ્રનું ખૂન કર્યું કહેવાતું હતું, તે પણ તેણે ઓળખી.

ત્યારબાદ ઘણા સાક્ષીઓએ કળાવતીએ જે ફરિયાદ કરી હતી તેને મળતી જ હકીકત સોગનપૂર્વક થોડી થોડી કહી સંભળાવી. ચક્રવર્તીના હૃદયમાં ચાલી રહેલી ચલવિચલ તેની મુખમુદ્રા પર પ્રતિબિમ્બિત થઇ રહી હતી. ચિદાનંદસ્વામી એ ચલવિચલનું નિરિક્ષણ કરતાં પોતાના આસન પર સ્વસ્થતાથી બેઠા હતા. સુનાવણીની શરૂઆત થયા પહેલાં અશોકને ચિદાનંદ પ્રત્યે જે માન અને પ્રેમ હતાં તે ધીમે ધીમે બદલાવા લાગ્યાં હતાં એવું તેની મુદ્રા પરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું. જેમ જેમ કળાવતીએ તૈયાર કરી રાખેલાં પાત્રો પોતપોતાનો 'પાર્ટ' ન્યાયમન્દિરરૂપી નાટ્યભૂમિ પર ભજવતાં ગયાં તેમ તેમ ચક્રવર્તીના અંતરમાં અવનવા ફેરફારો થતા ગયા. ચક્રવર્તીની મુદ્રાપરથી તેના હૃદયમાં જે ચળવિચલ ચાલી રહી હતી તે કળાબાજ કળાવતી સ્હમજી ગઇ. આ હાથ લાગેલી તકનો લાભ લેવાના ઉદ્દેશથી કળાવતી બોલી :

"ભગવન્ત ! અત્યાર સુધીમાં જે જે સાક્ષીદારોએ પોતપોતાના ધર્મની પ્રતિજ્ઞા પર જુબાની આપી છે, તે ઉપરથી મૃગેન્દ્ર મહારાજનું ખૂન કોણે કર્યું, કેવી રીતે થયું, અને તેમનું ખૂન શામાટે કરવામાં આવ્યું હતું, એ સઘળું રહસ્ય સૌના જાણવામાં આવ્યું હશે જ. ભગવન્તને આથી પણ વિશેષ ખાત્રી જોઇતી હશે, તો મૃગેન્દ્ર મહારાજના રાજમહાલયના તે સમયના નોકરચાકરો તેમજ કલિંગ દેશના સર્વ સરદારોને હું હાજર કરી શકીશ."

"કળાવતીરાણી ! તમામ સાક્ષીદારોને હવે રજા આપી દો. એક પણ વધુ પુરાવો હવે મ્હારે નથી જોઇતો. આ ભયંકર કેસનો નિકાલ હું આજે જ કરવા ઇચ્છું છું." ચિદાનંદસ્વામી સામે ક્રોધપૂર્વક દષ્ટિ

ફેંકતાં ચક્રવર્તી બોલ્યા : "ચિદાનંદ ! ત્હારી વિરુદ્ધમાં જે જે પુરાવા મળ્યા છે તે સંબંધી ત્હારે કાંઈ ખુલાસો કરવાનો છે કે ?"

ચિદાનંદ શાન્તિથીજ બોલ્યા : "હું સંપૂર્ણ રીતે નિરપરાધી છું. સાક્ષીદારોએ તદ્દન ખોટા પૂરાવા રજુ કર્યા છે. રાજા મૃગેન્દ્ર હયાત હોવા છતાં તેનું ખૂન થયું છે એવી જુબાની આપનારાઓ સાચા છે, એવું માનવામાં સમ્રાટે ગંભીર ભૂલ કરેલી કહેવાશે."

"આ કરતાં વિશેશ ત્હારે કંઈ કહેવું નથી ને ?"

"ના."

"જ્યુરીના ગૃહસ્થો !" ખાસ બોલાવનામાં આવેલા નાગરિકોને ઉદ્દેશીને ચક્રવર્તી બોલ્યા:" તમોએ અત્યાર સુધીની સર્વ હકીકત સાંભળી છે. આ ઉપરથી રાજા મૃગેન્દ્રનું ખૂન થયું છે કે કેમ, અથવા થયું હોય તો ખૂની ચિદાનંદ જ છે કે નહિ, એ પ્રશ્નનો નિર્ણય કરવાનું કામ તમારૂં છે. આ નિર્ણય કરતાં તમારા વ્યવહારિક અનુભવનો તમે ઉપયોગ કરજો. ધાર્મિક વિરોધનો પ્રશ્ન બાજૂ પર મૂકીને, દેવો પણ જેને અન્યાય ન કહી શકે એવો સમતોલપણે સત્ય ન્યાય આપજો."

ચક્રવર્તીનું ભાષણ સાંભળીને ત્યાં બેઠેલા નાગરિકો એક બીજાના કાનમાં ગણગણવા લાગ્યા. થોડીવાર પછી સર્વ એકમત થઈને બોલ્યા: "મહારાજ ! ચિદાનંદ સર્વાંશે દૂષિત છે. રાજા મૃગેન્દ્રનું ખૂન પણ તેણે જ કર્યું છે." એવો અમારો દૃઢ મત થાય છે.

"બરાબર ! તમો સર્વ સાચું કહો છો." ચક્રવર્તી બોલ્યા : "આ દ્રવ્યાભિલાષી વૈરાગીએ જ રાજા મૃગેન્દ્રનું ખૂન કર્યું હોવું જોઈએ, એવી મ્હારી પણ ચોકસ ખાત્રી થઇ છે." સંપુષ્ટાચાર્ય અને બીજા ધર્મગુરૂઓ તરફ જોઇને પૂછ્યું: "આચાર્યો ! આ ખૂની ચિદાનંદને શિક્ષા કરવા બદલ તમારો શો મત છે ?"

અત્યાર સુધી મનમાં ઘોળાયા કરતો ઉદ્ગાર સંપુષ્ટાચાર્યના હૃદયમાંથી તરતજ બહાર આવ્યો; "મહારાજ ! આ ખૂનીને ફાંસીની સજા કરવી જોઇએ, અને તેમ થતાં પહેલાં તેને રીબી રીબીને અસહ્ય સંકટ આપવાની જરૂર છે. પરંતુ શિક્ષા ફરમાવતાં પહેલાં આપણા નરકાધિકારીનો અભિપ્રાય લેવાની જરૂર છે."

તરતજ નરકાધિકારીને બોલાવવામાં આવ્યો. તેની સાથે કેટલોક સમય વાતચિત કર્યા પછી ચક્રવર્તી બોલ્યા : "ચિદાનંદ ! ત્હારાં આ

કર્ષાય વસ્ત્રો અને ત્હારી વૃત્તિ પરથી તું નિરપરાધી હોઇશ એવી અત્યાર સુધી મ્હારી માન્યતા હતી, અરે મ્હારી ખાત્રી જ હતી! મૃગેન્દ્રને તું પોતાનો શિષ્ય ગણતો હતો એમ હું સ્હમજતો હતો. સર્વ હિન્દુધર્મીઓ હરદ્વારવાળા ચિદાનંદ સ્વામીનો અધિકાર સર્વથી શ્રેષ્ઠ માને છે. હું પણ સ્હમજતો હતો કે કલિંગાધિપતિનો તું એક બાહોશ સલાહકાર છે, હિન્દુધર્મી પ્રજાને ત્હારા માટે સારૂં માન છે, કેટલાયે રાજાઓ પોતાના રાજકુમારોને યોગ્ય શિક્ષણ સંપાદન કરવા માટે ત્હારા આશ્રમમાં મોકલે છે. હિન્દુધર્મનો તું સર્વ શ્રેષ્ઠ ધર્મગુરૂ ગણાય છે. છતાં તેં આવું ભયંકર અને ઘોર કૃત્ય કર્યું? કેવળ દ્રવ્યોપાર્જનની લાલસાથી જ ત્હેં ત્હારા શિષ્ય રાજા મૃગેન્દ્રનો વધ કર્યો? દ્રવ્યલાલસાથી ત્હારૂં મન એવું તો અત્યાચારી–વિશ્વાસઘાતી થઇ ગયું જણાય છે કે ત્હારામાં હવે સારાસારનો વિચાર કરવાની પણ શકિત રહી નથી. વિશ્વાસઘાત અને દગલબાજી કેવાં ભયંકર પાપ ગણાય છે તેની કલ્પના સરખી પણ ત્હેં કરી નથી! જગત્‌માં હવે તું વિશ્વાસઘાતી ગણાઇ ચૂકયો છે. દ્રવ્યોપાર્જન કરવાના હેતુથી મૃગેન્દ્ર સાથે સ્વાર્થી પ્રેમગાંઠથી જોડાયો અને જ્યારે તેમાં ત્હારી ઇચ્છાનુસાર તું સંતોષ ન પામ્યો, ત્યારે ત્હેંજ મૃગેન્દ્રનું ખૂન કર્યું છે. અને ત્હારા જેવી ભયંકર વ્યકિત હવે જો વિશેષ અસ્તિત્વ ધરાવે તો બેશક આ જગતને તે ભવિષ્યમાં કંઇને કંઇ નુકસાન કરે જ, એમ માની હું ત્હને સજા ફરમાવું છું કે—"

"ના, મહારાજ! આવો અન્યાય ન કરો." શાન્તિનો અવરોધ કરતાં વેશધારી જીતેન્દ્ર વચ્ચેજ બોલી ઉઠયો: "ચિદાનંદ જેવી પવિત્ર વિભૂતિને આવાં દુર્વચનો સંભળાવીને પાપસંચય ન કરો. સ્વામીજી તદ્દન નિરપરાધી છે. કળાવતી રાણીએ અત્યાર સુધીમાં જે નાટક ભજવ્યું છે તેમાંનો એક શતાંશ ભાગ પણ સત્યપૂર્ણ નથી. મૃગેન્દ્રરાજનું ખૂન થયું છે, એમ કહેવું તેમજ એવા કાલ્પનિક ખૂનનો આરોપ ચિદાનંદ જેવી પવિત્ર વ્યકિતના શિર પર મૂકવો, એ કેટલું બધું અન્યાયી છે તેનો સહજ વિચાર કરો."

"યુવરાજ! ત્હારા પિતાનું ખૂન કરનારા—આવા ઘોર કૃત્ય કરનારા ખૂનીનો આરોપ સાક્ષી પુરાવાથી સાબીત થઇ ચૂકયો છે, છતાં પણ તું તેની તરફદારી કરે એ શું કહેવાય? આવું અસહ્ય અપમાન સહન કરવા જેટલી નિર્બળતા તો મગધદેશની એક પણ વ્યકિતમાં નથી." યુવરાજ પ્રત્યે આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિ ફેંકતો અશોક બોલ્યો.

"મહારાજ! એવું બોલી કલિંગદેશના તરૂણની નિર્ભર્ત્સના ન કરો. કલિંગદેશનું પાણી આપે થોડા જ સમય પૂર્વે જોયું છે. મ્હારા પિતાનું ખૂન થયું છે એવી જો મને ખાત્રી થઇ હોત તો આપની આજ્ઞાની રાહ જોઇને અત્યાર સુધી શાન્ત બેસી રહું તેવો હું નથી. ખૂનીને તલવારના એક જ ઘાથી મ્હેં ક્યારનો યે યમસદનમાં પહોંચાડી દીધો હોત. પરંતુ મ્હારા પિતાશ્રી જીવતા છે. તેમનું ખૂન થયું જ નથી એ હું ચોક્કસપણે જાણું છું." યુવરાજે દઢતાથી સમ્રાટ્‌ને જવાબ દીધો.

"હેં! રાજા મૃગેન્દ્ર હજુ હયાત છે એમ તું પણ કહે છે!" આશ્ચર્ય પામતો અશોક બોલ્યો.

"હા; મ્હારા પિતાશ્રી જીવતા છે. આજે જ મ્હેં સૂર્યોદય થયાં પહેલાં તેમને નજરોનજર જોયા છે."

"સ્વપ્નાની જ વાત! એવી કલ્પનાઓનો ઉપયોગ ન્યાય આપતી વખતે કંઇ જ થઇ શકતો નથી. ત્હારી આવી નાજુક કલ્પનાઓથી ચિદાનંદનો છૂટકારો થઇ શકે તેમ નથી." આવી ગંભીર સ્થિતિમાં પણ સ્મિત કરતો અશોક બોલ્યો.

"મહારાજ! આ કંઇ સ્વપ્નની વાત નથી. મ્હારા પિતાને અહિં જ—પાટલીપુત્ર નગરમાં જ આજે સૂર્યોદય પૂર્વે મ્હેં મ્હારી આંખે જોયા છે."

"યુવરાજ! આ ત્હારો ભ્રમ છે. જો મૃગેન્દ્રરાજ જીવતા હોત તો પોતાના પ્રિય ધર્મગુરૂના પ્રાણ બચાવવાની ખાતર તેઓ આજે ન્યાયમન્દિરમાં હાજર થયા વગર રહેત જ નહિ. યુવરાજ! મ્હારો સમય આમ વ્યર્થ ન ગુમાવ! ચિદાનંદને શિક્ષા ફરમાવવામાં જેટલો વિલંબ થાય છે તેટલો પણ મ્હારી ન્યાયપ્રિયતા હવે સહન કરી શકે તેમ નથી."

ચિદાનંદને સંબોધીને અશોક ક્રોધયુક્ત સ્વરે બોલ્યો: "ચિદાનંદ, આજી કલિંગાધિપતિનું ખૂન ત્હેં જ કર્યું છે. હું ત્હને હમણાં જ મૃત્યુલોકના નરકાગારમાં મોકલાવું છું. ત્યાં ત્હારા પ્રાણ જાય ત્યાં સુધી કડકડતા તેલની કડાઇમાં ત્હને તળવાની હું નરકાધિકારીને આજ્ઞા ફરમાવું છું."

"કેવી અમાનુષિ શિક્ષા!" યુવરાજ જીતેન્દ્ર બોલી ઉઠ્યો: "મહારાજ! મ્હારે તમારી પાસે એક માગણી કરવી છે. ગઇ કાલે જ ભયંકર

સિંહના પંઝામાંથી મુક્ત કરીને મ્હેં તમારા પ્રાણ બચાવ્યા છે. તે મ્હારા ઉપકારનો બદલો હું તમારી પાસે માગું છું. તે બદલો, 'ચિદાનંદ સ્વામીને પ્રાણદાન આપો !' એટલું માગીને જ હું વસુલ કરવા ઇચ્છું છું."

અશોકે જ્યારે ચિદાનંદને સજા ફરમાવી ત્યારે કળાવતી અને સંપુષ્ટાચાર્ય આનંદમાં આવી ગયાં હતાં. પરન્તુ, વેશધારી જીતેન્દ્રની આવી વિચિત્ર માગણી સાંભળતાંની સાથે જ તેમના વદન પર નિરાશાની છાયા પસરી ગઇ. તેઓ નિસ્તેજ બની ગયાં. દેવપ્રિય પ્રિયદર્શી અશોક પણ યુવરાજને તેની આ માગણીનો શો પ્રત્યુત્તર આપવો તે માટે મૂંઝાયો. પોતાના પ્રત્યે એકનિષ્ઠા ધરાવનાર અને પોતાની તરફદારી કરનાર વેશધારી યુવરાજ પરંતુ વાસ્તવિક રીતે એક સ્ત્રીનું આવેશપૂર્ણ અને છટાદાર ભાષણ સાંભળીને ચિદાનંદ સ્વામીનું હૈયું ભરાઇ આવ્યું. તે ગદ્‌ગદ કંઠે બોલ્યા :

"યુવરાજ ! મ્હારી તરફદારી ન કર ! હું પ્રાણદાનની ભિક્ષાની પરવા જ કરતો નથી. કેટલાક કારસ્થાનીઓએ મ્હારા પરનો ખૂનનો આરોપ સાબીત કરી આપ્યો છે તે માટે હું ન્યાયની ભિક્ષા માગું છું. હું ન્યાય માગું છું, નહિ કે દયા !"

"ચિદાનંદ ! હજી પણ તું ન્યાય માટે જ માગણી કરે છે કે ?" અશોક વચ્ચે બોલ્યો.

"ભગવન્ત ! મૃત્યુલોકમાંનું જ્ઞાન ગમે તેટલું શ્રેષ્ઠ ગણાતું હોય અને ન્યાય આપવામાં સર્વથી વધારે નિષ્પક્ષપાત ન્યાયમન્દિરોમાં ગમે તેટલા પ્રયત્નો કર્યા હોય, તોપણ હજી અન્યાય થયાં કરે છે જ. મનુષ્યના ભેજામાં જ્ઞાનનો અંશ ઘણો જ અલ્પ હોય છે. એ જ્ઞાનનો ગમે તેટલો વિકાસ થાય તોપણ તે કવચિત્ જ પૂર્ણત્વ પામેલું દેખાય છે; અને તેથી જ મૃત્યુલોકનાં ન્યાયમન્દિરોમાં અન્યાય અપાતો હોય એમ ઘણીવાર આપણને લાગ્યા વગર રહેતું નથી. મ્હારી સુનાવણીની બાબતમાં ભગવન્તે ઘણો પરિશ્રમ લીધો છે, તોપણ મ્હને યોગ્ય ન્યાય મળ્યો નથી. આથી આપે એમ સમજવાનું નથી કે આપની ન્યાયપ્રિયતાનો તેમજ આ ન્યાયમન્દિરના અધિકારી વર્ગનો હું દોષ કહાડું છું. મહારાજ ! કાવત્રાંખોરોએ આપને પોતાના ચાતુર્યથી સહજવારમાં ભૂલથાપ ખવડાવી દીધી છે એ જોઇને મ્હારા આશ્ચર્યનો અવધિ જ થયો છે. મૃત્યુલોકમાં માત્ર માનવીના

અપૂર્ણ જ્ઞાન પર જ ન્યાયને અવલંબી રહેવું પડે છે, અને તેથી કેટલીકવાર ન્યાયમૂર્તિઓને પણ પોતે આપેલા ચુકાદા માટે પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ અનુભવવો પડે છે. હું તેમજ આ યુવરાજ એવું ઇચ્છીએ છીએ કે ભગવન્તને એવો પ્રસંગ ન સાંપડે. અને તેથી મ્હારી નમ્ર વિનંતી એટલી જ છે કે આ ચુકાદો અમલમાં મૂકતાં પહેલાં એક માસની મ્હને મુદત આપવામાં આવે. આમ કરવાથી જ્યારે મૃગેન્દ્રરાજ સાથે ભગવન્તનો મેળાપ થશે ત્યારે એક સંસારવિરક્ત વિભૂતિનો વિનાઅપરાધે વધ કર્યા બાબતનો પશ્ચાત્તાપ આપને કરવો પડશે નહિ."

"ભગવન્ત!" વેશધારી યુવરાજ બોલ્યો: "સ્વામીજીની શિક્ષાનો અમલ એક માસ પછી થાય એવો બન્દોબસ્ત કરો! હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે આજે પ્રાતઃકાળ સુધી તો મ્હારા પિતાશ્રી જીવે છે. મ્હેં મ્હારાં પોતાનાં નેત્રોથી તેમને પ્રત્યક્ષ જોયા છે. અમુક કારણસર મ્હારો મેળાપ કરવાનું તેમને હાલ યોગ્ય જણાયું નહિ હોય; પરંતુ સ્વામીજીનો છૂટકારો કરવા માટે તે આપની મુલાકાત લીધા વગર રહેનાર નથી."

"ચિદાનંદ!" ચક્રવર્તી બોલ્યા: "આ સુકુમાર રાજપુત્રની વિનંતી પરથી જ હું ત્હને કરેલી શિક્ષા એક માસ પર્યંત મુલતવી રાખું છું. તે દરમ્યાન ત્હેં કરેલા ભયંકર પાપનો પશ્ચાત્તાપ કર, અને અત્યાર સુધીનાં કરેલાં સર્વ દુષ્કૃત્યો તપવડે બાળીને ભસ્મ કર!" એટલું બોલીને ચક્રવર્તીએ દરબાર બરખાસ્ત કરવાની ઇચ્છા વ્યક્ત કરી અને પોતે સિંહાસન પરથી ઉભા થયા. સર્વ સભાસદો પણ તરત જ ઉભા થયા. ચોપદારોએ "દેવપ્રિય પ્રિયદર્શી સમ્રાટ્ અશોકરાજનો જય!" એવી જયગર્જના કરી. સમ્રાટ્ અશોક પોતાના રાજમહાલય તરફ ચાલ્યો ગયો. મનુષ્યોથી ઉભરાઇ જતો દરબાર ક્ષણમાત્રમાં ખાલીખમ જણાવા લાગ્યો. માત્ર કળાવતી હજી પણ પોતાના આસન પર બેસી રહી હતી.

કળાવતી અદ્યાપિપર્યંત પોતાના આસન પર કેમ બેસી રહી હતી, એનું કારણ નહિ સમજાયાથી, વિસ્મય પામેલો સંપુષ્ટાચાર્ય તેના પ્રત્યે સાશ્ચર્ય દૃષ્ટિથી જોતો ઉભો રહ્યો હતો. પરંતુ એટલામાં કળાવતી પોતાના આસન પરથી ઉભી થઈ બહાર નીકળવાના દ્વાર તરફ ન જતાં તે ચક્રવર્તીના સિંહાસન પાસે ગઇ. આથી સંપુષ્ટાચાર્યના આશ્ચર્યમાં વધારો થયો. ચક્રવર્તીના સિંહાસન પાસે ગયા પછી કળાવતીએ ત્યાં પડેલા તાડપત્રનો

હસ્તલિખિત બીડો ઉચક્યો, અને સમ્રાટ્‌ના સુંદર હસ્તાક્ષર માટે તે પ્રશંસા કરવા લાગી. તે પ્રશંસા સાંભળનારો અને ખાસ કરીને કળાવતીનું રૂપ-સૌન્દર્ય નિહાળવામાં તલ્લિન થઇ ગયેલો, તે તાડપત્રના બીડાનું રક્ષણ કરનાર નોકર કેટલો ચાલાક હતો, તે કળાવતીએ તરત જ જોઇ લીધું. તેના પ્રત્યે સ્મિત કરતાં, એક પ્રેમકટાક્ષ ફેંકીને ચિદાનંદ સ્વામીની સુનાવણી સંબંધી તમામ પત્રો કળાવતી એક પછી એક વાંચવા લાગી. તે બીડો સંભાળવાનું કામ કરનાર નોકર પોતાનું સૌન્દર્ય નિહાળવામાં લીન થઇ ગયો છે એમ જોઇને, કળાવતીએ બીડામાંથી એક પત્ર જૂદો કાઢીને પોતાના સાડીઆમાં છૂપાવી દીધો. પોતાનું સૌન્દર્ય નિહાળવામાં તલ્લિન બનેલા તાડપત્રના સંરક્ષકની મૂર્ખાઈ બદલ તેણે હાસ્ય કર્યું, અને તરત જ ત્યાંથી તેણે ચાલતી પકડી. સંપુષ્ટાચાર્ય પણ મંત્રથી સાધેલા નાગની પેઠે તેની પછવાડે ચાલવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૨ મું.

### ભેદી તાડપત્ર.



ચિદાનંદ સ્વામીની સુનાવણી માટે ભરવામાં આવેલા દરબારમાંથી નીકળીને, રાજમહાલયના મુખ્ય દરવાજા તરફ ન જતાં કળાવતી એક અજ્ઞાત દરવાજા તરફ વળી. તેમ કરવાનું કારણ એ હતું કે મુખ્ય દરવાજા પાસે તેની રાહ જોઇને ઉભા રહેલા તેના નોકરચાકરોને તે વખતે મળવાની તેની ઇચ્છા નહોતી. કળાવતીની હાથચાલાકી સંપુષ્ટાચાર્ય કળી ગયો હતો. તે પણ તેની પછવાડે જ ચાલ્યો જતો હતો. ન્યાયમન્દિરના દિવાનખાનામાંથી નીકળેલી કળાવતી હવે રાજમાતાની મઢી તરફ વળશે એવી સંપુષ્ટાચાર્યની માન્યતા હતી. પરંતુ મઢી તરફ તો શું પરંતુ, મુખ્ય દરવાજા પર રાહ જોઇ રહેલા પોતાના નોકરચાકરોને પણ નહિ મળતાં, કળાવતી એક અજ્ઞાત દરવાજા તરફ વળી અને ત્યાંથી મ્હોટા મ્હોટા સરીઆમ રસ્તા વટાવીને, ને અંધારી ગલીઓ વીંધીને આગળ ચાલવા લાગી છે એમ જાણીને, તેણે પોતાના સોડીઆમાં છૂપાવેલા તાડપત્રમાં કંઇક અતિ મહત્વનું લખાણ હોવું જોઇએ, એવી સંપુષ્ટાચાર્યે કલ્પના કરી. કળાવતીનાં કલ્પનાચાતુર્ય અને કારસ્થાનપટુતાની સંપુષ્ટાચાર્યને સંપૂર્ણ પ્રતીતિ થઈ હતી. તે તાડપત્રમાં લખેલી હકીકત પોતાને ન જણાવતાં તેમજ તે મઢીમાંની મિજલસ સમક્ષ પણ ચર્ચા માટે રજુ ન કરતાં, પોતાના સોડીઆમાં છૂપાવીને કળાવતી આટલા વેગથી ક્યાં જાય છે, તેમ જ તે તાડપત્રમાં એવું શું લખેલું હશે, એ જાણવાની સંપુષ્ટાચાર્યની જીજ્ઞાસા વૃદ્ધિંગત થવા લાગી. કોઇપણ મહત્વની બાબતની ચર્ચા, ભલેને પછી તેમાં ગમે તેવું રહસ્ય સમાયલું હોય, પણ જો તેની સ્પષ્ટ ચર્ચા થાય તો પછી તે માટે કોઇની જીજ્ઞાસા આટલી બધી તીવ્ર થતી નથી. પરંતુ ગમે તેવી ક્ષુદ્ર બાબત પણ અમુક માણસથી છૂપાવવાનો કોઇ પ્રયત્ન કરે, તો તે જાણવાની તેની જીજ્ઞાસા વધતી જ જાય છે એવો સ્વાભાવિક જ નિયમ છે.

ન્હાનું સરખું તાડપત્ર હાથ કરવાની કળાવતીની ચાલાકી, પોતાના નિકટના પરિચયી માણસોને પણ તેમાંની હકીકતથી અજ્ઞાત રાખવાની તેની ઇચ્છા, અને પોતાના નોકરચાકરોને પણ રાહ જોતા મૂકીને તેનું અજ્ઞાત

માર્ગે નિર્ગમન, આ બધું જોઇને આ તાડપત્રમાં કંઇક પણ ગુપ્ત રહસ્ય હોવું જ જોઇએ, એવી સંપુષ્ટાચાર્યની દૃઢ ખાત્રી થઇ હતી. પોતે પાછળ પાછળ જાય છે તેની કુળાવતીને ખબર ન પડે એટલે દૂર રહીને તે તેની પછવાડે સાવધાનતાથી ચાલ્યો જતો હતો.

મ્હોટા મ્હોટા રાજમાર્ગો અને કેટલીક ગલ્લીઓ કુળાવતીએ વટાવી છતાં પણ તેને પોતાનું ઉદ્દિષ્ટ સ્થાન પ્રાપ્ત થયું નહિ. તેણે કોઇ સ્થળ નક્કી કર્યું જ નહોતું. કોઈ નિર્જન સ્થાનમાં જઇને પોતાની પાસે છુપાવેલું તાડપત્ર વાંચવાની, અને તે સંબંધી વિચાર કરવાની તેની ઇચ્છા હતી. અને તેથી તેવા સ્થળે પગ લઇ જાય ત્યાંસુધી તે માર્ગક્રમણ કરતી હતી. તે ચોતરફ દૃષ્ટિપાત કરતી કરતી આગળ વધતી હતી, પરંતુ પાટલીપુત્ર જેવા મનુષ્યની વસ્તીથી ગીચોગીચ ભરેલા નગરમાં તેને એવું સ્થળ થોડું જ મળે તેમ હતું ! તેમાં યે વળી પાટલીપુત્રમાં તે અજાણી હતી. આથી તેને નિર્જન સ્થળ શોધતાં શોધતાં બહુ ભટકવું પડયું. હમણાં શોધી કાઢીશ, એમ વિચારતી કુળાવતીને ચડપ ચડપ પગલાં ઉપાડતી જોઇને, ‘ આજે કુળાવતીના બુદ્ધિચાતુર્યનું કંઇ નવું અને અદ્‌ભુત ઉદાહરણ જોવાનું મળશે’ એમ વિચારતો આચાર્ય પોતાના પગમાં બમણું જોર લાવીને આગળ વધવા લાગ્યો. એટલામાં ગંગા નદીના ‘ ઘૂ ઘૂ ઘૂ ’ કરતા જળપ્રવાહની સમીપમાં કુળાવતી આવી પહોંચી. આચાર્યે વિચાર્યું કે બહારથી ભયાનક જણાતા, નદીના તીર પરના કોઇ એક ઘરમાં કુળાવતી પ્રવેશ કરશે અને તે ઠેકાણે તે પોતાના બીજા સાથીદારો સાથે કંઇપણ મસલત કરશે. પરંતુ કુળાવતી નદીના તીર પાસે એક સહજ ઉચ્ચ પ્રદેશ ( ખડક ) પરના કોતર તરફ વળી. આચાર્ય કંઇક નિરાશ થયો. પરંતુ તે કોતર પાસે કોઇની પણ કુળાવતીની સાથે મુલાકાત થશે એમ તેણે વિચાર્યું. અત્યાર સુધી ચાલવાથી કુળાવતીને તે કોતર નજરે પડવાથી આનંદ ઉપજ્યો. ત્યાં પાસે પહોંચ્યા પછી તેણે એકવાર ચોમેર દૃષ્ટિ ફેરવીને ત્યાં કોઇપણ મનુષ્ય નથી એવી ખાત્રી કરી લીધી. તેના ડાબા હાથની બાજૂએ પુણ્યસલિલા ગંગા નદી સપાટાબંધ વહેતી હતી અને તેના જમણા હાથની બાજૂ પર પાટલીપુત્ર નગરી આવી રહી હતી. કુળાવતી જે કોતરમાં બેઠી હતી તે ઘણું ઉંચું હતું. અસંખ્ય વર્ષો થયાં ગંગા નદીના પ્રબળ પૂરની સામે પણ ટકી રહેલા આ ખડક પર કુળાવતી બેઠી હતી તેવાં બીજાં ન્હાનાં ન્હાનાં ઘણાં કોતરો હતાં. કુળાવતીની નજર

ચૂકાવીને, સંપુષ્ટાચાર્ય કળાવતી બેઠેલી હતી તેની નજીકના જ એક કોતરમાં લપાઈને બેસી ગયો. પરંતુ તેના ડોળા તો કળાવતી પ્રત્યે જ ચોંટી રહ્યા હતા.

પોતાની ઇચ્છાનુસાર નિર્જન સ્થળે પહોંચવાથી સોડીઆમાં છૂપાવેલું તાડપત્ર કળાવતીએ નિશ્ચિંતપણે બહાર કાઢ્યું. કળાવતીના નિશ્ચિંતપણાપર વિજય મેળવવા માટે પોતે ઘણો ચતુર છે, એમ માની સંપુષ્ટાચાર્યને ગર્વ ઉપજ્યો. પરંતુ પોતાનો ગર્વ તોડી પાડનાર એક ત્રીજી વ્યક્તિ પણ નજીકમાં જ બેઠી હતી તેની તેને ખબર નહોતી. કોતરમાં આવીને બેઠેલી કળાવતીની ચેષ્ટાનું અને સંપુષ્ટાચાર્યના અભિમાનનું અવલોકન કરતી એક ત્રીજી વ્યક્તિ, કળાવતી જે કોતરમાં બેઠી હતી તેની પાસેના એક સૌથી ઉંચા કોતરમાં બેઠી હતી. કળાવતીની નિરીક્ષણશક્તિ કે આચાર્યની કાક દૃષ્ટિને આ વ્યક્તિ અગોચર જ રહી ગઇ હતી; પરંતુ તે વ્યક્તિ આચાર્ય અને કળાવતી શું લીલા ભજવે છે તે સર્વ જોઇ શકતી હતી.

કળાવતી પોતાના હાથમાંના તાડપત્ર તરફ એક ચિત્તે જોઇ રહી હતી. તેણે તે તાડપત્ર ફરી ફરીને વાંચ્યું. તેમાં લખેલા શબ્દો તેને મ્હોંડે થઇ જાય એટલી વાર સુધી તે તેણે વાંચ્યું. પરંતુ, હજી તાડપત્રને તે પોતાની નજરથી દૂર ખસેડતી નહોતી. બે ચાર મિનિટમાં જ વાંચી શકાય એવું તાડપત્ર ફરી ફરીને વાંચવા છતાં કળાવતી તેને પોતાની નજર આગળથી શા માટે દૂર કરતી નહોતી, તે તાડપત્ર હસ્તગત થયા પછી આટલે દૂર આવવામાં તેનો શો આંતરિક હેતુ હોવો જોઇએ, અને પોતે તેનો વિશ્વાસુ માણુસ હોવા છતાં તે તાડપત્ર પોતાને નહિ વંચાવવા માટે કળાવતીએ આટલી બધી ચોકસાઇ શા માટે રાખી હશે, એ બધું જાણવાની સંપુષ્ટાચાર્યને પ્રબળ ઇચ્છા થવા લાગી. કળાવતી કોઇ ગુપ્ત મસલત કરવાના ઉદ્દેશથી પોતાના સાથીદારોને મળવા માટે અહિં આવી નથી, પરંતુ તે તાડપત્ર વાંચીને તે પર મનન કરવાના ઉદ્દેશથી જ તે અહિં આવી છે. એમ જાણીને, તાડપત્રમાંની મહત્વની હકીકત જાણવા આચાર્યનું મન તલપાપડ થઈ રહ્યું, તે તાડપત્ર વાંચવાની તેને તીવ્ર ઇચ્છા થઈ. જ્યાં સુધી તે કળાવતીના હાથમાં જ છે ત્યાં સુધી તેને અચાનક મળીને તાડપત્ર વિષે પૂછવાથી પોતાની ઇચ્છા સફળ થશે એમ તેણે ધાર્યું. એમ કરવાથી જ પોતાની પાસે તાડપત્ર નથી એમ કળાવતી કહી શકશે નહિ, અને તેને તે ફરજીઆત રીતે પોતાને બતાવવું પડશે, એવું નક્કી કરીને

આચાર્ય ધીમે રહીને પોતાની બેઠક પરથી ઉભો થયો અને ઓચિંતી રીતે કળાવતીની સ્હામે આવીને ઉભો રહ્યો. આચાર્યને જોતાં જ આશ્ચર્ય-ચકિત થયેલી કળાવતી બોલી ઉઠી :

"કોણ આચાર્ય ? અત્યારે તમે અહિં ક્યાંથી ?"

"કળાવતી રાણી ! એ પ્રશ્ન પૂછવાનો તો અધિકાર મ્હારો છે." સંપુષ્ટાચાર્ય બોલવા લાગ્યો : "અમારા જેવી સંસારવિરક્ત વિભૂતિઓને આવાં નિર્જન સ્થળોમાં વિહાર કરવાનું પ્રિય હોય છે. આવાં સ્થળોમાં આવીને ધર્મધ્યાનમાં કાળ વ્યતીત કરવો એ જ અમારૂં કર્તવ્ય ! પરંતુ, તમારા જેવી ઐશ્વર્યશાળી રાણી આવા નિર્જન સ્થળે શામાટે આવેલ છે એ જ મ્હારાથી સ્હમજી શકાતું નથી."

"આચાર્ય ! તમારા વિરક્તપણાની અને ધર્મધ્યાનની વાત જવા દો. એ બધું હું સારી રીતે જાણું છું. સ્વાર્થ સિવાય કોઇ પણ સ્થળે તમે વિહાર કરો તેવા નથી. મ્હારી પાસે ધર્મનો આડંબર કરીને મ્હને મૂર્ખ બનાવવા ઇચ્છો છો કે ? આચાર્ય ! તમે અત્યારે ધર્મધ્યાનાર્થે અહીં આવ્યા નથી, પરંતુ મ્હારી એકાન્તમાં ખલેલ પહોંચાડવાને જ આવ્યા છો. તમે નાહક મ્હને વિચારભંગ કરી !"

"કળાવતી રાણી ! મ્હારા આવવાથી ત્હારા વિચારમાં વ્યત્યય આવ્યો કેમ ? હં. આજપર્યંતના મ્હારા ઉપકારનું ત્હને સ્મરણ છે કે ? કલિંગદેશનું રાણીપદ ત્હને પ્રાપ્ત કરાવી દેવામાં મુખ્ય હાથ કોનો હતો એ તું આટલી ટુંક મુદતમાં જ વિસરી ગઇ કે શું ?"

"આચાર્ય ! હું કંઇ પણ ભૂલી ગઇ નથી. વિસ્તૃત કલિંગ દેશનું સામ્રાજ્ઞી પદ મ્હને કેવી રીતે પ્રાપ્ત થયું છે તે મ્હને સારી રીતે યાદ છે."

"નહિ, નહિ, કળાવતી ! તું મ્હારા ઉપકાર વિસરી ગઇ લાગે છે. પોતાના ઐશ્વર્ય અને મોટાઇના મદથી તું પૂર્વની સઘળી વાત વિસરી ગઇ હોય એમ જણાય છે."

"આચાર્ય ! મ્હારે આજે તમારી સાથે તકરાર કરવી નથી, પરંતુ તમારી એક ગેરસમજ દૂર કરવી જોઇએ. જ્યારે ને ત્યારે તમે ડંફાશ મારો છો કે તમે જ મ્હને કલિંગ દેશનું સામ્રાજ્ઞી પદ મેળવી આપ્યું છે. પરંતુ આ તમારી ગંભીર ભૂલ છે. હું કલિંગદેશની રાણી થાઉં એવા તમે પ્રયત્નો કર્યા છે તેની કંઇ હું ના નથી કહેતી. પરંતુ તમારો પ્રયત્ન સંપૂર્ણ રીતે

પાર પડયો છે એમ કહી શકાય નહિ. એક ક્ષણમાં નષ્ટ થનારૂં અને અશોકની શરતરૂપી અગ્નિ લાગતાંની સાથે બળીને ભસ્મ થાય એવું ક્ષણિક સમ્રાજ્ઞી પદ તમે મ્હને મેળવી આપ્યું છે. આ સમ્રાજ્ઞી પદને એ શરતરૂપી અગ્નિ કયારે બાળીને ભસ્મ કરશે એનો કંઇ નિયમ નથી. આ અલ્પકાલિન સમ્રાજ્ઞીપદ મેળવી આપવા બદલનો તમારો ઉપકાર ભૂલી જાય એવી કુળાવતી નથી."

"શું ? અલ્પકાલિન સમ્રાજ્ઞીપદ ! અશોકે કરેલી શરત એટલી સમર્થ નિવડે એમ હું તો માનતો નથી. કેવળ કલિંગદેશનો જનસમાજ રાજનિષ્ઠ રહે એ દૃષ્ટિથી, બહારથી વજનદાર જણાતી પરંતુ આંતરિક રીતે તદ્દન પોલી એવી શરત અશોકે કરી છે."

"પરંતુ એ પોલી જણાતી શરત ઘણી વજનદાર હોય એવી હવે મ્હારી ખાત્રી થતી જાય છે. રાજા મૃગેન્દ્ર જીવતા છે કે નહિ એ વાત બાજૂપર મૂકીએ તોપણ યુવરાજ સંબંધી જે શરત કરી છે તે કંઇ જેવી તેવી નથી."

"કેવળ રાજ્યપ્રાપ્તિ અર્થે જ યુવરાજ જીનેન્દ્ર બૌદ્ધધર્મનો સ્વીકાર કરે એમ ત્હને લાગે છે કે ?"

"અરે બૌદ્ધ ધર્મનો સ્વીકાર તો શું, પણ ચક્રવર્તીની ખાતર ગમે તે વાતનો સ્વીકાર કરવાને યુવરાજ તૈયાર છે. આપણે શિકારે ગયાં હતાં ત્યારે ચક્રવર્તીનું રક્ષણ કરવા માટે, તે સિંહના પંઝામાં પણ ઢળી પડયો હતો એ તો તમે પ્રત્યક્ષ જોયું છે. ચક્રવર્તીના સૌન્દર્ય અને ઐશ્વર્યથી અંજાઇ ગયેલો આ યુવરાજ તેને જ જૂએ છે. "બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર" એટલા શબ્દો ચક્રવર્તીના મ્હોંમાંથી બહાર પડયા કે તે યુવરાજે ઝીલી લીધા જ માનો. યુવરાજ ચક્રવર્તીના એક શબ્દનો પણ ભંગ કરતો નથી અને ચક્રવર્તી પણ તેના કહેવા પ્રમાણે વર્તે છે. ચાર ઘટિકા પૂર્વેનો બનાવ તમોએ પ્રત્યક્ષ જોયો છે. ચિદાનંદનો નાશ કરવાને તૈયાર થયેલા કૃતાન્ત સ્વરૂપ અશોકનો ક્રોધ યુવરાજના માત્ર બે ત્રણ શબ્દોથી જ શમી ગયો. તેઓ બન્ને વચ્ચેનો સ્નેહ દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતો જાય છે. આવા બે ભયંકર શત્રુઓની વચ્ચે સપડાઇ ગયેલું, અને તરતનું જ જન્મેલું મ્હારૂં કલિંગદેશનું સમ્રાજ્ઞીપદ દીર્ઘાંયુષી બની શકશે કે ? હવે મ્હારા સમ્રાજ્ઞી-પદનું ક્ષણભંગુરત્વ તમને સમજાયું કે ? આચાર્ય ! સમુદ્રમાં ભરતી અને

ઓટના જેટલા સમયથી સહજ પણ વધારે લાંબો સમય સુધી આ મ્હારૂં સમ્રાજ્ઞીપદ ટકી શકે એમ તમને લાગે છે ? ”

“ કુળાવતી ! પરિસ્થિતિ વિચિત્ર છે એ વાત હું કબૂલ કરૂં છું. પરંતુ હિંમત હારી જઇને બેસી રહેવાથી કંઇ વળે ખરૂં કે ? ”

“ આચાર્ય ! કલિંગદેશનું મ્હારૂં સમ્રાજ્ઞીપદ ડગમગી રહેલું છે એ વાતની હવે તમારી ખાત્રી થઇને ? ” કુળાવતીએ નિરાશ વદને આચાર્યને પુછ્યું. તે બોલી : “ત્યારે મ્હને કલિંગદેશનું સામ્રાજ્ઞીપદ અપાવીને મ્હારા પર મ્હોટો ઉપકાર કરી નાખ્યો છે એવું હરઘડી મ્હને યાદ દેવડાવવામાં આપનો શો ઉદ્દેશ છે ? મ્હારા માટે આપે જેટલું કર્યું છે તેટલા પુરતા કિંબહુના તેથી પણ અધિકતર સમય સુધી હું આપના ઉપકારનું સ્મરણ કર્યા કરૂં છું. આમ છતાં હું આપનો ઉપકાર વિસરી ગઇ હોઇશ એવી શંકા કરવાનું કાંઇ કારણ ? ”

“ ત્હારા હાથમાંના આ તાડપત્રને લીધે જ મ્હને સંશય કરવાનું કારણ મળ્યું છે. ”

“ તાડપત્ર ? તાડપત્ર શાનું ? ” કુળાવતીએ ગભરાઇને પૂછ્યું.

“ ત્હારા હાથમાંનું તાડપત્ર ! અત્યાર સુધી તું એકીટશે જે તાડપત્ર તરફ જોઇ રહી હતી તે તાડપત્ર ! આવા નિર્જન સ્થળે ત્હને જે તાડપત્ર દોરી લાવ્યું તે જ તાડપત્ર ! ”

આટલો ખુલાસો કરવા છતાં પણ જાણે પોતે કાંઇ જ જાણતી ન હોય એવી આશ્ચર્યયુક્ત મુખમુદ્રા ધારણ કરી કુળાવતી પોતાના પ્રત્યે જોઇ રહી હતી એ જોઇને સંપુષ્ટાચાર્ય બોલવા લાગ્યો : “ કુળાવતી ! કયું તાડ-પત્ર એ હવે ત્હારાથી સ્હમજાયું કે નહિ ? ત્હારા સામે આવીને ઉભો રહ્યો ત્યાર પહેલાં ત્હારી પછવાડે ઉભા ઉભા મ્હેં ઘણી વાર સુધી તે તાડપત્ર ત્હારા હાથમાં જોયું છે. હવે એ બાબતમાં તું ગમે તેટલી અજાણી થાય તેથી કંઇ જ વળવાનું નથી. ”

“ શું ? મ્હારા હાથમાં બે ઘટિકા સુધી તમે એક તાડપત્ર જોયું છે ? ”

“ કુળાવતી ! સંપુષ્ટાચાર્ય એમ છેતરાય એવો નથી. મ્હારો સર્વ ઇતિહાસ તું સારી રીતે જાણે છે. કારસ્થાન રચવામાં સંપુષ્ટાચાર્ય કોઇથી

ગાંઠ્યો જાય એવો નથી, એમ સમજવા છતાં તું તાડપત્રની હકીકત મ્હારાથી છૂપાવવા ઇચ્છે છે કે ?"

સંપુષ્ટાચાર્યના વાક્ચાતુર્યથી કળાવતી સહજ પણ ગભરાઈ નહિ. તાડપત્ર સંબંધી પોતે કંઇ જાણતી જ ન હોય એવી ગંભીર મુખમુદ્રા ધારણ કરીને તે બોલી : "આચાર્ય ! કયા તાડપત્રની વાત લઇને બેઠા છો ? હું તો તમારા તે તાડપત્રની વાત—"

"સબુર, કળાવતી ! સબુર. એ તાડપત્ર તું ક્યાંથી લાવી છે તે પહેલાં સાંભળી લે અને પછી ત્હારી ઇચ્છામાં આવે તેવા સોગન ખા." પોતે તાડપત્રની જે હકીકત જાણતો હતો તેનો ગુરૂમંત્ર કળાવતીના કાનમાં મૂકવાની ઇચ્છાથી સંપુષ્ટાચાર્ય બોલવા લાગ્યો : "આજે ચિદાનંદસ્વામીની સુનાવણી પૂરી થઇ ત્યાર પછી તે સંબંધના તાડપત્રોના થોકડામાંથી તું હાથચાલાકીથી તે તાડપત્ર ચોરી લાવી છે અને તે ત્હેં ત્હારા જમણા હાથની મૂઠીમાં છૂપાવ્યું પણ છે."

આ શબ્દો સાંભળતાંની સાથે જ કળાવતીના અંતરમાં વિદ્યુત્ સમાન આઘાત થયો. પોતાના અંતરની ચળવિચળ માત્ર ક્ષણના છઠ્ઠા ભાગ જેટલા સમયમાં શમાવી દઇને કળાવતી શાન્ત સ્વરે બોલી : "આચાર્ય, આપનું કહેવું સર્વાંશે સત્ય છે. પરંતુ તમારા સિવાય કોઇ પણ અન્ય વ્યક્તિએ તે તાડપત્રની ચોરી કરતાં મ્હને જોઈ છે કે ?"

"ના ! એ વાતની મ્હને એકલાને જ ખબર પડી છે."

હવે કળાવતીના ખોળીઆમાં પ્રાણ આવ્યા. તે બોલી : "ત્યારે કંઇ ફિકર નહિ. મ્હારો નિર્ણય પક્કો થયા પછી જ હું તમને સઘળી વાત કહેવાની હતી. મ્હારા બુદ્ધિચાતુર્યથી તમને દિઙ્ કરી નાંખવાની મ્હારી ઇચ્છા હતી. પરંતુ આપણી આ અત્યંત ગુપ્ત બાબત કોઇ પણ વ્યક્તિને જણાવવી નહિ એવું વચન આપો તો જ હું તમને સર્વ હકીકત કહું."

"કળાવતી, કોઇ દિવસ નહિ અને આજે મ્હારી પાસે તું આવું વચન અગાઉથી શા માટે માગી લે છે તેનું કારણ મ્હારાથી સમજાતું નથી."

"આપણા અત્યંત નિકટના પરિચયવાળા મનુષ્યને પણ આ રહસ્યની ખબર પડવા દેવાની નથી. આપણા સર્વ કારસ્થાનના નેતા રાજમાતાને પણ આપણું આ કાર્ય પાર પડે નહિ ત્યાં સુધી આ હકીકત નહિ જણાવવાનો મ્હેં નિશ્ચય કર્યો છે."

"પહેલાં મ્હને એ તાડપત્ર બતાવ. રાજમાતાને આ હકીકત જણાવવી કે કેમ એનો નિર્ણય હું અગાઉથી કરી શકું નહિ."

"એમ નહિ બને. પહેલાં વચન આપો ત્યાર પછીજ તે તાડપત્ર વાંચી શકશો."

તાડપત્ર વાંચવા સારૂ અધીરો બનેલો આચાર્ય કુળાવતીએ કહ્યું તેમ કરવા કબૂલ થયો. તેણે તે તાડપત્ર કુળાવતી પાસે માગ્યું. હજી પણ કુળાવતીએ પોતાની મૂઠી ઉઘાડી નહિ. તે બોલી: "આચાર્ય! હવે એક શરત કબૂલ કરો એટલે આ તાડપત્ર તમારૂં જ છે."

"બીજી શી શરત?" વિસ્મય પામતો આચાર્ય બોલ્યો.

"જૂઓ, એ તાડપત્ર વાંચ્યા પછી તેનો ઉપયોગ આવી રીતેજ કરવો જોઇએ એવો તમે દુરાગ્રહ કરશો તે ચાલશે નહિ."

હવે આચાર્ય કંટાળ્યો. પોતાની ઇચ્છાનુસાર જ તાડપત્રનો ઉપયોગ કરવાનો નિર્ણય કુળાવતીએ કર્યો છે એની સંપુટાચાર્યની ખાત્રી થઇ. પરંતુ તે વાંચવાની અધીરાઇને લીધે એ શરત પણ આચાર્યને કબૂલ કરવી પડી. તેણે કહ્યું: "વારૂ, તેમ નહિ કરૂં પછી કંઇ?"

તરતજ કુળાવતીએ પોતાની મૂઠી ઉઘાડી અને તે તાડપત્ર આચાર્યના હાથમાં મૂક્યું. આચાર્ય બે ત્રણ વખત તાડપત્ર વાંચી ગયો પરંતુ તેમાં તેને કંઇ પણ ખાસ મહત્વની બાબત માલૂમ પડી નહિ. તે બોલ્યો: "કુળાવતી! આ તાડપત્રમાં શું એવી મહત્વની બાબત છે કે તે વંચાવવા માટે ત્હેં મ્હારી પાસે આટલી બધી શરતો કબૂલ કરાવી? ચિદાનંદને સજા ફરમાવવામાં આવી ત્યારે તેનો અમલ કેવી રીતે કરવો એ બાબતનો ચક્રવર્તીએ આ તાડપત્રમાં નરકાધિકારી પર હુકૂમ માત્ર લખેલો છે."

"એ સિવાય એમાં કંઈજ વધારે મહત્વની બાબત તમને નથી જણાતી કે?"

પોતાનો સંશય ટાળવાના હેતુથી એકવાર ફરીને તે તાડપત્ર આચાર્ય મોટા અવાજે વાંચવા લાગ્યો. વાંચી રહ્યા પછી તે બોલ્યો: "હુકૂમ સિવાય મ્હને તો કંઇ પણ બીજું રહસ્ય આમાં લાગતું નથી."

"ઠીક છે. તમને એમાં કંઈ મહત્વ ન જણાતું હોય તો રહ્યું. તમારી

માગણી પ્રમાણે મ્હેં તે તમને વંચાવ્યું. હવે તમારા વચન પ્રમાણે આ હકીકત ગુપ્ત રાખજો એટલે થયું."

"ના; એમ નહિ ચાલે, મ્હને હુકૂમ સિવાય તાડપત્રમાં કંઇ પણ વિશેષ મહત્વ જણાતું નથી, પરંતુ જો તેમાં કંઇ મહત્વ લાગતું ન હોત તો તું તે વંચાવવામાં આટલી બધી રકઝક કરત નહિ. ત્હને આમાં શું મહત્વનું લાગે છે એ ત્હારે મ્હને સ્હમજાવવું જ પડશે."

સંપૂર્ણ હકીકત જાણ્યા વગર આચાર્ય પોતાનો પીછો છોડનાર નથી, તેમજ તેને તે જણાવવાથી કંઇ નુકશાન પણ નથી એમ વિચારીને કળાવતી બોલી: "આચાર્ય! આ તાડપત્રમાં શું લખ્યું છે તે એકવાર ફરીને વાંચો."

હવે તે તાડપત્ર વાંચવાની આચાર્યની ઇચ્છા નહોતી. પરંતુ, કળાવતીએ તાડપત્રમાં લખેલી હકીકત પરથી શી નવી યુક્તિ શોધી કાઢી છે તે જાણવાની જીજ્ઞાસાથી અનીચ્છાએ પણ તે તાડપત્ર વાંચવા લાગ્યો: "દેવપ્રિય પ્રિયદર્શી સમ્રાટ્ અશોક નરકાધિકારીને આજ્ઞા કરે છે કે:—આ હુકૂમ લાવનાર આરોપીને મૃત્યુલોકના નરકમાંની તપ્ત તેલની કડાઇમાં નાખવો અને તેના પ્રાણ જાય ત્યાં સુધી તેમાં તેને તળવો. આ સજાનો અમલ થાય તે પહેલાં તેના દેવની છેલ્લી પ્રાર્થના કરવા દેવા સારૂ આરોપીને નરકોદ્યાનમાં ફરવા જવા માટે ચાર ઘટિકા જેટલો સમય આપવો." કળાવતી! આ હુકૂમ નીચે સમ્રાટ્ની સહી છે. લે, આમાં તે શું વધુ મહત્વ સમાયલું છે?"

"આરોપીને સજા કરવાનો હુકૂમ લખેલો છે એટલું તો એક આંધળો મનુષ્ય પણ વાંચી શકે એમ છે. તમે દેખતા હોવા છતાં પણ આ હુકૂમમાં શું વિશેષ મહત્વ સમાયલું છે એ સ્હમજી શકતા નથી?"

સંપુર્ણાચાર્ય ડોકું ધુણાવીને કળાવતી પ્રત્યે જોઇ રહ્યો.

"આ હુકૂમમાં એક મનુષ્યના પ્રાણનો બળિ નરકમાં આપવાનું સામર્થ્ય સમાયલું છે કે નહિ?"

"તે તો સ્પષ્ટ જ છે." આચાર્ય બોલ્યો: "ચિદાનંદના પ્રાણ કેવી રીતે લેવા એ બાબતનો આ ચક્રવર્તીનો લખેલો હુકૂમ છે. પરંતુ ચિદાનંદની સજા હવે તો એક માસની મુદત પછી અમલમાં મૂકાશે. અત્યારે તો આ હુકૂમ એક નકામા કાગળના ચીંથરા જેવો છે."

“પણ એ ચીંથરીઆ કાગળનો ઉપયોગ કેમ કરવો તે આ કુળાવતી સારી રીતે જાણે છે.” કુળાવતી સગર્વ બોલવા લાગી : “આચાર્ય ! આ હુકૂમમાં ચિદાનંદ એવા અક્ષરો લખેલા છે કે ? આરોપીનું નામ આમાં લખેલું છે કે ? જૂઓ, આંખો ઉઘાડીને વાંચો ! આ હુકૂમ જેની પાસે હોય તેનામાં જો બુદ્ધિચાતુર્ય હોય તો તે ગમે તે એક મનુષ્યને નરકમાં ધકેલી દેવાને અને તેને યમસદનમાં પહોંચાડી દેવાને શકિતમાન છે કે નહિ ?”

હવે સંપુષ્ટાચાર્યના ચક્ષુમાં દિવ્ય તેજ ઝળકવા લાગ્યું. અત્યાર સુધી તાડપત્રમાંનો અદ્રશ્ય રહેલો ભેદ હવે તેને સ્પષ્ટ રીતે દ્રશ્યમાન થવા લાગ્યો. કુળાવતીની કારસ્થાનપટુતાની વાહવાહ કરતો આચાર્ય બોલી ઉઠયો : “શાબાશ ! કુળાવતી ! ધન્ય છે ત્હારી બુદ્ધિમત્તાને ! આ તાડપત્રની સહાયથી તું કોને યમસદનમાં પહોંચાડવાની ઇચ્છા રાખે છે ? આ હુકૂમ લખનાર ચક્રવર્તી જ આ હુકૂમનો ભોગ થઇ પડે એવો તો ઘાટ ત્હેં નથી ઘડયોને !”

“આ ન્હાના સરખા તાડપત્રની સહાયથી જ હું આવતી કાલે મ્હારા માર્ગમાંના કંટકને સદાને માટે દૂર કરીશ. પોતાના પ્રાણપ્રિય મિત્ર ચક્રવર્તીના જ હુકૂમને લીધે કલિંગ યુવરાજ આવતી કાલે સંધ્યાકાળ સુધીમાં આ કુળાબાજ કુળાવતીની યુકિતથી કકડતા તેલની કડાઇમાં તળાઇને માર્યો જશે.” એમ બોલી કુળાવતીએ વિકટ હાસ્ય કર્યું. સંપુષ્ટાચાર્યે પણ કુળાવતીના હાસ્યનો ઉત્તર તેવા જ હાસ્યથી આપ્યો. પરંતુ એ બન્ને જણાનું હાસ્ય લાંબો સમય સુધી ટકયું નહિ. કુળાવતીના છેલ્લા શબ્દો સાંભળતાંની સાથે જ તેની નજીકના ઉંચા કોતરમાં અત્યારસુધી લપાઇને બેસી રહેલી ત્રીજી વ્યકિતએ ગાઢ નિઃશ્વાસ મૂકયો. કુળાવતી અને સંપુષ્ટાચાર્યે આ દુઃખોદ્‌ગાર સાંભળ્યો. તેમનું વિકટ હાસ્ય એકદમ અદ્દસ્ય થયું. તેમનો માનસિક આનંદ ઉડી ગયો. તેમના મુખ પર ચિન્તાની છાયા પ્રસરી ગઇ. કોઇ પણ મનુષ્યે પોતાની ગુપ્ત વાતચિત સાંભળી લીધી હોવી જોઇએ, એવી તેમની ખાત્રી થઇ. પોતાને ભૂત વળગ્યું છે એવું બતાવવાનો ઢોળ કરનાર કોઇ લુચ્ચો મનુષ્ય જેમ ભોળા લોકોને ભમાવવા માટે વિવિધ પ્રકારના ચેનચાળા કરે છે તે પ્રમાણે કુળાવતી અને સંપુષ્ટાચાર્ય પણ પોતાનું રહસ્ય સાંભળી લેનાર વ્યકિતને શોધી કાઢવા માટે તૈયાર થઇ ગયાં. બન્ને જણા ચિંતાતુર દ્રષ્ટિથી આમ તેમ જોવા લાગ્યાં. અર્ધી ક્ષણમાં પોતાની નજીકના જ કોતરમાં લપાઇને બેઠેલી એક વ્યકિત તેમના જોવામાં આવી. તે વ્યકિત

પણ આ બન્ને પાપીઓને પોતાના નજીક આવેલાં જોઇને કોતરમાંથી બહાર આવીને ઉભી રહી.

"અમારી ગુપ્ત વાતચિત છૂપી રીતે સાંભળનાર કોણ છે રે તું !" ક્રોધાયમાન થયેલી કળાવતી તે વ્યક્તિને જોતાંની સાથે જ તેના પર ઉતરી પડી.

"કળાવતી રાણી ! આપણી ઓળખાણ હજી તાજી જ છે. આઠ દસ દિવસ અગાઉનો સતીમાતાવાળો પ્રસંગ યાદ કરો એટલે હું કોણ છું તે આપોઆપ ઓળખી શકાશે."

થોડીવાર વિચાર કરીને કળાવતી બોલી: "તે દિવસે મ્હારા કાર્યમાં વિઘ્ન પાડનાર તું જ હતો કે ?"

"હા; રાણી ઇન્દુમતીને જીવતા બળી મરતાં અટકાવનાર હું જ હતો."

"કોણ ? મથુરાવાળો ઉપગુપ્ત કે ?" તિરસ્કાર દર્શાવતી કળાવતી બોલી.

"હા; તે જ ઉપગુપ્ત ! રાણી ! તે દિવસના કરતાં પણ તમે અત્યારે નક્કી કરેલું કાર્ય અધિકતર પાતકી છે. કળાવતી, એ સુકુમાર ને નિર્દોષ રાજપુત્રના પ્રાણ હરવાનો આ ભયંકર નિશ્ચય છોડી દ્યો તો બહુ સારૂં."

"અમારી બધી ગુપ્ત વાતચિત ત્હેં છૂપાઇને શા માટે સાંભળી લીધી ?" કળાવતીએ ઉપગુપ્તને જવાબ ન આપતાં ઉલટો પ્રશ્ન કર્યો.

"તમારી ગુપ્ત વાતચિત સાંભળવાનો મ્હારો ઉદ્દેશ જ નહોતો. તમો અહિં આવી પહોંચ્યાં તે પહેલાંનો અહિં કુદરતની નૈસર્ગિક અને અગાધ લીલાનું નિરીક્ષણ કરતો હું બેઠો હતો. એટલામાં તમો અહિં આવી પહોંચ્યાં એટલે અનીચ્છાએ મ્હારે તમારી વાતચિત સાંભળવી પડી છે."

"ચૂપ કર !" કળાવતી બોલવા લાગી: "ગમે તેમ પણ ત્હેં અમારી ગુપ્ત વાતચિત સાંભળી લીધી હોવાથી ત્હને શિક્ષા થવી જ જોઇએ. યુવરાજ જીતેન્દ્ર તો આવતી કાલે પરલોકગમન કરનાર છે જ, પરંતુ તેની તરફદારી કરનાર ત્હારા જેવી એકાદી વ્યક્તિને તેના માટે સ્વર્ગમાં વ્યવસ્થા કરવા સારૂ ત્યાં અગાઉથી મોકલી આપવાની મ્હને જરૂર જણાય છે." એટલું બોલી કળાવતીએ સંપુટાચાર્યને નેત્રસંકેત કર્યો. તરત જ આ બન્ને પાપાત્માઓએ બિચારા ઉપગુપ્ત શેઠને પકડીને ગંગાનદીના

વહેતા જળપ્રવાહમાં ફેંકી દીધો. ગંગાનદીમાં પાણીની મોટી છોળ ઉડવાથી એક ભીષણ અવાજ સંભળાયો. અને તેમાં ' નમો બુદ્ધાય ' એટલા શબ્દો સ્પષ્ટ રીતે સંભળાયા. નદીમાંના જળપરપોટા એક ક્ષણમાં અદૃશ્ય થયા. તીરે ઉભેલાં સંપુષ્ટાચાર્ય અને કળાવતી પણ જળપ્રવાહની ગતિ પહેલાંના જેવી શાંત થયેલી જોઇને પુનઃ સ્વસ્થ થયાં.

" કળાવતી ! આ પણ આવતી કાલના કાર્ય માટે એક શુભ શુકન થયાં હો ! " આનંદિત થયેલો આચાર્ય ભયંકર સ્મિત કરતો બોલ્યો.

" એમાં શક શો ? " કળાવતી સગર્વ બોલવા લાગી : " આવતી કાલનું કાર્ય નિર્વિઘ્ન રીતે પાર ઉતરે એટલા સારૂ તો આપણે દેવીને ઉપગુપ્તનો ભોગ ધરાવ્યો છે. "

" આવતી કાલના કારસ્થાનનો પ્રારંભ તો બહુ સુંદર રીતે થયો હો ! હં, પણ, રાણી ! આ હકીકત રાજમાતાને જણાવવામાં શી અડચણ છે ? "

" અરે, એવી ઉચ્છૃંખલતા કરતા નહિ. રાજમાતાને આ હકીકત કહેશો તો બધી બાજી હાથથી જશે. જો કે હું આ કુંકુમ મ્હારી હાથ-ચાલાકીથી ઉપાડી લાવી છું, પરંતુ પોતાના લખાણોમાંથી તે ગૂમ થયાની ખબર પડતાંની સાથે જ ચક્રવર્તીને તે વિશે રાજમાતા પર શંકા આવ્યા વગર રહેનાર નથી, અને તેથી રાજમાતા આપણા આ કારસ્થાન માટે સંમતિ દર્શાવનાર નથી. ગુપચુપ રીતે આપણું કાર્ય પાર ઉતાર્યા પછી રાજમાતાને આ હકીકત જણાવીને તેમને દિઙ્ગ કરી નાખવાનો મ્હારો નિર્ણય છે. "

સંપુષ્ટાચાર્યને પણ આ વાત ગમી. બન્ને જણાએ કેટલીકવાર સુધી અહિંઆ વાતચિત કરી. ત્યાર પછી આનંદિત હૃદયે તેઓ બન્ને ત્યાંથી વિખૂટાં પડયાં.

# પ્રકરણ ૨૩ મું.

## રામ રાખે તેને કોણ ચાખે ?



આજે દિવસે પ્રાતઃકાળે હજી તો બાલરવિની સ્વારી નભોમંડળમાં આવી પણ નહોતી પહોંચી, એવા મળસ્કામાં પાટલીપુત્ર નગરની દક્ષિણ દિશા તરફ એક રથ ઝપાટાબંધ ચાલ્યો જતો હતો. રથમાં બેઠેલો સુહાસ્યવદન રાજકુમાર સારથીને રથ એકદમ દોડાવવાની આજ્ઞા કર્યો જતો હતો. તોપણ તે સારથી રાજકુમારની આજ્ઞાની અવગણના કરીને પોતાની મરજી પ્રમાણે રથ ચલાવતો હતો. સારથી એવો ગાવળચંડો હતો કે તેણે થોડે દૂર ગયા પછી એકાએક રથ ઉભો રાખ્યો. રથમાં બેઠેલા રાજકુમારનો ક્રોધ હવે વધી પડ્યો. તે સારથીને ધમકાવવા જતો હતો એટલામાં એક યુવતી રથ પાસે દોડતી આવી અને તેણે સારથીના કાન પાસે મ્હોં રાખીને કંઇક ગુપ્ત વાત કરી. તેણે એક ન્હાનું સરખું ઘડી વાળેલું તાડપત્ર તે સારથીના હાથમાં આપ્યું, અને રથમાં બેઠેલા રાજકુમાર પ્રત્યે એક ક્રોધપૂર્ણ દૃષ્ટિ ફેંકી તે ત્યાંથી ચાલી ગઇ. રાજકુમાર પ્રથમ તો આ યુવતીને ઓળખી શક્યો નહિ. પરંતુ થોડીવાર સુધી તેના પ્રત્યે એક દૃષ્ટિથી જોઇ રહ્યા પછી તેના મનની ખાત્રી થઇ કે આવનાર યુવતી કલિંગ દેશની કહેવાતી રાણી કળાવતી જ હતી. કળાવતીએ સારથી સાથે શી વાતચિત કરી, તેમજ સારથીના હાથમાં તાડપત્ર શા માટે આપ્યું હશે એ બાબતની શંકા રાજકુમારના હૃદયમાં ઉદ્‌ભવી. પરંતુ તરત જ તે લય પામી. તે સારથીને ઉદ્દેશીને બોલ્યો :

"ચક્રવર્તી મ્હારી રાહ જોઇને ત્યાં બેસી રહ્યા હશે અને તું આમ ત્હારી મરજી પ્રમાણે રથ હાંકે છે એનો અર્થ શો ?"

સારથીએ કંઇપણ ઉત્તર ન આપતાં રાજકુમાર તરફ જોઈ માત્ર વિકટ હાસ્ય કર્યું.

રાજકુમાર સંતપ્ત થયો. તે બોલ્યો : "ત્હારી આવી ઉદ્ધતાઈ માટે હું ચક્રવર્તીને કહીને ત્હને યોગ્ય સજા કરાવ્યા વગર રહેનાર નથી."

આ વખતે પણ સારથી નિરૂત્તર રહ્યો અને તેણે રાજકુમાર પ્રત્યે ફરીથી વિકટ હાસ્ય કર્યું.

થોડી જ વારમાં એક મનોહર ઉદ્યાનવાળા મકાન પાસે રથ આવીને ઉભો રહ્યો. પોતાને જ્યાં જવાનું હતું તે સ્થાન આવી પહોંચ્યું, એમ માનીને રાજકુમાર રથમાંથી નીચે ઉતર્યો. તરત જ તેને ઉદ્યાન તરફ જતો જોઇને સારથી બોલ્યો : "ઉભા રહો. અંદર જવાની ઉતાવળ ન કરો. તમારા આગમનની ખબર પહોંચાડયા સિવાય અહીં તમારો સત્કાર થશે નહિ."

"અરે, ખબર આપવાની કંઇ જ જરૂર નથી. કલિંગદેશનો યુવરાજ ચક્રવર્તીને મળવા માટે કોઇપણ સમયે જઇ શકે છે." રાજકુમાર બોલ્યો.

તમે કલિંગ યુવરાજ હો કે અંગ દેશના રાજા હો, ગમે તે હશો તોપણ અહિંનો કાયદો સર્વને સરખી રીતે લાગુ પડે છે. રંક કે રાય, બાલ કે વૃદ્ધ, મૂર્ખ કે પંડિત અને ભીરૂ કે શૂરવીર એ સર્વનો અહિં સરખો જ સત્કાર થાય છે. પરંતુ એ સત્કાર પામવા માટે એક પ્રકારની યોગ્યતાની જરૂર પડે છે અને તે યોગ્યતા સૌ સૌની શક્તિ પર જ આધારભૂત રહે છે. આવી સુકુમાર અવસ્થામાં આવી યોગ્યતા તમે સંપાદન કરી શકયા છો એ જ તમારી ઉચ્ચતમ બુદ્ધિમત્તાનું પરિણામ છે. એટલું બોલીને દાંત કચકચાવતો તે સારથી મકાનના દ્વાર તરફ ચાલ્યો ગયો. ત્યાં જઇને કળાવતીએ આપેલું તાડપત્ર દ્વારપાળના હાથમાં આપીને તે બોલ્યો : "મહારાજ ! વિલંબ ન કરો. અમારા માન્યવર મહાશયને ઉદ્યાનમાં પ્રવેશ કરવાની તીવ્ર ઉત્કંઠા છે."

રથી અને સારથી પ્રત્યે ચમત્કારિક દૃષ્ટિ ફેંકતો દ્વારપાળ તાડપત્ર લઇને ઉદ્યાનમાં ચાલ્યો ગયો. અલ્પકાળમાં તે પાછો દ્વાર પાસે આવ્યો અને રથીને ઉદ્યાનમાં દાખલ થવા માટે ઇસારો કર્યો. કાંઇપણ બોલ્યા વગર યુવરાજ દ્વારપાળની સાથે ઉદ્યાનમાં જવા લાગ્યો એ જોઇને, તેને ઉદ્દેશીને સારથી બોલ્યો : "યુવરાજ, હવે મ્હારો ઉપકાર સ્મરણમાં રાખજે. ખુશીથી અંદર જા, અને આનંદ કર."

યુવરાજ ઉદ્યાનમાં દાખલ થયો. ત્યાંની અનુપમેય શોભા નિરખીને તે દિઙ્મૂઢ થઇ ગયો. ઉદ્યાનમાંના સ્વચ્છ જળથી પ્રપૂર્ણ ઝરા, ફુવારા, અને લતામંડપ આદિ એવા તો આકર્ષક હતાં કે ત્યાં થોડીવાર બેસવાની યુવરાજને ઇચ્છા થઇ આવી. પોતે જે ઉદ્યાનમાં હતો તે મૃત્યુલોકનું ઉદ્યાન નહિ કિન્તુ ઇન્દ્રનું નંદનવન હોય એવો તેને ભાસ થયો. આશ્ચર્ય-

માંના જૂદી જૂદી જાતનાં વૃક્ષો ત્યાં એવી સુંદર રીતે ગોઠવવામાં આવ્યાં હતાં કે તે જોઇને, ગમે તેવા અરસિક મનુષ્યનું મન પણ આનંદિત થયા વગર રહે જ નહિ. લતામંડપમાં ગોઠવવામાં આવેલાં આસનો પૈકી એક આસન પર યુવરાજ બેઠો અને દ્વારપાળને ઉદ્દેશીને બોલ્યો : “ આ રમ્ય સ્થાન શા નામથી ઓળખાય છે, વારૂ ? ”

“ આ નરકોદ્યાન કહેવાય છે. ” દ્વારપાળે ઉત્તર આપ્યો.

“ શું ? નરકોદ્યાન ? કેવું ખરાબ નામ રાખ્યું છે. આનું નામ તો નંદનવન રાખ્યું હોત તો ઠીક થાત ! હશે, પણ નામનું આપણે શું કામ છે ? આ સ્થળ રમ્ય છે એની તો કોઇ ના પાડી શકે તેમ નથી ! આજ પર્યંત આવા સુંદર સ્થળે મ્હને ચક્રવર્તી તેડી ન લાવ્યા એ જાણીને મને આશ્ચર્ય થાય છે. ” દ્વારપાળ સામું જોઇને યુવરાજ બોલ્યો : “ જેટલી ત્વરાથી મ્હને ચક્રવર્તીએ બોલાવ્યો છે તેટલી જ બલ્કે તેથી પણ સવિશેષ રમણીયતા આ ઉદ્યાનમાં છે જ. હં, પણ ચક્રવર્તી ક્યાં છે વારૂ ? ”

“ પહેલાં આ ઉદ્યાન ચક્રવર્તીને બહુ પ્રિય હતું પરંતુ જ્યારથી તેને નરકની સાથે જોડી દેવામાં આવ્યું છે ત્યારથી ચક્રવર્તી અહિં કદિ આવતા જ નથી. ”

“ નરક શાનું ? ” વિસ્મય પામતો યુવરાજ બોલ્યો.

“ મૃત્યુ લોકના અપરાધીઓને શાસન આપવા સારૂ જ ચક્રવર્તીએ આ નરકની સ્થાપના કરી છે. ”

“ આ ઉદ્યાનને—આ મનોહર સ્થાનને તું નરક કહે છે કે ? ”

“ ખરૂં નરક તો આ ઉદ્યાનની પછવાડેના ભાગમાં છે. હમણાં જ તે તમને દેખાડવામાં આવશે. ”

“ ઠીક છે. પહેલાં આ રમ્ય ઉદ્યાનનું સૌન્દર્ય તો જોઉં ! ચક્રવર્તી અત્યાર સુધી આવ્યા કેમ નહિ ? હું અહિં તેમની રાહ જોઇને બેસી રહ્યો છું. મ્હને જલદી આવવાની તેમની આજ્ઞા પ્રમાણે, તેમણે મોકલેલા રથમાં હું સત્વર આવ્યો અને પોતે અદ્યાપિપર્યંત આવ્યા જ નહિ એ તે શું ? ”

“ તમારી માર્ગપ્રતીક્ષા કરીને બેસી રહે એવો એ ચક્રવર્તી કોણ છે ? ”

“ કેવો વિચિત્ર પ્રશ્ન ? ચક્રવર્તી વળી બીજો કોણ હોઇ શકે ? હું સમ્રાટ્ અશોકની વાત કરૂં છું. ”

" તમારૂં ભેજું ચસકી ગયું હોય એમ લાગે છે." યુવરાજ પ્રત્યે સાશ્ચર્ય દૃષ્ટિ ફેંકતો દ્વારપાળ બોલ્યો : "દેવપ્રિય પ્રિયદર્શી, સમ્રાટ્ અશોક આ નરકોદ્યાનમાં શા માટે આવે ?"

"હેં ચક્રવર્તી અહિં આવવાના નથી કે શું ? તે મૂર્ખ સારથી મ્હને ભળતા જ ઠેકાણે મૂકી ગયો હોય એમ જણાય છે."

"ના; તમારો સારથી તમને યોગ્ય સ્થળે મૂકી ગયો છે."

"આ સ્થાન ગમે તો સુંદર કે યોગ્ય હોય તેની મ્હને દરકાર નથી. મ્હારે સત્વર ચક્રવર્તી પાસે જવું જોઇએ. આ ઉદ્યાન તેમ જ નરક એ બન્નેની શોભા નિહાળવા આવવાની હું જ આજે સ્હાંજે ચક્રવર્તીને વિનંતી કરીશ. સારથીની કેવી બેદરકારી ! દરબાર તુરંગ મુકીને રથ આગળ ચલાવવા માંડયો ત્યારથી જ તેણે બેદરકારી વાપરી છે." એટલું બોલી યુવરાજ પોતાના આસન પરથી ઉઠીને નરકોદ્યાનની બહાર નીકળવાના દ્વાર તરફ જવા લાગ્યો. યુવરાજને જતો જોઇને દ્વારપાળે તેને અટકાવીને પૂછયું : "ક્યાં જાય છે, એ ?"

"કેમ ? મ્હારે આ ઉદ્યાનની બહાર જવું છે."

"ઉદ્યાનની બહાર નહિ જવાય."

"એટલે ?"

"એટલે એ કે આ નરકોદ્યાનની બહાર જવાનો ત્હને અધિકાર નથી."

"મ્હને બહાર જતાં કોણ અટકાવી શકે તેમ છે ?" યુવરાજ ક્રોધથી તપી જઇને બોલ્યો.

"આ ઉદ્યાનમાં પ્રવેશ કરનાર પ્રત્યેક વ્યક્તિ પર આ નરકોદ્યાનના યમરાજનો અધિકાર ચાલે છે. આ ઉદ્યાન છોડીને જવાનો તેમના તરફથી ત્હને પ્રતિબંધ કરવામાં આવ્યો છે."

"મ્હારે અહિં ક્યાં સુધી રહેવું પડશે ?"

"ત્હારા અંતકાળ પર્યંત ત્હારે અહિં જ રહેવાનું છે."

"આ સ્થાન ગમે તેટલું સુંદર હોય તોપણ દુનિયા સાથેનો પોતાનો બધો સંબંધ ત્યજીને અહિં જિંદગીભર રહેવાની કોણ ઇચ્છા કરે ?"

"અહિં આવનાર મનુષ્યનું આયુષ્ય ઘણું જ અલ્પ બાકી રહેલું હોય છે, અને તેથી જિંદગીભર રહેવાનો પ્રશ્ન તો રહેવા પામતો જ નથી."

"તે ગમે તેમ હોય પરંતુ મ્હારી ઈચ્છા જિંદગી પર્યંત અહિં રહેવાની નથી. જોઉં, ત્હારા નરકાધિપતિનો અધિકાર મ્હારા પર કેટલો ચાલી શકે છે તે!" એટલું બોલી નરકોદ્યાનમાંથી બહાર નીકળવા સારૂ ઉતાવળે પગલે યુવરાજ ચાલવા લાગ્યો. માત્ર ચાર છ ડગલાં તે આગળ ગયો હશે એવામાં એક ભીષણ ગર્જના તેના કર્ણ પર આવવા લાગી કે:—

"સબૂર! એક ડગલું પણ આગળ ન ભરતો! ત્હારો આ નિર્બળ પ્રયત્ન યશસ્વી નિવડનાર નથી. એક વખત આ નરકાધિપતિના પંઝામાં કોઈ પણ મનુષ્ય સપડાયો કે તેણે જગતની આશા છોડી જ દેવી જોઇએ. આ ઉદ્યાનમાં પ્રવેશ કરતાંની સાથે જ તેણે મૃત્યુલોકને વિસારી મૂકીને પરલોકનાં કાલ્પનિક સુખના વિચાર કરવા જોઇએ. ઇન્દ્રલોકનો યમરાજ કદાચ પોતાના કર્તવ્યથી વંચિત થઇને એકાદ અપરાધિને જતો કરે, પણ આ મૃત્યુલોકનો યમરાજ કદિ પણ પોતાના કર્તવ્યથી ચ્યૂત થાય તેવો નથી. દ્વારપાળ! જા, ત્હારૂં કામ ત્હેં બજાવ્યું છે. ઠેકઠેકાણે ગોઠવી રાખેલા મ્હારા ગુપ્ત દૂતોના સપાટામાંથી આ મનુષ્ય છટકી શકે તેમ નથી."

પાઠક! આ યુવરાજ બીજો કોઈ નહિ: પરંતુ આપણી પૂર્વ પરિચિતા મૃગેન્દ્રકન્યા શોભના જ હતી.

વિક્રાળ સિંહના જડબામાં જઇ પડતાં પણ ભય નહિ પામનારી શોભના આ ભીષણ નાદ સાંભળીને કંપી ઉઠી. તેનામાં ઉભા રહેવાની શકિત રહી નહિ. પોતાની નજીકના એક આસન પર તે ઢળી પડી અને જે દિશા તરફથી આ ભીષણ નાદ આવતો હતો તે તરફ જોઇ રહી. તેણે એક ક્રુદ્ધ મુખમુદ્રા ધારણ કરેલા, કૃષ્ણવસ્ત્રધારી પુરુષને જોયો. તેને જોતાંની સાથે જ તેણે પોતાની આંખો મીચી દીધી અને કંઇ પણ બોલ્યા વગર એમને એમ પડી રહી. પુનઃ તે દિશા તરફથી ભીષણ નાદ આવવા લાગ્યો.

"અપરાધિન્! સંભાળ! ત્હારા કોઇ પણ ઘોર અપરાધ બદલ ત્હને સજા કરવા માટે સમ્રાટ્ અશોકે ત્હને મ્હારી પાસે મોકલ્યો છે. ઉના કકડતા તેલની કડાઇમાં તળીને ત્હારો જીવ લેવાની મ્હને આજ્ઞા થઇ છે. એ સજાનો અમલ થવાને હજી ચાર ઘટિકા જેટલો સમય બાકી છે. ત્યાં સુધીમાં તું આ રમ્ય ઉદ્યાનમાં વિહાર કર! ત્હારા ઇષ્ટ દેવનું ધ્યાન ધર! ચાર ઘટિકા પૂરી થતાંની સાથે જ મ્હારો દૂત ત્હારી પાસે આવીને ત્હને ઉના કકડતા તેલની કડાઇમાં નાખવા સારૂ મ્હારી પાસે લઇ આવશે."

" હું ? કકડતા તેલમાં તળીને મ્હારા પ્રાણ લેવાની આજ્ઞા સમ્રાટ્ અશોકે કરી છે ? કદિ પણ એવી સખ્ત સજા તે મ્હને ફરમાવે જ નહિ !" યુવરાજ બોલ્યો.

" પણ તેમણે જ આ સજા ત્હને ફરમાવી છે. " એટલું બોલતાંની સાથે નરકાધિપતિ યુવરાજ પાસે આવી પહોંચ્યો અને તેણે પેલું તાડપત્ર યુવરાજની નજર આગળ ધર્યું. તે વાંચી રહ્યા પછી યુવરાજ બોલ્યો :

" આમાં મ્હારૂં નામ ક્યાં લખેલું છે ? અપરાધી કોણ છે, એ સંબંધી કશો પણ ખુલાસો આ તાડપત્રમાં કેમ નથી ? "

" આ નિર્બળ શંકા ઉઠાવવાથી તું મુક્ત થઇ શકીશ એવી કલ્પના પણ કરતો નહિ. " નરકાધિપતિ બોલ્યો.

" આમાં ફરમાવેલી સજા કોઇ અપરાધીને કરવાની છે. મ્હેં કાંઇ પણ ગુન્હો કર્યો જ નથી. "

" તે જોવાનું કામ અમારૂં નથી. વ્યર્થ વિતંડાવાદ કરીને ત્હારો અમૂલ્ય સમય ન ગુમાવ ! " એટલું બોલી નરકાધિકારી ત્યાંથી ચાલ્યો ગયો.

આ આકસ્મિક સંકટને લીધે દિઙ્મૂઢ બની ગયેલી શોભના બેભાન અવસ્થામાં તે આસન પર પડી હતી. તેનું સુકુમાર શરીર કંપતું હતું. હાલવા ચાલવાની શક્તિ તેનામાં રહી નહોતી. તેનું વદન મ્લાન બની ગયું હતું. વિચાર કરવાની શકિત પણ તેનામાં રહી નહોતી. નરકાધિપતિ શોભના પાસેથી ગયા પછી બે ઘટિકા બાદ નજીકની પુષ્પલતાની પાછળથી એક પુરુષ આવ્યો અને લપાતો છુપાતો શોભનાના આસન પાસે ગયો. શોભનાની આવી અવદશા જોઇને તેને બહુ દુઃખ થયું. તેના નેત્રમાંથી એકાદ બે અશ્રુબિન્દુઓ શોભનાના સુકુમાર શરીર પર સરી પડયાં. ધીમે ધીમે શોભના હવે સ્વસ્થતા પ્રાપ્ત કરતી હતી. ઉષ્ણ અશ્રુબિન્દુઓનો શરીરને સ્પર્શ થતાંની સાથે જ શોભનાની આંખો ઉઘડી. પોતાની પાસે ઉભેલા પુરુષ પ્રત્યે અનિમિષ દૃષ્ટિથી જોઈ રહેલી શોભના બોખરા અવાજે બોલી : " યમદૂત ! સબૂર કર ! ચક્રવર્તીની કાલ્પનિક મૂર્તિનું પણ મ્હને દર્શન કરી લેવા દે. હે જગન્નિયંતા ! મ્હારા અને ચક્રવર્તીના હૃદયમાં અક્ષય મૈત્રી પ્રાપ્ત કરવાની પવિત્ર ઇચ્છા પરલોકમાં પણ તું સફળ કરજે ! " એટલું બોલતાંની સાથે શોભનાનાં નેત્રમાંથી અશ્રુપ્રવાહ વહેવા માંડયો.

" યુવરાજ ! હું યમદૂત નથી. હું ત્હારા પ્રાણ લેવા નહિ પરન્તુ ત્હારા પ્રાણ બચાવવા આવ્યો છું. "

"હવે તો તપ્તતેલની કડાઈમાં જ મ્હારા પ્રાણને મુક્તિ મળશે." નિરાશાપૂર્ણ વદને શોભના બોલી.

"રાજપુત્ર ! નિરાશ ન થા ! હું ખાત્રીથી ત્હારા પ્રાણ બચાવીશ."

આ પુરુષના મ્હોડેથી આવા આશાજનક શબ્દો સાંભળતાંની સાથે જ શોભના ચમકી. તે તેના પ્રત્યે બારિકીથી નિરીક્ષણ કરવા લાગી; અને તરત જ બોલી ઉઠી : "કોણ ઉપગુપ્ત શેઠ ? અરે, આ પ્રાણવિઘાતક સ્થાનમાં તમે ક્યાંથી ફસાઇ પડયા ?"

"દ્વારપાળની નજર ચુકાવીને મ્હારી પોતાની જ ઇચ્છાથી આ ઉદ્યાનમાં મ્હેં પ્રવેશ કર્યો છે."

"આ કોઇ મનોહર અને રમ્ય ઉદ્યાન છે એમ ભૂલથી માનીને જ તમે અહિં આવી ચડયા છો ને ?"

"ના; આ મનોહર ઉદ્યાનનો અંતરંગ કેવો ભયંકર છે તે હું સારી રીતે જાણું છું."

"એમ જાણતા છતાં પણ આ ઉદ્યાનમાં પ્રવેશ કરવાની ઇચ્છા તમને શાથી થઇ ?"

"કેવળ ત્હારા પ્રાણ બચાવવાના હેતુથી જ હું અહિં આવ્યો છું. મથુરામાં મ્હારા લેણદારોએ મ્હારા પર ફરિયાદ કરીને મ્હને જેલમાં પૂરાવ્યો ત્યારે ત્હને ચક્રવર્તીના માણસો દ્વારા પકડાવી મ્હારી સ્ત્રીએ ઇનામ મેળવ્યું હતું. એ ઇનામની રકમથી લેણદારોના પૈસા ભરીને તેણે મ્હને જેલમાંથી છોડાવ્યો હતો. ત્યાર પછી ત્હારા છૂટકારા માટે હું આજદિન સુધી એક સરખી રીતે પ્રયત્ન કરતો આવ્યો છું. પ્રભુએ મ્હને મ્હારી મહેનતનું ફળ આજે આપ્યું છે. મ્હારી પત્નીના અજ્ઞાનને લીધે થવા પામેલી ભૂલ આજે હું આ ભયંકર નરકાગારમાંથી ત્હારી મુક્તિ કરીને સુધારી લઇશ."

"ઉપગુપ્ત શેઠ !" એકનિષ્ઠાથી ઉપગુપ્ત પ્રત્યે તાકી રહેલી શોભના બોલી : "મ્હારો છૂટકારો તમે શી રીતે કરી શકશો ?"

"ત્હારા માટે હું મ્હારા પ્રાણ આ નરકમાં તજીશ. યુવરાજ ! સંધ્યાકાળ પર્યંત આ લતા-મંડપ નીચે છૂપાઇ જા. હું ત્હારા આસન પર બેસું છું. નરકાધિકારી અહિં આવશે ત્યારે હું જ તેની સાથે જઇશ. મ્હારા જવાથી જેટલા મનુષ્યોનો વિનાશ કરવાનો હશે તેટલી સંખ્યાનો હિસાબ

સાંજે તેઓ મેળવશે એટલે મળી રહેશે અને નરકાધિપતિ કે તેના દૂત ત્હારી તપાસ કરશે નહિ. રાત્રી થયા પછી આ નજીકના વિશાળ આમ્ર-વૃક્ષ પર ચઢીને સ્હામેની ડાળી પર થોડે દૂર ચાલ્યો જજે એટલે પવિત્ર પુણ્યસલિલા ગંગાનદી દેખાશે. જો ત્હને સારી રીતે તરતાં આવડતું હોય તો ગંગાનદીમાં કૂદી પડજે અને સ્હામે તટે પહોંચી જજે. જો તરતાં ન આવડતું હોય તો આ બીજી એક ડાળી જણાય છે તે નરકોદ્યાનના દર-વાજા સુધી જાય છે. દ્વારપાળ ઉંઘી જાય એટલે બરાબર સાવધાનતાથી એ ડાળી પરથી કૂદી પડજે અને પછી નિર્ભયપણે શહેરમાં જઇ પહોંચજે. યુવરાજ! મ્હારા કહેવા પ્રમાણે વર્તીશ તો જરૂર ત્હારા પ્રાણ બચવા પામશે જ એવી મ્હારા મનોદેવતા સાક્ષી પૂરે છે."

"શેઠજી! આપ મ્હને એટલો બધો ભીરૂ સ્હમજો છો કે? હજી હું એટલો બધો આત્મસ્વાર્થી નથી થયો કે આપના જેવી સદ્‌ગુણાલંકૃત અને પવિત્ર મૂર્તિનું બળિદાન આપીને હું મ્હારા પ્રાણ બચાવું. મ્હારા પ્રાણ બચાવવાના વિચારથી આપે આપનો જીવ વિનાકારણ જોખમમાં નાખી મૂક્યો છે."

"રાજકુમાર! આ સમય રકઝક કરવાનો નથી. ત્હને જે આપત્તિ ભોગવવી પડે છે તેનું કારણ મ્હારી પત્ની જ છે. જ્યાંસુધી આવો આત્મત્યાગ હું નહી કરૂં ત્યાંસુધી એ પાતક દૂર થઇ શકે તેમ નથી. હું મ્હારો સમય ધર્મધ્યાનમાં વ્યતીત કરૂં છું. તથાપિ ત્હારી આપત્તિનું જ્યારે જ્યારે સ્મરણ થઇ આવે છે ત્યારે ત્યારે મ્હારૂં મન ક્ષોભ પામે છે. ત્હારા પ્રાણ હું બચાવીશ ત્યારે જ મ્હારા આત્માને શાન્તિ મળશે. કુમાર! મ્હારા પર આટલો અનુગ્રહ તારે કરવો જ પડશે!"

"ઉપગુપ્ત શેઠ! મ્હારા પ્રાણ બચાવવાની ખાતર હું આવું નિંદ્ય કાર્ય કદિ પણ કરનાર નથી. આ ક્ષુદ્ર દેહની ખાતર નિર્દોષ બકુલાનું અ-મંગળ કરવું એ મ્હારો ધર્મ છે કે? શેઠ! આપ આવો દુરાગ્રહ ત્યજી દ્યો!"

"રાજપુત્ર! હું અને બકુલા હવે પતિ પત્નીના સંબંધથી રહેતાં નથી. તે મ્હને પોતાનો ધર્મગુરૂ માને છે. સાંસારિક સુખોને લાત મારી હવે તે કોઇ એક સ્થળે આત્મોન્નતિ કરી રહી છે મ્હારા મરણના ખબર સાંભળવાથી તેને લેશ માત્ર પણ દુઃખ ઉપજશે નહિ. સાંસારિક આઘાતથી ક્ષોભ પામે એવી નિર્બળ મનની હવે તે નથી રહી. કુમાર! હવે સમય

ન ગુમાવો! સત્વર કરો! યમદૂત હવે એક જ ઘટિકામાં અહિં આવી પહોંચશે. મ્હને એક ઘટિકા પણ શાન્તિમાં રહેવા દો. મ્હારો નિશ્ચય મેરૂ સમાન છે. જાઓ, છૂપાઇ જાઓ!"

"તમે તો મ્હને સકંજામાં સપડાવ્યો! તમારી હત્યાનું કારણભૂત તો હું જ થયો ને?"

"આપ શોક ન કરો! મ્હારી ખાત્રી છે કે તમ તેલ મ્હારા શરીરને કંઇ જ અસર કરી શકનાર નથી. પંચમહાભૂત પૈકીના એકની સાથે ઝગડો કરવાનો મ્હને ગઇ કાલે જ પ્રસંગ મળ્યો હતો. કોઇ દુષ્ટાએ મ્હને ગઇ કાલે ગંગા નદીના વહેતા પ્રવાહમાં ફેંકી દીધો હતો. મ્હને તરતાં આવડતું નહોતું પરંતુ ભગવાન ગૌતમબુદ્ધની પવિત્ર મૂર્તિનું ધ્યાન ધરવાથી હું સુખરૂપ નદીના કિનારે જઇ પહોંચ્યો હતો. આજે પણ પંચમહાભૂત પૈકીના એકની સાથે ઝગડો થવાનો પ્રસંગ આવ્યો છે. મ્હારા આત્માને પરમાત્મા સાથે તલ્લીન કરી દઇશ એટલે તમ તેલ મ્હારા શરીરને કંઇ પણ દુઃખકર પીડા આપી શકનાર નથી. છતાં ધારો કે મ્હારો દેહ નષ્ટ થાય તો પરલોક માટેની સર્વ તૈયારીઓ હું કરી ચૂક્યો છું. કુમાર! મ્હારા માટે આપ નિશ્ચિંત રહો! આ શરીર નશ્વર છે. આજે નહિ તો કાલે પણ તે નાશ તો પામવાનું જ. જાઓ! ચક્રવર્તી સાથેનો પ્રેમસંબંધ દિનપ્રતિદિન વૃદ્ધિંગત કરો અને તેના વિમલયશને કલંક લગાડનારા આ ભયંકર નરકાગારનો સત્વર નાશ કરાવવાના યત્ન આદરો! જાઓ, હવે સમય ભરાઇ ગયો છે. ઢીલ ન કરો."

શોભના પોતાના આસન પરથી ઉઠી. ઉપગુપ્ત શેઠ તે આસન પર બેઠા અને અલ્પકાળમાં જ ધ્યાનમગ્ન થયા. તેમના વદન પર સંપૂર્ણ શાન્તિ પ્રસરી રહી હતી. ઉપગુપ્તના તેજસ્વી વદન પર એક સ્નેહપૂર્ણ દૃષ્ટિ ફેંકીને લાચારીએ શોભના લતામંડપમાં જઇને છૂપાઇ બેઠી.

ઇષ્ટદેવની પ્રાર્થના અર્થે આપવામાં આવેલી ચાર ઘટિકાનો સમય પૂરો થતાંની સાથે જ ઉપગુપ્ત શેઠ જે આસન પર બેઠા હતા ત્યાં નરકાધિકારીનો દૂત આવી પહોંચ્યો અને તેને અપરાધી સ્હમજીને નરકમાં લઇ ગયો.

નરકાગારનો બાહ્ય વિભાગ જેટલો રમણીય અને સુંદર હતો તેટલો જ બલ્કે તેથી વિશેષ પ્રમાણમાં આંતર્વિભાગ ભયંકર હતો. આંતર્વિભાગ શાસ્ત્રોક્ત પદ્ધતિએ રચવામાં આવ્યો હતો. અપરાધીઓને યાતના આપવા

માટે, શસ્ત્ર, ચક્કર, લોહશૂળ અને તપ્ત તેલની કડાઓ વગેરે સર્વ વસ્તુઓ ત્યાં તૈયાર રાખવામાં આવી હતી.

ઉપગુપ્ત શેઠ નરકના મુખ્ય દ્વાર પાસે આવી પહોંચ્યા ત્યારે ત્યાં નરકાધિકારી બેઠો હતો અને તેનો દૂત એક મનુષ્યનું શિર ચક્ર પર ગોઠવવાનું કામ કરતો હતો. ત્યાર પછી તેણે તે ચક્ર ચાલુ કર્યું એટલે તે મનુષ્યના શિરનો છૂંદો થવા લાગ્યો. તેમાંથી લોહીની છોળો ઉડવા માંડી. આ મનુષ્યની હૃદયભેદક અંતિમ કિકિઆરી સાંભળતાની સાથે ઉપગુપ્ત શેઠનું હૃદય વિદીર્ણ થવા લાગ્યું.

માનવજીવનની ક્ષણભંગુરતાનું પ્રતિબિંબ ઉપગુપ્ત શેઠના હૃદયમાં સારી રીતે પડયું હતું. પરંતુ, આવું હૃદયભેદક ચિત્ર પ્રત્યક્ષ જોવાથી તેના મુમુક્ષુ હૃદય પર અતિ ઉજ્જવલ પ્રકાશ પડયો. "नमो बुद्धाय" એ મન્ત્રનો જાપ તે જપવા લાગ્યો. તેનો આત્મા પરમાત્મામાં તલ્લીન થઇ ગયો છે. શુદ્ધ પ્રેમની નિશાની દર્શાવતો અશ્રુપ્રવાહ તેનાં ચક્ષુમાંથી વહેવા લાગ્યો છે. ક્ષણવારમાં નરકાધિકારીના દૂતે મહાત્મા ઉપગુપ્તને ઉંચકીને તપ્ત તેલની કડામાં નાખી દીધો. તેલની કડામાં પણ ઉપગુપ્તની મુખમુદ્રા પર આનંદની છાયા દૃષ્ટિગોચર થતી હતી. કડામાં પડીને પ્રાણ આપીને, બકુલાના વિમલ ચરિત્રમાં લાગેલું કલંક ધોઇ નાખવાનો આજે બુદ્ધપ્રભુએ અવસર આપેલો હોવાથી, તેમના હૃદયમાં આનંદના ઉભરા આવતા હતા. તેમના વદન પર મધુર સ્મિત ફરકી રહ્યું હતું.

કુણાવતી ! પાતકી કુણાવતી ! ત્હારી ઇચ્છા પ્રમાણે ત્હારૂં કારસ્થાન પાર પડયું કે ? હાથચાલાકી વડે ત્હેં ચોરેલું તાડપત્ર ત્હને સહાય આપી શક્યું કે ? કલિંગયુવરાજ તપ્ત તેલની કડામાં ક્યારનો યે તળાઇ ગયો હશે, એવી હવાઇ કલ્પનાઓ કરીને તું અમુક સમય સુધી ત્હારા મનને ખુશી કર ! તપ્ત તેલ ! અને તે પણ શાસ્ત્રોક્ત પદ્ધતિએ બનાવેલું નરકનું તપ્ત તેલ ! પણ તે મહાત્મા ઉપગુપ્તના પવિત્ર શરીરને શું કષ્ટ આપી શકે ? ખરેખરૂં નરક હોય, અથવા મનુષ્ય પ્રાણીઓના દુષ્કૃત્ય માટે તેમને યોગ્ય શાસન કરવા માટે કુદરતે બનાવેલું કોઇ સ્થાન હોય, તોપણ મહાત્મા ઉપગુપ્તના પવિત્ર શરીરને સ્પર્શ સુદ્ધાં ન કરી શકે તેમ નહોતું, તો પછી આ કૃત્રિમ—મૃત્યુલોકના નરકની તો વાત જ શી ?

ઉપગુપ્ત શેઠને તેલની કડામાં નાખી દીધા પછી એક મહાન ચમ-

ત્કાર થયો. કડા નીચેની ચૂલ માંહેનો અગ્નિ એકદમ ઠંડો પડવા લાગ્યો. ઉપગુપ્ત શેઠ દુઃખને બદલે આનંદનો અનુભવ કરવા લાગ્યા ! નરકાધિપતિ પણ આથી વિસ્મય પામ્યો. તેણે ચૂલમાં લાકડાં નાખીને અગ્નિ વધારે પ્રજ્જ્વલિત કરવાની દૂતને આજ્ઞા કરી. પરંતુ, અગ્નિ ઠંડો જ પડતો ગયો ! તરત જ નરકાધિકારીએ સમ્રાટ્ અશોકના રાજમહાલયમાં જઇને, તેને આ ચમત્કારની વાત કહી સંભળાવી. અશોક પણ સાંભળતાં આશ્ચર્ય પામ્યો. નરકાધિકારી તે સાથે નરકોદ્યાનમાં આવ્યો. આ ચમત્કાર પ્રત્યક્ષ નિહાળીને તે દિઙ્મૂઢ થઇ ગયો. તેણે ઉપગુપ્તને કડામાંથી બહાર કાઢવાની નરકાધિકારીને આજ્ઞા કરી, અને આ મનુષ્યને કોની આજ્ઞાથી તપ્ત તેલની કડામાં નાખવામાં આવ્યો હતો તે બદલ પુછપાછ કરી. નરકાધિકારીએ પેલું તાડપત્ર સમ્રાટને વંચાવ્યું. તે તાડપત્ર જોતાંની સાથે જ અશોક બોલી ઉઠયો : " આ તો ચિદાનંદસ્વામીની સુનાવણી વખતે તેની શિક્ષા વિશે મેં લખેલો હુકમ છે ! આનો આવો દુરૂપયોગ ? "

" સમ્રાટ્ ! " મહાત્મા ઉપગુપ્ત બોલ્યા : " આના કરતાં પણ આ તાડપત્રનો વિશેષ ભયંકર રીતે ઉપયોગ થવાનો હતો. "

" હેં ! આના કરતાં પણ વિશેષ ભયંકર દુરૂપયોગ ! એક નિર્દોષ મહાત્માને તો હું તાડપત્રને લીધે મૃત્યુના મુખમાં જઇ પડેલા જોઉં છું. આથી વધારે કેવો ભયંકર દુરૂપયોગ થવાનો હતો મહારાજ ! "

" રાજન્ ! આ હુકમને લીધે ત્હારો પરમપ્રિય મિત્ર–કલિંગયુવરાજ તપ્ત તેલની આ કડામાં તળાઇને મરણ પામવાનો હતો ! "

" અને આપે જ તેના પ્રાણ બચાવ્યા ? ધન્ય છે આપની ઉદારતાને ? પુણ્યશીલ મહાત્મન્ ! ક્યાં છે મ્હારો એ પ્રાણપ્રિય યુવરાજ ? "

કંઇ પણ ઉત્તર આપ્યા વગર ઉપગુપ્ત શેઠ સમ્રાટ્ અશોકને જે લતામંડપમાં શોભના છૂપાઇને બેઠી હતી ત્યાં લઇ ગયો. વિખરાયલી લતામંડપમાં શોભના છૂપાઇને નિરાશવદને બેઠી હતી. ચક્રવર્તીને અને ઉપગુપ્ત શેઠને જોતાંની સાથે જ તે ઉભી થઇ ગઇ. પોતાને પ્રાણદાન આપનાર ઉપગુપ્તનાં ચરણોમાં ઢળી પડીને તે બોલી :

" મહારાજ ! આપે ઉપગુપ્તાચાર્યના અગ્નિનો પણ પરાભવ કર્યો કે શું ? "

પોતાના સુકુમાર મિત્ર શોભના પ્રત્યે અનિમિષ નયને નિહાળી રહેલો

અશોક સજળ નેત્રે બોલ્યો : " ઉપગુપ્તાચાર્ય ! આપે મ્હારો પ્રાણદાતા મ્હને પાછો મેળવી આપ્યો છે. આપે તેને પુનર્જન્મ આપ્યો છે. હવે હું આ નરકની દુષ્ટતા સ્હમજી શક્યો છું. મ્હને અઘોર પાપાચરણ કરતો આપે જ અટકાવ્યો છે. આપે મ્હારા ચારિત્રને લાગેલું કલંક દૂર કર્યું છે. હવેથી આપ જ મ્હારા ગુરૂ છો ! આપ મ્હારા આચાર્ય છો ! આપના આ શિષ્યનું નમન પ્રેમપૂર્વક સ્વીકારો ! " એટલું બોલી સમ્રાટ્ અશોક ઉપગુપ્તનાં ચરણોમાં ઢળી પડયો. ઉપગુપ્તે પ્રેમપૂર્વક અશોકનો હાથ પકડીને તેને બેઠો કર્યો અને તેના મસ્તક પર હાથ મૂકી આશીર્વાદ આપ્યો. અશોકે નરકાધિપતિને સૂર્યાસ્ત થયા પૂર્વેજ નરકનો વિધ્વંસ કરવાની આજ્ઞા આપી દીધી. અને યુવરાજ તથા ઉપગુપ્તાચાર્યને સાથે લઇને તે પોતાના રાજમહાલય તરફ ચાલ્યો ગયો.

મહાન્ ચાતુર્યનો ઉપયોગ કરીને કળાવતીએ ચોરી આણેલા તાડપત્રે સંધ્યાકાળ થતા પહેલાં તો મ્હોટું કાર્ય બજાવ્યું. નરકનો વિધ્વંસ થઈ ગયો ! ચક્રવર્તીને ઉપગુપ્ત સરખો આચાર્ય પ્રાપ્ત થયો !

ઉપગુપ્તાચાર્યે આ સમયે કળાવતીના કારસ્થાનની સઘળી હકીકત સમ્રાટ્‌ને કહી દીધી હોત તો કેવું સારૂં ! પરંતુ તેઓ માનતા હતા કે તેનાં પાપકર્મોનો યોગ્ય બદલો તેને ભગવાન આપ્યા વગર રહેનાર જ નથી.

# પ્રકરણ ૨૪ મું.

## સ્નેહ અને કર્તવ્ય.



સૂર્ય ભગવાનના પ્રખર તાપને લીધે મ્લાન જણાતી પુષ્પ-કલિકાઓનાં ખુલ્લાં રહેલાં મ્હોડાં પરથી 'અમારી યોગ્ય ઉમર થઇ નથી' એમ કામી ભ્રમરોને સ્મિત કરતી કહેતી હોય એમ જણાતું હતું. મુગ્ધ કલિકાઓ પોતાની પ્રૌઢ ભગિનીઓના અતિ પ્રસંગનું સલજ્જ દૃષ્ટિથી અવલોકન કરી રહી હતી. પોતા પ્રત્યેની નિકટ પ્રીતિ વિસરી જઇને, ચંચળ મનવાળા ષટપદો (ભ્રમરો) ન્હાની વયની પોતાની ભગિનીઓ પાસે વિહારાર્થે ભટકતા જોઇને, માની પુષ્પ કાલિકાઓ પોતાના પ્રાણ વિસર્જન કરતી હતી. પ્રતાપશાળી અંશુમાલિએ અર્પણ કરેલા દિવ્ય અલંકારોથી નિસર્ગ સુંદરીને વિભૂષિત કરવાનો સાયંકાળની રમણીય પ્રભા પ્રયત્ન કરી રહી હતી. તેને પોતાને તો અલંકાર ધારણ કરવાની જરૂર જ જણાતી નહોતી. તેનો એવો ગર્વ હતો કે એવા દિવ્ય અલંકારો ધારણ કરવાથી, પોતાના સૌન્દર્યમાં વૃદ્ધિ ન થતાં ઉલટી ન્યૂનતા આવશે, અર્થાત્ પોતાનું સૌન્દર્ય ઝાંખું ભાસશે. પ્રભાનો આ ગર્વ ઉતારવાના હેતુથી, કે કોણ જાણે શાથી, પોતાના ઐશ્વર્યશાળી બન્ધુ અશોકે અર્પણ કરેલા મૂલ્યવાન્ અલંકારોનો ત્યાગ કરીને, પશ્ચિમ દિશા તરફની પ્રભા તરફ સ્મિત કરતી, રાજમહાલય-ના ચોગાનમાં આવેલા ઉદ્યાનમાં આજે ઇન્દિરા એકલી જ ઉભી હતી. પશ્ચિમ દિશામાંની પ્રભા અને ઇન્દિરા વચ્ચે આજે સૌન્દર્ય માટે સ્પર્ધા ચાલી રહી હતી. પ્રભા ઇન્દિરા પ્રત્યે સગર્વ દૃષ્ટિપાત કરતી હતી, ઇન્દિરા પણ ભમર ચડાવીને, મધુર સ્મિત કરતી તેના સામું નિહાળી રહી હતી. આ પ્રમાણે કેટલાક સમય સુધી યુદ્ધ ચાલ્યા પછી છેવટે પ્રભાને ઇન્દિરાની શ્રેષ્ઠતા સ્વીકારવી પડી. આ વિજયથી ફૂલાઇ જતી ઇન્દિરા, 'કેમ હવે હારીને?' એવો અર્થસૂચક સસ્મિત દૃષ્ટિપાત પ્રભા તરફ કરી રહી હતી. એવામાં એક પ્રેમળ નાદ તેના કર્ણ પર અથડાયો :

"ઇન્દિરા! પૂરૂં કર, ત્હારૂં આ કઠોર યુદ્ધ પૂરૂં કર! જો, ગરીબ બિચારી પ્રભા ત્હારૂં વર્ચસ્વ સ્વીકારે છે, તથાપિ, તું તેનો પીછો છોડતી નથી. પરાભવ પામવાથી તેનું વદન નિસ્તેજ થઇ ગયું છે. ઇન્દિરા, ત્હારૂં

કપટતાપૂર્ણ હાસ્ય બંધ કર, નહિતર એ બિચારી પ્રભાને દેશત્યાગ કરવો પડશે ! ”

આ પરિચિત અને પ્રેમળ ધ્વનિ જે દિશા તરફથી આવતો તે દિશા તરફ ઇન્દિરાએ પોતાની દૃષ્ટિ ફેરવી, તો નજીકમાં જ એક બૌદ્ધભિક્ષુ ઉભેલો તેના જોવામાં આવ્યો. એક ભિક્ષુ આવા શબ્દો કદિ ઉચ્ચારે જ નહિ, એવી તેણે કલ્પના કરી. આ બધી લીલા પોતાનું વિરહી મન જ કરે છે, એવી તેની દૃઢ ખાત્રી થઈ. જાણે કે પોતે કંઈ સાંભળ્યું જ ન હોય તેમ ઇન્દિરા પુનઃ પશ્ચિમ દિશા તરફની પ્રભા પ્રત્યે જોવા લાગી, એટલે પુનઃ તે જ ધ્વનિ તેના કર્ણપર અથડાયો :

“ઇન્દિરા ! ત્હારા રૂપસૌન્દર્યની શ્રેષ્ઠતા પ્રભાએ સ્વીકારી હોવા છતાં, તેની પરાજીત દશા વખતે, તેના પર સંપૂર્ણ વિજય મેળવવા તું ઇચ્છે છે કે ? ત્હારા ત્રાસથી દુઃખિત થઇને તો તે બિચારી દેશત્યાગ કરી ગઇ. જો, તે આ પલાયન કરી જાય ! આ ત્હારા કઠોર વર્તનનું જ પરિણામ ! ત્હારા લીધે જ બિચારી નિર્દોષ પ્રભાને દેશત્યાગ કરવો પડયો ! હવે આ સ્થળે ત્હારૂં એકલીના જ સૌન્દર્યનું સામ્રાજ્ય પ્રવર્તશે ! કેવો ત્હારો આડંબરી સ્વભાવ ! ”

આ સંભાષણ સાંભળીને, જે દિશા તરફથી ધ્વનિ આવતો લાગતો હતો તે દિશા તરફ પુનઃ ઇન્દિરાએ જોયું. તેણે ત્યાં પહેલાં ઉભો હતો તે જ બૌદ્ધભિક્ષુ જોયો. પોતાને સંબોધીને બોલનાર આ બૌદ્ધભિક્ષુ જ હોવો જોઇએ એવી હવે તેને શંકા થઇ. પરંતુ, સંસારવિરક્ત બૌદ્ધભિક્ષુ માટે એવી શંકા કરવી એ પણ એક પાપ છે, એમ વિચારીને તેણે પોતાના મનમાંથી તે સંશય નષ્ટ કર્યો; અને પુનઃ તે પશ્ચિમ દિશા ભણી જોવા લાગી. તે તરુણ ભિક્ષુને એકવાર જોવાનું ભૂલી ગઇ હોય તેમ તેણે પુનઃ એકવાર તેના તરફ વક્ર દૃષ્ટિથી જોયું. એવામાં તે જ મંજુલ અને કર્ણપ્રિય સ્વર સંભળાયો :

“ઇન્દિરા, હવે ત્યાં શું જુએ છે ? રૂપસૌન્દર્યમાં ત્હારી સ્પર્ધા કરનારી પ્રભા ક્યારનીયે અદૃશ્ય થઈ ગઈ છે. હવે ત્યાં શું છે ? ”

આ સ્વર બૌદ્ધભિક્ષુનો હતો. ભિક્ષુ બોલતો હતો ત્યારે જ ઇન્દિરાએ એકવાર તેના પ્રત્યે સસ્મિત દૃષ્ટિપાત કર્યો અને બોલી : “ભિક્ષો ! પ્રભા કરતાં રૂપસૌન્દર્યમાં હું ચ્હડીઆતી છું એવા શબ્દો હમણાં આપે જ ઉચ્ચાર્યાં હતા કે ? ”

"ત્હને તો તે બાબતની ખબર પણ નથી ! પોતાના સૌન્દર્યના બળથી પ્રભાનો પરાભવ કરતાં તું ત્હારી આજૂબાજૂનો કેટલો બધો પ્રદેશ ઉજ્જડ કરી રહી છે ! ત્હારા રૂપસૌન્દર્યને લીધે કેટલા પ્રાણીઓની આહુતિઓ અપાય છે તેની ત્હને માહિતી છે કે ? પોતાના રૂપસૌન્દર્યથી ત્હેં એકલી પ્રભાનો જ પરાભવ કર્યો નથી. ઇન્દિરા ! પ્રભાનો પરાભવ પ્રત્યક્ષ જોઇને, મ્હારૂં મન પણ ત્હારા રૂપસૌન્દર્યને આધીન થઇ ગયું છે. પોતાના વિજેતાના વિજયોત્સવ સમ પરાભવ પામેલું મ્હારૂં મન, તેના ગુણગાન કરે એમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી."

"ભિક્ષુ !" સ્મિત કરતી ઇન્દિરા બોલી: "આ સંસારવિરક્ત ભિક્ષુવેષને છાજતો જ તમારો મનોનિગ્રહ છે."

"આવી સદ્‌ગુણી સૌન્દર્યલતિકા પ્રાપ્ત કરવાની જે મનુષ્યને ઇચ્છા થાય છે, તે તેની પ્રાપ્તિ થયા પૂર્વે, તેમજ તે થયા પછી પણ, સંસારવિરક્ત જ રહી શકે છે. જ્યાં સુધી તેની પ્રાપ્તિ થતી નથી ત્યાં સુધી તે સિવાય પોતાનું અન્ય કંઇ કર્તવ્ય જ નથી એવી માન્યતાને લીધે, તેને જગત્ પર પ્રેમ હોતો નથી. અને આવી સંસાર–સર્વસ્વ મનોહર મૂર્તિ પ્રાપ્ત થયા પછી, સાંસારિક વિષયોમાં તેનું ચિત્ત લાગતું નથી. તે પ્રમાણે ઇન્દિરા, જ્યારથી હરદ્વાર પાસેની પવિત્ર ગંગા નદીની સાક્ષીએ મ્હેં ત્હારૂં પ્રથમ પાણિગ્રહણ કર્યું, ત્યારથી જ સંસાર પરની મ્હારી સર્વ આસક્તિ નષ્ટ થઇ છે. આથી વારંવાર ત્હારાં દર્શન કરી, ત્હારા પ્રત્યેના પ્રેમને દશ્ય સ્વરૂપ આપવાની ઇચ્છા કરવી, એ જ મ્હારો મનોનિગ્રહ હું સમજું છું."

"ત્યારે આ ભિક્ષુવેષ—આ સંન્યસ્થ મ્હારી પ્રાપ્તિ અર્થે જ ધારણ કર્યો છે કે ?"

"નહિ, એમ નથી. એક અકલ્પિત કારણને લીધે મ્હારે વિદ્યાભ્યાસ છોડી દેવો પડયો છે. સ્વાર્થ અને ઇન્દ્રિયજન્ય સુખ, એ બન્નેનાં કરતાં સહસ્ત્ર ગણું શ્રેષ્ઠ એક કર્તવ્ય મ્હારા શિર પર આવી પડયું છે. એ કાર્ય સંપૂર્ણ રીતે પાર ઉતારવાની ખાતર જ, અમુક સમયને માટે મ્હારે આ વેશ અને આ સંન્યાસ સ્વીકારવો પડયો છે. ઇન્દિરા, ત્હને પ્રાપ્ત કરવા માટે આ વેશ નથી. ત્હારૂં મન તો મ્હેં ક્યારનુંયે પ્રાપ્ત કરી લીધું છે. શરીર એની મેળે મનની પાછળ ઘસડાતું આવે છે. ત્હારી પ્રાપ્તિ માટે પરિશ્રમ લેવાની હવે મ્હને જરૂર નથી રહી."

"મ્હેં પણ મ્હારૂં મન અને શરીર આપનાં ચરણોમાં સમર્પિત કરી દીધાં છે."

"ત્યારે મ્હેં પણ મ્હારા હૃદયનું સ્વામિત્વ ત્હને અર્પણ કર્યું છે. પણ ઇન્દિરા, પેલા ખૂણામાં આવી રહેલી ન્હાની મઢી તરફ જો!" એટલું બોલી તરૂણ ભિક્ષુ તે મઢી પ્રત્યે તિરસ્કારસૂચક દૃષ્ટિ ફેંકવા લાગ્યો.

"શું છે ત્યાં? એ તો રાજમાતાની મઢી છે!" ઇન્દિરા બોલી.

"ત્હને ત્યાં કંઇ દેખાતું નથી? તે મઢીના દ્વારમાં કોઇ આપણા પ્રત્યે ક્રોધપૂર્ણ દૃષ્ટિ ફેંકતું ઉભું છે, તે તું નથી જોઇ શકતી? તે કુળાવતી રાણી છે. આપણો પ્રેમસંબંધ જાણવા માટે તે ત્યાં ઉભી છે. આપણો પ્રેમ સ્વાહા કરી જવાની તેની ઇચ્છા છે. ઇન્દિરા! તે પાતકી સ્ત્રી પ્રત્યે જો. તેની વિષમય દૃષ્ટિ ત્હારા કોમળ હૃદયને આઘાત કર્યા વગર રહેશે નહિ."

ભિક્ષુ આ પ્રમાણે બોલતો હતો એટલામાં ઇન્દિરાએ પોતાની આંખો પર બન્ને હાથ ઢાંકી દીધા અને ભયભીત મુદ્રાથી બોલી: "કેવી ભયાનક દૃષ્ટિ! તેનાં ચક્ષુમાં કેવી ભયંકરતા તરવરી રહી છે, તે જોઇને હું ભય પામું છું. અહિં ઉભા ન રહો; ચાલો આપણે પુષ્પલતાની ઓથે જઇને બેસીએ."

એટલું બોલી ભયભીત થયેલી ઇન્દિરાએ આશ્રય માટે પોતાનો હાથ લાંબો કર્યો. પ્રેમાળ ભિક્ષુએ તેની સુકુમાર કરલતા પકડી. બન્ને જણાં એક પુષ્પલતાની ઓથે જઇને બેઠાં. અત્યારે જો ઇન્દિરાએ રાજમાતાની મઢીના દ્વારમાં ઉભી રહેલી કુળાવતી તરફ એકવાર દૃષ્ટિ ફેંકી હોત તો તે મૂર્ચ્છાગત થયા વગર રહેત જ નહિ.

પુષ્પલતાની ઓથે બેઠા પછી ઇન્દિરાએ એકવાર ચોમેર દૃષ્ટિ ફેરવી. રાજમાતાની મઢી ત્યાંથી દૃષ્ટિગોચર થતી હતી કે નહિ તેની ખાત્રી કરી, ત્યારપછી તે બોલી: "કુળાવતી આપણા પ્રત્યે આટલી મત્સરપૂર્ણ દૃષ્ટિથી શા માટે જોતી હશે?"

"તું મ્હારા પ્રત્યે પ્રેમ ધરાવે છે, એટલું જ તેના મત્સરનું કારણ છે."

"હું તમારા પ્રત્યે પ્રેમ રાખું તેમાં તેને શું? તમારા પર તેનો શો હક છે?"

"ઇન્દિરા! આવી ચંચળ મનવાળી અને નીતિભ્રષ્ટ સ્ત્રીઓના મ-

ત્સરનું કારણ ઘણું અલ્પ હોય છે. જવા દે કુળાચતીની વાત, આજે હું એક અતિ મહત્વના કાર્ય માટે ત્હારી પાસે આવ્યો છું."

"મહત્વનું કાર્ય હોય ત્યારે જ મ્હને મળવું કેમ?" ભિક્ષુ પ્રત્યે પ્રેમકટાક્ષ ફેંકતી ઇન્દિરા બોલી.

"ત્હારૂં મન પ્રેમોદ્યાનમાં જ વિહાર કરે છે. પ્રણય સિવાય તને બીજો વિષય જ ગમતો નથી. પ્રણયની ઉપાસના સિવાય ત્હારે બીજું કર્તવ્ય નથી. પરંતુ, ઇન્દિરા, તે પ્રણય કરતાં પણ ઉદાત્ત કર્તવ્યને લીધે જ મ્હારી રસેચ્છા હાલ દબાઇ ગઇ છે. મ્હારૂં કર્તવ્ય સંપૂર્ણ થયા વગર હું પ્રણયનું સ્વાર્થી સુખ ભોગવનાર નથી. ઇન્દિરા! આજે હું ચક્રવર્તી અશોકને મળવા સારૂ આવ્યો હતો એવામાં અચાનક ત્હારો મેળાપ થઇ ગયો."

"ત્યારે તમારે મ્હારૂં કંઇ કામ નથી ને?" ઇન્દિરા સ્મિત કરતી કટાક્ષમાં બોલી: "મ્હારી કલ્પના અને આશા સમૂળગાં નષ્ટ જ થયાં સમજવાં? મ્હને પોતાના હૃદયમાંથી તમે દૂર કરી છે કે?"

"નહિ, મ્હારી વ્હાલી ઇન્દિરા એવું ન બોલ! મ્હેં ત્હને હમણાં જ કહ્યું છે કે તું મ્હારા હૃદયની સ્વામિની છે. મ્હારા હૃદયની માલિકી હવે મ્હારા હસ્તક રહી નથી. તો પછી ત્હને હું મ્હારા હૃદયમાંથી કેમ દૂર કરી શકું? ઇતર સર્વ સુખ કરતાં ત્હારા પ્રત્યેનો પ્રેમ જ મ્હને આનંદ આપી શકે છે. તું જ મ્હારૂં સુખ—સર્વસ્વ છે. મ્હારા જીવનનું અંતિમ ધ્યેય માત્ર તું જ છે. પરંતુ, પ્રાણાધિક ઇન્દિરા, સ્વાર્થ અને ઇન્દ્રિયજન્ય સુખલાલસાને અધીન થઇને, હું મ્હારૂં ઉચ્ચ કર્તવ્ય કદિ પણ ત્યજી દઇશ નહિ. સ્વદેશાભિમાન, ધર્માભિમાન, ગુરૂભક્તિ અને એવાંજ કેટલાંક પવિત્ર કર્તવ્યોમાં આ સ્વાર્થ રૂપી ડુંગર વિઘ્નકરતા થઇ પડે છે એ હું સમજું છું. પરંતુ મ્હારાં પવિત્ર કર્તવ્યોને તિલાંજલિ આપી હું સ્વાર્થ સુખમાં લપટાઇ પડનાર નથી જ. ઇન્દિરા, મ્હારાં પવિત્ર કર્તવ્યો હું બજાવવા માટે તત્પર રહું તો ત્હને દુઃખ થશે કે? પોતાના પ્રિયતમને કર્તવ્યપરાયણ જોઇને કઇ ભારતરમણીનું હૃદય આનંદિત નહિ થાય? સ્વદેશ અને સ્વધર્મ પ્રત્યેની ફરજોની અવગણના કરી, વિષયલોલુપ બનેલા નામર્દ પતિનો તેની પત્ની પણ તિરસ્કાર કરે છે. પ્રિયે! આજે જે કર્તવ્ય હું બજાવવાનો છું, તે જ્યારે સંપૂર્ણ રીતે પાર ઉતરેલું તું જાણીશ, ત્યારે તું જિંદગી પર્યંત તે માટે અભિમાન ધરાવીશ. મ્હારી પ્રાણપ્રિય ઇન્દિરાનું ગૌરવ વધે એવું કર્તવ્ય બજાવવું એ જ મ્હારો ધર્મ છે: તેને લાજે એવી સ્થિતિ મ્હારે નિર્માણ કરવી જ જોઇએ."

"મ્હારા પ્રેમની આમ પરીક્ષા ન કરો. જ્યારે આપના પ્રત્યે મ્હને પ્રેમ ઉપજ્યો, અને મ્હેં મ્હારૂં શરીર આપનાં ચરણોમાં સમર્પી દીધું, ત્યારે આપનો તે સમયનો ભિક્ષુવેશ મ્હેં સ્પષ્ટરીતે જોયો હતો. તમે એક સાધારણ સ્થિતિના વિદ્યાર્થી છો, એવું જાણવા છતાં પણ મ્હેં મ્હારૂં હૃદય તમને અર્પણ કર્યું છે. મ્હારા લીધે કંઇ પણ નવી પરિસ્થિતિ પ્રાપ્ત કરવી જ જોઇએ એવું તમે માનશો જ નહિ."

"ઇન્દિરા ! મ્હારા તે સમયના વેશ પરથી મ્હારી ખરી સ્થિતિ તું કળી શકે તેમ નથી. જ્યારે લૌકિક દૃષ્ટિએ હું ત્હારૂં પાણિગ્રહણ કરીશ, ત્યારે મ્હેં ત્હારો સ્વીકાર સંપૂર્ણ વિચાર કરીને જ કર્યો છે એવું ત્હને ખાત્રીથી લાગ્યા વગર રહેનાર નથી. પરંતુ તે વાત હમણાં તો બંધ જ રાખું છું. જ્યાં સુધી મ્હારા કર્તવ્યની પરિસમાપ્તિ ન થાય ત્યાં સુધી આપણે લૌકિક દૃષ્ટિએ લગ્ન કરવાની ઉતાવળ કરવાની જરૂર નથી. વારૂ, હું આજે ચક્રવર્તીને મળવા સારૂ આવ્યો છું. તેમને ક્યાં મળી શકાશે?"

"અત્યારે તેમને મળી શકાશે નહિ. અત્યારે તે બોધિવૃક્ષ નીચે ધ્યાનમાં નિમગ્ન થયા હશે."

"પરંતુ, મ્હારે તેમને અત્યારે જ વિના વિલંબે મળવાની જરૂર છે."

"એમ બનવું અસંભવિત છે. તમે તો શું, પણ મ્હારા સિવાય કોઇ પણ વ્યકિતને અત્યારે તેમની પાસે જવાની રજા નથી."

"એમ જ હોય તો તું મ્હારૂં આટલું કામ કર. આજે મધ્યરાત્રીએ દરબારતુરંગમાં નિવાસ કરતા કલિંગયુવરાજ જીતેન્દ્રનું અને પ્રધાન રાધાગુપ્તનું ખૂન કરવાનું કળાવતી અને તેના સાથીદારોએ નક્કી કર્યું છે. પોતાની સાથેનાં કેટલાંક સશસ્ત્ર માણસો સહિત કળાવતી રાત્રીએ દરબાર-તુરંગ પર હલ્લો કરનાર છે. સંપુષ્ટાચાર્ય પણ બૌદ્ધભિક્ષુઓની મદદથી પ્રધાનજીના નિવાસસ્થાનને ઘેરો ઘાલનાર છે. આ કારસ્થાનીઓએ થોડા દિવસ પૂર્વે એક કાવત્રું રચ્યું હતું, પરંતુ તેમાં તેઓ નિષ્ફળ નિવડયા હતા, અને તેથી જ પુનઃ આ કારસ્થાન રચ્યું છે. દરબારતુરંગમાં જઇને, કલિંગયુવરાજને ગુંગળાવીને મારી નાખવાનું બીડું કળાવતીએ ઝડપ્યું છે, અને સંપુષ્ટાચાર્યે પ્રધાન રાધાગુપ્તને નિર્વાણ પ્રાપ્તિ કરાવી દેવાનું નક્કી કર્યું છે. અત્યારસુધી જે જે કારસ્થાનો રચવામાં આવ્યાં તેમાં બીજાના પર વિશ્વાસ મૂકવાથી જ પોતાને નિરાશ થવું પડયું છે, એમ સ્હમજીને

આજના કારસ્થાનમાં પોતે જાતે જ કામગિરી બજાવવાનું કાવત્રાંખોરોએ નક્કી કર્યું છે. સંપુષ્ટાચાર્ય અને કળાવતીએ પોતાની તલવારોને હળાહળ ઝેર પાયું છે. માત્ર એકજ ફટકાથી પોતાના માર્ગમાં નડતા કંટક દૂર કરી શકાશે એવી તેમને દૃઢ પ્રતિતિ છે. અત્યારે ને અત્યારે આ હકીકત તું જો ચક્રવર્તી પાસે જઇને તેમને કહી સંભળાવે, તો બિચારા નિર્દોષ રાજપુત્ર અને વૃદ્ધ પ્રધાનજીના પ્રાણ બચાવવાની તેઓ અવશ્ય કંઇ પણ વ્યવસ્થા કરી શકે."

"અહા! કેવું ભયંકર કારસ્થાન! બહારથી પોતાને ધર્મગુરૂ તરીકે ગણાવનારો સંપુષ્ટાચાર્ય અંદરખાનેથી આવાં આવાં કારસ્થાન રચે છે એ તેની કેટલી બધી ધર્મશૂન્યતા! અને સ્ત્રીના નામને કલંક લગાડનારી કળાવતી પણ કેવી પાતકી! મનુષ્યનો વધ કરવો એ તો તેમને મન એક રમત વાત છે. હં, પણ, આ કારસ્થાનની બાતમી તમને શી રીતે મળી?"

"પાટલીપુત્ર આવતાં માર્ગમાં મ્હને આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યનો મેળાપ થયો હતો."

"હેં? મોગ્ગલીપુત્ર તિષ્ય મહારાજનો તમને મેળાપ થયો? કેવા ભાગ્યશાળી?"

"મ્હારા ભાગ્ય માટે મ્હારી સ્તુતિ ન કર! તું પણ તેમાં કાયદેસર અર્ધી ભાગિયેણ છે. ઇન્દિરા! હવે આચાર્યજી જનસમાજમાં થોડા જ સમય પછી ભેળાવાના છે. ત્હને પણ તે વખતે તેમનાં દર્શનનો લાભ મળશે. હું પાટલીપુત્ર તરફ આવતો હતો એમ જાણીને, મ્હને તેમણે ચક્રવર્તી પર પત્ર એક લખી આપ્યો છે. તે પત્ર ચક્રવર્તીને પહોંચાડવા સારૂ હું આજે રાજમહાલય તરફ આવવા નીકળ્યો હતો. કળાવતી સાથે મ્હને થોડો પરિચય છે. 'ચક્રવર્તીનો મેળાપ હું કરાવી આપીશ,' એમ ત્હેણે મ્હને કહ્યું હતું તેથી જ હું તેની સાથે અહિં આવ્યો હતો. રાજમાતાની મઢીના દ્વાર પાસે મ્હને બેસવાનું સૂચવીને તે મઢીમાં દાખલ થઇ. મઢીમાં દાખલ થયા પછી તેણે દ્વાર બંધ કર્યું. રાજમાતા અને સંપુષ્ટાચાર્ય તો ત્યાં જ હતાં. પહેલાં તો તેઓએ થોડીવાર ધીમે ધીમે વાતચિત કરી; પરંતુ પછીથી તેઓ મ્હોટા અવાજે મસલત ચલાવવા લાગ્યાં. હું બહાર બેઠો હતો એ વાતનું વિસ્મરણ થવાથી, અથવા તો તે મસલત સાથે મ્હારે કંઇ નિસ્બત નહિ હોવાથી, હું તે સાંભળું તો પણ તેથી કંઇ જ વિપરિત પરિણામ આવવાનો સંભવ નથી, એમ માનીને કે ગમે તેમ હોય, પણ

તેઓ પોતાની મસલત નિડરપણે ચલાવવા લાગ્યાં. એથી મ્હેં તેમનું સંભાષણ અથ ઇતિ સાંભળ્યું. વારૂ, તે પણ ઠીક જ થયું. બે નિર્દોષ મનુષ્યોના પ્રાણ બચાવવાનું મ્હને સાધન મળ્યું, એમ માનીને હું ચક્રવર્તીને મળવા માટે ત્યાંથી ચાલતો થયો. સહજ આગળ ચાલ્યો તો પૂર્ણિમાના ચન્દ્ર સમાન પ્રકાશી રહેલું ત્હારૂં ચન્દ્રવદન દૃષ્ટિએ પડ્યું. એ મુખચન્દ્રનાં શાન્ત કિરણોનો વર્ષાવ, ઘણા દિવસના વિરહને કંઇક શાન્તિ આપશે, એમ ધારીને હું ત્હારી પાસે આવ્યો છું. વ્હાલી! લે આ પત્ર. જા, સત્વર જા! ચક્રવર્તીને મ્હેં કહેલી સર્વ હકીકત નિવેદન કર, અને બે નિર્દોષ મનુષ્યોના પ્રાણ બચાવ! હું પણ હવે જાઉં છું. અને તે બન્ને મનુષ્યપ્રાણીને મ્હારાથી કંઇ સહાય આપી શકાય તો તે માટે પ્રયત્ન કરી જોઉં છું!"

"આટલી જ વારમાં નહિ જવા દઉં. મ્હારે હજી તમારી સાથે કેટલીક વાતચિત કરવાની છે." ઇન્દિરા બોલી.

"વ્હાલી! શી વાતચિત કરવાની છે?" ઇન્દિરા પ્રત્યે પ્રેમકટાક્ષ ફેંકતો જીતેન્દ્ર બોલ્યો.

"મ્હારે એટલી બધી વાતચિત કરવાની છે કે આખી રાત્રિ પસાર થઇ જાય તોપણ તે પૂરી ન થાય!" સ્મિત કરતી ઇન્દિરા બોલી.

"પણ એટલી બધી શી વાતચિત કરવાની છે, તે કહે તો ખરી?"

"પુષ્કળ કહેવાનું છે એટલું જ માત્ર યાદ છે. પણ તે શું શું કહેવાનું છે તે તો હું તદન ભૂલી જ ગઇ! હં, મ્હારે શું કહેવાનું છે?" ઇન્દિરા પોતાને શું કહેવાનું છે તેનું સ્મરણ કરવા લાગી.

"ત્હારે કહેવાનું પુષ્કળ છે અને ત્હને સ્મરણમાં એક શબ્દ પણ આવતો નથી? આ આશ્ચર્ય જ!"

"એ આશ્ચર્યપૂર્ણ વાતચિત જ કરવાની છે. પરંતુ મ્હને કંઇ યાદ જ આવતું નથી. ઉભા રહો! લ્યો હું યાદ કરી લઉં, પછી બધુંય તમને કહું છું." એટલું બોલી જીતેન્દ્ર પ્રત્યે પ્રેમકટાક્ષ ફેંકતી ઇન્દિરા આડું જોઇને સ્મિત કરવા લાગી.

"હાં, તે જ પુષ્કળ, લ્યો!"

"પણ, પુષ્કળ કહેતાં કહેતાં આખી રાત્રિ તું વીતાડી દઇશ."

"હં, હં, બરાબર! તે જ પુષ્કળ!"

" મ્હારી પાસે બેઠાં બેઠાં, ત્હારા કોમળ મનોવિકાર, ત્હારી પુષ્કળ વાતો કહેવાની આજ્ઞા ત્હારી રસનાને કરે છે ? "

" કહું છું ને કે તે જ પુષ્કળ ! "

" ત્હારા પ્રાણુ સમાન બન્ધુ અને માતાથી પણુ છૂપાવીને માત્ર મ્હને એકલાને જ તું પુષ્કળ વાતો કહેવાની છે કે ? "

હવે ઈન્દિરા લજ્જા પામી. તેના ગુલાબી ગાલ પર શરમના શેરડા પડયા. લજ્જાવિનિત વદને નીચું જોઇ રહેલી ઇન્દિરાને સંબોધીને જીતેન્દ્ર બોલ્યો : " મ્હારી વર્તમાન સ્થિતિ દૂર થઇ કે તરતજ ત્હારી પુષ્કળ વાતો હું સંપૂર્ણ પ્રેમથી સાંભળીશ હો કે ? વ્હાલી ! અત્યારે તો મ્હારે મ્હારૂં કર્તવ્ય સંભાળવું જોઇએ. "

" પરંતુ—" ઈન્દિરા આગળ બોલી ન શકી.

" વળી પરંતુ શું ? "

" ભગવન્તને આ હકીકત કહું અને મ્હને પુછે કે ત્હને તે કોણે કહી તો શું નામ દઉં ? "

" ઈન્દિરા ! મ્હારૂં નામ જાણુવાની તે એટલી બધી ઇચ્છા નહિ કરે: અને તેમ છતાં પુછે તો કહેજે કે એક અજાણ્યા ભિક્ષુએ આ હકીકત કહી છે."

" અજાણ્યા ભિક્ષુ ! છટ્, હું એવું અસત્ય શા માટે બોલું ? હું તમને ઓળખું છું, અને તમે ભિક્ષુ નથી એ પણ હું જાણું છું; આમ છતાં અજાણ્યા ભિક્ષુ પાસેથી આ હકીકત મ્હેં સાંભળી એમ શા માટે અસત્ય કહું ? "

" ત્યારે ત્હારા ભાઇને બધી સત્ય વાત કહી દેવાનો ત્હારો વિચાર છે કેમ ? " સ્મિત કરતો જીતેન્દ્ર બોલ્યો.

ઇન્દિરા નિરુત્તર રહી.

" ઇન્દિરા ! ચક્રવર્તીનું બહાનું કાઢીને મ્હારૂં નામ જાણી લેવાની ત્હને ઇચ્છા થઈ આવી છે ! પ્રિયે ! આ ઇચ્છાને થોડો સમય દબાવી દે. ત્હારા ગૌરવમાં વૃદ્ધિ થાય એવું જ મ્હારૂં નામ છે એ નક્કી માનજે. હું ત્હારી આ જીજ્ઞાસા અત્યારે તૃપ્ત નથી કરી શકતો તેથી મ્હને દુઃખ થાય છે. પરંતુ મ્હારૂં નામ ત્હને સંભળાવીશ ત્યારે આનંદાતિરેકથી ખીલી રહેનારૂં ત્હારૂં તે સમયનું વદન જોતાં મ્હારા હૃદયમાં જે આહ્લાદ ઉદ્-

બનવાનો છે તે હું હમણાં ગુમાવી દેવા ઇચ્છતો નથી. આપણે જો વાતો કરતાં અહિં બેસી રહીશું તો આખી રાત્રિ પણ માત્ર એક ઘટિકા જેટલી અલ્પ જ લાગશે, અને બે નિર્દોષ મનુષ્યોના પ્રાણ આપણે બચાવી શકશું નહિ. જા વ્હાલી, જા! ચક્રવર્તી પાસે સત્વર જા; અને તેને સર્વ હકીકત નિવેદન કર. હું પણ હવે જાઉં છું." એટલું બોલી રાજકુમાર ઉભો થયો. ઇન્દિરાના સુકુમાર ગાલ પર તેણે એક મધુર ચુંબન કરી તેના ભણી સપ્રેમ દૃષ્ટિએ તે જોઇ રહ્યો. માત્ર તેણે આજ્ઞા આપી કે રાજકુમાર ચાલવા લાગ્યો.

જતાં જતાં રાજકુમારે એકવાર પાછા ફરીને જોયું. ઇન્દિરા હજી પણ પાષાણમૂર્તિવત્ સ્થિર ઉભી હતી.

રાજકુમાર થોડે દૂર ગયો ગયો હશે એટલામાં ઇન્દિરા બોલી:

"પ્રાણેશ! હવે આપણું પુનર્મિલન–"

"ઇન્દિરા! હજી પણ ત્હારો મોહ દૂર નથી થતો કે?" ચાર ડગલાં પાછો આવીને રાજકુમાર બોલ્યો.

"પુનઃ ક્યારે દર્શન થશે?"

"પરમાત્મા સત્વર આપણો મેળાપ કરે એવી તેના પ્રત્યે પ્રાર્થના છે." એટલું બોલી રાજકુમાર પાછા ફરીને જોયા વગર આગળ ચાલવા લાગ્યો. પરંતુ ઇન્દિરા ત્યાંથી એક ડગલું પણ ચાલી નહિ. પોતાનો પ્રાણેશ દૃષ્ટિમર્યાદાથી દૂર નીકળી ગયો ત્યાં સુધી ઇન્દિરા, રાજકુમાર જે દિશા તરફ જતો હતો તે તરફ એકીટશે જોતી જ ઉભી રહી.

---

# પ્રકરણ ૨૫ મું.

## સિંહણના સપાટામાં.



તેન્દ્ર દૃષ્ટિ મર્યાદા બહાર નીકળી ગયો ત્યાર પછી ઇન્દિરા બોધિવૃક્ષ તરફ જવાને નીકળી. તે થોડાંક પગલાં આગળ ચાલી હશે, એવામાં કળાવતીનો કઠોર સ્વર તેના કર્ણ પર પડયો :

" ઇન્દિરા બહેન, જરા ઉભાં રહો ! મ્હારે તમને ઉપદેશનાં બે વચન કહેવાં છે."

" અત્યારે વળી ઉપદેશ કરવાનો કેવો સમય ! અત્યારે મ્હને અને તમને બન્નેને ઉતાવળ છે. આવતી કાલે અનુકૂળતાએ તમારે કરવો હોય તેટલો ઉપદેશ કરજો." ઇન્દિરા છણકો કરીને બોલી.

" અરે, આવી બાબતમાં ઢીલ કરવી એ તે સારૂં હોય કે ? વેળાસર સાવધાન નહિ થવાથી કેટલીકવાર મહાન્ સંકટમાં સપડાઇ જવાય છે. હું પણ તમને વેળાસર ચેતાવવા માટે જ દોડતી આવી છું."

" મ્હારા પર તમારો કેટલો બધો ઉપકાર ! તમે મ્હારા પ્રત્યે આટલો બધો નિઃસીમ પ્રેમ ધરાવતાં હશો એ હું અત્યાર સુધી જાણતી નહોતી. આજે તે જાણીને મ્હને અનહદ આનંદ થાય છે. માતાજી બુદ્ધિમતિનો પણ મ્હારા પર પુષ્કળ પ્રેમ છે. તમો બન્ને મ્હારા પ્રત્યે આટલો બધો પ્રેમ ધરાવો છો ત્યારે તો હવે માત્ર અર્ધા ક્ષણમાં જ મ્હારૂં કલ્યાણ થશે !"

" તમારૂં કલ્યાણ થાય એટલા માટે જ બે હિતકારક વચનો કહેવા સારૂ હું અત્યારે આવી છું." કળાવતી બોલી.

" ત્યારે તમારે તે સંભળાવીને મ્હારા પર ઉપકાર કરવો જ છે કેમ ?"

" હા; તમને તે સાંભળ્યા પછી યોગ્ય લાગે તો તે બદલ ઉપકાર માનજો !"

" તમારે મ્હારા પર ઉપકાર કરવો જ હોય તો પ્રથમ આ ઉપદેશ આવતી કાલે કરવાનું મુલતવી રાખીને જ મ્હારા પર ઉપકાર કરો. ત્યાર પછી વળી તમારા ઉપકાર બદલ વિચાર કરીશ."

" ઇન્દિરા," કળાવતી પોતાનો ક્રોધ દબાવી દઇને બોલી : " આમ

વાત ઉડાવી દેવાથી કંઇ વળે તેમ નથી. મ્હારો ઉપદેશ તમારે અત્યારે જ સાંભળવો પડશે."

"આ શો જૂલ્મ! તમારો ઉપદેશ સાંભળવો કે નહિ, તે મ્હારી મરજીની વાત છે. આ પ્રમાણે અનીચ્છાએ ઉપદેશ સાંભળે એવી ઇન્દિરા નથી." એટલું બોલી ઈન્દિરા ચાલવા લાગી.

તેના પ્રત્યે ક્રોધપૂર્ણ દૃષ્ટિ ફેંકતી કળાવતી બોલી: "ઉભી રહે, ઇન્દિરા! જરા સબુર કર! હું શું કહું છું તે સાંભળ, અને પછી ત્હારે જવું હોય તો જા. હમણાં જ અહિં થઇને એક તરૂણ ભિક્ષુ ગયો. આ ઉદ્યાનમાં તમે બન્ને જણાં છૂપી વાતો કરતાં હતાં. ત્હારો તેની સાથે કેવા પ્રકારનો સંબંધ છે?"

"એ પ્રશ્નનો ઉત્તર તમને નહિ મળે."

"તમારા બન્ને વચ્ચે પ્રેમ બંધાયો છે એવી મ્હારી ખાત્રી થઇ છે. જે એમ ન હોય તો અત્યારસુધી ત્હેણે તારી સાથે વાતો ન કરી હોત. તેમજ ત્હારા શરીરને સ્પર્શ પણ કર્યો ન હોત. એક ચક્રવર્તી રાજાની ભગિની આવી ચોરટી રીતે કોઇ પુરૂષ પર પ્રેમ રાખે અને પોતાના પિતાના રાજકુટુંબની ઉજ્જવલ કીર્તિને કલંક લગાડે એ ઘણું જ નિંદ્ય છે."

"રાણી!" ઇન્દિરા ક્રોધાયમાન થઇને બોલી: "આજ ત્હારો ઉપદેશ કે? મ્હારી અને તે ભિક્ષુની વચ્ચે ચોરટો પ્રેમ છે એવું ત્હેં શાથી જાણ્યું? મૌર્ય રાજકુટુંબના વિમલ યશને ડાઘ લાગે એવું દુરાચરણ મ્હેં શું કર્યું છે?"

"આ ઉદ્યાનમાં એકાંત સ્થળે જઇને, કોઈ તરૂણ ભિક્ષુ સાથે ગુપ્ત પ્રેમગોષ્ટિ કરવી એ ચોરટો પ્રેમ નહિ કે? ત્હારા આ આચરણથી મૌર્ય રાજકુટુંબની કીર્તિ વધશે કેમ?"

"બસ કર, કળાવતી! હવે એક શબ્દ પણ આગળ બોલતી નહિ. મૌર્યરાજકુટુંબની કીર્તિ વધારવાનું હું સારી રીતે જાણું છું. મૌર્યરાજકુટુંબની સ્ત્રીઓ ચોરટો પ્રેમ કેવો હોય છે તે જાણતી જ નથી. અને મૌર્યરાજકુટુંબ તો શું, પરંતુ, કોઇ પણ ભારતમહિલા ચોરટો પ્રેમસંબંધ બાંધતી નથી. 'ચોરટો' એ દુષ્ટ શબ્દનો ઉચ્ચાર કરવો એજ એક અનાર્ય સ્ત્રીનું કાર્ય છે. અનાર્ય અને તદ્દન મતિભ્રષ્ટ સ્ત્રી જ એવો પ્રેમસંબંધ રાખી શકે. તે તરૂણ પ્રત્યે મ્હારો જે પ્રેમ છે, તે લગ્નગ્રન્થિથી જોડા-

વનારો પવિત્ર પ્રેમ છે. એ પવિત્ર પ્રેમની કલ્પના સુદ્ધાં પણ ચોરટો પ્રેમ-સંબંધ કરનારી અનાર્ય સ્ત્રીથી થઇ શકે તેમ નથી. રાણી, ત્હારી દૃષ્ટિ કોઇ પણ ભયંકર વિચારો રૂપી વિષથી ભરેલી છે, અને તેથી જ અમારા તદ્દન નિર્ભયપણે થયેલા મેળાપને ત્હેં ચોરટો પ્રેમસંબંધ માન્યો ! તે તરૂણ મ્હને એકાંતમાં મળવવાને અહિં આવ્યો નહોતો, તેમ જ હું પણ તેની વાટ જોઇને અહિં બેઠી નહોતી. પણ અચાનક રીતે જ અમારો મેળાપ થયો હતો !"

"જ્યારે ત્હારો પ્રેમ નિર્મળ અને પવિત્ર છે તો પછી તે તરૂણનો હાથ પકડીને, તું તેને પુષ્પલતાની ઓડે શા માટે લઇ ગઇ હતી ?"

"કળાવતી, હવે ત્હારા વિચાર અને કલ્પનાની પરંપરા ચાલવા લાગી ખરી ત્હારા પાતકી અંતઃકરણમાં ઉછળતી વિષમય છોળોના ઝેરી છાંટા હવે ત્હારા મુખમાંથી બહાર આવતા જણાય છે. ત્હારા મત્સરપૂર્ણ દૃષ્ટિપાતને લીધે જ અમે બન્ને જણાં તે પુષ્પલતાની ઓડે જઇને બેઠાં હતાં."

"મ્હારી દૃષ્ટિ માત્રથી જ્યારે તું ભય પામે છે ત્યારે મ્હારા શબ્દો, મ્હારી પ્રતિજ્ઞા, અને તેનો ભોગ તું ન થઇ પડે એટલા સારૂ હું ત્હને બચાવવાનો જે યત્ન કરી રહી છું, તે માટે ત્હારે વિચાર કરવો જોઇએ." કળાવતી ડોળા ઘુરકાવતી કર્કશ સ્વરે બોલી.

"કળાવતી ! મ્હારા પ્રત્યે ડોળા ન કાઢ ! ત્હારો જાલિમ ઉપદેશ સાંભળવાની મ્હારી ઇચ્છા નથી." પોતાનું મુખ બન્ને હાથવતી ઢાંકી દઇને ભય પામતી ઇન્દિરા બોલી : "મ્હેં ત્હારૂં એવું તે શું બગાડયું છે કે તું મ્હારા પર આટલો બધો ક્રોધ કરે છે ?"

"તેં મ્હારૂં શું બગાડયું છે એ તું નથી જાણતી કે ? તે તરૂણનું મન તેં આકર્ષી લીધું છે, એ જ ત્હારો ભયંકર અપરાધ છે. ત્હારા હૃદય-માંથી તું તેને દૂર કર, એટલે હું ત્હને મ્હારી બ્હેનપણી જ ગણીશ."

"કળાવતી ! એ વાત કદિ પણ બની શકવાની નથી."

"તું આમ નહિ માને !" કળાવતી બોલવા લાગી : "ત્હારો આ ચોરટો પ્રેમસંબંધ લોકોની દૃષ્ટિ આગળ ઉઘાડો પાડવો પડશે ત્હારા આ નિર્મળ અને પવિત્ર પ્રેમનું ભોપાળું ભગવન્તની સમક્ષ ઉઘાડું કરવું પડશે. પુષ્પલતાની ઓડે ચાલેલો ત્હારો પ્રેમસંબંધ, ત્હારી દાસ દાસીઓને જણા-વવો પડશે. આ પ્રમાણે ત્હારી ફજેતી કરવાથી જ તું ઠેકાણે આવશે."

"કળાવતી !" ઇન્દિરા ઉત્સાહથી બોલવા લાગી: "ભલે, ખુશીથી તું તેમ કર. મ્હારો પ્રેમસંબંધ લોકોના જાણવામાં ક્યારે આવે એમ મ્હને પણ થયાં કરે છે. ત્હારાથી બને તેટલી ત્વરાથી ભગવન્તને અમારા પ્રેમસંબંધથી માહિતગાર કર. તેઓ તો સત્વર મ્હારી ઇચ્છાનુસાર મ્હારાં લગ્ન કરી આપશે. હા, બાકી દાસ દાસીઓને હમણાં એ વિષે કહેવાની જરૂર નથી. મ્હારાં લગ્ન કંઇ એક ખુણામાં થનાર નથી. પ્રસંગ આવ્યે તેમને તે બાબતની ખબર પડશે જ. મ્હારા પ્રેમસંબંધની વાત ચક્રવર્તીના કાને પહોંચાડવા માટે ત્હારા જેવી બ્હેનપણી મળી એ જાણીને મ્હને અત્યંત આનંદ થાય છે. જેમ બને તેમ સત્વર મ્હારૂં આટલું કાર્ય કર. હું ત્હારો આ ઉપકાર જીવનપર્યંત નહિ ભૂલું !"

"એક સંસારવિરક્ત બૌદ્ધભિક્ષુ સાથે લગ્ન કરવાની ત્હારી ઇચ્છા છે ?" કળાવતીએ શાન્ત સ્વરે પૂછ્યું.

"કળાવતી, ત્હારે એ બાબતની ચિન્તા રાખવાની જરૂર નથી. તે તરૂણ સંસારવિરક્ત નથી, પરંતુ અમુક મુદ્દતને માટે જ તેણે આ સન્યસ્થ વેશ ધારણ કર્યો છે."

"એ વાત પણ તું જાણતી લાગે છે !" વિસ્મય પામતી કળાવતી બોલી.

"એમાં આશ્ચર્ય પામવા જેવું કશું યે નથી. તેમણે ભિક્ષુવેશ ધારણ કર્યો તે પહેલાં મ્હેં તેમને જોયા હતા."

"ત્યારે આ પ્રેમસંબંધ તો જૂનો જણાય છે. તે નષ્ટ કરવાનું કામ કાંઇ સરળ નથી." એ પ્રમાણે મનમાં વિચાર કરતી કળાવતી ઉભી હતી. પોતાના માર્ગમાંથી ઇન્દિરા રૂપી કંટકને કેમ દૂર કરવો એ સંબંધી વિચાર કરવામાં તેનું નીતિભ્રષ્ટ મન રોકાયું હતું. ઇન્દિરા પોતાની ઉગ્ર મુદ્રા, અને દમ મારવાની રીતીથી ભય પામે છે, એમ તે જાણી ચૂકી હતી. એ શસ્ત્રથી ઇન્દિરાના મન પર કંઈ અસર થાય છે કે કેમ, એ જાણવા સારૂ પોતાની નૈસર્ગિક પ્રખરતામાં કૃત્રિમ ઉમેરો કરતાં તે બોલી:

"ઇન્દિરા ! તું મ્હારી ચેષ્ટા કરે છે કે ? ત્હારાં લગ્ન થાય એટલા માટે હું આ યત્ન કરૂં છું કે ? સાવધ થા ! તે તરૂણ ભિક્ષુ પ્રત્યેનો પ્રેમ વિસરી જા. કળાવતીની જ્વલંત ક્રોધજ્વાળાનો બળિ નાહક ન થઇ પડ. ત્હારે લગ્ન કરવાં હોય તો તું કહે તેટલા બીજા રાજપુત્રો હું ત્હને બતાવું."

"કેવી ભયંકર મુખમુદ્રા !" ગભરાતી ઈન્દિરા બોલી : "તું મ્હારા પ્રત્યે આવી ક્રોધપૂર્ણ દૃષ્ટિ ન ફેંક. તે તરૂણ ભિક્ષુ પ્રત્યે હું નિઃસીમ પ્રેમ ધરાવું છે. એ પ્રેમ ત્રણકાળમાં પણ વિસરી શકાય તેમ નથી."

"ઇન્દિરા ! ત્હારી આ હઠ ત્હારા પ્રાણ હરવાનું કાર્ય કરશે. જો તું મ્હારૂં કહ્યું નહિ માને તો ત્હારો પ્રેમ અનીતિપૂર્ણ અને ચોરટો છે એવી અફવા હું લોકોમાં ફેલાવીશ. માટે તે તરૂણ ભિક્ષુને ત્હારા હૃદયમાંથી સદાને માટે દૂર કર. ત્હારો નાશ કરવા માટે મ્હને ન ઉશ્કેર. કોઇ પણ અન્ય રાજકુમાર સાથે લગ્નગ્રન્થિથી જોડાઇને ત્હારૂં જીવન સફળ કર !"

કળાવતીના આ સંભાષણથી ઈન્દિરાના કુસુમસમ કોમળ અંતઃકરણ પર વજ્રસમાન આઘાત થયો. કળાવતીની ઉગ્ર મુખમુદ્રા અને તેનું ભયંકર સંભાષણ સાંભળીને તેનું હૃદય કંપી ઉઠયું. તેની આંખે અંધારાં આવ્યાં. તે જમીન પર બેસી ગઇ અને, "ગમે તેમ થાય પણ તેજ મ્હારા પ્રાણ-નાથ છે," એટલું બોલતાંની સાથે જ મૂર્ચ્છાગત થઇ ધરણીપર ઢળી પડી.

ઇન્દિરાના છેલ્લા શબ્દો સાંભળી કળાવતી ક્રોધાતિરેકથી બોલી ઉઠી : "ઠીક છે. સૂર્યોદય થતાં પહેલાં જ એવી અફવા ફેલાવી દઉં છું કે, ચક્ર-વર્તીની બ્હેન અનીતિમાં એક વેશ્યા કરતાં કોઇ પણ રીતે ઉતરે એવી નથી." એટલું બોલીને તેણે ઈન્દિરા પ્રત્યે જોયું. તે તો શુદ્ધિમાં ન્હોતી એમ કળાવતીને લાગ્યું. ઇન્દિરા જેવી શુદ્ધ મનવાળી, સરળ હૃદયા, અને સુકુમાર મુગ્ધા, પોતાના ચરણ પાસે મૂર્ચ્છિત થઇને પડેલી હતી, એટલું છતાં પણ કઠોર કળાવતીનું હૃદય સહજ પણ દ્રવ્યું નહિ. તેના રાક્ષસી હૃદયમાં એક અઘોર વિચાર ઉપજ્યો. પોતાના સોડીઆમાં છૂપાવેલું ચળકતું શસ્ત્ર તેણે બ્હાર કાઢયું. તેનાં નેત્રોમાંથી અગ્નિકણનો વર્ષાવ થવા લાગ્યો. તેણે નીચા વળીને ઈન્દિરાના વદન પર એક દૃષ્ટિપાત કર્યો, અને 'આવી એક નાદાન છોકરી પર તે શું જોઇને આકર્ષાયો હશે !' એટલું વાક્ય સ્વગત બોલીને, તેણે પોતાના હાથમાંના શસ્ત્રથી ઇન્દિરા પર ઘાવ કરવા સારૂ પોતાનો હાથ ઉગામ્યો. જેવી તે ઇન્દિરા પર ઘાવ કરવા જાય છે એવામાં જ "ઇન્દિરા ! તું ક્યાં છે ?" એવો સ્વર કળાવતીના કાન પર અથડાયો. એકદમ શસ્ત્રને સોડીઆમાં છૂપાવી દઇને કળાવતી સ્વગત બોલી : "ઠીક છે. આજે આટલું બસ છે. આટલેથી જો નહિ માને તો પછી છેવટનો આ ઉપાય તો છે જ." એટલું બોલી કળાવતી ત્યાંથી ધીમે પગલે લપાતી છૂપાતી ચાલી ગઈ.

ઇન્દિરા જ્યારે શુદ્ધિમાં આવી અને તેણે પોતાનાં નેત્રો ઉઘાડયાં, ત્યારે પોતે ઉદ્યાનમાં નહિ, પરંતુ રાજ–મહાલયના દિવાનખાનામાં છે, અને પોતાની માતા સુભદ્રાંગિ, ચક્રવર્તી અશોક અને વીતાશોક પોતાના પલંગ પાસે બેઠાં છે, એમ તેણે જોયું. ચોમેર દૃષ્ટિપાત કરી તે બોલી: " તે અહિંઆ તો નથી ને ? "

" તે કોણ ? " ચક્રવર્તી અશોકે પોતાની ભગિનીને પૂછ્યું.

" કલિંગ દેશની રાણી કુળાવતી અહિં નથી ને ? "

" ના; તેનો ત્હને કેમ આટલો બધો ભય લાગે છે ? "

" રાત્રી કેટલી વીતી હશે ! " પોતાના બન્ધુના પ્રશ્નનો પ્રત્યુત્તર ન દેતાં ઇન્દિરા ગભરાઇ જતી બોલી.

" બે પ્રહર રાત્રિ વીતી હશે ! " સુભદ્રાંગિ બોલી.

" બે પ્રહર રાત્રિ વીતી તો નહિ ગઇ હોય ને ? " એટલું બોલતાંની સાથે ઇન્દિરા બેઠી થઇ. અને તેણે કેટલી રાત્રિ વીતી હતી તેની બરાબર ખાત્રી કરવાની એક દાસીને આજ્ઞા કરી.

" રાત્રિ કેટલી વીતી હશે તે સંબંધી ઇન્દિરાને આટલી બધી ચોકસાઈ કરતી જોઇને સર્વ આશ્ચર્ય પામ્યાં. પરંતુ તે એટલું તો ધીમેથી બોલતી હતી કે, તેના ભાષણ પર આક્ષેપ કરવાનું કોઇના મનમાં આવ્યું જ નહિ.

એટલામાં દાસી આવી પહોંચી અને બોલી: " બે પ્રહર રાત્રિ થવાને હજી બે ઘટીકાની વાર છે. "

હવે ઇન્દિરાને નિરાંત થઇ. 'હવે તેઓને બચાવી શકાશે' એટલું સ્વગત બોલી રહ્યા પછી, ચક્રવર્તીને નવીન કારસ્થાનની હકીકત તેણે ટુંકમાં પણ સુદૃસર કહી સંભળાવી અને આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યનો પત્ર અશોકના હાથમાં મૂકતાં તે બોલી:

" આ પત્ર તેમજ કારસ્થાનની હકીકત તમને કહેવા માટે તે તરુણ ભિક્ષુ જ આવવાનો હતો. પરંતુ મ્હેં તેને કહ્યું કે ભગવન્તને અત્યારે મળી શકાશે નહિ, અને તેથી તેનું કામ બજાવવાનું મ્હારે માથે લઇને મ્હેં તેને પાછો જવા દીધો છે. આ હકીકત મ્હેં પાંચ છ ઘટિકા પૂર્વે તમને જણાવી હોત, પરંતુ તમારા કહેવા પ્રમાણે હું મૂર્છાગત થઇ ગઈ હતી તેથી તેમ

બની શક્યું નથી. હજુ પણ બે ઘટિકાનો વિલંબ છે અને તેટલા ટુંકા સમયમાં પણ, એ નિર્દોષ પ્રાણીઓના જીવ અવશ્ય બચાવી શકાશે."

"જો વધારે સમય હોત તો કારસ્થાનીઓને યોગ્ય શાસન કરવા સારૂ સૈન્યની સહાય લઈ શકાત!" કુમાર વીતાશોક પ્રત્યે જોઈને અશોક બોલ્યો: "એકલા મોહનને સાથે લઇને હું દરબારતુરંગ તરફ જાઉં છું અને કલિંગ યુવરાજના પ્રાણ બચાવું છું. તું મ્હારા અંગરક્ષકોને લઇને પ્રધાનજીના ગૃહ તરફ જા અને તેમનું રક્ષણ કર. હું અને મોહન યુવરાજને સાથે લઇને ત્યાં સત્વર આવી પહોંચીશું. ત્હારાં શસ્ત્રો વગેરે બરાબર સજી લે." એટલું બોલી ચક્રવર્તી ઉભો થયો. જતાં જતાં ઇન્દિરા પ્રત્યે દૃષ્ટિ ફેંકતો તે બોલ્યો: "આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્ય તરફથી પત્ર લાવનાર અને આ ભયંકર કારસ્થાનની બાતમી મ્હને પહોંચાડવા ઇચ્છનાર તે ભિક્ષુ કોણ છે?"

"તે કોણ છે તે તો હું જાણતી નથી." એટલું બોલતાં ઇન્દિરા શરમાઇ ગઇ. બોળો અશોક પોતાની બ્હેનના આ માર્મિક વાક્યનો સહજ પણ ભેદ કળી શક્યો નહિ.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### રહસ્ય સ્ફોટ.

---



લવર્ણ નભોમંડળમાંનો ચન્દ્ર, અથવા શેવાળથી પરિવેષ્ટિત થયેલું કમળ નયનને જે પ્રમાણે આનંદ આપે છે તે પ્રમાણે, કાળા ભમર અને નાગના ફણા જેવા વિશાળ કેશકલાપને લીધે શોભનાનો મુખચન્દ્ર આજે શોભી રહ્યો હતો. ગગનવિહારી હિમરાશિને, મર્ત્યલોકનો ચન્દ્ર—શોભનાનું સૌન્દર્ય નિહાળીને લેશમાત્ર પણ આશ્ચર્ય ઉપજ્યું નહિ. પોતાના કરતાં પણ ચઢી જાય એવું શોભનાનું વિમળ વદન જોઇને તેને અનહદ આનંદ થતો હોય એમ જણાતું હતું. પોતાના કરતાં સામા મનુષ્યનું રૂપ સૌન્દર્ય અથવા સદ્ગુણો વધારે ઉચ્ચ પ્રકારના જોઇને તે બદલ ઇર્ષ્યા કરવી, એ તો મર્ત્યલોકના માનવીનું કામ. સ્વર્ગીય વાતાવરણમાં વિહરનારો ચન્દ્ર

થોડો જ એવી ભૂલ કરે તેમ હતું? દરબાર તુરંગની એક કોટડીમાં શોભના શય્યામાં પડી પડી નિદ્રાનો ઉપભોગ લેતી હતી. તેનો વિશાળ કેશકલાપ તેના સ્કંધ પ્રદેશ પર છૂટો વિખરાયલો હતો. નિદ્રાવસ્થામાં પણ તેના વદન પર મધુર સ્મિત ફરકી રહ્યું હતું. તેના શ્વાસોચ્છ્વાસથી કોટડીમાં સુગંધ પ્રસરી રહેતી હતી. તેના નેત્રો મનોહર. અને વદન આનંદી જણાતું હતું. પોતાના એક હસ્તરૂપી ઓશિકા પર શિર મૂકીને તે નિદ્રસ્થ થયેલી હતી. આ સુકુમાર નવયૌવનાનું મોહક મુખકમળ અને કમળ સમાન શોભી રહેલાં તેનાં નેત્રકમળ જોઇને કોઇ અરસિક મનુષ્યના હૃદયમાં પણ એકાદું કાવ્ય રચવાની ઇચ્છા થઇ આવત, અને ' कमलं कमले तदुपरि कमलं तत्र च कमले विमले जाते ' એવી કમલમય ભાવનાયુક્ત કાવ્ય તેના મુખમાંથી નીકળી પડત. પરંતુ મર્ત્ય-લોકમાંની આવી સૌન્દર્યમયી સુંદરીને તેની નૈસર્ગિક પરિસ્થિતિમાં જોવાનો લાભ પણ કોઇ નસીબદારને જ પ્રાપ્ત થાય છે. આવા ઐશ્વર્યશાલી અશોકને પણ શોભનાને પુરુષવેશમાં જોઇને જ સંતોષ માનવો પડતો હતો. નિર્દોષ અશોક પોતે પણ હજી સુધી શોભનાને, કલિંગયુવરાજ જીતેન્દ્ર જ સહમજતો હતો. યુવરાજ પ્રત્યે પોતાનું મન આટલું બધું કેમ આકર્ષાય છે, તેના સાન્નિધ્યમાં રહેવાની પોતાને કેમ પ્રબળ ઇચ્છા થાય છે, તેની સંગતિથી સ્વર્ગ સમાન સુખ કેમ અનુભવી શકાય છે—એ બધું રહસ્ય ચક્રવર્તી અદ્યાપિ પર્યંત સહમજી શક્યો નહોતો. યુવરાજના સ્પર્શમાં કોમળતા કેમ, યુવરાજ અને વીતાશોકના આલિંગનમાં ભિન્નતા કેમ, એનો ખુલાસો અશોક પોતાના અનભિજ્ઞ મન પાસેથી મેળવી શક્યો નહોતો. જો અત્યારે આ દરબાર તુરંગની કોટડીમાં નિદ્રસ્થ શોભનાને તે જૂએ, તો તેની સર્વ કલ્પનાઓનો તેમ જ તેના સંશયનો ખુલાસો તેને તરત જ મળી જાય. પણ અત્યારે મધ્ય રાત્રિએ, અશોક જેવો ચક્રવર્તી પોતાનો રાજમહાલય છોડીને તુરંગ કોટડીમાં શા માટે આવે? યુવરાજ પર તેને બહુ પ્રીતિ હોય તો તેની સાથે આખો દિવસ તે કયાં ગાળી શકે તેમ નહોતું? ના, પણ પાઠક જૂઓ! સમ્રાટ્ અશોક પોતાના ઘોડાને તુરંગના દ્વાર પાસે ઉભો રાખવાની મોહનને આજ્ઞા કરીને યુવરાજની કોટડી તરફ વળ્યો. કળાવતી આવીને પોતાનું નીચ કાર્ય પૂર્ણ તો નહિ કરી ગઇ હોય, એવી અશોક-ને શંકા થવાથી તેથી તેના વદન પર ચિન્તાની સહજ છાયા પ્રસરી ગઇ હોય એમ જણાય છે. ઉતાવળે પગે યુવરાજની કોટડીના દ્વાર પાસે આવીને

તેણે કાન માંડયા તો અંદરથી શ્વાસોચ્છ્વાસ સંભળાવા લાગ્યો. હવે તેની ચિન્તા ઓછી થઈ, અને તેના વદન પર પ્રસન્નતા જણાવા લાગી. તેણે કોટડીના દ્વાર પાસેની એક કળ દબાવી કે તરત જ એક ગુપ્ત દ્વાર ઉઘડી ગયું. પોતાના પ્રાણપ્રિય મિત્રનો જીવ બચાવવા સારૂ સમ્રાટ્ અશોક તુરંગ કોટડીમાં દાખલ થયો. ગુપ્તદ્વાર તરત જ બંધ થઇ ગયું.

કોટડીમાં દાખલ થતાંની સાથે જ, 'બિચારાને ભાવિ ભયની કલ્પના સરખી યે છે? કેવો શાન્તપણે ઉંઘે છે?' એટલું સ્વગત બોલીને અશોક યુવરાજની શય્યા પાસે ગયો. ત્યાં જઇને હસ્તસ્પર્શથી શોભનાને તે જાગૃત કરવા જતો હતો એવામાં તેની દૃષ્ટિ શોભનાના અદ્વિતીય લાવણ્ય પર પડી. તરત જ તેની ખાત્રી થઇ કે પોતે એક અપ્રતિમ લાવણ્યમયી નવયૌવના સમીપ ઉભો છે. નિદ્રસ્થ સ્ત્રીની અસ્તવ્યસ્ત સ્થિતિમાં તેના અવયવનું નિરીક્ષણ કરવું એ મહાપાતક છે, એમ માની પાપભીરૂ અશોક બે ચાર ડગલાં પાછો હટયો. પરંતુ શોભનાના મુખચન્દ્ર પ્રત્યે આકર્ષાએલી પોતાની દૃષ્ટિને તે ખસેડી શકયો નહિ, તે સ્વગત બોલવા લાગ્યો :

" આ શો ચમત્કાર! આવી અનુપમ સૌન્દર્યમયી સુંદરી આ તુરંગ કોટડીમાં શી રીતે આવી? યુવરાજનો પ્રથમ મેળાપ થયો તે દિવસે મ્હારી કલ્પનાએ તૈયાર કરેલી પ્રણયિની અને આ યુવરાજના જેવી જ આ દિવ્ય સુંદરી કોણ હશે! ભૂલથી હું બીજે તો નથી આવી ચડયો? પણ, નાઃ કોટડી તો આ જ! રાજમહાલયના જેવી વિલાસ વૈભવની વસ્તુઓ યુવરાજની કોટડી સિવાય દરબાર તુરંગમાં હોય જ કયાંથી? કાલે સંધ્યા સમયે મ્હારી સાથે જે પોષાક પહેરીને યુવરાજ ઉદ્યાનમાં આવ્યો હતો તે જ આ પોષાક! અને તેનો હસ્તસ્પર્શ કરવાની હૃદયેચ્છાથી મ્હેં યુવરાજને આગ્રહપૂર્વક આપેલો પુષ્પગુચ્છ પણ આ જ! પણ યુવરાજ કેમ અહિં જણાતો નથી? તેની શય્યામાં તેના જ જેવી આ સુંદરી કોણ?" અશોક થોડીવાર ચૂપ રહ્યો. તે ઓરડીનું તે પુનઃ નિરીક્ષણ કરવા લાગ્યો. તરત જ આ કોટડી યુવરાજની જ છે એવી તેની ખાત્રી થઇ. શય્યા પર સૂતેલી તરૂણી સિવાય કોટડીમાં કોઇ નહોતું એ જોઇને તે વિસ્મય પામ્યો. યુવરાજ જીતેન્દ્ર એકદમ કેમ પલાયન કરી ગયો હશે, તેમજ આ તરૂણીએ આ કોટડીમાં આવીને અહિં રહેવાનું શા માટે સ્વીકાર્યું હશે, એનું કંઇ પણ કારણ તે કલ્પી શકયો નહિ. આ વળી કોઇ નવું કારસ્થાન તો કુળાવતીએ નહિ રચ્યું હોય એવી તેને એકવાર શંકા થઇ. કુળાવતી યુવ-

રાજનો વિનાશ કરી, તેને બદલે તેના જેવીજ આ સુંદરીને અહિં મૂકી ગઇ હોય એવું પણ તે માની શકયો નહિ. તેને લાગ્યું કે એમ કરવાથી કળાવતીને કશો ફાયદો થાય તેમ ન્હોતું. કળાવતીની અતકર્ય કારસ્થાનપટુતાનો ભોગ થઇ પડીને, તેના સપાટામાં આ સુકુમાર તરૂણી ફસાઇ પડી હોય એવું પણ તે માની શકયો નહિ. તે તરૂણીની શય્યા પાસે જઇને પુનઃ તેનું સૌન્દર્ય બારિકીથી નિરીક્ષણ કરવાથી, તેની ઓળખાણ પડશે એમ ધારીને, સમ્રાટ્ અશોક ફરીને શોભનાની શય્યા નજીક જવા લાગ્યો.

શય્યા પાસે પહોંચતાંની જ સાથે અશોક વિચારવા લાગ્યો : " એ જ મધુર મુખચન્દ્ર ! યુવરાજના શ્વાસોચ્છ્વાસના જેવો જ આનો શ્વાસોચ્છ્વાસ પણ પરિમળયુકત છે. સ્મિત કરતી વખતે યુવરાજની દંતપંકિત જેવી મનોહર જણાય છે તેવી જ આ સુંદરીની દંતપંકિત પણ છે. આજ દિવસ સુધી જે સુકુમાર કરના સ્પર્શથી મ્હને અવર્ણ્ય આનંદ થતો હતો તે જ આ કર! મ્હને જોતાંની સાથે જ આનંદથી નૃત્ય કરતી આ ભ્રૂલતા પણ તે જ !"

પુનઃ અશોક થોડીવાર મૌન રહ્યો. તેની દષ્ટિ શોભનાના અપ્રતિમ લાવણ્ય પ્રત્યે એક સરખી લાગી રહી હતી. કેટલોક સમય વિચાર કર્યા પછી તે સ્વગત બોલ્યો :

" એમ ન થાય તો ? એમ હોય તો પછી મ્હારા જેવો સુખી કોણ ? આવડો મ્હોટો અને કાળા ભમર જેવો આ કેશકલાપ છુપાવી દઇને, સ્ત્રીત્વના પૂર્ણ યૌવનમાં પુરૂષ વેશ ધારણ કરવાનું સામર્થ્ય આવી નાજુક કોમલાંગિમાં હતું; પરંતુ, મંજુલ અવાજ કે કોમળ સ્પર્શ, તે હૃદયવિદારક પ્રેમકટાક્ષ અને સમસ્ત જગતને મોહ ઉપજાવે એવું આ અપ્રતિમરૂપ લાવણ્ય એ સઘળું મ્હારી દષ્ટિ સમક્ષ હોવા છતાં પણ મ્હેં કેવી ભૂલથાપ ખાધી ? યુવરાજ જીતેન્દ્ર તે ખરો જીતેન્દ્ર નહિ, પરંતુ પુરૂષ વેષ ધારી–મ્હારી કાલ્પનિક પ્રણયિની–અને ખરેખરી એક સુંદરી જ છે એવું હું અદ્યાપિ પર્યંત કેમ કળી શકયો નહિ ! યુવરાજનો સ્પર્શ આટલો નાજુક કેમ, તેના આલિંગનથી મ્હને સ્વર્ગીય આનંદ કેમ થતો, એ બધુ હું આજે જ સ્હમજી શકયો. પ્રથમ મેળાપ સમયે મ્હારી પાસે મ્હારા આસન પર બેસવાનું મ્હેં તેને કહ્યું ત્યારે તેણે રકઝક કરી હતી, મ્હારી સાથે જીવન પર્યંતની મિત્રતા બાંધવા માટે તેણે અગવડ બતાવી હતી, અને રાજમહાલયમાં રહેવાનો આગ્રહ કર્યો ત્યારે ' મ્હારા જેવાના ભાગમાં રાજમહાલયમાં રહેવાનું સરજાયલું નથી, એમ કહીને મ્હારી માગ-

ણીનો અસ્વીકાર કર્યો હતો તેનું રહસ્ય હવે સમજાયું. મ્હારા હૃદયમાં અગ્રસ્થાને બિરાજતા મ્હારા જે મિત્રની સંગતિની જરૂર મ્હને મ્હારી જીવન-યાત્રામાં જણાઇ છે, તે મ્હારો પ્રાણપ્રિય મિત્ર, ધર્મ, અર્થ અને કામ એ ત્રણેમાં અર્ધો ભાગીદાર થવાને લાયક જ છે એમ જાણીને આજે મ્હને અપાર આનંદ થાયછે."

ખરેખર, આટલું મનમાં જ બોલી રહ્યા પછી ચક્રવર્તીનાં ચક્ષુમાંથી પ્રેમાશ્રુ ટપકવા લાગ્યાં, તેનો મિત્રપ્રેમ પત્નીપ્રેમમાં ફેરવાઇ ગયો. મયૂર-મયૂરીના દામ્પત્ય પ્રેમની જે કલ્પના કરી હતી, તેવું સુખ પ્રત્યક્ષ અનુભવવામાં કેટલું સુખ સમાયલું છે, તેની હવે નિર્લેપ અશોકને ખાત્રી થઇ. તેના હૃદયમાં પ્રણયનું પૂર વહેવા લાગ્યું. શોભનાની શય્યા પાસે વાંકો વળીને તે તેના સૌન્દર્યનું પાન કરવા લાગ્યો, અને વાંકો વળીને શોભનાના મુખ પર એક મધુર ચુંબન કરવા જતો હતો, એવામાં જ ગગનવિહારી ચન્દ્ર વાદળામાં છુપાઇ ગયો અને કોટડીમાં અંધકાર પ્રસરી ગયો. શોભનાના મુખ પાસે પહોંચેલું પોતાનું મ્હોં પાછું ખેંચી લઇ ચન્દ્રને સંબોધીને અશોક સ્વગત બોલ્યો :

"ચન્દ્ર! ત્હને મ્હારૂં આ કાર્ય પસંદ ન પડ્યું હોય એમ લાગે છે! વારૂ, તું મ્હને વેળાસર ચેતાવ્યો! જો કે આ સુંદરીએ પોતાનાં તન અને મન સ્વેચ્છાથી જ મ્હને અર્પણ કરી દીધાં છે, અને મ્હારા મનમાં પણ તેને માટે પત્નીપ્રેમ ઉપજ્યો છે, તોપણ આ કાર્યમાં આટલી બધી ઉતાવળ કરવાની જરૂર નથી." એટલું બોલીને અશોક શોભનાની શય્યા પાસેથી દૂર ખસી ગયો. તેને પોતાના કર્તવ્યનું એકદમ સ્મરણ થયું. કળાવતી પોતાની સાથે દશ બાર સશસ્ત્ર માણસો લઇને દરબાર તુરંગમાં આવી પહોંચશે તો પોતાના પ્રાણ પણ જોખમમાં આવી પડશે, અને આને પણ બચાવી શકાશે નહિ, એમ ધારીને તેણે કહેવાતા યુવરાજને જાગ્રત કરવાનો વિચાર કર્યો. પુરૂષવેશ ધારણ કરીને, આ સ્ત્રી સ્વેચ્છાથી જ તુરંગમાં વાસ કરે છે, એમાં તેનો કાંઇ પણ ઉદ્દેશ હોવો જોઇએ એવી તેની ખાત્રી થઇ. કોઇ પણ હેતુ વિના કોઇ સ્ત્રી આ પ્રમાણે પુરૂષનો વેશ ધારણ કરી તુરંગમાં રહેવાને ઉદ્યુક્ત થાય જ નહિ એમ અશોકને લાગ્યું. જો કે તે પુરૂષવેશ ધારણ કરીને રહે છે, પરંતુ વસ્તુતઃ સ્ત્રી જ છે, એ રહસ્ય પોતે જાણી ગયો છે એવો લેશ માત્ર પણ શોભનાને સંશય જશે, તો તે ઘણી જ લજ્જા પામશે, એમ ધારીને પોતે એ સંબંધી કંઇ જ જાણતો નથી,

એવો ભાસ હજુ પણ થોડા સમય સુધી રાખવાનો **અશોકે** નિશ્ચય કર્યો. નજીકમાં પડેલો પુષ્પગુચ્છ લઇને **શોભનાના** સુકુમાર અંગ પર ધીમેથી ફેંકી તે કોટડીના દ્વાર પાસે ગયો અને બહારના ભાગમાં કંઇ જોતો હોય એવો ડોળ કરીને બોલ્યો : "યુવરાજ ! જાગ્રત્ થાઓ !"

પુષ્પગુચ્છ પોતાના શરીર પર પડતાંની સાથે જ **શોભનાનું** અંગ સહજ હાલવા લાગ્યું અને તે સાથે **અશોકનો** સ્વર તેના કર્ણ પર આવ્યો કે તરત જ તે શય્યામાં સફાળી બેઠી થઈ ગઈ. કોટડીના દ્વાર ભણી તેણે જોયું તો સમ્રાટ્ **અશોક** દ્વારમાં જ પીઠ ફેરવીને ઉભો હતો, અને કોટડીના બહારના ભાગમાં તે કંઈ જોતો હોય એમ તેને લાગ્યું. એટલા અલ્પ સમયમાં પણ તેણે ઝટપટ પુરૂષવેશ પહેરી લીધો અને કોટડીના દ્વાર પાસે જઇને બોલી : "શી આજ્ઞા છે, મહારાજ !"

પોતાની પાસે આવી પહોંચેલા યુવરાજ અને તેની ખાલી પડેલી શય્યા પ્રત્યે દૃષ્ટિ ફેંકતો **અશોક** બોલ્યો : "ત્હને આવા સ્થળે રાખવો એ હવે જોખમકારક છે. ત્હારા માટે તુરંગવાસની આ છેલ્લી જ પળ છે. ચાલ, મ્હારી સાથે સાથે આવ." એટલું બોલીને હમેશના રિવાજ પ્રમાણે વેશધારીએ લાંબો કરેલો હાથ પોતાના હાથમાં આનંદથી પકડીને, પોતાની ભાવિ પત્ની સહિત, સમ્રાટ્ **અશોક** દરબારતુરંગની બહાર નીકળી પડયો.

---

# પ્રકરણ ૨૭ મું.

## ધર્માનુજ અને કળાવતી.




ભના અને **અશોક** દરબારતુરંગમાંથી નીકળી ગયાં ત્યાર પછી માત્ર અર્ધી ઘટિકામાં જ કળાવતી પોતાના માણસો સહિત ત્યાં આવી પહોંચી. તેણે પોતાના હાથમાં નગ્ન તલવાર પકડી હતી. તેના સાથીદારો પણ શસ્ત્રબદ્ધ હતા. આજના કારસ્થાનમાં કળાવતીને ઝાઝા માણસોની મદદની જરૂર જણાઈ નહોતી. દરબારતુરંગ એક રાજમહાલય જેવી જ હતી. અત્યંત વિશ્વાસપાત્ર રાજ-કેદીઓને જ ત્યાં રાખવામાં આવતા હતા. તેમનું સતશીલ વર્તન એ જ

તેમના માટે ચોકી પહેરો હતો. એક તુરંગાધિકારી જો કે દરબારતુરંગની દેખરેખ રાખવા માટે નીમવામાં આવ્યો હતો, પરંતુ તે નહિ જેવો જ હતો. કારણ કે કોઇ મિજાસખોર કેદીઓની સગવડ સાચવવાનું જ કાર્ય તેને સોંપવામાં આવેલું હતું. તોપણ આ તુરંગાધિકારીની રજા મેળવ્યા સિવાય કોઇ પણ મનુષ્યથી દરબાર તુરંગમાં નિવાસ કરતા કેદીને મળી શકાતું નહિ. કોઇ પણ રાજકેદીને દરબારતુરંગની બહાર જવું હોય અગર તો અન્ય કેદીઓની ઓરડીમાં જવું આવવું હોય, તો તુરંગાધિકારીની પરવાનગી મેળવવી પડતી. દરબારતુરંગનું મકાન ભવ્ય તેમજ વિશાળ હતું પરંતુ તેમાં કેદીઓની સંખ્યા ઘણી જ અલ્પ હતી. કોઇવાર તો વર્ષોનાં વર્ષ સુધી ત્યાં એક પણ કેદી જ નહોતો. પરંતુ જ્યારે એકાદ પણ કેદીને આ તુરંગમાં નિવાસ કરવાનું ભાગ્ય પ્રાપ્ત થતું, ત્યારે તે કેદીને ત્યાં મોકલવામાં આવે તે પહેલાં તેની યોગ્યતાની કસોટી એવી તો સરસ રીતે કરવામાં આવતી હતી કે આજપર્યંત આ દરબારતુરંગની ખ્યાતિને કલંકિત કરે એવું આચરણ એક પણ કદીએ કર્યું નહોતું.

કળાવતી દરબારતુરંગ સંબંધી સર્વ હકીકતથી માહિતગાર હતી. કોઇ પણ જાતના અવરોધ સિવાય યુવરાજ જીતેન્દ્રની કોટડી પાસે જઇ શકાશે એવી તેની દૃઢ ખાત્રી હતી. યુવરાજ જીતેન્દ્ર એટલે શું ? એક નાજુક છોકરો ! અને તેમાં યે વળી નિદ્રાધીન થયેલો ! એક પલવારમાં તેના પ્રાણ હરી લેવાશે એમ કળાવતી ધારતી હતી. માત્ર તલ્વારના એક જ ઘાવથી કલિંગયુવરાજને યમસદનમાં પહોંચાડી દઇને કલિંગવંશનું નિકંદન કાઢી નાખવાનો યશ પોતાને એકલીએ જ ખાટી જવો એવી તેને હિંમત હતી. અને તેથી જ ઝાઝા સાથીદારોને તે પોતાની સાથે લાવી નહોતી. રાજમાતાને તેણે કહ્યું હતું કે, 'બસ, આ કાર્ય તો હું એકલી જ પલવારમાં કરી નાખીશ.' પરંતુ, 'વખત છે, માણસની જરૂર પડશે માટે આટલા માણસો તો સાથે લઇ જ જા,' એવો રાજમાતાએ દુરાગ્રહ કરેલો, અને તેથી જ આટલા માણસો તે પોતાની સાથે લેતી આવી હતી.

પોતાના સાથીદારોને છૂપાઇ જવાની આજ્ઞા કરીને કળાવતી પોતે એકલી જ યુવરાજની કોટડી તરફ ચાલતી થઇ. કોટડીના દ્વાર પાસે પહોંચી કે તરતજ તેણે દ્વારને ધક્કો માર્યો. દ્વાર ખુલ્લું હોવાથી એકદમ ઉઘડી ગયું. યુવરાજ દ્વાર બંધ કરવું વિસરી ગયો છે એ પણ એક શુભ શુકન જ છે એમ માની મનમાં આનંદ પામતી કળાવતી કોટડીમાં દાખલ થઇ.

પરંતુ તેનો આ આનંદ ઝાઝીવાર સુધી ટક્યો નહિ. કોટડીમાં દાખલ થતાંની સાથે જ તેણે યુવરાજને ત્યાં જોયો નહિ, તેમજ તેની શય્યા પણ ખાલી પડેલી જોઇ. તેથી તેનાં નસકોરાં ફૂલવા લાગ્યાં. એકદમ તેનો ક્રોધરૂપી જ્વાળામુખી ફાટી નીકળ્યો. તેની આંખોમાંથી અગ્નિનો વર્ષાવ થવા લાગ્યો. યુવરાજને કોટડીમાં નહિ જોવાથી તે આશ્ચર્ય પણ પામી. કોટડીમાં ખૂણે ખૂણે તે ફરી વળી. આટલાથી પણ તેને સંતોષ થયો નહિ. શય્યા તળેનું ઓશીકું ઉંચકીને તેણે ત્યાં પણ યુવરાજની શોધ કરી. દિવાલપર ટાંગેલા એક મ્હોટા અરિસા પછવાડે જોયું. પણ નિરાશા જ! પરંતુ આટલાથીએ તેને સંતોષ થયો નહિ. તેણે પ્રથમની પેઠે આખી કોટડીની બે ત્રણ વખત તપાસ કરી. પુનઃ ચોથી વખત એજ ક્રમ ચાલુ રાખ્યો. યુવરાજના પલંગ નીચે વાંકા વળીને તેણે આ વખતે જોયું. એટલામાં કોઇ પણ મનુષ્ય કોટડીમાં હોય એવો તેને આભાસ લાગ્યો. કોટડીની છત ભણી ઉંચે જોતી તે બોલી ઉઠી: "કેમ, આખરે સપાટામાં આવ્યો જ કે?"

"હા: આ આવ્યો." એક અનપેક્ષિત પણ પરિચિત અવાજ કળાવતીના કર્ણ પર અથડાયો. જેની પાસેથી આ ઉત્તર મળવો જોઇતો હતો તેના બદલે અન્ય વ્યક્તિને જોતાંની સાથે જ કળાવતી આશ્ચર્ય પામી. ઉત્તર આપનાર વ્યક્તિ પ્રત્યે જોતી તે બોલી: "ધર્માનુજ! આવી મધ્યરાત્રીએ તમે સુરંગમાં ક્યાંથી? તમારો મેળાપ અહિં આમ અચાનકરીતે થશે એવી મ્હારી કલ્પના સુદ્ધાં નહોતી."

"ત્હારા જેવી રાક્ષસી સ્ત્રીઓ જ્યારે પોતાના નૈસર્ગિક માર્દવને ભૂલી જઇને, અઘોર કૃત્યો કરવા તૈયાર થાય, ત્યારે અમારા જેવા પુરૂષોને પણ તેનાં દુષ્કૃત્યોનો અપાય કરવા માટે નિશાચરની પેઠે રાત્રે રખડવું જ પડેને!" ધર્માનુજ બોલ્યો. તેણે કળાવતીના હસ્તમાંની નગ્ન તલવાર પ્રત્યે અને યુવરાજની શય્યાપ્રતિ એક દૃષ્ટિ ફેંકી. કળાવતીએ પોતાનું અઘોર કૃત્ય પૂર્ણ કરી લીધું હોવું જોઇએ એવી કલ્પના કરીને તે બોલ્યો:

"રાણી! છેવટે ત્હેં નિરપરાધી યુવરાજનો નાશ કર્યો ને? ત્હારી નીચ મહત્વાકાંક્ષા પૂર્ણ કરવાના ઉદ્દેશથી તું હત્યારી થઇને?"

"દયાનો સ્રોત વહેવડાવે એવો તમારે તે યુવરાજની સાથે સંબંધ છે?" કળાવતીએ પૂછ્યું.

"હું મનુષ્ય પ્રાણી છું તેવો તે પણ મનુષ્ય પ્રાણી છે. મ્હારો અને તેનો આટલો જ સંબંધ છે. આટલા સંબંધ માત્રથી પણ શું હૃદયમાં

દયાનો સ્રોત ન વહેવડાવી શકાય કે ? હા; પરંતુ જેને હૃદયજ નહોય તે દયાનો સ્રોત વહેવડાવી શકે જ શી રીતે ? બોલ, રાણી ! નિરપરાધી યુવરાજનો વધ ત્હેં કર્યો છે કે ?"

"ના; હજી સુધી તે મ્હારી તલ્વારનો ભોગ થઇ પડયો નથી. હું આવી પહોંચી ત્યાર પહેલાંજ આ કોટડીમાંથી તે અદૃશ્ય થઇ ગયો છે. હું અહિં આવી ત્યારે આ તુરંગકોટડીનું દ્વાર ખુલ્લું હતું. હું ધારૂં છું કે યુવરાજ હજી આટલામાં જ હોવો જોઇએ."

"હવે એ કલ્પના ત્હારા મગજમાંથી કાઢી જ નાખ !" ધર્માનુજ આનંદ પામતો બોલ્યો: "આ કોટડીમાં નિવાસ કરતો કેદી યુવરાજ હવે તદ્દન સુરક્ષિત સ્થળે હશે. ચક્રવર્તી અશોકના અભેદ કૃપાછત્ર નીચે હોવાથી હવે તે ત્હારા જેવી રાક્ષસી તેનો વાળ પણ વાંકો કરી શકનાર નથી. અશોક ! ધર્મવીર અશોક ! ધન્ય છે ત્હારી સહૃદયતાને ! ત્હારા અંતરની સહૃદયતા જોઇને અખિલ ભારતવર્ષ ત્હારા અમલ નીચે રહેવા પ્રચ્છે એમાં શું આશ્ચર્ય ! પોતાના શત્રુના પુત્ર પર પણ આટલો બધો નિઃસ્સિમ પ્રેમ ! ધન્ય છે."

ધર્માનુજ આથી પણ અશોકની વધારે પ્રશંસા કરવા જતો હતો. પરંતુ અશોક પોતાનો શત્રુ છે અને તેના લીધે જ પોતાના રાજ્યની અવદશા થવા પામી છે એ વાતનું સ્મરણ થઇ આવતાં અશોકના ગુણપ્રવાહમાં આગળ વધતી તેની જીવ્હા બંધ પડી.

"ત્યારે અશોક જ યુવરાજને અહિંથી નસાડી ગયો છે ?" કળાવતીએ ચિંતાતુર વદને પ્રશ્ન કર્યો.

"કળાવતી ! ત્હારા સર્વ કારસ્થાનની ચક્રવર્તીને ખબર પડી ગઇ છે. હું હમણાંજ પ્રધાન રાધાગુપ્તના મકાન પાસેથી આવું છું."

"હેં ! પ્રધાન રાધાગુપ્તના મકાન પાસેથી તમે આવો છો ?" ધર્માનુજને બોલતો અટકાવી, વિસ્મય પામતી કળાવતી વચ્ચેજ બોલી.

"હા," ધર્માનુજ સ્મિત કરતાં બોલ્યો; "પ્રધાનજીના મકાન પાસે થઇને જ હું અહિં આવ્યો છું. પ્રધાનજીનો જીવ લેવાને ઉદ્યુક્ત થયેલા સંપુણ્યાચાર્ય અને તેના અનેક નિર્બળ ભિક્ષુઓને રાજકુમાર વીતાશોકે ગિરફ્તાર કરેલા છે અને તે સમ્રાટ્ અશોકની રાહ જૂએ છે. "ભગવન્ત દરબારતુરંગમાંથી આવી પહોંચે એટલે તેમની આજ્ઞા પ્રમાણે કારસ્થાની-

ઓને યોગ્ય શાસન કરીશ." એ પ્રમાણે કુમાર પ્રધાનજીને કહેતા હતા એમ મ્હેં પોતે સાંભળ્યું છે, અને તેથી ખુદ ભગવન્ત પોતે જ યુવરાજને અહિંથી ન્હસાડી ગયા હોવા જોઇએ એમાં લેશ માત્ર પણ સંશય નથી. કળાવતી, ભગવન્તના પુણ્ય પ્રતાપને લીધે જ તું અને ત્હારા સાથીદારો આજે તમારા કારસ્થાનમાં ફતેહ મેળવી શકયા નથી. જા રાણી! રાજમાતા સાથે મસલત કર અને કોઇ નવું કારસ્થાન રચવાની તૈયારી કર ! "

"પરંતુ આ કારસ્થાનની બાતમી સમ્રાટ્ અશોક શી રીતે જાણી ?"

"મ્હેંજ એ બાતમી તેમને પહોંચાડી હતી."

"પણ તમને જ એ બાબતની ખબર શી રીતે પડી ?"

"રાજમાતાની મઢીમાં ગઇ કાલે તમે જે મસલત ચલાવી હતી તે સર્વ મ્હેં સાંભળી લીધી હતી."

હવે કળાવતી સ્હમજી. પોતાનું કારસ્થાન ઉઘાડું પાડનાર પોતાનો પ્રાણપ્રિય ધર્માનુજ જ છે એમ જાણીને તેને દુઃખ થયું. પોતાનું કારસ્થાન ઉઘાડું પાડી અપયશ અપાવનાર કોઇપણ વ્યક્તિ આ પ્રમાણે પોતાના વિજય બદલ હર્ષ પ્રદર્શિત કરતી કળાવતી સમક્ષ ઉભી હોત તો તેની ખોડ ભૂલાવી દેવામાં એક ક્ષણનો પણ વિલંબ કરત નહિં. પરંતુ શું કરે ? ધર્માનુજ પ્રત્યે તેનો પ્રેમ નિઃસ્સિમ હતો. અન્ય પ્રસંગે વજ્ર જેવું કળાવતીનું કઠોર હૃદય ધર્માનુજને જોતાંની સાથેજ પુષ્પ જેવું મૃદુ થઇ જતું. અન્યની સામે વાઘની પેઠે ડોળા ધુરકાવનારી ક્રૂર કળાવતી ધર્માનુજને જોતાંની સાથે જ ગરીબ ગાય જેવી બની જતી. ધર્માનુજે પોતાનું કારસ્થાન ઉઘાડું પાડયું એમ જાણીને કળાવતીને દુઃખ તો થયું, પરંતુ તેના પર તેને બિલકુલ ક્રોધ ઉપજ્યો નહિ. તે બોલી :

"ધર્માનુજ ! આ તમે શું કર્યું ? તમને પોતાને કોઇ પણ જાતનો ફાયદો નહોતો છતાં તમે અમારૂં કારસ્થાન વ્યર્થ ઉઘાડું પાડયું !"

ધર્માનુજ : "રાણી ! ત્હારી સ્વાર્થતત્પરતાની એટલી બધી પરાકાષ્ટા થવા પામી છે કે પોતાના ક્ષણિક અને ન્હાના સરખા લાભ માટે મનુષ્યનું ખૂન કરવું એ તો ત્હને એક ન્હાનીસૂની વાત લાગે છે. કલિંગદેશનું સમ્રાજ્ઞીપદ કાયમ રહે, અને પોતાના વિલાસ વૈભવનાં સાધનોમાં સહજ પણ ઉણપ ન આવે તેમ કરવા સારૂ આજ પર્યંત ત્હેં કેવાં કેવાં ભયંકર કૃત્યો કર્યાં છે ! માતા પ્રમાણે ત્હારા પ્રત્યે પ્રેમભાવ રાખનારી રાણી

ઇન્દુમતીને જીવતી બાળી મૂકવાને તું જ તૈયાર થઈ હતી; અને છેવટે આ વિષ પાયેલી તલ્વારથી કલિંગ યુવરાજનો પણ સંહાર કરવાને તું ઉદ્યુક્ત થઇ છે. હજી પણ ત્હારા સ્વાર્થની મર્યાદા ક્યાં સુધી લંબાશે તેની કલ્પના પણ થઇ શકતી નથી !"

રાણી : " ધર્માનુજ ! મ્હેં મ્હારા સ્વાર્થની મર્યાદા નક્કી કરી રાખેલી છે. મ્હારા સ્વાથનું અંતિમ ધ્યેય નિશ્ચિત થઇ ચૂક્યું છે. મ્હારો સર્વ સ્વાર્થ એકજ વસ્તુમાં કેન્દ્રીભૂત થએલો છે. તે વસ્તુ પ્રાપ્ત થઇ કે મ્હારા સ્વાર્થની મર્યાદા પણ પૂર્ણ થઇ ચૂકી એમ હું માનું છું. તે વસ્તુ—"

"નહિ, નહિ." કળાવતીને બોલતી અટકાવી ધર્માનુજ વચ્ચેજ બોલી ઉઠયો : " ત્હારા સ્વાર્થની અંતિમ સીમા મ્હારે જાણવી નથી. ત્હારા અતિમ સ્વાર્થ પ્રાપ્તિ માટેની ત્હારી વર્તમાન પ્રવૃત્તિ જ્યારે આટલી બધી ભયંકર છે, ત્યારે ત્હારો સ્વાર્થ તો કોણ જાણે કેવોયે બીતિજનક હશે. તેનું સ્વરૂપ કેવું યે ગંદુ અને મેલું હશે. ત્હારા સ્વાર્થનું અંતિમ ધ્યેય સાંભળવાની મ્હારી ઇચ્છા નથી. "

" પ્રિય ધર્માનુજ !" સ્મિત કરતી કળાવતી બોલવા લાગી : " મ્હારા અદ્યાપિ પર્યંતનાં કૃત્યો ઉપરથી મ્હારા સ્વાર્થનું સ્વરૂપ ઘડી કાઢો નહિ. તે સ્વરૂપ કોઇને પણ ભય કે તિરસ્કાર ઉપજાવે એવું નથી. તે સ્વરૂપ એટલું બધું ચારૂ અને વિમલ છે કે એકાદું બાળક પણ તેના પ્રત્યે સપ્રેમ પ્રહરના પ્રહર સુધી જોઈ રહે ! "

ધર્માનુજ : " છટ્, એ વાત તદ્દન અસંભવિત છે. ખૂન, વિશ્વાસઘાત, રક્તપાત અને કૃતઘ્નતા રૂપી છાયા પર ઉભી કરેલી ત્હારી સ્વાર્થ રૂપી ઇમારતનું સ્વરૂપ પણ તેવું જ ભયંકર હશે. તેમાં રમણીયતા અને વિમલતા ક્યાંથી સંભવે ? તે જોતાંની સાથે મ્હોટા મ્હોટા રણવીરો કંપી ઉઠે તો પંક્ષી બાળકની તો વાત જ શી ?"

રાણીઃ " આ સામેના અરિસામાં જૂઓ. તેમાં તમને કંઇ ભયંકરતા જણાય છે ? તેમાં સ્વર્ગીય લાગણી અને દિવ્ય વિમલતાની મૂર્તિ નથી જણાતી ? આ જ મ્હારા સ્વાર્થનું અંતિમ ધ્યેય ! આ જ મ્હારા સ્વાર્થની અંતિમ મર્યાદા ! "

" અરિસામાં મ્હારા પોતાના પ્રતિબિંબ સિવાય બીજું કંઇ જ મ્હને દેખાતું નથી." ધર્માનુજ બોલ્યો.

" તમારી સુંદર મૂર્તિનું પ્રતિબિંબ અરિસામાં જે પ્રમાણે દૃષ્ટિગોચર થાય છે, તે કરતાં પણ અધિકતરરીતે તે મ્હારા હૃદયઅરિસામાં પ્રતિબિમ્બિત થયેલી છે. એ મૂર્તિની પ્રાપ્તિ એજ મ્હારૂં અંતિમ ધ્યેય. જ્યાં સુધી તેની પ્રાપ્તિ નહિ થાય ત્યાં સુધી તેના પ્રતિબિમ્બ માત્રથી પણ હું સંતોષ માનીશ. ધર્માનુજ, મ્હારા સ્વાર્થનું અંતિમ ધ્યેય સુંદર અને વિમલ છે ને ? તમે તેનાથી ભય તો નથી પામતા ને ? " એટલું બોલી કળાવતી ધર્માનુજ પ્રત્યે સસ્મિત દૃષ્ટિ ફેંકતી ઉભી રહી.

ધર્માનુજ : " રાણી ! હજી પણ ત્હારા અંતરમાંની પાપબુદ્ધિ તેવી જ જાગૃત છે કે ? ત્હારાથી દૂર રહેવાથી ત્હારી મનઃસ્થિતિ પુનઃ ઠેકાણે આવશે એમ ધારીને, આજ દિન સુધી મ્હેં ત્હારાથી દૂર રહેવાના પ્રયત્નો કર્યા છે. પરંતુ, ત્હારો મનોવિકાર સુધરવાને બદલે ઉલટો વધારે બગડતો જાય છે."

રાણી : " ધર્માનુજ ! આપણે પાટલીપુત્ર તરફ આવતાં હતાં ત્યારે માર્ગમાં તે રાત્રિએ તળાવના કિનારા પર મ્હેં તમારી પાસે પ્રેમયાચના કરી હતી, પરંતુ તમારી હૃદયદેવતા બીજી કોઇ છે, એવું કહીને તમે મ્હારી માગણી ધિક્કારી કાઢી હતી. તે વખતે મ્હેં એમ માન્યું હતું કે તમારા હૃદયમાં અધિષ્ઠિત થયેલી, તમારી હૃદયદેવતાનું લાવણ્ય કોઇ દેવલોકની અપ્સરા અથવા નાગકન્યાના જેવું હશે. સૌન્દર્ય અને તારૂણ્યમાં આ ધિક્કારવામાં આવેલી કળાવતી કરતાં તે અધિકતર શ્રેષ્ઠ હશે એમ માનીને હું નિરાશ થઇ હતી. હું તમારો પ્રેમ સંપાદન નહિં કરી શકું એવું મેં તે વખતે માન્યું હતું. પરંતુ, થોડા જ સમય પૂર્વે મ્હેં તમારી હૃદયદેવતાને જોઇ છે. તે પણ મ્હારા જેવી મનુષ્ય જ છે એ જાણ્યા પછી મ્હારી પ્રેમવૃત્તિ પુનઃ સતેજ થઇ છે. ધર્માનુજ ! ઇન્દિરા મ્હારા કરતાં વધારે શ્રેષ્ઠ છે કે ? તેના પ્રત્યે પ્રેમ ધરાવો છો અને મ્હને શા માટે ધિક્કારો છો ? એક પર અમૃતનો વર્ષાવ અને બીજી પર અગ્નિકણનો વર્ષાવ ! એવો ભેદ રાખવાનું શું પ્રયોજન છે ? "

ધર્માનુજ : " ઇન્દિરા ત્હારા કરતાં શ્રેષ્ઠ જ છે. ત્હારા જેવી પાતકી સ્ત્રીએ ઇન્દિરાની બરોબરી કરવાની ઇચ્છા રાખવી એ કેવળ મૂર્ખાઇ છે."

" શી બાબતમાં ઇન્દિરા મ્હારા કરતાં શ્રેષ્ઠ છે ? " કળાવતી ચીડાઇને બોલવા લાગી : " તેના કરતાં મ્હારૂં સૌન્દર્ય લેશમાત્ર પણ ઉતરતું નથી. કદાચ વયમાં તેના કરતાં હું બે ચાર વર્ષે મ્હોટી હોઇશ, પરંતુ મ્હારૂં સૌન્દર્ય એ તફાવતને લીધે વધારે વિકસિત થયેલું છે. મ્હારા વિકસિત મુખ-

ચન્દ્રના કરતાં ઇન્દિરાનું શિશુસમાન મુખ તમને વધારે સુંદર લાગે છે કે ?"

ધર્માનુજ : "કળાવતી ! સૌન્દર્ય અને યૌવન કરતાં પણ સદ્ગુણો વધારે શ્રેષ્ઠ ગણાય છે. ત્હારૂં સૌન્દર્ય ઇન્દિરાના સૌન્દર્ય કરતાં ઉચ્ચ હશે પણ ઇન્દિરાના જેવા સદ્ગુણો ત્હારામાં ન હોવાથી તે નકામું છે. વારાંગનાનું અપ્રતિમ લાવણ્ય જોઇને કોઇ પણ પુરુષ પોતાની પત્નીને ત્યજી દેતો નથી. તું જેવી સુંદર છે તેવી જ સદ્ગુણી થા; અને તેમ કરીશ તો કાળાંતરે પણ ધર્માનુજનો અનુજ પ્રેમ તું સંપાદન કરીશ."

કળાવતી ધર્માનુજનો અનુજ પ્રેમ મેળવવા ઇચ્છતી નહોતી. ધર્માનુજનો અર્થ અર્જુન કરવો એ તેને બહુ ગમતું હતું. પોતાના યૌવન અને સૌન્દર્યનું નિર્મળ સમર્થન કરવાથી, ઇન્દિરામાં લુબ્ધ થઇ ગયેલો આ ધર્માનુજ પોતાની માગણી સ્વીકારે તેમ નથી; તેમજ દિનપ્રતિદિન ધર્માનુજ અને ઇન્દિરાના વૃદ્ધિંગત થતા પ્રેમ પર એકાદ સખ્ત આઘાત કર્યા વગર ધર્માનુજને પોતાનો કરી શકાશે નહિ, એવી હવે કળાવતીની દૃઢ ખાત્રી થઈ. ઇન્દિરાનો ઘાટ ઘડવાનો વિચાર અત્યારે તેના મનમાં ઉપજ્યો હતો. તે બોલી : "ધર્માનુજ ! તમારી પાસેથી અનુજ પ્રેમ મેળવવાની હું ઇચ્છા રાખતી નથી. જીવનપર્યંત આપની ચરણસેવિકા તરીકે રહેવાનો મ્હેં દૃઢ નિશ્ચય કર્યો છે. આપને કાળાંતરે પણ મ્હારી આ માગણી સ્વીકારવી જ પડશે." એટલું બોલીને ધર્માનુજના પ્રત્યુત્તરની અપેક્ષા રાખ્યા વગર કળાવતી ત્યાંથી સપાટાબંધ ચાલી ગઇ.

દરબાર તુરંગની બહાર કળાવતી નીકળી પણ નહિ ગઇ હોય એટલામાં ચિદાનંદ સ્વામીની કોટડીનાં દ્વાર ઉઘડ્યાં. તેમણે ધીમેથી, "બેટા જીતેન્દ્ર, આવ !" એટલા શબ્દથી જીતેન્દ્રનું સ્વાગત કર્યું. માતાના વિયોગથી આખો દિવસ તરફડીઆં મારતું બાળક જેમ પોતાની માતાનો માયાળુ સ્વર સાંભળતાંની સાથે જ પારણામાં ઠેકડા મારવા માંડે, તે પ્રમાણે સ્વામીજીનો સ્વર સાંભળતાની સાથેજ જીતેન્દ્ર તેમની પાસે દોડતો ગયો, અને સ્વામીનાં ચરણોમાં તે નમી પડયો. સ્વામીજીએ તેને બેઠો કર્યો અને તેને પ્રેમપૂર્વક ભેટયા. જીતેન્દ્રનાં નયનદ્વયમાંથી હર્ષાશ્રુનો પ્રવાહ ચાલી રહ્યો હતો. થોડીવાર પછી પોતાના મસ્તક પર ઉષ્ણ બિન્દુઓ સરી પડતાં હોય એમ જીતેન્દ્રને લાગ્યું. સ્વામીનાં નેત્રોમાંથી અશ્રુ સરી પડતાં હતાં. પોતે સ્વામીજીને વિકારવશ કરવા માટે આવ્યો, એમ જાણીને તેનું અંતર દુઃખી થયું. દીર્ઘ કાળ પછી પોતાના શિષ્યનો મેળાપ થવાથી સ્વામીના મનની

સમતા નષ્ટ થઇ છે એમ માનીને જીતેન્દ્ર સ્વામીજીથી છૂટો પડયો. ગુરૂ અને શિષ્ય બેમાંથી કોઇ પણ એક શબ્દ સરખો ઉચ્ચાર્યા વગર જ ઉભા રહ્યા.

ભેટવામાં લીન થઈ જવાથી કહો, કે પછી નભોમંડળમાંનો ચન્દ્ર વાદળામાં છૂપાઇ ગયેલો હોવાથી કહો, ગમે તેમ કહો પણ અત્યાર સુધી ચિદાનંદે જીતેન્દ્રનો વેશ જોયો નહોતો. હવે બન્ને જણા ભેટીને છૂટા પડયા હતા. ચન્દ્ર પોતાનાં શીત કિરણોથી ગુરૂ અને શિષ્ય પર ધવલપ્રભાનો વર્ષાવ કરી રહ્યો હતો. જીતેન્દ્રના વેશપ્રત્યે નજર કરતાં સ્વામી સાશ્ચર્ય બોલી ઉઠયા :

" જીતેન્દ્ર ! તું બૌદ્ધભિક્ષુ થયો છે કે શું ? "

" સ્વામી મહારાજ ! જો કે વેશ બૌદ્ધભિક્ષુનો ધારણ કરેલો છે, પરંતુ મનથી તો હજી પણ હું પૂર્વનો જ જીતેન્દ્ર છું, આ પીત કફની ગળા ફરતી વિંટાળી દીધી, પગમાં પાદુકાઓ પહેરી, અને મુંડન કરાવ્યું એટલે ધર્મગુરૂના નામથી અહિં સુરક્ષિતપણે રહી શકાય છે. આ વેશથી અનેક ફાયદા છે. રાજધાનીની કિલ્લેબંદી જોવી હોય તો આ વેશ ધારણ કર્યો એટલે કોઈ પણ અટકાવતું નથી. રાજાને આશીર્વાદ દેવાનું બહાનું કાઢીને રાજમહાલયનો આંતર્વિભાગ જોવામાં, અને સૈન્યની વ્યવસ્થા જોવાની ઇચ્છાથી લશ્કરમાં ફરીને અજ્ઞ સૈનિકોનાં નમન સ્વીકારી નિડરપણે ફરવામાં આ વેશ ઘણોજ ઉપયોગી થઇ પડે છે. આ વેશને લીધે કોઇ ઓળખી જાય એવો ભય પણ રહેતો નથી. તૈયારીઓ સંપૂર્ણ થતાંની સાથે જ આ કફની અને પાદુકાઓ ફેંકી દઇને ખરા કલિંગ યુવરાજ જીતેન્દ્ર તરીકે બહાર આવવામાં શો વિલંબ લાગે તેમ છે ? "

જીતેન્દ્રનું ભાષણ સાંભળી રહ્યા પછી સ્વામીજીએ સ્મિત કર્યું. તેના સ્કંધ પર હસ્ત મૂકીને તે બોલ્યા :

" જળમાં રહેનારા જળચર પ્રાણીઓનાં બચ્ચાંને જેમ તરતાં શિખવાડવું પડતું નથી તેમ ત્હારા જેવા રાજકુલોત્પન્ન પુરૂષને મુત્સદ્દિગિરીનું શિક્ષણ જન્મથી જ મળે છે. આવા આપત્તિકાળમાં બૌદ્ધભિક્ષુનો વેશ ધારણ કરવાથી બૌદ્ધલોકોમાં નિર્ભયરીતે હરી ફરી શકાશે અને તેમની હિલચાલ સંબંધી માહિતી પણ મેળવી શકાશે એવું મ્હેં ત્હને શિક્ષણ આપ્યું જ નહોતું; છતાં ત્હારા કુદરતી બુદ્ધિચાતુર્યે ત્હારો માર્ગ ત્હને સૂચવી દીધો. વારૂ, પણ જીતેન્દ્ર, પાટલીપુત્રમાં તું ઘણા દિવસથી આવ્યો છે, છતાં તું આટલા બધા દિવસ સુધી મ્હને કેમ મળ્યો નહિ ? "

"હું અહિં ઘણા દિવસ થયાં આવેલ છું એ વાત આપે શી રીતે જાણી?"

"ત્હારો વનરાજ ઘણા દિવસથી અહિં આવ્યો છે તે ઉપરથી મેં એમ અનુમાન કર્યું હતું કે કાં તો ત્હારી સાથે અગર તો ત્હારી શોધ કરતો કરતો ત્હારી પછવાડે તે આવ્યો હોવો જોઇએ."

"હેં! વનરાજ અહિં આવ્યો છે?" જીતેન્દ્રે આશ્ચર્યથી પૂછ્યુંઃ "હરદ્વાર પાસેના ગંગાનદીના કિનારા પાસે તેનાથી હું વિખૂટો પડયો ત્યાર પછી મ્હેં તેને જોયો જ નથી."

"ત્હારો અને વનરાજનો મેળાપ નહિ થવાથી તેણે એક બીજો યુવરાજ શોધી કાઢયો છે, અને તેને ખરો યુવરાજ માનીને તે આનંદમાં રહે છે."

"વનરાજનો એ યુવરાજ વળી કોણ છે? મ્હેં બૌદ્ધભિક્ષુનો વેશ ધારણ કર્યો છે, ત્યારથી જે હોય તે જીતેન્દ્ર નામ ધારણ કરવા લાગ્યા છે. ખુદ વનરાજની આંખોમાં ધૂળ નાખનારો આ યુવરાજ છે કોણ?"

"જેણે ખુદ ચક્રવર્તીની આંખોમાં ધૂળ નાંખીને ભૂલથાપ ખવડાવી, જેણે કળાવતી જેવી કળાબાજ સ્ત્રીને છક્કડ ખવડાવી, એટલું જ નહિ પણ જેને જોતાંની સાથે જ મ્હેં પોતે પણ તેને જીતેન્દ્ર માની લીધો હતો, એવા તે વેશધારી યુવરાજને જોઇને બિચારો વનરાજ ભૂલથાપ ખાઇ જાય એમાં કાંઇ જ આશ્ચર્ય નથી. તે વેશધારી યુવરાજનું અને ત્હારૂં સ્વરૂપ લગભગ એકસરખું જ છે."

"આશ્ચર્ય!" જીતેન્દ્ર બોલ્યોઃ "મ્હારૂં નામ ધારણ કરીને બૌદ્ધ લોકોના સ્વાધીનમાં રહેવામાં તે વેશધારીનો શો ઉદ્દેશ સમાયલો હશે તે મ્હારાથી સ્હમજાતું નથી. રાજા મૃગેન્દ્ર મરણ પામ્યા છે, એવી અફવા સાચી માનીને રૂપસાદ્રશ્યનો ફાયદો મેળવવા સારૂ, કલિંગદેશના યુવરાજ તરીકે બહાર આવીને, કલિંગદેશનું રાજસિંહાસન પ્રાપ્ત કરવાની તેની ઇચ્છા હોવી જોઇએ. મ્હેં એવું પણ સાંભળ્યું છે કે ચક્રવર્તી પણ તેના પ્રત્યે નિઃસિમ પ્રેમ ધરાવે છે."

"જીતેન્દ્ર!" ચિદાનંદ સ્મિત કરતા બોલ્યાઃ "તે વેશધારીનો ઉદ્દેશ અને ચક્રવર્તીના તેના પ્રત્યેના પ્રેમનું રહસ્ય તું હમણાં કળી શકે તેમ નથી. ત્હારો વેશ ધારણ કરીને બૌદ્ધ લોકોને સ્વાધીન થવામાં તે વેશધારીનો ઉદ્દેશ પવિત્ર છે, એ વાત પર વિશ્વાસ રાખ. તેના વિષે ત્હારા અંતરમાં

કદિ પણ પાપબુદ્ધિ ઉત્પન્ન થવા દેતા નહિ. એક વખત તેને પ્રત્યક્ષ જોયા પછી તેનો ઉદ્દેશ નીચ છે એવી ત્હારી કલ્પના માટે જ ત્હને પશ્ચાત્તાપ થયા વગર રહેશે નહિ."

"આજે તે યુવરાજનો મેળાપ થશે એવી મ્હારી કલ્પના હતી. પરંતુ હું અહિં આવી પહોંચ્યો, તે પહેલાં તે અહિંથી નીકળી ગયેલો હોવાથી હું તેને જોઇ શક્યો નહિ."

આ સાંભળીને ચિદાનંદે જીતેન્દ્ર તેને શા માટે મળવા ઇચ્છતો હતો. અને તે વેશધારી કોટડી છોડીને કેમ ચાલી ગયો હતો, એ સંબંધી પૂછગાછ કરી. જીતેન્દ્રે કળાવતીના કારસ્થાન સંબંધી વાત સંક્ષિપ્તમાં સ્વામીને કહી સંભળાવી. કળાવતીના કારસ્થાનનો વિધ્વંસ કેવી રીતે જીતેન્દ્રે કર્યો હતો, અને ખુદ ચક્રવર્તી આવીને યુવરાજને દરબારતુરંગમાંથી લઇ ગયા એ વાત સાંભળીને સ્વામી બહુ જ આનંદ પામ્યા. પરંતુ તે આનંદનું રહસ્ય જીતેન્દ્ર કળી શક્યો નહિ.

"રાજા મૃગેન્દ્ર હાલમાં શું કરે છે? ત્હારી સાથે તેમનો મેળાપ હમણાં થયો હતો કે?" થોડીવાર શાન્ત રહ્યા પછી સ્વામીએ પૂછ્યું.

"આપની સુનાવણી થઈ હતી તે દિવસે પ્રાતઃકાળે, આપનાં દર્શન કરીને પાછા ફરતાં, પિતાજી ગંગાનદીના કિનારા પાસે મ્હને ઓચિંતા મળ્યા હતા. ત્યાર પછી અત્યાર સુધીમાં મ્હેં તેમના વિષે કંઇ પણ સાંભળ્યું નથી. સૈન્ય સહિત પાટલીપુત્ર આવીને હક્કપુરઃસર પિતાજી પોતાના રાજ્યની માગણી કરનાર છે. કદાચ વખતે યુદ્ધ કરવાનો પણ પ્રસંગ આવે, એટલા માટે ચક્રવર્તીના સૈન્યબળની યોગ્ય માહિતી મેળવી રાખવા સારૂ પિતાજીએ મ્હને અહિં રહેવાની આજ્ઞા કરી છે."

સ્વામીઃ "જીતેન્દ્ર! તેં જે માહિતી મેળવી છે, અને જે પરિસ્થિતિનું પ્રત્યક્ષ અવલોકન કર્યું છે તે ઉપરથી, યુદ્ધ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય તો તેમાં યશ મળે એમ ત્હને લાગે છે?"

જીતેન્દ્રઃ "ચક્રવર્તી સાથે યુદ્ધ કરીને વિજય મેળવવો એ વાત માનવ-શક્તિને શક્ય નથી. તેનામાં દેવ નિવાસ કરીને રહેલો છે. તે સિવાય તે આટલો બધો પ્રજાપ્રિય થઇ પડયો ન હોત. માત્ર થોડાંક માણસોને અપવાદ તરીકે બાદ કરીએ તો અખિલ ભારતવર્ષના લોકો ચક્રવર્તીના વિજયથી આનંદ પામે છે. તેની પવિત્રતાને લીધે તેનો અને તેના રાજ્યનો સર્વદા

વિજયજ છે. તેની સાથે યુદ્ધ કરીને અમને બિલકુલ યશ મળનાર નથી. ધર્મ, સદાચાર અને વિનયની સાક્ષાત્ મૂર્તિ સરખા ચક્રવર્તી સામે તલવાર ઉંચકવી એ મનુષ્યશકિતને માટે અશક્ય વાત છે. મ્હને તો લાગે છે કે યુદ્ધ કરવાનો પ્રસંગ જ ઉપસ્થિત થનાર નથી.”

સ્વામીઃ “બરોબર ! જીતેન્દ્ર ! ત્હારૂં કહેવું સત્ય છે. જ્યાં સુધી ચક્રવર્તી સૈન્યબળને પોતાનું સામર્થ્ય માનતો હતો ત્યાંસુધી તે અજય્ય નહોતો, હવે તે અહિંસા, સમતા અને બન્ધુપ્રેમ આદિને પોતાનું સામર્થ્ય માનવા લાગ્યો છે. આવા પુણ્યશ્લોક નૃપતિ સાથ યુદ્ધ કરીને વિજય મેળવવાની કલ્પના સુદ્ધાં પણ મનુષ્ય પ્રાણીથી થઇ શકે તેમ નથી. તેના ધાર્મિક તેજને લીધે, કેટલાંક મલેચ્છ રાજ્યો પણ તેની ચરણરજના સ્પર્શની અપેક્ષા રાખે છે. તેની ધર્મનિષ્ઠ મૂર્તિ જોતાંની સાથેજ મનુષ્ય-પ્રાણી અહંકાર અને શત્રુતા ભૂલી જાય છે. ચન્દ્રની કળાની પેઠે ખીલતી જતી તેની વિમલ યશપતાકા કોણ જાણે કેવો યે પ્રકાશ પાડશે ! હજી સુધી **અશોક** અને મૃગેન્દ્રનો મેળાપ થયો નથી, પરંતુ, પ્રથમ મુલાકાતે જ મૃગેન્દ્રના હૃદય પર **અશોક**ના સદ્વર્તનની છાપ પડયા વગર રહેનાર નથી. મૃગેન્દ્ર પોતે જ સલાહ શાન્તિથી સમજુતી કરવાના નિર્ણય પર આવશે. જીતેન્દ્ર ! ત્હારા પિતાને મ્હારો એટલો સંદેશો પહોંચાડજે કે **અશોક**ની સાથે સલાહ શાન્તિથી જ કામ લેવાની સ્વામીજીએ આજ્ઞા કરી છે. **અશોક** હવે પ્રથમનો **અશોક** નથી. **અશોક** જૂઠ્ઠી પ્રતિજ્ઞા કરે એવો નથી એવી હવે મ્હારી દૃઢ પ્રતીતિ થઇ ચૂકી છે. રાજા મૃગેન્દ્રને કોઇ પણ પ્રકારની શરત વગર તેનું રાજ્ય પાછું આપવાની પોતાની પ્રતિજ્ઞા ક્યારે પાર પડે, તે માટે તે બહુ જ આતુર છે. રાજા અહિં આવે એટલો જ વિલંબ ! ચક્રવર્તીના સ્વભાવની પૂર્ણ માહિતી નહિ હોવાથી જ રાજાને સૈન્ય સાથે અહિં આવવાની મ્હેં સંમતિ આપી હતી. હવે સૈન્ય સાથે અહિં આવવાની જરૂર નથી. તોપણ **અશોક** જેવા ચક્રવર્તીની મુલાકાત લેવા આવતી વખતે પોતાનો માન મરતબો સાચવવાની ખાતર કલિંગાધિપતિ સૈન્ય સાથે આવે તો તેમાં કંઇ હરકત જેવું નથી.”

ચિદાનંદસ્વામીનો સંદેશો પોતાના પિતાને પહોંચાડવાનું કબુલ કરીને, યુવરાજ જીતેન્દ્ર આનંદિત હૃદયે દરબારતુરંગમાંથી બહાર નીકળી ગયો.

---

# પ્રકરણ ૨૮ મું.

## મહાસભાની તૈયારીઓ.



પોતાના પ્રધાનને સુરક્ષિત સ્થિતિમાં જોઇને, સમ્રાટ્ અશોક જેટલો આનંદ પામ્યો તેના કરતાં સહસ્ર ગણો શોક, અઘોર કૃત્ય કરવા માટે ત્યાં ભેગા થયેલા સેંકડો ભિક્ષુઓને જોઇને, તેને થયા વગર રહ્યો નહિ. "બૌદ્ધધર્મનો પ્રચાર કરવા સારૂ જેમને રાખવામાં આવ્યા છે, અહિંસા ધર્મનો ઉપદેશ કરવામાં જેઓ આગળ પડતો ભાગ લે છે, જનસમાજને ધાર્મિક તત્વોનું જ્ઞાન આપવું એ જ જેમનું કર્તવ્ય છે, મનુષ્ય પ્રાણી તો શું, પરંતુ એકાદા ન્હાના જીવની પણ હિંસા ન કરવી એવો જ જેમનો મુખ્ય મંત્ર છે, એવા ધર્મગુરૂઓ, પોતાના ભિક્ષુમંડળની સહાયથી રાધાગુપ્ત સરખા સજ્જન પુરૂષનો વધ કરવા તૈયાર થાય, એ એક માતા પોતાના બાળકનું જ ખૂન કરે એવી વાત નથી શું? એક નહિ, બે નહિ, પરંતુ સેંકડો ભિક્ષુઓ સંપુટાચાર્યના સેનાપતિત્વ નીચે, એક નિરપરાધી વૃદ્ધ પુરૂષના પ્રાણ હરવાને તૈયાર થાય, એ એક મનુષ્યપ્રાણીની હત્યા નહિ, પરંતુ પ્રાણી માત્ર પર દયા રાખવાનો ઉપદેશ કરનારાં બૌદ્ધધર્મના પવિત્ર તત્વોની જ હત્યા નથી થતી તો બીજું શું?" ઉપર પ્રમાણે વિચારની પરંપરા અશોકના હૃદયમાં ચાલી રહી હતી. તેનું મન કલિંગદેશના સમરવહ્નિમાં તપાઇને શુદ્ધ થયું હતું. નરકનો વિધ્વંસ થયા પછી ઉપગુપ્ત સરખા તેને ગુરૂ મળ્યા હતા. આ પ્રમાણે દિન પ્રતિદિન તેની વધતી જતી વિશુદ્ધતાને લીધે, અશોક ભિક્ષુઓનો અનાચાર જોઇને બહુ દુઃખી થયો. તે વિચારવા લાગ્યો: "હું જનસમાજને ધાર્મિક તત્વો સ્હમજાવવાનો યત્ન કરૂં છું, અને જેમની દ્વારા એ તત્વોનું જ્ઞાન આપવાનું છે, તેઓ—ભિક્ષુઓ તો અધર્મ પંકમાં ડૂબતા જાય છે! જે સાસુએ પોતાની તરૂણ પુત્રવધૂને નીતિમત્તાનું જ્ઞાન આપવું જોઇએ, તે વૃદ્ધ સાસુ પોતે જ જારિણી છે. જે વૈદ્યે દર્દીને ઔષધ આપીને તેની પ્રકૃતિ સુધારવી જોઇએ, તે જ વૈદ્ય દર્દીને વિષ પીવડાવે છે!" આમ વિચારતાં અશોકનું હૃદય ભરાઇ આવ્યું. ભેગા થએલા ભિક્ષુઓને ઉદ્દેશીને તે શાંત ધાર્મિક સ્વરે બોલ્યો:

"ભિક્ષુઓ! આજ દિન સુધી તમારા અનાચારની વાતો માત્ર મ્હેં કાને જ સાંભળી હતી. તમારા વેશ પ્રત્યે મ્હને મ્હોટો વિશ્વાસ હતો. આ સંસારવિરક્ત ભિક્ષુઓ કદિ પણ અનાચાર કરે જ નહિ, એની મ્હારી દૃઢ પ્રતીતિ હતી. જ્યારે જ્યારે તમારી વિરુદ્ધમાં ફરિયાદો મ્હારા સાંભળવામાં આવતી, ત્યારે ત્યારે તે હું ખોટી જ ગણી કાઢતો. તમારી વિરુદ્ધ ફરિયાદ કરનારા મ્હારા પ્રજાજનોએ તેમને ન્યાય નહિ મળવાથી, તમારા સામે ફરિયાદો કરવાનું પણ ત્યજી દીધું. મ્હારૂં ભિક્ષુમંડળ સદાચારસંપન્ન છે, એવા ભ્રમમાં હું આજ દિન સુધી પડી રહ્યો. એ મ્હારો ભ્રમ આજે દૂર થયો. તમારૂં સત્ય સ્વરૂપ મ્હેં આજે જ જાણ્યું. મ્હારી ગરીબ પ્રજાને તમે વિના કારણ ત્રાસ આપ્યો છે. આ વેશની સહાયથી તમે ઇચ્છાનુસાર અનાચાર કર્યો છે. જનસમાજને નીતિને માર્ગે દોરવાને માટે નિર્માયલો ભિક્ષુ-ભિક્ષુણીનો પંથ પોતેજ અનીતિ-પંકમાં ડૂબેલો છે! ભગવાન ગૌતમબુદ્ધની પવિત્ર આજ્ઞા તમે પોતાના પગ તળે છૂંદવા માંડી છે! અહિંસાના તત્વની પવિત્રતાને કલંક લગાડવા માંડયું છે. બન્ધુ-પ્રેમનો અર્થ એક બીજાનાં ગળાં કાપવાં એવો જ થવા લાગ્યો છે. પ્રાણી હત્યા કરવી એ તમારે મન એક સહજ વાત છે, અને ધાર્મિક ઉચ્ચ તત્ત્વોની જેને કશી જ માહિતી નથી એવા મૂર્ખજનો ભિક્ષુવેશ ધારણ કરીને, મ્હારી પ્રજાને લૂંટવા લાગ્યા છે. આ લુટારાઓ દ્રવ્યની લૂંટ કરીને જ અટકતા નથી, પરંતુ તેમણે જનસમાજના ચારિત્ર્યની લૂંટ પણ ચલાવવા માંડી છે. જનસમાજની ધર્મપરાયણતા આટલી સત્વર ગતિથી કેમ વધવા લાગી છે, સૌ કોઇ ભિક્ષુ થવાની ખટપટ કેમ કરે છે, એ ભેદ હવે હું સમજ્યો! આ ભિક્ષુઓની વધતી જતી ભરતી કમી કરવી જોઈએ. ભકત એક અને ગુરૂ દસ, એ પ્રમાણે ચાલવા દેવું જોઇએ નહિ. કોલાસામાંથી હીરા શોધી કાઢવા જોઈએ. કોલસા કદિ પણ પ્રકાશ આપી શકતા નથી. કોલસા જેવા ભિક્ષુઓની સંખ્યા ઘટાડવી જ જોઇએ."

ધર્મોન્નતિ અને ધર્મપ્રચારાર્થે પોતે ભિક્ષુ અને ભિક્ષુણીઓને કેવી આર્થિક મદદ આપી હતી, ધર્મક્ષેત્રનો વિસ્તાર કરવા માટે એશઆરામ અને ભોગવિલાસ ત્યજીને પોતે કેટલો બધો પરિશ્રમ વેઠતો હતો, ભિક્ષુ-ભિક્ષુણી સુખ પામે એટલા સારૂ પોતે કેવી કાળજી રાખતો હતો, દેશો દેશના રાજાઓ સાથે તહનામું કરતી વેળાએ પણ, ભિક્ષુ-ભિક્ષુણીઓના લાભ જાળવવાની શરતો કરવાની પોતે કેવી કાળજી રાખતો હતી, તેમના વિહારાર્થે

સ્થળે સ્થળે મઠોની સ્થાપનાઓ કરી હતી, તેમની પવિત્રતાને જરા પણ આંચ ન આવે એટલા માટે કાયદાઓમાં પણ પોતે જે સુધારા કર્યા હતા, અને અત્યાર સુધી તેમના પ્રત્યે પોતે કેવી આદરબુદ્ધિ ધરાવતો હતો, એ સઘળું અશોકની દૃષ્ટિ સમક્ષ મૂર્તિમંત થયું. તે સાથે જ ભિક્ષુની અવનત દશા પણ તેની નજર આગળ તરવરવા લાગી. પૌષ્ટિક અન્ન ખવરાવવા છતાં પણ ભિક્ષુ–ભિક્ષુણીઓનાં મન આટલાં બધાં નિર્બળ રહ્યાં હતાં એ જોઇને તે આશ્ચર્ય પામ્યો. આટલા બધા દિવસનો પરિશ્રમ વ્યર્થ ગયો, અને જનસમાજમાં ધાર્મિક સુધારણા કંઇ જ થઇ શકી નહિ, એમ વિચારી અશોકનું હૃદય દ્રવવા લાગ્યું. પોતાના વડિલ બંધુની આવી સ્થિતિ જોઇને કુમાર વીતાશોક બોલ્યો :

“ભગવન્ત ! ક્ષોભ પામવાનું કંઈ જ કારણ નથી. સંપુષ્ટાચાર્ય અને તેની સાથેના ભિક્ષુઓ અનાચાર કરવા તૈયાર થયા છે, એ જોઇને સર્વ ભિક્ષુ–ભિક્ષુણીઓ પણ એવાં જ હશે એમ માનવાને કંઈ જ કારણ નથી. પોતાના ધાર્મિક પ્રભાવથી પંચમહાભૂતને વશ કરી લેનારા ઉપગુપ્તાચાર્ય અને ત્રિકાળજ્ઞાની આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્ય જેવાં રત્નો પણ હજી પ્રકાશી રહ્યાં છે.”

“એવાં જ રત્નોને શોધી કાઢવાની જરૂર છે.” અશોક બોલ્યો: “એવાં રત્નોની એક સુંદર માળા બનાવીને મ્હારી જનતાને અર્પણ કરવાની હું ઇચ્છા રાખું છું. ખરા ભિક્ષુ અને સદ્ધર્મપરાયણ ભિક્ષુણીઓ રૂપી મયૂર–મયૂરીઓના સમૂહમાં ઘણાખરા ખોટા ભિક્ષુ–ભિક્ષુણીઓ રૂપી કાગડા પણ મોરનાં પીછાં ઘાલીને ભેળાઇ ગયા છે. મયૂરોના સમૂહમાં એવા કાગડાઓને શોધી શોધીને જૂદા કાઢવાની જરૂર છે. આ કાગડાઓના કર્ણકટુ સ્વરને લીધે, મયૂર–મયૂરીની મધુર કેકા શ્રવણગોચર થઇ શકતી નથી. ધર્મરૂપી પર્જન્યની આતુરતાથી રાહ જોતી કૃષિવલરૂપી મ્હારી જનતા મયૂરનો કેકારવ સાંભળી શકે એવો બન્દોબસ્ત મ્હારાથી શી રીતે થઇ શકશે?”

અશોક ક્ષણવાર મૌન રહ્યો. તેના મુખમંડળ પર આનંદની વિલસી રહેલી છટા ચન્દ્રના ફિક્કા પ્રકાશમાં પણ સ્પષ્ટ જણાવા લાગી. તે બોલ્યો:

“ઉપગુપ્તાચાર્ય સરખા કુશળ સલાહકાર હોવા છતાં મ્હારે આ બાબતની ચિન્તા શા માટે કરવી જોઇએ ?” પ્રધાનજીને ઉદ્દેશીને તે બોલ્યો : “કાકા ! આ સંપુષ્ટાચાર્ય અને તેમના અનુયાયીઓ પર સૂર્યોદય થતાં સુધી સખ્ત દેખરેખ રાખજો. હું અત્યારે વેણુવન તરફ જાઉં છું, અને

આચાર્યની ઇચ્છાનુસાર આ નીતિભ્રષ્ટ ભિક્ષુઓને સજા ફરમાવીશ. આ ભિક્ષુઓની વધતી જતી સંખ્યા કેવી રીતે ઘટાડવી, તેમના અનાચાર અટકાવવા માટે કેવાં પગલાં લેવાં, અને સદ્ધર્મનો પ્રચાર કરવા સારૂ કેવી યોજનાઓ ઘડવી, એ સંબંધી મ્હારે ઘણી ઘણી વાતચીત આચાર્ય સાથે કરવાની છે."

એટલું બોલીને ચક્રવર્તી વેણુવન જવાને તૈયાર થયો. એટલામાં તેના પ્રત્યે પ્રેમભરી દૃષ્ટિ ફેંકી રહેલો વેશધારી યુવરાજ તેની દૃષ્ટિએ પડયો. હવે અશોકનું હૃદય એક બાળકના હૃદય જેવું નિર્વિકારી રહ્યું નહિ. તેનું નિર્મળ મન પત્નીપ્રેમના રંગથી રંગાઇ ચૂકયું હતું. વેશધારી યુવરાજ પ્રત્યે એક પ્રેમભરી દષ્ટિ ફેંકીને સ્મિત કરતો તે બોલ્યો :

"યુવરાજ ! કુમાર સાથે તું અત્યારે રાજમહાલયમાં જઇને, મ્હારા શયનાગારમાં સુખેથી આરામ લે. હું અત્યારે ત્હારી સાથે આવી શકીશ નહિ. પ્રાતઃકાળે વેણુવનમાંથી આવ્યા પછી ત્હારે રહેવા માટે જૂદી સગવડ કરી આપીશ."

ચક્રવર્તીના આ શબ્દો સાંભળીને શોભના આશ્ચર્ય પામી. આજદીન સુધી પોતાની સાથે રાજમહાલયમાં રહેવાનો તેને આગ્રહ કરનારા અશોકે પોતે જ તેને જૂદા રહેવાની સૂચના શા માટે કરી તેનો મર્મ શોભના સ્હમજી શકી નહિ. આવી સુચના કરવામાં અશોકનો શો હેતુ હશે તેનું અનુમાન તે કરી શકી નહિ. તોપણ તે સૂચના પોતાને અનુકૂળ હોવાથી તે આનંદ પામી. તે સંબંધી ઝાઝી ચિકાશ ન કરતાં તે બોલી :

"ભગવન્ત ! આપની પ્રેમાળ આજ્ઞા પ્રમાણે, આપના અતકર્ય ઉપકારનું સ્મરણ કરતાં કરતાં આપના રાજમહાલયમાં વિશ્રાન્તિ લેવાને મ્હને હરકત નથી. પરંતુ, પ્રભાત થવા આવ્યું છે, હવે મ્હને વિશ્રાન્તિ લેવાની આવશ્યકતા નથી. ભગવન્તની આજ્ઞા હોય તો મ્હારી ઇચ્છા પણ વેણુવન તરફ આવવાની છે. હવેથી ત્યાં રહેવાનો જ મ્હેં નિશ્ચય કર્યો છે."

ચક્રવર્તીએ શોભનાની માગણી સ્વીકારી. તેઓ બન્ને ત્યાંથી ચાલતા થયા.

વેણુવન કંઇ વેરાન જંગલ ન હોતું. નરકનો વિધ્વંસ થયો તે વખતે અશોકને ઉપગુપ્ત જેવા આચાર્યની પ્રાપ્તિ થઇ હતી. એ મહાન્ વિભૂતિની ધર્મપરાયણતા અને સદ્વર્તનને લીધે અશોકનું દિનપ્રતિદિન વિશુદ્ધ થતું જતું મન વધારે પવિત્ર થવા લાગ્યું. તેનો ધર્મોપદેશ સાંભળ્યા

પછી અશોક એટલો બધો આનંદ પામ્યો હતો કે આ ધર્મમૂર્તિને ક્યાં રાખું અને ક્યાં નહિ, એવું તેના મનમાં થયા કરતું હતું. પોતાના રાજમહાલયમાં આવીને રહેવાની અશોકે ઉપગુપ્તાચાર્યને વિનંતી કરી. પરંતુ તેમણે તે સ્વીકારી નહિ. ઉપગુપ્તાચાર્યે પોતાનું બાકીનું આયુષ્ય કોઇ ગુફામાં રહીને વ્યતીત કરવાની ઇચ્છા ચક્રવર્તી પાસે વ્યક્ત કરી. ચક્રવર્તી આથી સહજ દિલગીર થયો. આચાર્ય તેની ખિન્નતાનું કારણ સ્હમજી ગયા, અને, 'ભલે ત્યારે, આ નગરમાં કોઈ એકાન્ત સ્થળ મળશે તો હું ત્યાં કાળક્ષેપ કરીશ' એમ કહીને અશોકને સંતુષ્ટ કર્યો. બે ચાર દિવસમાં જ નગરની બહાર ગંગા નદીના કિનારા પાસે અશોકે એક સુંદર ગુફા તૈયાર કરાવી દીધી. આ ગુફાને વેણુવન એવું નામાભિધાન આપવામાં આવ્યું. અને ઉપગુપ્તાચાર્ય ત્યાં રહેવા લાગ્યા.

વાતો કરતા કરતા ચક્રવર્તી અને શોભના અલ્પકાળમાં જ વેણુવન પાસે આવી પહોંચ્યાં. અનપેક્ષિત સમયે ચક્રવર્તી અને યુવરાજને પોતાની પાસે આવી પહોંચેલા જોઇને ઉપગુપ્તાચાર્યે તેમનું આનંદાશ્ચર્યથી સ્વાગત કર્યું અને બોલ્યા:

"અત્યારે તો તમારે વિશ્રાન્તિ લેવાનો સમય ! અત્યારે તમે અહિં ક્યાંથી ?"

ચક્રવર્તીએ સર્વ હકીકત આચાર્યને નિવેદન કરી. ભિક્ષુ—ભિક્ષુણીપ્રત્યે જે આજપર્યંત પોતે શ્રદ્ધા રાખતો હતો, ધર્મપ્રચારાર્થે તેમને તેણે જે સહાય આપી હતી, અને તેના પરિણામે અન્ય ધર્મી લોકો સ્વધર્મ ત્યજીને બૌદ્ધધર્મ કેમ સ્વીકારવા લાગ્યા હતા, અને છેવટે તેનું કેવું પરિણામ આવ્યું, એ સંબંધી સવિસ્તર રીતે વર્ણન ચક્રવર્તીએ આચાર્ય પાસે કર્યું. સંપુષ્ટાચાર્ય અને તેના ભિક્ષુમંડળે, પ્રધાન રાધાગુપ્તના પ્રાણ હરવા માટે જે કાવતરૂં રચ્યું હતું તે હકીકત પણ આચાર્યને જણાવ્યા પછી, હંસના સમૂહમાંથી મોરનાં પીંછા ઘાલીને ઘુસી ગએલા કાગડા શોધી કાઢવાનો અને ધર્મમાર્ગમાં ચાલી રહેલા અનાચાર અટકાવવા સંબંધી પોતાના નિશ્ચયથી તેણે તેમને વાકેફ કર્યા. એ સર્વ હકીકત સાંભળી રહ્યા પછી આચાર્ય બોલ્યા: "અશોક ! ધન્ય છે, ત્હને અને ત્હારી સ્વધર્મનિષ્ઠતાને ! પોતાની પ્રજા સદાચારી થાય, અરે, એટલું જ નહિ પરંતુ અખિલ વિશ્વની પ્રજાઓ સદ્ધર્મપરાયણ થાય એવા ઉચ્ચ ઉદ્દેશથી તું જે પ્રયત્નો કરે છે તે પ્રશંસનીય છે. ત્હેં ચક્રવર્તીપદ મેળવીને તેનું સાર્થક્ય કર્યું છે. અત્યાર-

સુધી તું બૌદ્ધધર્મનો આશ્રયદાતા ગણાતો હતો. હવેથી તે ધર્મના પ્રતિપાલક અને પ્રસારક તરીકેની ત્હારી કીર્તિ ત્રિભુવનમાં પ્રસરી રહેશે. સંપુષ્ટાચાર્ય સરખા ધર્મવિહીન ભિક્ષુને મગધદેશના રાજકુટુંબે પોતાનો આચાર્ય માનવા માંડયો તેથી જ અહંકારથી ફુલાઈ જઈને, તેણે ઇચ્છાનુસાર અનાચાર કરવા માંડયો છે. બુદ્ધ ભગવાનનાં અમૂલ્ય ધર્મતત્વોનો અર્થ સો સોની ઇચ્છા પ્રમાણે થવા લાગ્યો છે. માંસભક્ષકોએ જનસમાજને એવું સ્હમજાવી દીધું કે બૌદ્ધધર્મમાં માંસભક્ષણ કરવાની છૂટ છે. કેટલાક દાંભિક ધર્મનાં તડાંએ હોમના પ્રસંગે માંસભક્ષણ કરવાની છૂટ છે, એમ જાહેર કર્યું અને ભિક્ષુ-ઓએ અનાચાર કરવા માંડયા. આ બધાં દુષ્કૃત્યો જોઈને મોગ્ગલીપુત્ર તિષ્ય જેવા આચાર્યે અરણ્યવાસ સ્વીકાર્યો. તેમનું ખાલી પડેલું સ્થાન સંપુષ્ટાચાર્યને મળ્યા પછી ભિક્ષુ-ભિક્ષુણીઓ આળસુ, ધર્મપરાઙ્ગમુખ અને અનીતિમાન થઈ ગયાં છે. આ બધો અત્યાચાર અટકાવવા માટે મોગ્ગલીપુત્ર તિષ્ય જેવા અધિકારી આચાર્યની જરૂર છે.”

આચાર્યનું આ સંભાષણ સાંભળતાં ઇન્દિરાએ આપેલા મોગ્ગલી-પુત્ર તિષ્યના પત્રનું અશોકને સ્મરણ થયું. ઇન્દિરાએ તે પત્ર આપ્યો ત્યારે યુવરાજ અને પ્રધાનજીના પ્રાણ બચાવવાની ધાંધલમાં હોવાથી તે પત્ર તેણે ‘સ્હવારે નિવૃત્તિએ વાંચીશ, એમ વિચારીને ખીસ્સામાં જ મૂકી રાખ્યો હતો. અશોકે તે બહાર કાઢયો અને બોલ્યો :

“ આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યનો મેળાપ થવો એ હાલ તો અશક્ય છે; પરંતુ આજે તેમના તરફથી એક પત્ર મ્હારા પર આવ્યો છે. ચાલુ પ્રશ્નો સંબંધી કાંઈ ખુલાસો તેમાંથી મળે છે કે કેમ તે જોઉં.”

એમ કહીને ગુફામાંના દીપક પાસે ચક્રવર્તી ગયો. ઉપગુપ્તાચાર્ય અને યુવરાજ પણ ચક્રવર્તીની પાસે ગયા. અશોકે તે પત્ર વાંચવા માંડયો:

“ સકલ ગુણાલંકૃત રાજરાજેશ્વર ચક્રવર્તી અશોક,

આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યના અનેક આશીર્વાદ. સ્વધર્મમાં રક્ત થઈને આર્યાવર્તના દરેક વિભાગમાં હું વિહાર કર્યા કરું છું. મ્હારો ધાર્મિક વ્યવહાર સુયન્ત્રિત રીતે ચાલે છે. પરંતુ દિલગીરી સાથે લખવું પડે છે કે, જનસમાજને નીતિમાન અને ધર્મપરાયણ બનાવવા, તેમજ અહિંસા તત્વ-રૂપી કંકણ પોતાના હાથમાં ધારણ કરીને, ભગવાન બુદ્ધદેવનાં ત્રિકાલા-બાધિત સત્યનું જનસમાજને દર્શન કરાવવાના અતિ પવિત્ર ઉદ્દેશથી ભગવન્તે

જે જે પ્રયત્નો આદર્યા છે, તેનું શુભ ફળ ઘણુંજ થોડું આવી શકશે. આર્યાવર્તમાંજ નહિ પરંતુ અન્ય યવન રાજ્યોમાં પણ અહિંસાનાં દયામય ધર્મવૃક્ષ રોપવાનો આપનો યત્ન ખરેખર પ્રશંસનીય છે. પરંતુ તે ધર્મ-વૃક્ષના રખેવાળો સ્વકર્તવ્યતત્પર નહિ હોવાથી, તે વૃક્ષનાં ફળ જેવાં આવવાં જોઇએ તેવાં હજી સુધી આવી શક્યાં નથી. આમાં ભગવન્તનો કે અનાચારમાં ડૂબેલા ભિક્ષુઓનો હું દોષ કાઢતો નથી. પરંતુ એ કાળનો જ મહિમા છે. આધુનિક વાતાવરણ તરફ દૃષ્ટિપાત કરતાં, ભગવાન ગૌતમ બુદ્ધના અહિંસાનાં દયામય તત્વો વડે ભારતવર્ષનો ઘણો મોટો વિભાગ પ્રકાશિત થવા લાગ્યો હોય એમ જણાય છે. અત્યારસુધીનાં વાવંટોળ હવે ધીમાં પડવા લાગ્યાં છે, અને ભારતવર્ષ હવે ઘણા લાંબા સમય સુધી શાન્તિનો ઉપભોગ કરી શકશે એવાં ચિહ્નો દૃષ્ટિગોચર થવા લાગ્યાં છે."

"ધર્મ પ્રચારાર્થે ભગવાન ગૌતમબુદ્ધે ભિક્ષુ—ભિક્ષુણીનો પંથ સ્થાપ્યો હતો. તે સમયે ભિક્ષુ—ભિક્ષુણીઓની યોગ્યતાની પરીક્ષા વારંવાર લેવામાં આવતી હતી. યોગ્યતા વગર તે સમયે કોઇને પણ તે પંથમાં દાખલ કરવામાં આવતાં નહિ. તેમના પર નજર રાખવા માટે સભાપતિની નિમ-ણૂક કરવામાં આવતી હતી, અને તેથી ધર્મપ્રચારનું કાર્ય સુયન્ત્રિત રીતે ચાલતું હતું. આવા ધર્મભિક્ષુઓને ધર્મપ્રચારાર્થે જ યોગ્ય સરળતા મળતી હતી ત્યાં સુધી ઠીક હતું. હવે તેમને સાંસારિક સરળતા પણ મળવા લાગી છે. ખુદ રાજાઓ અને સરદારો પણ ધર્મગુરૂઓને દ્રવ્ય વગેરે આપીને, નિર્વાણ, સ્વર્ગસુખ અને ભૌતિક સુખની પ્રાપ્તિ કરવાનો યત્ન કરવા લાગ્યા છે. સંપત્તિવડે ધર્મ પ્રાપ્ત થઇ શકે છે એવી ગેરસમજ દ્રવ્યા-ભિલાષી ભિક્ષુઓ ફેલાવવા લાગ્યા છે. સૈન્યની નોકરી, રાજદરબારની નોકરી, વેપારવણજ એ બધા કરતાં ધાર્મિક વેપારમાં વધારે ફાયદો છે એમ સ્હમજાયાથી પુષ્કળ ધૂર્તલોકો ભિક્ષુવેષ ધારણ કરવા લાગ્યા છે. ધર્મનો વેપાર કરવાની દૂકાનો ઉઘડવા લાગી છે. વસ્તુના મહત્વ પ્રમાણે તેની કિંમત ઠરાવવામાં આવે છે. આવી દુકાનોમાંથી ધર્મની ખરીદી કર-વાથી, આપણી મનોવાંચ્છના સફળ થશે એવો ભ્રમ લોકોમાં ફેલાયો છે.

"ચક્રવર્તી ! ધર્મગુરૂની અનધિકારિતાને લીધે જ આ બધું થયા કરે છે. આવા ધર્મગુરૂઓ અને ભિક્ષુભિક્ષણીઓની યોગ્ય પરીક્ષા લેવાવી જોઇએ. એ પરીક્ષા લેવા માટે સત્વર એક મહાસભા ભરવાની યોજના કર. ભિક્ષુ યા ભિક્ષુણી થવું હોય તેણે આ મહાસભામાં હાજર થવું જ

પડશે એવો સખ્ત હુકૂમ કાઢ. મહાસભામાં યોગ્યતાની લેવાયલી પરીક્ષાનો યોગ્ય દાખલો નહિ હોય તેવા ભિક્ષુ અને ભિક્ષુણીઓને નાસ્તિક અને ધર્મદ્વેષ્ટા સ્હમજીને યોગ્ય શાસન કરવામાં આવશે એવું જાહેર કર. યોગ્ય સભાપતિ અને યોગ્ય પરીક્ષકો બોલાવીને ખરો ધર્મગુરૂ શોધી કાઢ અને તેની મદદથી ખરા ધર્મગ્રંથોનું સંશોધન કર."

"મહાસભા ભરવાનો જે દિવસ નક્કી થશે તે દિવસે હું પણ સભામાં હાજર રહીશ. ભગવન્તના આવા ઉચ્ચતમ કાર્યમાં તેમને યોગ્ય સહાય આપવાની મ્હારી દૃઢ ઈચ્છા છે. મ્હને સભામાં હાજર રહેવાનું નિમંત્રણ કરવાની જરૂર નથી. કારણ કે ત્હારા નોકરો મ્હારો અવાસ શોધી શકશે નહિ."

"મહાસભા ભરીને ધાર્મિક દુર્દશા સત્વર અટકાવ એ ઇચ્છાથી જ આ પત્ર તને મોકલું છું.

લિ૦ ત્હારો દર્શનાભિલાષી

મોગ્ગલીપુત્ર તિષ્ય."

પત્ર વાંચી રહ્યા પછી ચક્રવર્તી બોલ્યો :

"આચાર્ય ! કેવો વિલક્ષણ સુયોગ અનાયાસે પ્રાપ્ત થયો છે ! ભિક્ષુઓના અનાચાર નષ્ટ કરવાની ચિન્તામાં આપણે હતા તેવા મુંઝવણના સમયે જ આ અનપેક્ષિતપત્રે આપણને ચિન્તામુક્ત કર્યા છે."

"ભગવન્ત ! આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યનું જ્ઞાન દિવ્ય છે. તેઓ સર્વસ્વ જાણે છે. ભિક્ષુઓના અનાચાર અને ભગવન્તની ચિન્તા તેઓ કેમ ન કળી શકે ? તેમણે એટલા માટે જ યોગ્ય વેળાએ આપને ઉપદેશ આપ્યો છે. તેમની આજ્ઞાનુસાર સત્વર મહાસભા બોલાવવાની યોજના કરો."

"તે યોજના હું સત્વર કરીશ. પરંતુ સભાનું પ્રમુખસ્થાન લેવાની મ્હારી વિનંતી આપે સ્વીકારવીજ પડશે."

"નહિ. નહિ. આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્ય જેવા અધિકારી મહાત્મા પ્રમુખ થવા યોગ્ય હોવાથી, હું તે માગણી નહિ સ્વીકારી શકું. તેઓ સભામાં હાજર થવાનું વચન પત્રમાં આપી ચૂક્યા છે. તેઓજ પ્રમુખસ્થાન સ્વીકારવાને યોગ્ય છે."

મહાસભા માટે કયું સ્થાન નિયત કરવું, કાર્યક્રમ કેવો રાખવો, મહાસભા સંબંધી જાહેરાતો કેવી રીતે ફેલાવવી, અને કયા કયા દિવસે સભા ભરવી, એ સંબંધી અશોકે સૂર્યોદય થતાં સુધી ઉપગુપ્તાચાર્ય સાથે વાત-

ચીત કરી. સંપુષ્ટાચાર્ય અને તેના ભિક્ષુમંડળ માટે મહાસભામાં સૌની સાથે તેમનો પણ યોગ્ય નિર્ણય થશે, એવું નક્કી કર્યું, અને હાલ તુરત તેમને મુક્ત કરવા એવી ઉપગુપ્તાચાર્યે સલાહ આપી. ચક્રવર્તીએ આચાર્યના એ વિચાર સાથે સંમતિ દર્શાવી.

વેશધારી યુવરાજને વેણુવનમાં રહેવાની રજા મળી. તેનું સંરક્ષણ કરવા સારૂ, વેણુવન ગુફાની આસપાસ ચક્રવર્તીએ સશસ્ત્ર સૈનિકોનો ચોકી પહેરો મૂક્યો.

મહાસભાનું કાર્ય પૂર્ણ થતાં સુધી, વેશધારી યુવરાજને દરબાર-તુરંગમાંના રહસ્ય સંબંધી કશું ન જણાવવાનો ચક્રવર્તીએ નિશ્ચય કર્યો.

---

## પ્રકરણ ૨૯ મું.

### ચિન્તામગ્ન ચક્રવર્તી.

*चिता चिन्ता समानास्ति बिन्दु मात्र विशेषतः ।
सजीवं दहते चिन्ता निर्जीवं दहते चिता ॥

મહાસભાની તૈયારીઓ ઝપાટાબંધ ચાલી રહી હતી. અખિલ ભારતવર્ષમાં જ્યાં જ્યાં બૌદ્ધ લોકોના સંઘ હતા, જ્યાં જ્યાં તેમના વિહારસ્થાન હતાં, અને જે જે મંદિરો અને મઠ તેમના નિવાસસ્થાન તરીકે વપરાતાં હતાં, તે તે સર્વ ઠેકાણે, ચક્રવર્તીએ પાટલીપુત્ર નગરમાં બોલાવેલી મહાસભા સંબંધી જાહેરનામાં ચોંટાડી દેવામાં આવ્યાં હતાં. દેશો દેશના પોતાના માંડલિક રાજાઓને સાંઢણી સ્વારો મોકલીને ચક્રવર્તીએ મહાસભામાં આવવાનાં નિમન્ત્રણ મોકલ્યાં હતાં, અને મહાસભાની બાતમીનો જેમ બને તેમ વધુ પ્રચાર કરવાની તેમને આજ્ઞા કરી હતી. અંગ, બંગ, કલિંગ વગેરે આસપાસના દેશોમાં મહાસભાની વાત જોતજોતામાં ફેલાઇ ગઇ. શહેરની બહાર ગંગાનદીના ઉત્તર કિનારા પાસેના એક રમ્ય ઉપવનમાં મહાસભાની બેઠક માટે સુશોભિત મંડપ બંધા-

* સમ જાણો ચિતા ચિન્તા, ફેર છે બિન્દુ માત્રનો,
સજીવ બાળતી ચિન્તા, ચિતા નિર્જીવને તથા.

વચાનું કામ શરૂ કરવામાં આવ્યું હતું. મહાસભામાં ભાગ લેવાને ભિક્ષુઓની મોટી સંખ્યા હાજર થશે એ વાત સમ્રાટ્ અશોક સારી રીતે જાણતો હતો અને તેથી તેણે મંડપ ઘણો જ વિશાળ બંધાવવા માંડયો હતો. જૂદા જૂદા પ્રાન્તોના ભિક્ષુઓ પાટલીપુત્ર તરફ આવવાને નીકળી ચૂક્યા હતા. આપણી પીત કફની અને પાદુકાઓનું માન જાળવવું હોય, અને ભિક્ષુવૃત્તિમાં કોઇ પણ જાતનો વ્યત્યય ન આવવા દેવો હોય તો મહાસભામાં જઇને, ભિક્ષુ તરીકેની છાપ મેળવવી જ જોઇએ એવી સર્વ ભિક્ષુઓની ખાત્રી થઇ ગઇ હતી.

મહાસભા સંબંધી જાહેરાત ફેલાવવા માટે ચક્રવર્તીએ એવા એવા તો ઉપાયો યોજ્યા હતા કે પહેલી બેઠક થવાને જો કે હજી તો પંદર દિવસ-નો અવકાશ હતો, તોપણ અલ્પકાળમાં જ સંખ્યાબંધ ભિક્ષુઓ પાટલી-પુત્રમાં આવવા લાગ્યા હતા. માત્ર થોડા જ દિવસમાં પાટલીપુત્ર નગરી ભિક્ષુમય બની ગઇ હતી.

મહાસભાની બાતમી સર્વ ભિક્ષુ મંડળોનાં પહોંચાડવી, એમ તમામ ભિક્ષુઓ મહાસભામાં હાજર થઇ શકે તેમ કરીને, સમ્રાટ્ અશોકનો ઉદ્દેશ સફળ કરવો એવી ઇચ્છાથી ચક્રવર્તીના જૂદા જૂદા અધિકારીઓ-એ પોતપોતાની બુદ્ધિ અનુસાર અપરોક્ષ રીતે જૂદી જૂદી યોજનાઓ ઘડી કાઢી હતી. ભિક્ષુઓનાં ટોળે ટોળાં એકઠાં કરીને કેટલાક અધિકારીઓએ એવી ગપ ઉડાડી કે મહાસભામાં દક્ષિણા તરીકે મોટી મોટી રકમો અપાશે. કેટલાક અધિકારીઓએ મહાસભાના પ્રસંગે તરેહ તરેહનાં જમણવારો થશે એવી અફવા ફેલાવી દીધી. કેટલાક અધિકારીઓ ભિક્ષુઓને એવું સ્હ-મજાવવા લાગ્યા કે સર્વ ધર્મગુરૂઓને એકત્ર કરીને, તેમનાં દર્શન કરવાની ચક્રવર્તીની ઇચ્છા છે. સારાંશ કે સર્વ ભિક્ષુઓને રાજધાની તરફ ખેંચી લાવવા સર્વ અધિકારીઓ બનતા પ્રયત્ન કરી રહ્યા હતા. પરંતુ એક અધિ-કારીએ તો પોતાની યુકિતની હદ જ કરી નાખી. તે જ્યાં ત્યાં ભિક્ષુઓને એકત્ર કરીને, 'જે કોઈ ચક્રવર્તીની આ આજ્ઞાનું ઉલ્લંઘન કરે તેનો શિર-ચ્છેદ કરવાની તેણે મ્હને સત્તા આપી છે,' એવો દમ મારવા માંડયો. આ પ્રમાણે દમ દેવામાં તેને બે ત્રણ દિવસ તો કાંઈ જ અડચણ નડી નહિ. અને તેથી તે એવું સ્હમજવા લાગ્યો કે ચક્રવર્તીના હુકમ કરતાં પણ પોતાની આ યુક્તિ વડે પોતાનું કાર્ય બજાવવામાં તે વધારે યશસ્વી નિવ-ડશે. સંપુષ્ટાચાર્ય અને તેના અનુયાયીઓને છૂટા કરવામાં આવ્યા હતા.

તેમને મહાસભામાં આવવાનું નિમન્ત્રણ કરવાનું કાર્ય ઉપરના અધિકારીને સોંપવામાં આવ્યું હતું. મહાસભાની બાતમી સાંભળીને સંપુષ્ટાચાર્ય અને તેના અનુયાયીઓની ખાત્રી થઈ ગઈ હતી કે હવે તેઓ સ્વેચ્છા પ્રમાણે વર્તી શકશે નહિ. મહાસભાનું નામ સાંભળીને તેઓ ચિન્તાતુર થવા લાગ્યા હતા. એવામાં ઉપર કહેલો અધિકારી એક દિવસ તેમની પાસે જઇને બોલ્યો, 'જો તમે બધા મહાસભામાં હાજર નહિ થાવ તો તમારો શિરચ્છેદ કરવામાં આવશે.' ક્રોધાયમાન થયેલા ભિક્ષુઓને આવું બ્હાનું જોઇતું જ હતું. સંપુષ્ટાચાર્યના પટ્ટશિષ્યે તે અધિકારીને ખૂબ ધમકાવ્યો. અધિકારી અને સંપુષ્ટાચાર્યના શિષ્ય વચ્ચેની તકરાર એટલે સુધી વધી ગઇ કે તેણે પોતાની સમશેર મ્યાનમાંથી કાઢીને તે શિષ્યનો શિરચ્છેદ કર્યો.

ક્રોધને વિવશ થયેલા અધિકારીએ નહિ કરવાનું કાર્ય કરી નાખ્યું. એક બૌદ્ધ ધર્મગુરૂનો તેણે શિરચ્છેદ કર્યો. સંપુષ્ટાચાર્ય ઉભો ઉભો આ બધું શાન્તિથી નીહાળી રહ્યો હતો. પોતાના શિષ્યનો વધ થએલો જોઇને તેને કંઇ જ દુઃખ થયું નહિ. પરંતુ તે ઉલટો આનંદ પામ્યો. મહાસભા ભરાય એ વાત તેને ગમતી નહોતી. તેને મહાસભામાં અવરોધ લાવવા માટે કંઇ બહાનું જ જોઇતું હતું. તેણે તરત જ આખા શહેરમાં, 'ચક્રવર્તીના હુકૂમથી એક ભિક્ષુનો શિરચ્છેદ થયો,' એવી બાતમી ફેલાવી દીધી. સ્થળે સ્થળે ભિક્ષુઓ એકત્ર કરીને તેણે તેમને એવું સ્હમજાવવા માંડ્યું કે ચક્રવર્તીની આજ્ઞાથી સર્વ ભિક્ષુઓનો શિરચ્છેદ કરવામાં આવનાર છે. પાટલીપુત્રમાં આવેલા ઘણા ખરા ભિક્ષુઓ મહાસભાના વિરોધીઓ જ હતા. 'ભિક્ષુ–પરીક્ષા' થવાની હતી એ વાત જાણીને મહાસભા ન ભરાય તો જ ઠીક, એવી સર્વ ભિક્ષુઓની ઇચ્છા હતી. તેઓમાંના ઘણા ભિક્ષુઓએ તો, 'અમે ધર્મગુરૂ છીએ, અમારી વળી પરીક્ષા લેવાની જરૂર શી છે?' એવા એવા પ્રશ્નો ઉપસ્થિત કરીને, મહાસભા વખતે એ વિષય જ નહિ ચર્ચાય એવા એવા યત્નો આદરવા માંડયા હતા. પરંતુ તેઓના સર્વ યત્નો નિષ્ફળ નિવડ્યા. 'ભિક્ષુ–પરીક્ષા અર્થે જ આ મહાસભા બોલાવવામાં આવી છે અને તેથી તે વિષય ખાસ ચર્ચાવાનો છે' એવું ચક્રવર્તીએ સર્વત્ર જાહેર કરી દીધું હતું. તેણે એમ પણ જણાવ્યું હતું કે, 'જેમને ભિક્ષુ–પરીક્ષા ન આપવી હોય તેમણે પોતાનાં ભગવાં વસ્ત્રો ત્યજી દઇને ગૃહસ્થાશ્રમ સ્વીકારવો.' મરણની જેમ કોઇ મનુષ્ય વાટ જુએ તેમ નિરાશ થયેલા ભિક્ષુઓ, મહાસભાના પ્રથમ દિવસની રાહ જોઇ રહ્યા હતા. મહા-

સભાના વિરોધી ભિક્ષુઓને, સર્વ ભિક્ષુનાં શિરચ્છેદ થવાના છે. એવી બાતમી મળી એટલે તેઓ આનંદમાં આવી ગયા. આ બ્હાનું મહાસભાનો વિધ્વંસ કરવામાં મદદરૂપ થઇ પડશે એવું તેઓ ખાત્રીથી માનવા લાગ્યા. સંપુષ્ટાચાર્યને તો, 'ભાવતું હતું ને વૈદે બતાવ્યું' એવો જ ઘાટ થયો. પોતાનું અને પોતાના શિષ્યોનું જે અપમાન બે દિવસ પૂર્વે ચક્રવર્તીએ કર્યું હતું, તેનો વ્યાજ સુદ્ધાં બદલો લેવાની આ ઉત્તમ તક હાથ આવી છે એવી તેણે પોતાના મનમાં ગાંઠ વાળી. મહાસભાના વિરોધી ભિક્ષુઓનો તે અગ્રેસર થયો. આ ભિક્ષુઓની પ્રજ્જ્વલિત કોપજ્વાલામાં મહાસભા અને ખુદ ચક્રવર્તીને હોમી દેવાનો તેણે પોતાના મનથી નિશ્ચય કર્યો. મહાસભાનો વિધ્વંસ પોતે કરી શકે તેમ નહોતું, એ વાત તે સારી રીતે જાણતો હતો. પરંતુ, પોતાના શિષ્યનો શિરચ્છેદ થયા પછી તો તે એવું માનવા લાગ્યો હતો કે મહાસભા બોલાવનારા ચક્રવર્તીનું આયુષ્ય પણ હવે તેના હાથમાં જ આવી ગયું હતું. ચક્રવર્તીનો વિનાશ થતાંની સાથે જ મહાસભાની વાત પણ બંધ પડી જ જવાની, એવી તેની ખાત્રી હતી. પરંતુ આ બાબત તેણે પોતાને મ્હોંએથી કોઇને પણ જણાવી નહોતી. જો કે મહાસભાના વિરોધીઓ તરીકે ઘણાયે ભિક્ષુઓ હતા, પરંતુ ચક્રવર્તીનો વાળ પણ વાંકો ન થાય એવું તે સર્વ ઇચ્છતા હતા, એ વાત સંપુષ્ટાચાર્ય સારી રીતે જાણતો હતો. પોતે ધારેલું આ ભયંકર કાર્ય પાર પાડવા માટે ઘણી મુત્સદ્દિગિરી વાપરવાનો તેણે નિશ્ચય કર્યો હતો. તેણે ભિક્ષુઓને સ્હમજાવ્યું હતું કે, "ભિક્ષુનો શિરચ્છેદ રાજઆજ્ઞાથી થયો હોવાથી તે બદલ ચક્રવર્તીને પ્રાયશ્ચિત્ત કરવાની ફરજ પાડવી, અને જ્યારે ચક્રવર્તી શું પ્રાયશ્ચિત્ત કરવું પડશે, એમ પૂછે ત્યારે તેને એમ જણાવવું કે સંપુષ્ટાચાર્ય જે કહે તે અમારે કબૂલ છે. મ્હારી પાસે પ્રાયશ્ચિત્તની બાબત આવતાંની સાથે જ ભિક્ષુ–પરીક્ષા અને મહાસભા બન્નેનો વિનાશ સત્વર થાય એવી યુક્તિ હું યોજીશ." મહાસભાના વિરોધીઓ સંપુષ્ટાચાર્યની સાથે આ બાબતમાં સંમત થયા હતા. પોતાની યુક્તિ સફળ નિવડવાથી સંપુષ્ટાચાર્ય પોતાના મનમાં જ પોતાની બુદ્ધિમત્તાની પ્રશંસા કરવા લાગ્યો. પ્રાયશ્ચિત્ત બાબતનો ઠરાવ સાંભળવા આવવાની તેણે ચક્રવર્તીને આજ્ઞા કરી. અને આ સોનેરી તકનો ઉપયોગ કેવી રીતે કરવો એ બાબતની યોગ્ય ચર્ચા કરવા સારૂ તે રાજમાતાની મ્હેલી તરફ ચાલ્યો ગયો.

તે દિવસે સંધ્યા સમયે રાજમહાલયના ઉદ્યાનમાં ચક્રવર્તી અશોક

એકાન્તે બેઠો બેઠો વિચારમાં લીન થઇ ગયો હતો. કોઇ પણ બાબતને લીધે તેના મન પર સખ્ત આઘાત થયો હોય એવું તેની મ્લાન મુખમુદ્રા પરથી પ્રતીત થતું હતું. સંધ્યાકાળનો આહ્‌લાદોત્પાદક સમય હતો ચિન્તાતુર ચક્રવર્તીને ચિન્તામુક્ત કરવા સારૂ પૃથ્વી માતાએ મનોહર રૂપ ધારણ કર્યું હતું, ફુવારામાંના નિર્મળ જળબિન્દુઓ 'સરસર' કરતાં સરી પડતાં હતાં, તેજોરાશિ સૂર્યનારાયણ પોતાના પ્રકાશમાં બને તેટલું સૌન્દર્ય અને રૂચિરતા આણીને ચક્રવર્તીને આનંદ પમાડવાને મથતા હતા. શીતળ સમીર પરિમલ-ભરી લહરીઓ વડે ચક્રવર્તીને રીઝવવા લાગ્યો હતો, અને આવડું વિશાળ નભોમંડળ પણ મેઘાચ્છાદિત થઇને ચક્રવર્તીના નયનને મનોહર દશ્ય દેખાડવાનો પ્રયત્ન કરી રહ્યું હતું. પાંચે મહાભૂતોએ ચક્રવર્તીને આનંદ પમાડવા માટે આટલો આટલો શ્રમ લીધો છતાં પણ તેના મ્લાન વદન પરથી ચિન્તાની છાયા નષ્ટ ન થઇ તે ન જ થઈ. મહાસભામાં ભિક્ષુઓને નિમન્ત્રણ કરવાનું કાર્ય જેમને સોંપવામાં આવેલું હતું, તેમાંના એક અધિકારીએ ભિક્ષુનો શિરચ્છેદ કર્યો હતો, એ વાતની ખબર મળ્યા પછી તેના વદન પરની પ્રસન્નતા ઉડી જ ગઇ હતી. ઉપગુપ્તાચાર્યે તેને ઘણું ઘણું સમજાવ્યો કે, 'ત્હારા હુકૂમમાં ભિક્ષુનો શિરચ્છેદ કરવાનું ત્હેં જણાવેલું જ નથી, અને તેથી તે બદલ ત્હારો અધિકારી જ અપરાધી છે." પરંતુ અશોકનો ઉદ્વેગ તેથી લેશમાત્ર પણ ઓછો થવા પામ્યો નહિ.

પોતાના સંદેશાને ચક્રવર્તીએ ધિક્કારી કાઢયો એ જોઇને સંપુષ્ટાચાર્યની કોપજ્વાળા ફાટી નીકળી. જૂદા જૂદા દેશના ભિક્ષુઓનાં ટોળાં એકત્ર કરીને, તેમને પોતાની સાથે લઇને, ધાર્મિક સત્તા બજાવવા માટે તે રાજમહાલય પાસે આવ્યો; અને 'નમો બુદ્ધાય' એ પવિત્ર શબ્દનો ભીષણ જયધ્વનિ કરી રાજમહાલયમાં પ્રવેશ કરવા લાગ્યો. તેનો આવેશયુક્ત ચ્હેરો જોઇને, દેવડી પરના પહેરેગીરને લાગ્યું કે તેને રાજમહાલયમાં પ્રવેશ કરવા દેવો એ ભયભરેલું હતું અને તેથી તેણે તેને રાજમહાલયમાં પ્રવેશ કરવા દીધો નહિ. આથી સંપુષ્ટાચાર્ય ચીડવાઇ ગયો અને બળાત્કારે પ્રવેશ કરવાનો યત્ન કરવા લાગ્યો. રાજમહાલયના દ્વાર પાસે થઈ રહેલી ભીષણ જયગર્જના સાંભળીને ચક્રવર્તી ત્યાં આવ્યો. સંપુષ્ટાચાર્યે તેને પ્રાયશ્ચિત્ત કરવા બાબતની અધિકારયુક્ત આજ્ઞા કરી. ભિક્ષુઓનો સમૂહ અને સંપુષ્ટાચાર્યની કોપાયમાન મુખમુદ્રાનું બારિક નિરીક્ષણ કરીને ચક્રવર્તી બોલ્યોઃ

"ભિક્ષુનો શિરચ્છેદ થવાથી મ્હને પણ આપના જેટલું જ દુઃખ

થાય છે. મ્હારા નિમન્ત્રણના હુકૂમમાં શિરચ્છેદ કરવાની આજ્ઞા મ્હેં કરી જ નથી. હું પ્રાયશ્ચિત્ત લેવા જેટલો ગુન્હેગાર નથી. પરંતુ તેથી આપના જેટલો જ દિલગીર થયો છું. તેમ છતાં ધાર્મિક તત્ત્વાનુસાર જો હું દુષિત જ ઠરીશ તો પ્રાયશ્ચિત્ત સ્વીકારવાને હું તૈયાર થઇશ. મૃત ભિક્ષુની ઉત્તરક્રિયા સંપૂર્ણ થયા પછી સર્વ ધર્મગુરૂઓની એક સભા ભરવી અને તેમાં જે નિકાલ આવશે તે હું શિર પર ચડાવીશ."

પ્રાયશ્ચિત્ત આપવાની બાબત લંબાય એવી સંપુષ્ટાચાર્યની ઇચ્છા નહોતી. મહાસભાની પ્રથમ દિવસની બેઠક પૂર્વે, એટલું જ નહિ, પરંતુ મહાસભાના પ્રમુખ પાટલીપુત્રમાં આવી પહોંચે, તે પહેલાં જ ચક્રવર્તીનું પ્રાયશ્ચિત્ત જાહેર કરીને, ચક્રવર્તી અને તેની મહાસભા એ બન્નેનો વિધ્વંસ કરવાની તેની ઇચ્છા હતી. તે બોલ્યો : "ત્રણ દિવસ પછી તે ભિક્ષુની ઉત્તરક્રિયા પૂર્ણ થનાર છે. ત્યાર પછી ચોથે દિવસે પ્રાયશ્ચિત સ્વીકારવા માટે ચક્રવર્તીએ તૈયાર જ રહેવું પડશે." એટલું બોલીને, અશોક પર વિજય મેળવવાથી આનંદ પામતો સંપુષ્ટાચાર્ય ભિક્ષુમંડળ સહિત ત્યાંથી ચાલતો થયો. પ્રાયશ્ચિત્તના નવીન બનાવથી અશોકની ચિન્તા વધી પડી. કાંઇક શાન્તિ મેળવવાના ઉદ્દેશથી તે ઉદ્યાનમાં આવ્યો હતો, પરંતુ તેને શાન્તિ પ્રાપ્ત થઇ નહિ. તે ઉદ્વેગજનક વિચારમાં લીન થઇ ગયો.

આ પ્રમાણે સમ્રાટ્ અશોક વિચારમગ્ના અવસ્થામાં ઘણીવાર સુધી રહ્યો. ચક્રવર્તીની માનસિક વ્યથા પોતે દૂર નહિ કરી શકે, એમ માનીને તેજોરાશિ સૂર્ય લજવાતો લજવાતો દેશત્યાગ કરી ગયો. 'હમણાં જ ચક્રવર્તીની મનોવ્યથા દૂર કરી નાખું,' એવું સગર્વ બોલનારો હીમરાશિ—ચન્દ્ર પણ જ્યારે પોતાનો અમૃતવર્ષાવ ચક્રવર્તીની ચિન્તા દૂર કરવામાં અસમર્થ નિવડયો ત્યારે શરમાઇ જતો વાદળાંમાં છૂપાઇ ગયો. પુનઃ પ્રયત્ન કરી જોવાના ઉદ્દેશથી તેણે એકવાર વાદળાંમાંથી ડોકીયું કરીને જોયું તો એક બીજી જ વ્યક્તિ અશોકની પાસે ઉભેલી તેના જોવામાં આવી. હવે ચક્રવર્તીની મનોવ્યથા એક ક્ષણમાત્રમાં દૂર થશે એમ વિચારીને પરોપકારી ચન્દ્ર પોતાનાં બીજાં કર્તવ્ય સંભાળવા લાગ્યો. તેણે કેટલીયે વાર ઇન્દિરાને પોતાના બન્ધુની મનોવ્યથા દૂર કરતાં જોઇ હતી. તેમજ ચક્રવર્તીને પણ ઇન્દિરાનું પ્રફુલ્લ વદન જોવાથી અતિ આહ્લાદ ઉપજતો એ વાત પણ તે જાણતો હતો, અને તેથી ઇન્દિરા જ આ કામ ઉત્તમ રીતે કરશે, એમ ધારીને ચન્દ્રે એ વાત પડતી મૂકી.

ઇન્દિરાએ જોયું કે પોતે ક્યારની આવીને ઉભી છે, પરંતુ ચક્રવર્તીનું ધ્યાન હજી તેની તરફ ગયું નથી. તેનું સદોદિત પ્રફુલ્લ રહેતું વદન દારૂણ દુઃખને લીધે આજે મ્લાન બની ગયું હતું. ભિક્ષુના શિરચ્છેદની બાતમી સાંભળી ત્યારથી ચક્રવર્તીના વદન પરની આનંદની છટા અદૃશ્ય થઇ ગઇ હતી. ઉદ્યાનની રમણીયતા, શીતળ સમીરની પરિમળયુક્ત લહરીઓ, અથવા ચન્દ્રનો અમૃતવર્ષાવઃ એમાંનું કોઇ પણ ચક્રવર્તીની મનોવ્યથા દૂર કરી શક્યું નહિ, એ જોઇને ઇન્દિરાને દુઃખ થયું. દુઃખના ભારથી નિસાસા નાખતી તે બોલી: "ભગવન્ત! આમ ચિન્તા ક્યાં સુધી કર્યા કરશો? એમ કરવાથી મૃતભિક્ષુ પુનઃ સજીવન થઇ શકે તેમ થોડું જ છે! ભિક્ષુના શિરચ્છેદનની બાબતમાં તમારા આજ્ઞાપત્રમાં કંઇ જ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી, એવું ઉપગુપ્તાચાર્યે પણ તમને કહ્યું છે ને!"

ઇન્દિરાનું ભાષણ સાંભળીને ચક્રવર્તી વિચારતન્દ્રામાંથી જાગૃત થયો. તેણે પોતાની ભગિની ઇન્દિરાને પોતાની સમીપમાં બેઠેલી જોઈ. ઇન્દિરા પર અશોકનો નિઃસિમ પ્રેમ હતો. તેણે પોતાના વદન પરની ચિન્તા દૂર કરવાનો બની શકે તેટલો પ્રયત્ન કર્યો. પરંતુ તેમાં તે ફાવ્યો નહિ. અતઃકરણ દુઃખથી દ્રવતું હોય ત્યારે વદન પર આનંદની છાયા ધારણ કરવી, હૃદયમાં આનંદ ઉભરાઇ જતો હોય ત્યારે વદન પર ચિન્તા પ્રસરાવી દેવી, હૃદયમાં હલાહલ વિષ ભર્યું હોય અને ઓષ્ઠમાંથી અમૃતનો સ્રોત વહેવડાવવો, તેમજ વિચારો વ્યાઘ્રના જેવા ક્રૂર કરવા અને વદન ગરીબડી ગાય જેવું રાખીને જગત પોતાનો અંતરંગ જાણી ન જાય એમ વર્તવાની કળા અશોકનામાં નહોતી. જેવું હોય તેવું દેખાડવું, જેવું દેખાય તેવું બોલવું, અને જેવું બોલવું તેવું જ આચરવું, એવો તે નિખાલસ સ્વભાવનો મનુષ્ય હતો. પોતાનો વિષાદ છૂપાવવાના યત્નમાં ચક્રવર્તી નિષ્ફળ નિવડ્યો. પોતે વિચારતન્દ્રામાં લીન થયો, ત્યારે ઇન્દિરા કંઇક બોલી હતી એવું તેને યાદ હતું. પરંતુ તે શું બોલી હતી તે તે વિસરી ગયો હતો. સહજ સ્મિત કરતો ચક્રવર્તી ઇન્દિરાને ઉદ્દેશીને બોલ્યો: "ઇન્દિરા! ત્હેં મ્હને હમણાં શું કહ્યું વારૂ?"

"ભગવન્ત! દુઃખાતિશયને લીધે હું જે બોલી તે તમને યાદ રહ્યું નથી, છતાં પણ કંઈ જ દુઃખ થતું નથી એવું મ્હને દેખાડવાનો પ્રયત્ન શા માટે કરો છો? તમારા સ્મિતથી તમારા ઉદ્વેગની વધુ પ્રતીતિ થાય છે. એવું સ્મિત પુનઃ કરશો નહિ. એમ કરવાથી તો ઉલટું તમે વધુ દુઃખ પામો છો."

આ સાંભળીને અશોક પોતાના મનમાં શરમાયો. ઇન્દિરા પોતાના મનની ચળવિચળ સહજ વારમાં પામી ગઇ હતી એ જોઇને તે બોલ્યો : " ખરેખર, ઇન્દિરા ! આજે મ્હારૂં મન બહુ ચિન્તાતુર થઇ ગયું છે."

" હે ! ચિન્તાતુર શાથી ? ભિક્ષુના શિરચ્છેદને લીધે તેના શોક બદલ તમારૂં મન આજે અસ્વસ્થ હશે એમ મારૂં માનવું હતું."

" મનુષ્ય માત્ર મરણને આધીન છે. કોઇ પણ રીતે તેનો નાશ થવાનો જ છે, અને તેથી તે માટે શોક કરવો વ્યર્થ છે એ હું સહમજું છું. પરંતુ તે મૃત ભિક્ષુનું મૃત્યુ થયું નથી પણ મ્હારા હુકમ બજાવનારા અધિકારીઓ પૈકી એકે તેનો શિરચ્છેદ કર્યો છે. મ્હારી ચિન્તાનું કારણ માત્ર એ જ છે."

" પણ એ ચિન્તાનો ખુલાસો તો થઇ ગયો છે. ભિક્ષુના શિરચ્છેદ સાથે ભગવન્તને કંઇ જ સંબંધ નથી એવું ઉપગુપ્તાચાર્યે પણ તમને કહ્યું છે."

" પરંતુ મ્હારી પ્રજા અને અહિં એકત્ર થયેલા ભિક્ષુઓ એનો ખુલાસો જૂદી જૂદી રીતે કરે છે. ભિક્ષુનો શિરચ્છેદ કરવાનો મ્હારો ઉદ્દેશ હતો કિંવા નહિ, મ્હારા હુકમમાં ભિક્ષુનો વધ કરવા સંબંધી એક શબ્દ પણ લખેલો છે કે નહિ, એ બાબતનો વિચાર તેઓ કરતા નથી. સંપુષ્ટાચાર્ય અને તેના અનુયાયીઓએ ફેલાવેલી ખોટી બાતમી ઉપરથી તે સર્વે ભિક્ષુ-વધનો આરોપ મ્હારા શિર પર ઢોળી પાડે છે."

" ભગવન્ત ! કોઈ દુષ્ટ લોકોએ આ આરોપ તમારા પર મુકવાનો પ્રયત્ન કર્યો છે તેથી ગભરાઓ શા માટે છો ? તમારા શિર પર એવો ખોટો દોષારોપ મુકનારાઓને શાસન કરવું એ તમારૂં કામ છે. એની ચિન્તા કરવાની જરૂર નથી."

" ઇન્દિરા ! અન્ય દુષ્ટ લોકોને અને આ ભિક્ષુઓને શાસન કરતા પહેલાં બહુ વિચાર કરવાની જરૂર છે. મ્હારા પર અસત્ય આરોપ ઢોળી પાડનારા ધર્મગુરૂઓ જ છે. મ્હારા પર આ અસત્ય આરોપ ઢોળી પાડવાનું આ વખતે તેઓનામાં સામર્થ્ય છે."

" આવા અસત્ય બોલનારા ભિક્ષુઓ તે આપણા ધર્મગુરૂઓ જ નથી. ધર્મગુરૂ માનીને તેમની આજ્ઞાનુસાર વર્તવાથી તો ઉલટી ધર્મહાનિ કરવા જેવું થાય છે."

"એ બધું હું જાણું છું. આ અસત્યવાદી ભિક્ષુઓ મ્હારા ધર્મ-ગુરૂઓ નથી એવો નિર્ણય કરવા માટે જ મ્હેં મહાસભા બોલાવી છે. પરંતુ તેવો નિર્ણય થતાં સુધી, ભિક્ષુનો પવિત્ર વેષ જેટલા ભિક્ષુઓએ ધારણ કર્યો છે, તે બધાને ધર્મગુરૂ માનવા જ જોઇએ. આજ દિન સુધી ધર્મગુરૂ તરીકે મ્હેં તેમને માન આપ્યું છે. પ્રાયશ્ચિત્તની બાબતમાં પણ તેમની આજ્ઞાનુસાર વર્તવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. ધાર્મિક દોષ હોય ત્યારે તેમની આજ્ઞાનુસાર જ હું વર્તું છું. મ્હારા પર આરોપ આવ્યો છે તે વખતે તેમના અધિકાર બદલ પ્રશ્ન ઉઠાવવો એ મ્હારા માટે વ્યાજબી ગણાશે નહિ. 'તમે મ્હારા ધર્મગુરૂ નથી. ભિક્ષુવધ બાબતમાં મ્હારી પાસે પ્રાયશ્ચિત્ત કરાવવાનો તમને અધિકાર નથી' એવું જો હું બોલીશ તો અદ્યાપિ પર્યંત જેઓ મ્હને નિર્દોષ સ્હમજે છે, તેઓ પણ એવું સ્હમજશે કે ભિક્ષુવધની બાબતમાં આંતરિક રીતે મ્હારો કંઇક પણ હાથ હોવો જોઇએ. એટલા માટે જ હાલ તુરત કંઇ પણ વધારે ગડબડ ઉપસ્થિત ન કરતાં ભિક્ષુઓ જે પ્રાયશ્ચિત્ત ઠરાવે તે સ્વીકારવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. સંપુષ્ટાચાર્યનાં અત્યાર સુધીનાં દુષ્કૃત્યો તરફ જોતાં, તેમજ પ્રાયશ્ચિત્ત સ્વીકારવાની મ્હને આજ્ઞા કરવા તે અહિં આવ્યો ત્યારે તેનો ક્રોધ જોતાં, મ્હને પ્રાયશ્ચિત્તની બાબતમાં ન્યાય મળનાર નથી, તેમજ તે પોતાની ક્રૂરતાની પરિસીમા કરશે, એવી મ્હારી પ્રતીતિ થઇ ચૂકી છે. પરંતુ ગમે તેમ થાય તોપણ આ પ્રસંગ મ્હારા પોતાના પર આવેલો હોવાથી, મ્હારે બધું શાન્તિથી સહન કરવું જ જોઇએ."

"ભગવન્ત!" સંપુષ્ટાચાર્યની દુષ્ટતા સાંભરી આવતાં ઇન્દિરા કંપતી કંપતી બોલવા લાગી: "નહિ, નહિ, તમારૂં જીવિત એ દુષ્ટ ધર્મ-ગુરૂને સ્વાધીન કરશો નહિ. પ્રાયશ્ચિત્તનું બહાનું કાઢીને તે પોતાનું વેર વાળ્યા વગર રહેનાર નથી."

"અહિં ભેગા થયેલા ભિક્ષુઓ જે પ્રાયશ્ચિત્ત કરવાની આજ્ઞા કરે તે પ્રમાણે વર્તવાનું હું વચન આપી ચૂક્યો છું. ત્રણ દિવસ પછી સંપુ-ષ્ટાચાર્ય ભિક્ષુઓની સભા બોલાવવાનો છે. તે વખતે ભિક્ષુવધના અપરાધ બદલ જે નિર્ણય કરવામાં આવશે તે અને તેઓ જે પ્રાયશ્ચિત્ત કરવાનું કહેશે તે પ્રમાણે મ્હારે વર્તવું જ પડશે." ચક્રવર્તીએ નિરાશાપૂર્વક સ્વરે ખુલાસો કર્યો.

ચક્રવર્તીનું આ નિરાશાજનક ભાષણ સાંભળીને ઇન્દિરાને દુઃખ થયું.

પોતાના બન્ધુનો અધિકાર, તેની અનિયન્ત્રિત સત્તા, અને તેનું અનંત સામર્થ્ય એ સર્વ તેની દૃષ્ટિ સમક્ષ ખડાં થયાં. તેની સામી પક્ષના ભિક્ષુઓની અનધિકારતા અને પરાવલંબી સત્તાનો તે વિચાર કરવા લાગી. આ યુદ્ધમાં પોતાના બન્ધુનો જ વિજય થશે એવું સ્પષ્ટ લાગવા છતાં આજે કંઇ જૂદી જ પરિસ્થિતિ સંબંધી વિચાર તેના મનમાં આવવા લાગ્યા. તે વિસ્મય પામી. પરંતુ તેનો વિસ્મય માત્ર અર્ધી જ ક્ષણ સુધી ટકયો. વિરુદ્ધ પક્ષવાળા નિર્બળ ભિક્ષુઓને એક પ્રકારની દિવ્ય સહાય મળવાથી જ પોતાના બન્ધુનો પરાભવ થવાનો સંભવ છે, એમ તે તરત જ સમજી ગઇ. અશોકના ધર્મતેજને લીધે સંપુષ્ટાચાર્ય અને તેના અનુયાયીઓનું સંરક્ષણ થતું હતું. પોતાના બન્ધુના શિર પર આવી પડેલું સંકટ ઇન્દિરાએ ઓળખી લીધું. તે કરૂણાજનક સ્વરે બોલી: "ભગવન્ત તમે આ શું કર્યું? પોતાનું જીવિત એ દુષ્ટ લોકોના હાથમાં સોંપી દીધું? પોતાની પ્રાણજ્યોતિ પ્રચંડ વાવાઝોડાને અધીન કરી દીધી? પોતાની જીવનનૌકા ખડક પાસે લાવીને મૂકી દીધી! ખુદ યમરાજ પર પણ જો આવું ધર્મસંકટ આવે તો તે ભયથી કંપી ઉઠયા વગર રહે નહિ. ભગવન્ત! તમારી ચિન્તાનું કારણ હવે હું સંપૂર્ણ રીતે સમજી ચૂકી છું."

આટલું બોલતાં ઇન્દિરાના નેત્રદ્વયમાંથી અશ્રુપ્રવાહ વહેવા માંડયો. તે ડૂસકાં ભરવા લાગી. તેના અશ્રુ લૂછતો ચક્રવર્તી બોલ્યો: "ઇન્દિરા! આમ શોક ન કર! મરણથી હું લેશમાત્ર પણ ભય પામતો નથી. પ્રાયશ્ચિત્ત બદલ ગમે તેવી સખ્ત આજ્ઞા સંપુષ્ટાચાર્ય ફરમાવશે તોપણ મ્હને તેની દરકાર નથી. પરંતુ, 'ભિક્ષુવધ અશોકે કરાવ્યો' એવું જો જગતમાં જાહેર થાય તો તે મરણ કરતાં પણ મ્હારી વિમળ કીર્તિને અધિકતર કલંકિત કરનારૂં છે. મરણના કરતાં અપકીર્તિનો મ્હને બહુ ભય લાગે છે. કેવો ભયંકર આરોપ! જેનું મ્હેં અત્યાર સુધી સંરક્ષણ કર્યું, તે ભિક્ષુઓ પૈકીના એકનો શિરચ્છેદ મ્હારી જ આજ્ઞાથી થયો એ અપકીર્તિ, એવી અસત્યપૂર્ણ અપકીર્તિ—શી રીતે મ્હારાથી સહન થઇ શકે? આ તો એક માતા પોતાના બાળકનું ખૂન કરે એવી વાત થઇ. મ્હારી ધવલ કીર્તિ અને મ્હારા સદ્વર્તનને બટ્ટો લગાડવા માટે જ સંપુષ્ટાચાર્ય પ્રવૃત્ત થયો લાગે છે. મહાસભાના વિરોધી ભિક્ષુઓ તેનો શબ્દ મ્હોંમાંથી પડતાંની સાથે ઝીલી લે છે. મહાસભાનો વિધ્વંસ કરવાનું સર્વ ભિક્ષુઓને વચન આપીને સંપુષ્ટાચાર્ય પોતાનું દીર્ઘકાળનું વેર વાળવા તૈયાર થયો છે. ઇન્દિરા!

આજથી ચોથા દિવસે, સર્વ ભિક્ષુઓ આ ત્હારા ભાઇને ધર્મગુરૂનો શિરચ્છેદ કરનાર તરીકે જગતમાં જાહેર કરશે. ઇન્દિરા ! મરણના કરતાં પણ આ અપકીર્તિથી હું વિશેષ ભય પામું છું. ”

“ આ સંકટમાંથી છૂટવાનો શું કંઇ જ માર્ગ નથી ? ”

“ એક માર્ગ છે. ”

“ એક માર્ગ છે ને ? ” ઇન્દિરાને કંઇક આશા આવી. તે બોલી : “ જો કોઇ પણ માગ હોય તો પછી ભગવન્તે ચિન્તા શા માટે રાખવી જોઇએ ? ”

“ માર્ગ છે ખરો, પરંતુ તે પાર પડશે કે કેમ તે વિશે શંકા છે. ”

“ એમ કેમ ? ” ઇન્દિરા બોલી.

“ આ સ્વેચ્છાચારી ભિક્ષુઓને યોગ્ય શાસન કરીને તેમનો આ ક્રૂર નિર્ણય તોડી પાડવો, એ માટે એકજ માર્ગ છે. ”

“ ભગવન્ત ! “ ઇન્દિરા આનંદ પામતી બોલવા લાગી : “ આવો સરળ ઉપાય હાથમાં હોવા છતાં તમે તેને અશક્ય કેમ કહો છો ? ઉપગુપ્તાચાર્યની સહાયતાથી આ અત્યાચારી ભિક્ષુઓને યોગ્ય શાસન આપો. એટલે થયું.”

“ ઉપગુપ્તાચાર્યનો પ્રભાવ આ ભિક્ષુઓ પર પડી શકે તેમ નથી. આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્ય સિવાય કોઇને પણ તેઓ નમ્યું આપે તેમ નથી. ભિક્ષુઓનો નિર્ણય અસત્ય ઠરાવી શકે એટલું સામર્થ્ય તેમનામાં જ છે. તેમના સિવાય કોઇપણ ધર્મગુરૂ મ્હને આ આપત્તિમાંથી મુક્ત કરી શકે તેમ નથી. પરંતુ, એ આશાનો ઉપયોગ શો ? આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્ય તો મહાસભાની બેઠકના દિવસે જ આવશે. મહાસભા ભરાવાને હજી દશ બાર દિવસની વાર છે, અને પ્રાયશ્ચિત્તનો નિર્ણય તો માત્ર ત્રણ દિવસ પછી જ થનાર છે. પ્રાયશ્ચિત્તનો નિર્ણય કરનારી ભિક્ષુઓની સભામાં આચાર્ય આવી પહોંચે એવો સુયોગ શી રીતે પ્રાપ્ત થાય ? તેમણે પોતાના પત્રમાં જણાવેલું છે કે શોધ કરવાથી તેમનો પત્તો મળી શકશે નહિ. તેમના નિવાસસ્થાનની માહિતી હોત તો ગમે તેમ કરીને પણ હું તેમને શોધી કાઢત.”

એટલું બોલીને ચક્રવર્તી ચૂપ રહ્યો. પુનઃ તેના વદન પર ચિન્તાની છાયા પ્રસરી રહી. પોતાના બન્ધુના શિર પર આવેલું સંકટ હવે ઇન્દિરા સંપૂર્ણ રીતે સ્હમજી ચૂકી હતી. તેનો ઉપાય પણ ચક્રવર્તીએ તેને કહી સંભળાવ્યો હતો. આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યને પ્રાયશ્ચિત્ત નિમિત્તે ભરા-

નારી સભામાં હાજર શી રીતે કરી શકાય, એ બાબતનો વિચાર કરવામાં તે લીન થઇ ગઇ. ગંભીર મુખમુદ્રા ધારણ કરીને, ઉદ્યાનમાંના ચન્દ્રના ધવલ પ્રકાશમાં સ્નાન કરી રહેલી પુષ્પલતા તરફ તે દૃષ્ટિ ફેંકી રહી હતી. વિચાર-તન્દ્રામાં નિમગ્ન થએલી ઇન્દિરા ખાસ ઇરાદાપૂર્વક અત્યારે પુષ્પલતા પ્રત્યે નજર ફેંકી રહી નહોતી. જો કે તે પુષ્પલતા પ્રત્યે નજર કરી રહી હતી, પરંતુ તેનું મન તો વિચારમાં જ લીન હતું. માત્ર અર્ધીજ ક્ષણ તે એ સ્થિતિમાં બેસી રહી હશે, એટલામાં તેની દૃષ્ટિમાં કંઇ સહેતુકતા આવી હોય એમ જણાવા લાગ્યું. ચિન્તાવડે મ્લાન થઈ ગયેલી તેની મુદ્રા આનંદિત જણાવા લાગી. વિચારતન્દ્રાને લીધે અર્ધ મીંચાયલાં તેનાં ચક્ષુ એકાએક ઉઘડી ગયાં, અને તેમાં કંઇક ચળકાટ થયો. તેના વદન પર આનંદ અને આશામિશ્રિત ભાવના સ્પષ્ટ રીતે દૃષ્ટિગોચર થવા લાગી. જેમ જેમ પોતાની દૃષ્ટિ સામેનો પ્રદેશ તે નિહાળવા લાગી, તેમ તેમ તેની વદન પરની ચિન્તાની છાયા નષ્ટ થતી ગઇ, અને તેના મધુર ઓષ્ઠ પર સ્મિત ફરકવા લાગ્યું. તે પ્રદેશમાં કોઇ એવું તો અજબ જાદૂ ભરેલું હતું કે તે જાદૂની અસરથી તેની સર્વ ચિન્તા ક્ષણ માત્રમાં લય પામી. અને આનંદની છાયા તેના સુકુમાર સુપલ્લવ પર ફરકવા લાગી. આ સમયે અશોકે પોતાની ભગિની પ્રત્યે નજર કરી હોત તો ઈન્દિરાના વદન પરની આવી આકસ્મિક ચળવિચળ જોઇને તે વિસ્મય પામ્યા વગર રહેત નહિ.

ઇન્દિરા જે પ્રદેશ તરફ દૃષ્ટિ ફેંકી રહી હતી તે કંઇ આજે તે પ્રથમ વાર જ જોતી હતી તેમ નહોતું. આ ઉદ્યાનમાં વિહાર કરવા માટે તે હમેશાં આવતી અને તેથી તે ઉદ્યાનની રમણીયતા કોઇ રસિક મનુષ્ય પહેલ વહેલો જૂએ અને તેને જેટલો આનંદ થાય તેટલો આનંદ ઇન્દિરાને ન થાય એ સ્વાભાવિક હતું. તે જ પુષ્પલતા, તે જ મનોહર વૃક્ષઘટા, તે જ મધુરું ગાન કરનારાં પક્ષીઓ, તે જ મનોહર ફૂવારો, અને લીલીછમ લીલોતરીવાળો માર્ગ. પણ તે જ. આ બધું ઇન્દિરા હજારો વાર નિહાળી ચૂકી હતી. નવીન આનંદ, નવીન આશા અને ચિન્તાનો વિનાશ કરે એવી કોઇ પણ વસ્તુ આ ઉદ્યાનમાં ઇન્દિરાથી અજ્ઞાત હતી એમ નહોતું. ત્યારે તેની મનોવૃત્તિમાં આમ એકાએક ફરક શાથી પડયો ? સામેનું દૃશ્ય જો એટલું બધું સુખોત્પાદક હતું તો પછી ઇન્દિરા તેના તરફ અનિમિષ નેત્રે કેમ જોતી નથી ? ક્ષણવાર સામેના દૃશ્ય પ્રત્યે દૃષ્ટિ ફેંકીને પુનઃ તે પોતાના પગ પાસેની જમીન તરફ નીચું શા માટે જૂએ છે ? વળી પાછી ઉંચી નજર કરીને

સામેના દૃશ્ય તરફ તે શા માટે જૂએ છે? તેના હૃદયમાં ક્ષણે ક્ષણે આવું સ્થિત્યંતર કરી મૂકનારૂં તે દૃશ્ય પણ તેટલુંજ મધુર હોવું જોઇએ. સામેની પુષ્પલતાની પાછળ લપાઇને પેલો બૌદ્ધભિક્ષુ તો ઇન્દિરા પ્રત્યે પ્રેમકટાક્ષ ફેંકી નથી રહ્યોને? હે પાઠક જૂઓ! તે બૌદ્ધભિક્ષુ એ રહ્યો! એક બીજાની દૃષ્ટિ ચૂકાવવાને ઇન્દિરા અને તે ભિક્ષુ પ્રયત્ન કરી રહ્યાં છે. પણ, જૂઓ અંતે તે બન્નેની મળી 'દૃષ્ટાદૃષ્ટ'!

પોતાના બન્ધુના શિરપર સંકટ આવી પડેલું હતું, એવા સમયમાં પણ ઇન્દિરાને પ્રેમગોષ્ટી કરવાનું સુઝતું હતું કે? તેની મુખમુદ્રા પર વિલસી રહેલી આનંદની છટા ઉપરથી તે બૌદ્ધભિક્ષુ તેનો પ્રિયકર જીતેન્દ્ર જ હતો એવું સ્પષ્ટ જણાઇ આવતું હતું. ત્યારે શું પોતાના પ્રિયકરને જોતાંની સાથે જ ઇન્દિરા પોતાના બન્ધુની આપત્તિનું દુઃખ ભૂલી જઇને પ્રેમના કાલ્પનિક સુખમાં તલ્લીન થઇ ગઇ છે? પોતાના પ્રણયસુખ આગળ બન્ધુની આપત્તિનો તેને હિસાબ જ રહ્યો નથી? અત્યાર સુધી અશોકની સાથે ચિન્તામગ્ન થયેલી ઇન્દિરા જીતેન્દ્રને જોતાંની સાથે જ તે ચિન્તા વિસરી ગઇ છે કે? છટ્! ઇન્દિરાના ઉજ્વલ બન્ધુપ્રેમની એવી હલકી કિંમત આંકીને તેને અન્યાય આપવાની જરૂર નથી. જીતેન્દ્રને જોવાથી તેને અત્યંત આનંદ થયો એ વાત સત્ય છે; પરંતુ તે આનંદ તેના દર્શન થવાથીજ થયો હતો એમ નથી, પોતાના બન્ધુના શિર પર આવી પડેલું સંકટ દૂર કરવાનું સાધન પોતાના હાથમાં હવે આવ્યું છે એમ સમજીને જ તે આટલો બધો આનંદ પામી હતી. પુનઃ એકવાર સામેના પ્રદેશ તરફ દૃષ્ટિ ફેંકીને તેણે ચક્રવર્તીના સામું જોયું અને બોલી: "ભગવન્ત! આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યના નિવાસસ્થાન સંબંધી માહિતી કોઇના જાણવામાં નહિ હોય, પરંતુ જે ભિક્ષુ તેમનો પત્ર લાવ્યો હતો તેને તો હોવી જ જોઇએ. તે ભિક્ષુને જ આપણે આચાર્યને તેડવા સારૂ મોકલીએ તો કેમ?"

"ઇન્દિરા! આ ત્હારો ભ્રમ છે. આચાર્યનો પત્ર લાવનાર ભિક્ષુ હવે આપણે શી રીતે શોધી શકીએ? નગરમાં લાખો ભિક્ષુઓ એકત્ર થયેલા છે તેમાંથી તેનો પત્તો શા રીતે મળી શકવાનો હતો?"

"તે બૌદ્ધભિક્ષુની સાથે મ્હને પૂર્ણ પરિચય છે." ઇન્દિરા શરમથી નીચું જોઇને બોલી.

ઇન્દિરાની શરમનું કારણ ચક્રવર્તી કળી શક્યો નહોતો. અશોક ભોળાભાવે જ બોલ્યો: "તે પત્ર લાવનાર ભિક્ષુને તું ઓળખે છે?"

"હા, હું તેને ઓળખું છું, એટલું જ નહિ પરંતુ આપણું કાર્ય તે આનંદથી અને સત્વર કરશે એવી મ્હારી સંપૂર્ણ ખાત્રી છે."

"ઇન્દિરા ! પ્રાયશ્ચિત્ત નિમિત્તે ભરાનારી સભામાં આચાર્યને બોલાવી લાવવાનું કાંઈ એક ભિક્ષુથી બની શકે એમ મ્હને તો લાગતું નથી."

"પણ તે ખરી રીતે ભિક્ષુ જ ન હોય તો ?"

"તું જ કહેતી હતી ને કે આચાર્યનો પત્ર એક બૌદ્ધભિક્ષુ ત્હને આપી ગયો હતો ?"

"હા; તે પોષાકપરથી ભિક્ષુ જણાય છે, પરંતુ ખરી રીતે તે ભિક્ષુ નથી."

"ત્યારે સંપુષ્ટાચાર્યના કારસ્થાનમાં જોડાયેલા ભિક્ષુ પૈકીનો જ કોઇ શખ્સ હોવો જોઇએ. પ્રાણાન્તે પણ તે આચાર્યના નિવાસસ્થાન સંબંધી માહિતી આપણને આપશે નહિ."

"ભગવન્ત ! એવા તર્કવિતર્ક કરવાની કંઇ જ જરૂર નથી. તે તરૂણ પર મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે. હું ખાત્રીથી કહું છું કે તે આપણને ચિન્તામુક્ત કરશે જ."

આ સાંભળીને અશોકના હૃદયમાં આશાનો અંકુર ફૂટયો ને તે બોલ્યો : "એમ જ હોય તો તે ભિક્ષુ ક્યાં હશે એ મ્હને સત્વર કહે. એક ક્ષણનો પણ વિલંબ કર્યા વગર તેને આચાર્ય પાસે મોકલવો જ જોઇએ. હાલ તે ભિક્ષુ ક્યાં હશે, ઇન્દિરા ?"

પોતાના બન્ધુનો પ્રશ્ન સાંભળીને ઇન્દિરાએ સામેની પુષ્પલતા તરફ આંગળી કરી. અશોકે તે પુષ્પલતાની ઓઠે એક તરૂણ ભિક્ષુને બેઠેલો જોયો. પોતાની ભગિનીનો હાથ ઝાલીને ચક્રવર્તી તે તરૂણ ભિક્ષુ પાસે ગયો. તરૂણ ભિક્ષુએ ઇન્દિરા પ્રત્યે એક વક્ર પ્રેમકટાક્ષ ફેંકીને, ચક્રવર્તીને નમન કર્યું. તેને જોતાંજ અશોક બોલી ઉઠયો: "આ તો યુવરાજ જીતેન્દ્ર !" પરંતુ તરત જ અશોકે કબૂલ કર્યું કે કલિંગયુવરાજ જીતેન્દ્રના જેવું જ તે તરૂણ ભિક્ષુનું સ્વરૂપ જોઇને પોતે ભૂલ કરી હતી. તરત જ પોતાનો પ્રાણપ્રિય મિત્ર વેશધારી યુવરાજ ( શોભના ) તેને સાંભરી આવ્યો. મહાસભાની ધાંધલમાં તે તેને બે દિવસ થયાં મળી પણ શકયો નહોતો તે બદલ અશોકે મનમાં જ પોતાને ઠપકો આપ્યો. અને તે ભિક્ષુને ઉદ્દેશીને બોલ્યો : "તરૂણ પુરૂષ ! આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યના નિવાસસ્થાનની ત્હને ખબર છે ?"

"ભગવન્ત! તેમના નિવાસસ્થાનની મ્હને માહિતી નથી; પરંતુ પોતાના દિવ્ય જ્ઞાન વડે તેમનો પ્રથમ મેળાપ થયો ત્યારે તેમણે મ્હને કહ્યું હતું કે પુનઃ એકવાર મ્હારો તેમની સાથે મેળાપ થશે. તે વખતે મ્હારે તેમને કયે સ્થાને મળવું એ બાબતમાં તેમણે મ્હને તે સમયે કહ્યું છે."

આ સાંભળીને અશોક અને ઇન્દિરા આનંદ પામ્યાં. ચક્રવર્તીએ પ્રાયશ્ચિત્ત નિમિત્તે મળનારી ભિક્ષુઓની સભા વિષે સંક્ષિપ્ત માહિતી તે તરૂણને આપી, અને આચાર્યને સત્વર બોલાવી લાવવાની કામગિરી તે ભિક્ષુને સોંપી દીધી.

બૌદ્ધધર્મ પરનું કલંક પોતાના હાથથી ભૂંસાવાનું છે, એવું આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યે જીતેન્દ્રને કહ્યું હતું તેનું કારણ હવે તે સ્હમજી શકયો. પોતાને સોંપેલી કામગિરી સત્વર પાર પાડવાનું તેણે ચક્રવર્તીને અભિવચન આપ્યું.

"તરૂણ!" અશોક બોલવા લાગ્યો: "મ્હેં જે હકીકત કહી છે તે સત્વર આચાર્યને નિવેદન કર. હું એક પત્ર લખી આપું છું તે તું તેમને આપજે, અને ગમે તેમ કરીને સત્વર તેમને અહિં તેડી લાવજે!"

એટલું બોલીને સમ્રાટ્ અશોક આચાર્યને આપવાનો પત્ર લખવા સારૂ ત્યાંથી ચાલ્યો ગયો. ઇન્દિરા ત્યાં ઉભી જ રહી. અશોકના ગયા પછી તે તરૂણ ભિક્ષુ સ્મિત કરતો ઇન્દિરાને ઉદ્દેશીને બોલ્યો: "ઇન્દિરા! આચાર્યને બોલાવી લાવવાનું કાર્ય અશોકે મ્હને સોંપ્યું છે, પણ તેમને કહેજે કે મ્હારી આ કામગિરી બદલ હું બહુ જ ભારે બદલો માગીશ."

તે તરૂણ ભિક્ષુ ચક્રવર્તી પાસે શી બક્ષિસ માગવાનો હતો તે ઇન્દિરા જાણતી જ હતી. તેણે તરૂણ ભિક્ષુ પ્રત્યે એક વક્ર પ્રેમકટાક્ષ ફેંકયો અને કંઈ પણ ઉત્તર આપ્યા વગર નીચું જોયું. તેના સુકુમાર ગાલ પર શરમના શેરડા પડયા.

થોડીવાર ચૂપ રહ્યા પછી તે તરૂણ ભિક્ષુ બોલ્યો: "ઇન્દિરા! મ્હારો વનરાજ અહિં આવેલો છે?"

"હા; મ્હારી હરિણી સાથે જ મ્હેં તેને રાખ્યો છે, અને તે આ મહેલમાં જ આનંદ કરે છે."

"કયાં છે? ચાલ, મ્હને જલ્દી વનરાજને બતાવ."

યુવરાજ જીતેન્દ્રને લઇને ઇન્દિરા વનરાજ પાસે આવી પહોંચી. પોતાના જૂના મિત્રને જોતાંની સાથે જ વનરાજના નેત્રયુગલમાં હર્ષાશ્રુ ભરાઇ આવ્યાં. જીતેન્દ્ર પ્રેમથી સિંહને પંપાળવા લાગ્યો એટલામાં તેની

શોધ કરતો ચક્રવર્તી ત્યાં આવી પહોંચ્યો અને તેના હાથમાં આચાર્ય ઉપરનો પત્ર આપતાં બોલ્યો: “ તું પણ આ વનરાજને ઓળખે છે કે ?”

“ હા; તે મ્હારો પ્રાણપ્રિય મિત્ર છે.” ભિક્ષુએ જવાબ આપ્યો.

“ ઠીક, ત્યારે તો ઈન્દિરાએ વનરાજને પ્રથમ જોયો હતો ત્યારે જ ત્હારો અને ઇન્દિરાનો પણ મેળાપ થયો હશે.” એટલું બોલીને ભોળો અશોક ત્યાંથી ચાલ્યો ગયો.

અશોકે ભોળાભાવે ઉચ્ચારેલા ઉપરના શબ્દોનો અર્થ ઇન્દિરાના પ્રણયપૂર્ણ હૃદયે જૂદો જ કર્યો. અશોક તરૂણભિક્ષુ સાથનો પોતાનો પ્રેમ-સંબંધ ઓળખી ગયો છે એટલું જ વિચારીને તે અટકી નહિ. પોતાના આ પ્રેમસંબંધ માટે પોતાના બન્ધુની પણ સંમતિ છે એવું પણ તેણે અનુમાન કર્યું. આચાર્યનો પત્ર લઇને જવા માટે તૈયાર થયેલા ભિક્ષુના કાનમાં તેણે હળવે દઇને પોતાનો તર્ક અને અનુમાન કહી સંભળાવ્યાં. આ સાંભળીને ભિક્ષુએ સ્મિતથી જ પ્રત્યુત્તર આપ્યો. અને તે ત્યાંથી ચાલ્યો ગયો.

હરિણી પુનઃ વનરાજ સાથે ખેલવા લાગી. શુદ્ધહૃદયા ઇન્દિરા એ હરિણી પ્રત્યે જોઇને બોલીઃ “ ખરેખર, તું સંપૂર્ણ સુખી છે.”

એટલું બોલીને ભાવિ સુખની અનેક કલ્પનાઓ કરતી ઈન્દિરા પણ ધીમે પગલે ત્યાંથી ચાલી ગઇ.

---

## પ્રકરણ ૩૦ મું.

### ધર્મનો જય અને પાપનો પરાજય.



કોઈ મનુષ્ય પુત્રપ્રાપ્તિની લાલસાથી અનેક લગ્નો કરીને થાકે અને પછી છેવટે નસીબ પર ભરોસો રાખીને પોતાનું જીવન ગુજારતો હોય તેવી સ્થિતિમાં તેને ઘેર પુત્રનો જન્મ થાય તેથી તે જેટલો આનંદ પામે તેટલો જ આનંદ આજે સંપુષ્ટાચાર્ય પામ્યો હતો. દૈવદુર્વિપાકને લીધે કાદવમાં ખૂંચી ગયેલા ઐશ્વર્યશાળી ગજરાજને જોઇને જેમ જંબુકો તેની મશ્કરી કરવા મંડે તે જ પ્રમાણે અશોકને પોતાના સપાટામાં સપડાયેલો જોઇને સંપુષ્ટાચાર્ય અને તેના અનુયાયીઓ પોતાની ઇચ્છાનુસાર અશોકનો ઘાટ ઘડવાની અને તેને મશ્કરીમાં ઉડાવ-

વાના યત્નો કરી રહ્યા હતા. અશોક આ બધું સહન કરતો ઉપગુપ્તાચાર્ય પાસે બેસી રહ્યો હતો. પોતાના સપાટામાં સપડાયેલા શિકાર પ્રત્યે તેનું ભક્ષણ કરતાં પહેલાં જેવી કોમળ દૃષ્ટિથી વ્યાઘ્ર જૂએ છે તેવીજ દૃષ્ટિ સંપુષ્ટાચાર્ય સમ્રાટ્ પ્રત્યે ફેંકી રહ્યા હતો. મહાસભાના વિરોધી ભિક્ષુઓ મોટી સંખ્યામાં હાજર થયા હતા અને સંપુષ્ટાચાર્ય મહાસભાનો વિધ્વંસ કરાવવા માટે અશોક સામે કેવી યુક્તિઓનો ઉપયોગ કરે છે તેનું આતુરતાથી અવલોકન કરતા બેઠા હતા. બન્ધુના શિર પર આવી પડેલું સંકટ જોઇને કુમાર વીતાશોક પણ શોકાકૂળવદને અશોકની નજીકમાં જ બેઠો હતો.

સભામંડપ ઘણો વિશાળ હતો અને તે આજે એટલા બધા મનુષ્યોથી ઉભરાઇ જવા લાગ્યો હતો છતાં પણ અત્યારે ત્યાં એવી શાન્તિ પથરાઇ હતી કે જાણે બધા સભાસદો મૂંગા જ ન હોય એમ લાગતું હતું. પ્રભાવશાળી ચક્રવર્તી અશોકનું એવું તો દિવ્ય ધર્મતેજ હતું કે પ્રાયશ્ચિત્તનો નિર્ણય ક્યારનોય કરી રાખ્યો હોવા છતાં પણ સંપુષ્ટાચાર્ય તે તેની સન્મુખ કહી સંભળાવવાની હિંમત કરી શકતો નહોતો. તેણે પોતાની જીવ્હાને હુકમ કર્યો પરંતુ તે આજે તેને અધીન નહોતી. પોતે આજે અન્યાય કરે છે, એવું તેના ઘાતકી મનને પણ લાગ્યા વગર રહ્યું નહિ. પરંતુ તેની અધમતા તેને થોડી જ સારાસારનો વિચાર કરવા દે તેમ હતી ?

પોતાના મનમાં પ્રાયશ્ચિત્તનો નિર્ણય તે પુનઃ ઘોળવા લાગ્યો. તેના મનમાં એમ હતું કે એક જ વિષય પર વિચાર ચાલુ રાખવાથી છેવટે એની મેળે એ નિર્ણય સભાને કહી સંભળાવવાનું કાર્ય કરવા જીવ્હા તૈયાર થશે. થોડીવાર પછી, ' હવે કોઇ ધર્મગુરૂઓ આવનાર છે ? ' એટલું બોલીને પોતાની જીવ્હાને તેનું કાર્ય કરવા માટે ઉદ્યુક્ત કરવા માંડી.

સંપુષ્ટાચાર્યના ' હવે કોઇ ધર્મગુરૂઓ આવનાર છે ? ' એ શબ્દો અશોકને સૌના કરતાં વધારે પસંદ પડયા. નિર્ણય કહી સંભળાવવાની તૈયારી કરી રહેલી જીવ્હાએ આ શબ્દો માત્ર મંગળાચરણ તરીકે જ વાપર્યા હતા. એ શબ્દો અર્થપૂર્ણ હશે એવી ખુદ સંપુષ્ટાચાર્યની પણ કલ્પના ન હોતી, ત્યારે અશોક તે શબ્દો સાંભળીને કેમ આનંદ પામ્યો ? તેમાં કાંઇ ગુહ્યાર્થ સમાયલો હતો ? મંડપના મુખ્ય દ્વાર તરફ તેના ડોળા ચોંટી રહ્યા હતા. હજુ પણ થોડા થોડા ભિક્ષુઓ સભામાં આવ્યે જતા હતા. થોડીવાર પછી તે દ્વાર તદ્દન મોકળું જણાવા લાગ્યું. ભિક્ષુઓનો અવર જવર બંધ થયા છતાં હજી પણ સમ્રાટ્ની આંખો દ્વાર ભણી તાકી રહી હતી. તેમને

જે વ્યક્તિની જરૂર હતી તે વ્યક્તિ હજી સુધી પણ આવી પહોંચી નહિ.

સભા ભરાયાને ઘણીવાર થઇ ગઇ હતી છતાં પણ સભાપતિ સંપુષ્ટાચાર્ય પ્રાયશ્ચિત્તનો નિર્ણય કહી સંભળાવતો નહોતો એ જોઇને ઘણા ભિક્ષુઓને આશ્ચર્ય લાગવા માંડયું. તેઓ બધા સંપુષ્ટાચાર્ય પ્રત્યે આતુર દૃષ્ટિથી જોઇ રહ્યા હતા. એક અધિર ભિક્ષુએ તો સભાનું કાર્ય શરૂ કરવાની સભાપતિને વિનંતી પણ કરી. સંપુષ્ટાચાર્ય હવે બોલવા માટે તૈયાર થઇ ગયો હતો. તેણે તે ભિક્ષુની વિનંતી સ્વીકારી અને પોતાના આસન પર ઉભો થઇને બોલવા લાગ્યો :

"સન્માનનીય ભિક્ષુઓ ! આજે આપણે એક અતિ દુઃખોત્પાદ કાર્ય કરવા માટે આ સ્થાને એકત્ર થયેલા છીએ. માત્ર ધાર્મિક ચર્ચા ચલાવવાના ઉદ્દેશથી જ આ મંડપ તૈયાર કરાવવામાં આવ્યો છે, એવી આપણી સમજણ હતી. વાસ્તવિકરીતે આપણે ધર્મગુરૂઓ પરમપૂજ્ય ભગવાન ગૌતમબુદ્ધના પ્રતિનિધિ છીએ. આપણા મુખમાંથી જે શબ્દ નીકળે તે જ ધર્મ; આપણી આજ્ઞા તે જ ધર્માજ્ઞા, જે આચરણ આપણે યોગ્ય માનીએ તે જ ધર્માચરણ, અને જે માર્ગ આપણે સ્વીકારીએ તે જ નિર્વાણપ્રાપ્તિનો માર્ગ છે એમ માનવું જોઇએ. છતાં પણ આપણું અપમાન કરવાની ખાતર, છળભેદ કરીને અને એટલું જ નહિ પરંતુ પોતાની પ્રજા પર જે અનિયન્ત્રિત સત્તા ચક્રવર્તી ભોગવી રહેલ છે તેવીજ સત્તા આપણા પર પણ ચલાવવાના અપવિત્ર ઉદ્દેશથી તેણે આ મહાસભા બોલાવવાની યુક્તિ રચી છે. પરંતુ તેનો આ અપવિત્ર ઉદ્દેશ અને નાસ્તિકપણું થોડાં જ છૂપાં રહી શકે છે તેમ હતાં ! સારૂં થયું કે મહાસભાની બેઠક ભરાય તે પૂર્વે જ ચક્રવર્તીનો ઉદ્દેશ આપણે કળી શકયા. ચક્રવર્તીના અપવિત્ર ઉદ્દેશનો ભોગ એક જ ધર્મગુરૂ થઇ પડયો એટલેથી જ પત્યું. નહિતર આ મહાસભાને નામે અખિલ ભિક્ષુસમાજ ચગદાઇને જમીનદોસ્ત પણ થઇ ગયો હોત.

"સંપુષ્ટાચાર્ય !" ઉપગુપ્તાચાર્ય ગંભીર વાણીથી બોલ્યા : "તમારી ઇચ્છામાં આવે તેમ તમે બોલતા હોવાથી મ્હારે સભાના નિયમનો ભંગ કરવો પડે છે. વળી આજની સભામાં કંઇ નિયમ જ કયાં છે? કોઇએ પણ દરખાસ્ત કર્યા વગર તમે પોતાની મેળે જ પ્રમુખસ્થાને વિરાજી ગયા છો, અને પ્રમુખ તરીકેનું ભાષણ કરવા ઉભા થયા છો. આપણા પરમ પૂજ્ય ચક્રવર્તી પર આમ મરજીમાં આવે તેવા દોષ મૂકો છો એનો અર્થ શો ? આવા પ્રસંગે મ્હારી ફરજ છે કે મ્હારે તમને સૂચના કરવી જોઇએ.

અત્યારે તો તમારે દ્વેષભાવ વિસરી જઈને તમારૂં ભાષણ સત્યપૂર્ણ અને સભ્યતા પૂર્વક જ કરવું જોઈએ. મહાસભા બોલાવવામાં ચક્રવર્તીનો ઉદ્દેશ અતિ પવિત્ર છે. આજીવિકા માટે ભિક્ષુવૃત્તિ પણ એક સાધનરૂપ થઈ પડી છે, અને તેથી પોતપોતાની ઇચ્છાનુસાર ભોગવિલાસ ભોગવવાની ખાતર પણ ઘણા લોકોએ હાલ ભિક્ષુવેશ ધારણ કરવા માંડયો છે. યોગ્યાયોગ્યતાનો વિચાર કર્યા વગર હજારો લોકો દરરોજ બૌદ્ધભિક્ષુની દિક્ષા લેવા લાગ્યા છે. સત્યાસત્ય, ગુણાવગુણ અને સજ્જનતા દુર્જનતા લોપાઈ જવા લાગ્યાં છે, તેની યોગ્ય પરીક્ષા કરવાના ઉદ્દેશથી જ મહાસભા બોલાવવામાં આવી છે. સર્વ ભિક્ષુઓની પરીક્ષા કર્યા વગર સાચા ખોટાનું પારખું શી રીતે પડે ? પરોપકાર વૃત્તિથી, જનસમાજનું કલ્યાણ કરવાની બુદ્ધિથી મહાસભા બોલાવવાનો ચક્રવર્તીએ નિશ્ચય કર્યો છે. આ દયાળુ સમ્રાટ્નો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો જ છે. સંપુષ્ટાચાર્ય ! ધર્માત્મા અશોકની અવગણના કરીને વ્યર્થ પાપસંચય ન કરો !"

"ઉપગુપ્ત !" દાંત કચકચાવતો સંપુષ્ટાચાર્ય આવેશપૂર્ણ સ્વરે બોલવા લાગ્યો : "તું એક વાણીઆનો છોકરો ! હાથમાં ત્રાજવાં ધરીને ધન સંચય કરવામાં ત્હારો જન્મારો ચાલ્યો ગયો ! નરકમાંની તપ્ત તેલથી ત્હને નુકસાન થઈ શક્યું નહિ એવું દેખાડીને ત્હેં ચક્રવર્તીની આંખોમાં ધૂળ નાંખી છે ! તું ધર્મ સંબંધી જાણે જ શું ? આ સભામાં પ્રવિષ્ટ થવાનો તેમજ મ્હારા ભાષણ પર વ્યર્થ ટીકા કરવાનો ત્હને અધિકાર જ શો છે ? દુકાનદારી કરીને પ્રપંચથી એકના બે કરવા એ જ ત્હારૂં કામ. ધર્મની બાબતમાં આવું ડહાપણ ન કર."

"સંપુષ્ટાચાર્ય !" ક્રોધ પામતો ચક્રવર્તી બોલ્યો : "ઉપગુપ્તાચાર્યનું આ પ્રમાણે અપમાન થતું હું સહન કરી શકીશ નહિ. મ્હારી વિમળ કીર્તિને કલંક લાગે અને મ્હારાં આજ પર્યંતનાં ધાર્મિક કૃત્યોની અવગણના થાય એવાં દુર્વચનો મ્હને સંભળાવવામાં તમે કાંઈ બાકી રાખ્યું નથી. હવે આચાર્ય પર શા માટે ટીકા થવી જોઈએ ?"

"આચાર્ય કોણ ? જેના મ્હોં પર હજી મૂછનો દોરો પણ ફૂટયો નથી એવા એક છોકરાને આચાર્ય કોણ કહેશે ? તપ્ત તેલ પોતાને અપાય કરી શકતું નથી એવો ડોળ ઘાલ્યો એટલે આ વાણીઆનો છોકરો આચાર્ય થઈ ગયો કેમ ?"

"સંપુષ્ટાચાર્ય ! હજી સુધી હું ચક્રવર્તી છું એ તમે વિસરી જાઓ છો. જ્યાં સુધી મ્હારા બાહુમાં સમર્થ્ય છે ત્યાં સુધી ઉપગુપ્તાચાર્યનું અપમાન થાય એવો એક પણ શબ્દ બોલશો તો મ્હારે મ્હારી રાજસત્તાનું તમને ભાન કરાવવું પડશે. આજના કાર્યક્રમ તરફ વળો અને મ્હને તમારો નિર્ણય કહી સંભળાવો."

"ભગવન્ત ! પ્રાયશ્ચિત્તનો નિર્ણય કરવાનું કાર્ય તમે સંપુષ્ટાચાર્યને સોંપો છે કે ?" વીતાશોક વિષણ્ણ વદને બોલ્યો : "તેણે અને તેના અનુયાયીઓએ પ્રધાન રાધાગુપ્ત પ્રત્યે કેવું અઘોર વર્તન ચલાવ્યું હતું એ એટલી વારમાં ભૂલી ગયા કે ? ખૂન કરવામાં પણ પાછી પાની નહિ કરનાર આચાર્ય પોતાના વેરનો સંપૂર્ણ બદલો લીધા વગર રહેશે ખરો કે ?"

"કુમાર ! એવું આડું અવળું બોલો નહિ !" રાજકુમારને બોલતાં અટકાવી સંપુષ્ટાચાર્ય વચ્ચે જ બોલ્યો : "હું ધર્મગુરૂ છું. પ્રાયશ્ચિત્ત સંબંધી નિર્ણય કરવો એ મ્હારૂં જ કામ છે. સર્વ ધર્મગુરૂઓના પ્રમુખ તરીકે આજે જે કટુ કર્તવ્ય મ્હારે બજાવવાનું છે તે બદલ મ્હને પણ બહુ દુઃખ થાય છે."

"તમને ધર્મગુરૂ કોણ કહે છે ? અને તમને પ્રમુખ પદ સ્વીકારવાનું પણ કોણે કહ્યું ? જેણે પોતાનું આખું જીવન રાજકિય ખટપટમાં ગાળ્યું છે, રાજકુટુંબનાં આપ્ત જનોમાં કજીઆ કરાવી જેણે પોતે વિલાસ વૈભવ ભોગવ્યા છે, નકામા ઝગડા ઉભા કરીને જેણે લડાઇઓ ઉભી કરાવી છે, હિંસાને જેણે શાસ્ત્રોક્ત સ્વરૂપ આપ્યું છે, અને અનીતિથીજ નિર્વાણ પ્રાપ્તિ થઇ શકે છે એવી પોતાના વર્તન પરથી જનસમાજને ખોટી પ્રતીતિ કરાવી છે એવો ધર્મશૂન્ય મનુષ્ય 'હું ધર્મગુરૂ છું' એવો ડોળ કરે તો પોતાને સિંહ માનનાર શૃગાલ જેટલો જ તે ઉપહસનીય ગણાય. અહિં ભેગા થયેલા ભિક્ષુઓમાંથી કેટલાક ભિક્ષુઓ પ્રધાનજીના ઘર પર કાવત્રું રચાયું હતું ત્યારે હાજર હતા એમ મ્હને યાદ આવે છે. ઉંડી રીતે વિચાર કરતાં આ પ્રાયશ્ચિત્તના પ્રશ્નનો નિર્ણય કરવાને માટે આખી સભામાં માત્ર ઉપગુપ્તાચાર્ય જ યોગ્ય છે." અશોક તરફ વળીને કુમાર બોલ્યો : "ભગવન્ત ! આજના પ્રશ્નનો યોગ્ય નિકાલ ઉપગુપ્તાચાર્યને જ લાવવા દો. આપની જીવનદોરી સંપુષ્ટાચાર્યને સ્વાધીન કરવાનું સાહસ કરવાની કંઇ જ જરૂર નથી."

"કુમાર !" અશોકને બોલવાની તક ન આપતાં સંપુષ્ટાચાય

વચમાં જ બોલી ઉઠ્યો : "કેટલીયે વાર ચક્રવર્તીએ મ્હારા મધ્યસ્થપણાથી પ્રાયશ્ચિત્તના નિર્ણય કરાવ્યા છે. આજે તેવો પ્રસંગ ખુદ ચક્રવર્તીના પોતાના પર આવતાં જો તે મ્હારા અધિકાર વિશે પ્રશ્ન ઉઠાવશે તો, 'સમ્રાટ્ પોતે અપરાધી છે અને પ્રાયશ્ચિત્ત નહિં સ્વીકારવાની ઇચ્છાથી જ તે આવો પ્રશ્ન ઉઠાવીને છટકી જવા માગે છે,' એવી સનસમાજની ખાત્રી થશે. જનાપવાદ અને કઠોર પ્રાયશ્ચિત્ત એ બેમાં સમ્રાટ્ કઠોર પ્રાયશ્ચિતનો જ સ્વીકાર કરશે એવી મ્હારી દઢ પ્રતીતિ છે."

"કુમાર!" અશોક પોતાના લઘુ બન્ધુને ઉદ્દેશીને બોલવા લાગ્યો : "સંપુષ્ટાચાર્યના અધિકારનો પ્રશ્ન અત્યારે નહિ ઉઠાવવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. અત્રે એકત્ર થયેલા ભિક્ષુઓ બહુમતે જે નિર્ણય કરશે તે સ્વીકારવાનું હું સંપુષ્ટાચાર્યને વચન આપી ચૂક્યો છું. ઉપગુપ્તાચાર્યનો અધિકાર આ બધા ભિક્ષુઓ કરતાં શ્રેષ્ઠ પ્રતિનો છે, પરંતુ એકવાર હું વચન આપી ચૂકેલો હોવાથી હવે તેમના મતની કિંમત પણ અન્ય ભિક્ષુના મતની કિંમત જેટલી જ રહેશે. તેમના જ અભિપ્રાય પ્રમાણે પ્રાયશ્ચિત્તનો નિર્ણય થઈ શકે એમ હવે બની શકે તેમ નથી."

પોતાના વડિલ બન્ધુનો નિશ્ચય સાંભળીને વીતાશોકને બહુ દુઃખ થયું. પરંતુ ગમે તેમ થાય તોપણ અશોક વચનભંગ થનાર નથી જ એવી તેની ખાત્રી હોવાથી તે ચૂપ રહ્યો.

ઘડીમાં વાદળાંમાં છૂપાઇ જતો અને ઘડીમાં વળી પુનઃ નભોમંડળમાં વિહાર કરનારો ચન્દ્ર એક વખત અદ્રશ્ય થઇ જાય અને જગત પર અંધકારનું નિઃસ્તબ્ધ સામ્રાજ્ય પ્રવર્તી જાય કે તરત જ ચોરોને પોતાનો માર્ગ નિષ્કંટક જણાવા લાગે છે તે પ્રમાણે જ ચક્રવર્તીનો ઘાટ ઘડવાના પોતાના માર્ગમાંનાં અનેક વિઘ્નો દૂર થવાથી સંપુષ્ટાચાર્યને પણ આનંદ થયો. હવે અશોકને ગમે તેવી સજા પોતે કરી શકશે અને વીતાશોક તેમજ ઉપગુપ્તાચાર્યનું કંઇજ વળશે નહિ એવી ખાત્રી થવાથી સંપુષ્ટાચાર્ય બમણા આવેશમાં આવી ગયો અને બોલ્યો :

"સજ્જનો! ચક્રવર્તીએ શું અપરાધ કર્યો છે તેની થોડી ઘણી માહિતી તમો સર્વ જાણો છો. આજના પ્રાયશ્ચિત્તનો નિર્ણય એટલી અપૂર્ણ હકીકત પરથી થઈ શકે તેમ નથી. એ સંપૂર્ણ હકીકત અપરાધી પોતે કદિ પણ આપણને કહેશે નહિ એમ જાણીને મ્હેં તે વિષે સંપૂર્ણ વિચાર કર્યો તો મ્હને જણાયું કે આ મહાસભા એ એક જાતનો પ્રપંચ જ છે. જ્યારથી

ચક્રવર્તીને ઉપગુપ્ત સાથે મૈત્રી થઇ છે, ત્યારથી ધર્મ અને ધર્મગુરુ પ્રત્યેની તેની પ્રીતિ નષ્ટ થઇ છે. મહાસભાના બ્હાના હેઠળ આપણને સર્વને એકત્ર કરીને આપણી કતલ કરીને, ઉપગુપ્તને ધર્માચાર્ય તરીકે નીમવાની અને રાજ્યના પ્રમાણે જ ધર્મનો પ્રચાર કરવાની ચક્રવર્તીની ઇચ્છા છે. ઉપગુપ્ત અને ચક્રવર્તી એ બન્નેની ખટપટને લીધે જ મહાસભા બોલાવવામાં આવી છે. નહિતર વળી મહાસભા બોલાવવાની અત્યારે જરૂર જ શી હતી? જપ તપ, વ્રત ઉપવાસાદિ ધાર્મિક કૃત્યોનો આપણામાંથી કોણે ત્યાગ કર્યો છે? શું આપણે ધર્મપરાઙ્મુખ થઇ ગયા છીએ? દિન પ્રતિદિન આપણી ધર્મોન્નતિ થતી જ જાય છે. ચાર મહિના પહેલાં જે ભિક્ષુ એક પ્રહર સુધી જપ કરતો તે હાલ બબ્બે અને ત્રણ ત્રણ પ્રહર સુધી જપ કરે છે. સામાન્ય રીતે લક્ષ્યમાં લેતાં પહેલાંના કરતાં આપણી ધર્મપરાયણતા હાલ બમણી કે ત્રમણી વધી ગઇ હોય એવું સ્પષ્ટ જણાઈ આવે છે. આમ છતાં પણ આપણી પરીક્ષા કરવાના ઉદ્દેશથી ચક્રવર્તીએ શા માટે મહાસભા બોલાવી છે તેનો ઉંડો વિચાર કરો એટલે આજના પ્રશ્નનો શો નિર્ણય કરવો તે સત્વર તમારા લક્ષ્યમાં આવશે જ."

એટલું બોલીને શ્રોતા વર્ગ પર પોતાના ભાષણની કેવી છાપ પડી હતી તેનું અવલોકન કરવાના ઉદ્દેશથી સંપુષ્ટાચાર્ય થોડીવાર ચૂપ રહ્યો. એ લાગ સાધીને કુમાર વીતાશોક બોલી ઉઠયો :

"સંપુષ્ટાચાર્ય! આવાં અતકર્ય ગપ્પાં મારવાં એનો અર્થ શો? જપતપ કે નિત્યકર્મની ત્રિરાશીઓ બાંધવાથી ધાર્મિક અપકર્ષ કે ઉત્કર્ષ સમજી શકાય છે કે? સ્નાન કરવાથી જો મનુષ્ય ધર્મી ગણાતો હોય તો જળચર પ્રાણીઓ અહર્નિશ જળમાં જ નિવાસ કરે છે તેમને ધર્મગુરુ કેમ ન માનવા? ઉપવાસ કરવાથી જો મનુષ્ય ધર્મી ગણાતો હોય તો દુષ્કાળ-પીડિત ભૂખે ટળવળતા કંગાલ ભિખારીઓ અથવા રોગીઓને ધર્મગુરુ માનવા પડશે. આવા બાહ્ય દેખાવ ધર્મવૃદ્ધિના કારણરૂપ છે એવું પ્રતિપાદન કરીને તમે એમ કહેવા માગો છો કે કોઈ પણ વ્યક્તિમાં તમારા જેવું બુદ્ધિસામર્થ્ય નથી? તમારી અને તમારા અનુયાયીઓની ધર્મપરાયણતા કેવી વૃદ્ધિગત થવા લાગી છે તેનો નમૂનો જોવો હોય તો પ્રધાન રાધાગુપ્તનો વિનાશ કરવા માટે તમે જે કારસ્થાન રચ્યું હતું તે પ્રસંગ જ યાદ કરો. તમારું ધાર્મિક અધઃપતન થવા લાગ્યું છે, તમારી ધર્મનૌકામાં તમારાં વ્યસનો આદિ દુર્ગુણો રૂપી ખડકોએ અનેક ગાબડાં પાડયાં છે અને હવે

તે અનીતિસાગરમાં ડૂબવાની તૈયારીમાં છે. ખરા ધર્માત્માઓએ આ બુડતા નાવને કાંઠે લાવવાનો યત્ન કરવો જોઇએ. સમ્રાટ્ અશોકને હવે જણાયું છે કે બૌદ્ધધર્મનું નાવ જળસમાધિ લેવાની તૈયારીમાં છે અને તેથીજ તેણે આ મહાસભાને આવાહન કર્યું છે. આવી સત્ય હકીકતને ભલતા જ તર્કવિતર્કો વડે જૂઠી ઠરાવવાનો યત્ન કરવો એ તો સંપુષ્ટાચાર્ય તમને જ શોભે !”

એટલું બોલીને કુમાર વીતાશોક શાન્ત રહ્યો. આજનો તેનો આવેશ જૂદા જ પ્રકારનો હતો. જ્યારથી સંપુષ્ટાચાર્યનું કાવતરૂં પકડાયું ત્યારથી સ્વચ્છંદી ભિક્ષુને તે ધિક્કારવા લાગ્યો હતો. વીતાશોકને અશોક પ્રત્યે નિઃસ્સિમ પ્રેમ હતો. પ્રાયશ્ચિત્ત આપવાનું બહાનું કાઢીને સંપુષ્ટાચાર્ય પોતાનું વેર વાળવા ઇચ્છતો હતો, એ વાત રાજકુમાર કળી ગયો હતો અને તેથી જ તે તેની યુક્તિપ્રયુક્તિઓ ઉંધી વાળવા સારૂ મથતો હતો. પરંતુ પ્રત્યેક મનુષ્યની ઇચ્છા થોડી જ સફળ થાય છે ! અશોકે પોતાનું જીવિત ભિક્ષુઓના અંતિમ નિર્ણયને અધીન કરી દીધું હતું એ વાત વીતાશોકને સહેજ પણ રૂચતી નહોતી. પરંતુ હવે ઉપાય નહોતો, તોપણ પોતાના બન્ધુના પ્રાણ બચાવવાની ખાતર પોતાનાથી બને તેટલા પ્રયત્નો કર્યા કરવા એવો દૃઢ નિશ્ચય તેણે પોતાના મનમાં કર્યો હતો.

કુમાર વીતાશોકનો આવેશ જોઇને તેમજ તેનું સત્યપૂર્ણ ભાષણ શ્રવણ કરીને સંપુષ્ટાચાર્ય ચકિત થયો હતો. પ્રાયશ્ચિત્તનો નિર્ણય સંભળાવવામાં વિલંબ થશે તો આ તરૂણ રાજકુમારના પોતાના મુદ્દાસરના ભાષણથી ભિક્ષુઓના મનમાં અશોક પ્રત્યેનો તિરસ્કાર ઓછો થઇ જશે, અને પોતાનો ઉદ્દેશ ધૂળ મળશે એવી તેની ખાત્રી થઇ. રાજકુમારને બોલવાની તક ન આપતાં તરત જ તેણે પ્રાયશ્ચિત્તનો નિર્ણય સંભળાવી દેવાનું પોતાના મનથી નક્કી કર્યું અને બોલવા લાગ્યો :

“ ભિક્ષુઓ ! પ્રાયશ્ચિતનો નિર્ણય કરવામાં બહુ વાટાઘાટ કરવાની જરૂર નથી. આવાં કાર્યો સત્વર નહિ કરવાથી જેને પ્રાયશ્ચિત્ત આપવાનું હોય છે તેના માટે આપણા મનમાં દયાભાવ ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. આપણાં અંતઃકરણ સર્વદા દયાર્દ્ર હોય છે અને તેથી મનોવૃત્તિ પર ગમે તેટલો અંકુશ રાખવા છતાં પણ આપણે દયાળુ બની જ જઇએ છીએ. આમ થવાથી સદ્ધર્મશાસ્ત્રોનું આપણે ઉલ્લંઘન કરીએ છીએ. આપણા શિર પર એવો દોષ ન આવે, અને આપણે નિષ્પક્ષપાત ન્યાય અપરાધીને આપી શકીએ એટલા માટે આવાં કૃત્યો કરતી વખતે આપણા

હૃદયને આપણે દયાર્દ્ર થવા દેવાં જોઇએ નહિ. આપણે છેક જ નિષ્ઠુર ન થવું, પરંતુ મધ્યસ્થ માર્ગને વળગી રહેવું જોઇએ. ચક્રવર્તી અશોક મ્હને સૌના કરતાં વધુ પ્રિય છે તેમજ તે પણ મ્હને બહુ મ્હાય છે. આમ છતાં પણ તેને પ્રાયશ્ચિત્ત દેવાનો પ્રસંગ મ્હારા પર જ આવ્યો છે એ જ મ્હારૂં દુર્ભાગ્ય છે. મારા જેટલી યોગ્યતાવાળો બીજો કોઇ આચાર્ય અહિં નહિ હોવાથી જ મ્હારે આ કાર્ય સ્વીકારવું પડયું છે. અત્યારે જો આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્ય અહિં હાજર હોત તો હું આ કાર્ય તેમને જ સોંપી દેત. પણ તેમ બનવું અશક્ય છે. ચક્રવર્તી પણ પોતાનું પ્રાયશ્ચિત્ત સાંભળી લેવાને ઉત્સુકતાથી બેઠા છે માટે હું પ્રાયશ્ચિત્ત સંબંધી નિર્ણય જાહેર કરૂં છું. "

એટલું બોલીને સંપુષ્ટાચાર્ય જરા વાર અટકયો. ચક્રવર્તીના મનમાં ચિન્તાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું; પરંતુ તેની દૃષ્ટિ હજુ પણ સભામંડપના મુખ્ય દ્વાર તરફ લાગેલી જ હતી. કુમાર વીતાશોક સંપુષ્ટાચાર્ય પ્રત્યે ક્રોધપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહ્યો હતો. પરંતુ ઉપગુપ્તના મન પર સંપુષ્ટાચાર્યના ભાષણની કંઇ જ અસર થઇ ન હોય એમ જણાઇ આવતું હતું.

" મૌર્યકુલોત્પન્ન રાજન્ ! " સંપુષ્ટાચાર્ય પ્રાયશ્ચિત્તનો નિર્ણય સંભળાવવા લાગ્યો : " જગત પર ત્હારા જેવા પાતકી રાજાનું કંઇ જ કામ નથી. ત્હેં ત્હારા ધર્મગુરૂનું ખૂન કર્યું છે. જે તલવારથી ત્હારા ધર્મગુરૂનો શિરચ્છેદ થયો છે તે જ તલવારથી ત્હારો પણ શિરચ્છેદ કરવો જોઇએ એવો મ્હેં નિર્ણય કર્યો છે. કદાચ ત્હારી સત્તાના બળથી તું આ અમારો નિર્ણય નહિ સ્વીકારે તો ભગવાન બુદ્ધના આ બધા નિઃસ્સિમ ભક્તો એ પ્રાયશ્ચિત ત્હારી પાસે ફરજીઆત રીતે પળાવવામાં બિલકુલ પાછી પાની કરે તેવા નથી. "

સંપુષ્ટાચાર્યના છેલ્લા શબ્દો હજી પૂર્ણ થયા પણ નહોતા એટલામાં મુખ્ય દ્વારમાં થઇને એક અતિ દૈદિપ્યમાન મૂર્તિ સભામંડપમાં દાખલ થઇ. તે મૂર્તિને જોતાંની સાથે જ સર્વ ભિક્ષુઓએ 'આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યનો જય થાઓ ' એવી જયગર્જના કરી મૂકી. ક્ષણમાત્રમાં આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્ય પ્રમુખની બેઠક પાસે આવી પહોંચ્યા. અશોક ઉભો થઇને આચાર્યનાં ચરણોમાં ઢળી પડયો. ' આયુષ્માન્ હો ! સદ્ધર્મની વૃદ્ધિ કર અને નિર્વાણ પદ પ્રાપ્ત કરવાને અધિકારી થા !' એવાં એવાં આશીર્વચનો આપી આચાર્યે અશોકનો હાથ ઝાલીને પ્રેમપૂર્વક તેને ઉઠાડયો. સર્વ ભિક્ષુઓ આ બનાવ એકી ટશે જોઇ રહ્યા હતા.

સંપુષ્ટાચાર્યના પ્રાયશ્ચિતકથનમાં અને આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યના આશીર્વચનમાં રહેલી ભિન્નતાથી સર્વ આશ્ચર્યચકિત થયા. ચક્રવર્તીને પાતકી ઠરાવીને એક આચાર્ય દેહાંતદંડની શિક્ષા ફરમાવે છે ત્યારે બીજો આચાર્ય તેજ ક્ષણે તેને ' આયુષ્યમાન્ થા ' એવો આશીર્વાદ આપે છે એવો વિચિત્ર પ્રકાર જોઇને સૌ દિગ્મૂઢ બની ગયા.

પ્રાયશ્ચિત્તનું બ્હાનું કાઢીને સંપુષ્ટાચાર્યે પોતાની દ્વેષબુદ્ધિનો ચક્રવર્તી પર વર્ષાવ જ કર્યો હતો એવું સર્વ ભિક્ષુઓને લાગ્યું. તેમનાં અંતર કકળી ઉઠ્યાં. તેમનું સર્વનું માનવું " એક " હતું કે પ્રાયશ્ચિત્તનું નિમિત્ત કાઢીને મહાસભાનો વિધ્વંસ કરી શકાય એવી એકાદી શરત કરવામાં આવશે. સંપુષ્ટાચાર્ય આટલી હદ સુધી જશે એવી તેમની કલ્પના પણ નહોતી. સંપુષ્ટાચાર્યના શિષ્યો સુદ્ધાં અશોક પ્રત્યે પ્રેમ ધરાવતા હતા. તેઓ ગમે તેવા અનાચારો કરતા, પરંતુ પોતાના પ્રાણપ્રિય અશોકનો વાળ પણ વાંકો થાય એવી તેમની ઇચ્છા નહોતી. ચક્રવર્તીના પ્રાણ હરવાની સંપુષ્ટાચાર્યની નીચ યુકિત એક પણ ભિક્ષુને પસંદ પડી નહિ. તેમણે સર્વેએ પોતપોતાના મનમાં એવો નિશ્ચય કર્યો હતો કે સંપુષ્ટાચાર્યના આ પ્રાયશ્ચિત્ત કથનનો અસ્વીકાર કરવો. એટલામાં સુભાગ્યે આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યનું આગમન ત્યાં થયું. મહાસભા ભલે ભરવામાં આવે, ભલે અમારે પુનઃ ગૃહસ્થાશ્રમ સ્વીકારવો પડે, પરંતુ અમારા પ્રાણપ્રિય ચક્રવર્તીના પ્રાણ હરવા માટે અમે તૈયાર નથી, એવું દરેક ભિક્ષુ પોતપોતાના મનમાં ગણગણવા લાગ્યો. એટલામાં આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યનો મધુર સ્વર તેમના કર્ણ પર અથડાવા લાગ્યો :

" ભિક્ષુગણો ! આજે તમારા હાથે એક ભયંકર પાતક થઇ જનાર હતું. તમારો પરમ પ્રિય ચક્રવર્તી ભરતભૂમિનો સૌભાગ્યાલંકાર, બૌદ્ધ ધર્મનો રક્ષક અને પ્રચારક, મ્લેચ્છ રાજ્યોમાંથી પણ મ્લેચ્છત્વનો વિનાશ કરનારો પ્રતાપી ભાનુ–દેવપ્રિય પ્રિયદર્શી મહારાજા અશોક આજે તમારા પોતાને લીધે જ જગતમાં દૂષિત ગણાવા પામત ! તેના વિમલ યશને કલંક લાગતાં તેની ધર્મપરાયણતા અને નીતિમત્તા દૂષિત થાત ! સંપુષ્ટાચાર્ય અને ભિક્ષુવેષમાં રહીને દુષ્ટ–કરપીણ કૃત્યો કરનારા તેના અનુયાયીઓ જ્યારે ત્યારે પણ આવો સમય લાવશે જ એવું મ્હને પ્રથમથી જ લાગ્યું હતું. વિષયલાલસા અને વ્યવહારિક મહત્વાકાંક્ષાની પૂર્ણાહુતિ કર્યા પહેલાં જેઓ ધર્મગુરૂ થવાની ઘેલછામાં પડે છે તેઓને હાથે આવા

દ્વેષ થયા વગર રહેજ નહિ. આટલા માટે જ મહાસભા બોલાવીને ખરા ધર્મગુરૂઓને શોધી કાઢવાની મ્હેં અશોકને સૂચના કરી હતી. મ્હારી સૂચનાથી જ મહાસભા બોલાવવાનું નક્કી થયું. ભરતખંડમાંના સર્વ ભિક્ષુઓને નિમન્ત્રણપત્રિકાઓ મોકલવામાં આવી, અને મ્હારી વિનંતીને માન આપીને જ તમે સર્વ અત્રે એકત્ર થયા છો. આમ છતાં પણ મહાસભા અને ભિક્ષુપરીક્ષા એ શબ્દો સાંભળીને તમને ચીડ ચડી મહાસભાનો વિધ્વંસ કરીને ભિક્ષુપરીક્ષાની વાત ઉડાવી દેવાને તમે તૈયાર થયા. કારસ્થાનપટુ સંપુષ્ટાચાર્યને તમે તમારો નેતા બનાવ્યો. અતિ પવિત્ર ઉદ્દેશથી આરંભેલા ધર્મકાર્યનો વિધ્વંસ કરવાને તમે સૌ ઉદ્યુક્ત થયા છો. જ્યારે તમે ધર્મગુરૂ છો, ભિક્ષુ તરીકે ઓળખાવવાનું તમને અભિમાન છે, અને પીત કફની અને પાદુકા એ ભિક્ષુ તરીકેનાં પવિત્ર ચિન્હોનું અપમાન થાય એ જોવાની જ્યારે તમારી ઇચ્છા નથી, ત્યારે પછી મહાસભા બદલ તમારા અંતરમાં પ્રેમ ઉપજવો જ જોઇએ. ભિક્ષુ પરીક્ષામાં ઉત્તિર્ણ થવાની આશા તમારે તમારા અંતરમાં ધારણ કરવી જ જોઇએ. પરંતુ ઉલટું તમે તો આ ધાર્મિક કૃત્યને તિરસ્કારવા લાગ્યા. ખરા ધર્મગુરૂઓએ વાદવિવાદથી શા માટે કંટાળવું જોઇએ ? પોતાની યોગ્યતાની પરીક્ષા કરવામાં આવે ત્યારે ચીડવાઇ જઇને ધર્મગુરૂઓએ ફાવે તેમ શા માટે બોલવું જોઇએ ? સજ્જનો ! અત્રે એકત્ર થયેલા ભિક્ષુઓમાંના કેટલાક તો કેવળ વેશધારી ભિક્ષુઓ જ છે. ધર્મ એટલે શું, બૌદ્ધધર્મમાં કેવાં કેવાં ઉચ્ચ ધર્મતત્વો રહેલાં છે, નિર્વાણપ્રાપ્તિ કોને કહેવાય, વગેરે બાબતોનું તેમને યત્કિંચિત્ પણ જ્ઞાન નથી. આવા અનભિજ્ઞ —અને અધિકારી ભિક્ષુઓ જનસમાજનું શું કલ્યાણ કરી શકનાર છે ? વિષયપિપાસા હજી સુધી તૃપ્ત થઇ નથી, અથવા તે વિવેક શૃંખલાથી તેને બદ્ધ કરવામાં આવી નથી, માનાપમાનની લાગણી હજી સુધી વિસરી શકાઇ નથી, કામ, ક્રોધ, મદ, મોહ, લોભ આદિ શત્રુ પર વિજય મેળવ્યો નથી, એવી અપરિપક્વ મનઃસ્થિતિમાં ધર્મશિક્ષણ લેવાની વાત બાજૂ પર મૂકીને પોતે જ ધર્મગુરૂ થવું, એ વ્યાપાર સંબંધીની માહિતી મેળવ્યા પહેલાં વ્યાપારી થવું, અથવા અધિકારી થયા પહેલાં અધિકાર બજાવવાની ઇચ્છા રાખવી, એના જેવી જ વાત છે. તેમ કરવાથી ભાગ્યે જ યશ પ્રાપ્ત થાય છે. ભિક્ષુઓ ! તમારી આ ધર્મશૂન્યતાની અસર અખિલ ભારતવર્ષની પ્રજા પર થવા લાગી છે. તે ધર્મના પ્રચારાર્થે જે જે પ્રયત્નો કરે છે તેમાં તેમને યશ મળતો નથી, ભગવાન બુદ્ધદેવનો પવિત્ર સંદેશો અદૃશ્ય થવા લાગ્યો

છે, ક્ષણે ક્ષણે હિંસા વધવા લાગી છે, જાતિય ફેર વધતો જતો હોવાથી ભ્રાતૃભાવની લાગણી નષ્ટ થવા લાગી છે, અને પ્રત્યેક મનુષ્ય પોતાનું જ કલ્યાણ કરવાની ઇચ્છાવાળો થતો જાય છે તેથી પરસ્પર અનુકંપા રાખવાની વાત પણ સૌ કોઇ ભૂલવા લાગ્યા છે. પોતાની જનતાની આવી અવનત દશા જોઇને ચક્રવર્તીનું મન સંતાપવા લાગ્યું છે. આટલા આટલા પ્રયત્નો કરતા છતાં પોતાને યશ કેમ મળતો નથી એનું કારણ બહુ બહુ વિચારો કર્યાં પછી ચક્રવર્તીએ શોધી કાઢ્યું છે. અને તે કારણ ધર્મગુરૂઓની અનધિકારતા જ છે. સત્યધર્મ તત્પર ધર્મગુરૂઓ શોધી કાઢવાની તેની ઇચ્છાને મ્હેં જ પ્રોત્સાહન આપ્યું છે. મ્હારી સૂચના અને પ્રોત્સાહનથી જ આ મહાસભા બોલાવવામાં આવી છે. જનતાનું કલ્યાણ કરવાની પવિત્ર ઇચ્છાથી મહાસભામાં આવવા માટે તમને આમન્ત્રણપત્રિકાઓ મોકલી તેમાં તેનો શો દોષ છે? કોઇ સ્વચ્છન્દી અધિકારીએ એક ભિક્ષુનો શિરચ્છેદ કર્યો તેમાં ચક્રવર્તીનો શો અપરાધ? તેના આજ્ઞાપત્રમાં શિરચ્છેદ કરવા સંબંધી એક શબ્દ સરખો પણ લખેલો છે કે? અને જો તેણે તેવી આજ્ઞા કરી હોય તો માત્ર એક જ ખૂન કરીને તે શા માટે અટકે? ભિક્ષુઓ! ભિક્ષુવધની બાબતમાં ચક્રવર્તી દૂષિત છે કે કેમ, તેનો નિર્ણય કરવા માટે ધર્મગુરૂઓની કે તેમના જ્ઞાનની કંઇ જ જરૂર નથી. માત્ર શાન્ત ચિત્ત અને શુદ્ધ–પવિત્ર વિવેક દષ્ટિ જ તે બાબતનો નિર્ણય કરવાને માટે બસ છે. તમે સૌ શાન્ત ચિત્તે વિચાર કરો, મહાસભા માટેનો તિરસ્કાર તમારા મનમાંથી કાઢી નાખો, અને સંપુષ્ટાચાર્યે તમારા હૃદયમાં ભરેલું હલાહલ વિષ ઓકી નાખો, એટલે તમને તમારો ચક્રવર્તી એક સદ્‌ગુણની જ મૂર્તિરૂપે જણાશે. ચક્રવર્તી પવિત્રતાની ખાણ છે, ધર્મ અને સત્શીલની મૂર્તિ છે. બોલો, ભિક્ષુવધની બાબતમાં ચક્રવર્તીનો રજ પણ દોષ હોય એમ તમને લાગે છે?"

આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યનું વિદ્વત્તાપૂર્ણ અને હૃદય–ભેદક ભાષણ સાંભળીને ચકિત થયેલા સર્વ ભિક્ષુઓ એક સાથે બોલી ઉઠયા :

"આચાર્ય! ચક્રવર્તી નિર્દોષ છે. ભિક્ષુવધની બાબતમાં તે બિનગુન્હેગાર છે. સંપુષ્ટાચાર્યનો નિર્ણય અસત્ય અને દ્વેષબુદ્ધિથી પૂર્ણ છે. અમે તેના પ્રત્યે બિલકુલ સંમતિ દર્શાવતા નથી. ભગવન્તનો ત્રિકાલ પર્યંત જય હો!"

"બરાબર બોલ્યા છો." આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્ય બોલ્યા : "કદાચ પૂર્ણિમાના ચન્દ્રની શુદ્ધ જ્યોત્સ્નામાં વિમળતા ન હોય, ઉન્હાળામાં

જળાશયોમાં નિર્મળતા ન હોય, અજ્ઞાન બાલકોનાં હૃદય પણ કદાચ વિશુદ્ધ ન હોય, પરંતુ અશોકનું હૃદય વિશુદ્ધ જ છે. ભગવન્તના એ ગુણના પ્રતાપે જ તેમની એ વિશુદ્ધતાને ભિક્ષુવધનું કલંક લગાડવાનો સંપુષ્ટાચાર્યનો પ્રયત્ન પાર પડ્યો નથી એ જાણીને આપણને સર્વને અત્યાનંદ થાય છે. આપણે સર્વ એકમતે ભગવન્તને નિર્દોષ તરીકે જાહેર કરીએ છીએ." એટલું બોલીને પોતા માટે તૈયાર થયેલા આસન પર તે બેઠા.

સંપુષ્ટાચાર્ય પોતાના આસન પર બેસીને નીચી નજરે જોઇ રહ્યા હતો. તેણે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ તેમજ ઉંચી નજર પણ કરી નહિ.

બરાબર અણીના વખતે આવીને આચાર્યે પોતાને જીવલેણ ધર્મ સંકટમાંથી મુક્ત કર્યો એ જોઇને સમ્રાટ્ અશોક ગદ્ગદ કંઠે બોલ્યો: "આચાર્ય! આપનો મ્હારા પર અનંત ઉપકાર થયો છે. પ્રાયશ્ચિત્તનો અમલ• થશે ત્યારે મ્હારે શરીરયાતના ભોગવવી પડશે એવા વિચારથી મ્હને લેશ માત્ર પણ દુઃખ થતું નહોતું; પરંતુ પોતાના ધર્મગુરૂનો મ્હેં શિરચ્છેદ કરાવ્યો એ અપકીર્તિ મ્હારા શીર પર આવશે એ જાણીને મ્હારા અંતરમાં અથાગ દુઃખ થતું હતું. આપે દોષારોપમાંથી મ્હને મુક્ત કર્યો—સર્વ ભિક્ષુઓને મ્હારા હૃદયની ઓળખ કરી આપી. આચાર્ય! હું આપનો અત્યંત ઋણી છું. મહાસભાનું ધર્મકાર્ય નિર્વિઘ્ને પાર પાડવા માટે હવે મ્હને બમણું બળ પ્રાપ્ત થયું છે."

"સમ્રાટ્!" આચાર્ય બોલ્યા: "મ્હેં માત્ર મ્હારૂં કર્તવ્ય બજાવ્યું છે. એ બ્હાને ત્હારા જેવી સદ્ગુણ–ધર્મ–મૂર્તિનો મ્હને મેળાપ થઇ શક્યો છે. ત્હારે આભાર માનવો હોય તો આ તરુણ પુરૂષનો જ માન, કેમકે તેની સહાયતાથી જ આજે બૌદ્ધધર્મ પરની આપત્તિ દૂર કરવામાં હું નિમિત્ત માત્ર થઇ શક્યો છું." એટલું બોલીને આચાર્યે પોતાની પાસે ઉભેલા એક તરુણ પ્રત્યે આંગળી કરી. અશોક આ તરુણને સત્વર ઓળખી શક્યો. કલિંગ યુવરાજ જીતેન્દ્રના જેવા જ સ્વરૂપવાળા આ તરુણે અત્યારે પોતાનો • ભિક્ષુવેશ ત્યજી દીધો હતો એ તરફ અશોકનું ધ્યાન ખેંચાયું. અને તે બોલ્યો: "તરુણ! તું ગમે તે હોય, પરંતુ ભિક્ષુવેશમાં મ્હારી સાથે મેળાપ કરીને ત્હેં મ્હારી કામગિરી ઉત્તમ રીતે બજાવી છે. તું આચાર્યને યોગ્ય વખતે જ અહિં બોલાવી લાવ્યો છે, તે બદલ હું ત્હારો ઋણી છું. શ્રી બુદ્ધભગવાનની દયાને લીધે ત્હારા ઉપકારનો બદલો વાળવાને હું સમર્થ છું. બોલ, હું ત્હારૂં શું કલ્યાણ કરૂં?"

ઉત્તર આપવા માટે જીતેન્દ્રના ઓષ્ઠ હલવા લાગ્યા હતા એટલામાં

આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્ય બોલ્યા : "ચક્રવર્તી ! આ તરુણ ત્હારા જેવો જ સદ્ગુણી, સત્શીલ અને કુળવાન છે, તે ત્હારો મિત્ર થવાને યોગ્ય છે. હાલ તેને તું ત્હારી સાથે રાજમહાલયમાં લઇ જા. મહાસભાનું કાર્ય પરિપૂર્ણ થઇ રહ્યા બાદ જ આ તરુણ કોણ છે અને તેનું શું કલ્યાણ કરવું એ સંબંધી વિચાર કરજે."

બાદ પ્રાયશ્ચિત્ત નિમિત્તે મળેલી સભા વિસર્જન થઇ. મંડપમાંથી બહાર નીકળ્યા પછી અશોકને ઉદ્દેશીને ઉપગુપ્તાચાર્ય બોલ્યા : "ભગવન્ત ! આ તો વેણુવનમાં રહેનારો કલિંગયુવરાજ જીતેન્દ્ર ! આને તમે કેમ ઓળખી શકયા નહિ ?"

ઉપગુપ્તાચાર્ય આટલું બોલી રહ્યા એટલે તેમને અનુક્રમે બે ઉત્તર મળ્યા. આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્ય બોલ્યા : "તમારૂં અનુમાન જો કે સત્ય છે પરંતુ આ તરુણ કંઇ વેણુવનમાં રહેતો નથી."

"નહિ, નહિ, આ તરુણ વેણુવનમાં રહેનારો યુવરાજ નથી. પરંતુ તે યુવરાજ અને આ તરુણનું સ્વરૂપ એક બીજાને ઘણું જ મળતું આવે છે એ વાત તો નક્કી." અશોક બોલ્યો.

યુવરાજ જીતેન્દ્ર અશોકની સાથે તેના રાજમહાલયમાં ગયો. ત્યાં તે ચક્રવર્તીના આદરસત્કારનો ઉપભોગ કરતો પોતાના પિતાના આગમનની માર્ગપ્રતીક્ષા કરવા લાગ્યો. અશોકે આ તકનો વિલક્ષણ રીતે લાભ લીધો. ખરા જીતેન્દ્રના જેવો જ પોશાક તૈયાર કરાવીને તેણે યુવરાજ વેશધારી શોભનાને તે અર્પણ કર્યો અને યુવરાજ જીતેન્દ્ર રાજમહાલયમાંથી બહાર જતો ત્યારે પોતાની સાથે આવવાનો તેને વારંવાર આગ્રહ કરવા લાગ્યો. એક તો સ્વરૂપ એક સરખું હતું જ અને તેમાં વળી પોષાક પણ એક સરખો ! આથી જ્યારે જ્યારે ચક્રવર્તી વેશધારી યુવરાજ સાથે વાર્તાલાપ કરતો નજરે પડતો ત્યારે ત્યારે તે નવીન અતિથિ સાથે જ બેઠો છે એવું સૌ કોઇને લાગ્યા વગર રહેતું નહિ.

પ્રાયશ્ચિત્ત નિમિત્તે મળેલી સભા વિસર્જન થઇ ગયા બાદ સાતમે દિવસે ગંગાનદીના કિનારા પર ઉભા કરવામાં આવેલા ભવ્ય મંડપમાં મહાસભાની બેઠક શરૂ થઇ. 'ભિક્ષુપરીક્ષા' એ આ સભાનો મુખ્ય વિષય હોવાથી તે પરીક્ષા શરૂ થઇ. કાગ અને મયૂરની પરીક્ષા થવા લાગી. મોરનાં પીંછાં ઉછીનાં લઇને મોર બનેલા કાગડાઓ પાસેથી તે પીંછાં પડાવી લેવામાં આવ્યાં. હીરા અને કોલસાને જૂદા પાડવામાં આવ્યા. કેવળ પિત્ત કફની અને પાદુકાને લીધે જ ધર્મગુરૂ તરીકે ગણાતા ધર્મગુરૂઓ કે જેમાં ધર્મ-

જ્ઞાનનો છાંટો સરખોએ નહોતો, તેમને ધર્મગુરૂની પદ્દિપરથી દૂર કરવાનો ઠરાવ થયો. આળસુ, લબાડ, અત્યાચારી અને મૂર્ખ ભિક્ષુઓને ભિક્ષુવેશ કાઢી નાખીને શ્વેત વસ્ત્રો ધારણ કરી ગૃહસ્વામી થવાની ફરજ પાડવામાં આવી. ધર્મજ્ઞ મહાત્માઓને ધર્મગુરૂ તરીકે ગણીને તારવી કાઢવામાં આવ્યા અને તેમનું એક ન્હાનું સરખું મંડળ નીમીને બૌદ્ધધર્મના ગ્રંથોનું સંશોધન કરવાનું કાર્ય તેમને સોંપવામાં આવ્યું. આર્યાવર્તમાં તેમજ અન્ય દેશોમાં ધર્મપ્રચારાર્થે કોને મોકલવા તે નક્કી કરવામાં આવ્યું. આ પ્રમાણે બહુ દિવસથી ગાજી રહેલી મહાસભા, અતિ મહત્વના અને બહુ દિવસથી ખૂણામાં પડી રહેલા ભગવાન બુદ્ધનાં પવિત્ર ધર્મતત્વોને વિશુદ્ધ કરીને વિસર્જન થઈ.

મહાસભા બોલાવવાથી દેવપ્રિય પ્રિયદર્શી ચક્રવર્તી અશોક ધર્માત્મા ગણાવા લાગ્યો, પરંતુ સંપુષ્ટાચાર્ય અને તેના આઠ હજાર ભિક્ષુઓને તો તેથી ઘણુંજ નુકસાન થયું. તેમનો ભિક્ષુવેશ અને પાદુકાઓ પડાવી લેવામાં આવ્યાં. વિષયેચ્છા તૃપ્ત કરવાનો અને અધિકાર ગજવવાનો તેમનો માર્ગ બંધ થયો, અને ધર્મશૂન્ય ગણાઈને શ્વેત વસ્ત્રો પહેરવાની તેમને ફરજ પડી.

મહાસભામાં ભિક્ષુવેશની સખ્ત પરીક્ષા લેવામાં આવનારી હતી તેથી આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યે યુવરાજ જીતેન્દ્રને બૌદ્ધભિક્ષુનો વેશ ત્યજી દેવાની સૂચના કરી હતી અને તેથી તેણે તે વેશ ત્યજી દીધો હતો.

મહાસભામાં થયેલું અપમાન સહન કરી શકે તેવો સંપુષ્ટાચાર્ય નહોતો. જે દિવસે મહાસભા વિસર્જન થઈ તેજ રાત્રીએ તે પોતાના શિષ્યો સહિત ગંગાનદીના કિનારે વાદવિવાદ ચલાવતો બેઠો હતો. રાજમાતા અને કુળાવતી પણ ત્યાં હાજર હતાં અને ‘ તમે જ સભાપતિ છો ’ એવું સંપુષ્ટાચાર્યને કહેતાં હતાં. પ્રાતઃકાળ થવા આવ્યો એટલે આ સભાનું કાર્ય પરિપૂર્ણ થયું અને સર્વ ભિક્ષુ ત્યાંથી ચાલતા થયા. રાજમાતા, સંપુષ્ટાચાર્ય અને કુળાવતી હજી પણ ત્યાં કંઈ છૂપી મસલત કરતાં બેઠાં હતાં. કુળાવતી અને સંપુષ્ટાચાર્ય રાજમાતા પાસે અમુક બાબત કબૂલ કરાવવાનો આગ્રહ કરતાં હતાં. કેટલીક રકઝક થયા પછી, રાજમાતાએ એકવાર ચોમેર દૃષ્ટિપાત કર્યો અને તેમની વાત કબૂલ રાખી. સૌમ્ય ઉષાસુંદરી તે વખતે પૂર્વ દિશામાં વિરાજવા લાગી હતી. ‘ અમારૂં ગુપ્ત રહસ્ય ખુલ્લું કરવાનું ત્હારામાં શું સામર્થ્ય છે ’ એવી તિરસ્કાર સૂચક દૃષ્ટિ ઉષાસુંદરી પ્રત્યે ફેંકતાં તેઓ ત્રણે જણાં એક બીજા પ્રત્યે સ્મિત કરતાં ત્યાંથી ચાલતાં થયાં. પરંતુ તેમના પાપી રહસ્યનો સ્ફોટ થયા વગર રહ્યો નહિ. પાપનો ઘડો ભરાય એટલે ફૂટ્યા વગર રહેજ નહિ.

## પ્રકરણ ૩૧ મું.

### પ્રેમ-નિવેદન.

રહી દૂરે ચાહી જન ઉર ન સંતુષ્ટ બનતાં,
ન્હાતાં સ્થૂલો સૌ નિકટ બનવા યત્ન કરતાં;
ઉરો, વૃત્તિ, અંગો, શરીર પરનાં રોમ સઘળાં,
ઉડાડે કમ્પાવી લથબથ થવા પ્રેમચિનગી.

કલાપી.




ટલીપુત્રમાં આવેલા ભિક્ષુઓ પોતપોતાના સ્થાને જવાને સારૂ નીકળી ગયા હતા. સર્વ ભિક્ષુઓના સભાપતિનું સ્થાન આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યે પુનઃ સ્વીકાર્યું. તેમના અધિકાર નીચે સર્વ ધાર્મિક વ્યવસ્થા સુયન્ત્રિત રીતે ચાલવા લાગી. સંપુષ્ટાચાર્ય અને તેના પક્ષના ભિક્ષુઓનો અધિકાર નષ્ટ થવાથી અશોકની પ્રજા સુખમાં દિવસો ગાળવા લાગી. દેશોદેશ ઉપદેશકો મોકલીને, સમસ્ત જનસમાજના અંતરમાં ધાર્મિક પ્રકાશ પાડવાનો પ્રયત્ન ચક્રવર્તી અહર્નિશ કર્યા કરતો હતો. મહાસભાનું કાર્ય અલ્પકાળમાં જ એટલું તો ફળપ્રદ નીવડયું કે માત્ર એક જ અઠવાડીઆમાં, અખિલ ભારતવર્ષની જનતા, ધાર્મિક પ્રવૃત્તિ, સુખ અને શાન્તિ એ સર્વનો ઉપભોગ કરવા લાગી. આથી ચક્રવર્તી બહુ જ સંતુષ્ટ થયો. ‘ મ્હારી પ્રજા નીતિમાન થાય અને શાન્તિથી ધાર્મિક પ્રગતિ કર્યા કરે ’ એટલી જ મહત્વાકાંક્ષા તેને હતી. તે પોતાની મહત્વાકાંક્ષા હવે પૂર્ણ થવાનો સમય નજીક આવતો જાય છે એ જાણીને તેના આનંદનો અવધિ જ થવા લાગ્યો હતો.

પરંતુ હજી તેના એ આનંદની પરિસીમામાં થોડીક ન્યૂનતા હતી. સંપત્તિ, ઐશ્વર્ય, સત્તા, ધર્માભિરુચિ, નીતિમત્તા અને પ્રજાપ્રેમ એ સર્વ ચક્રવર્તીએ સંપાદન કર્યાં હતાં. પરંતુ પોતાના સાંસારિક સુખમાં હજી કંઇક ન્યૂનતા છે એમ તેને લાગતું હતું. તેની આવી અનિયન્ત્રિત સત્તા અને વિશાળ સંપત્તિ પણ એ ન્યૂનતા પૂર્ણ કરી શકે તેમ નહોતું. તે ન્યૂનતા પૂર્ણ કરવા માટે સત્તાનો કઠોર અવાજ કે સંપત્તિનો છનછનાટ કંઇ જ ઉપયોગી થઇ પડે

તેમ નથી એ અશોક સારી રીતે જાણતો હતો. બજારમાં જઇને ગમે તેટલી સંપત્તિ ખરચવાથી પણ વેચાતું ન મળી શકે તેવું, તેમજ પ્રબળ સેનાની સહાયથી પણ પ્રાપ્ત ન થઇ શકે તેવું સુખ પ્રાપ્ત કરવા માટે જૂદોજ માર્ગ હોય છે, એ વાત ચક્રવર્તી હવે સ્હમજતો હતો. મહાસભાના કાર્યથી હવે તે નિવૃત્ત થયો હતો. આજે પોતાના સુખમાં જે કંઇ ન્યૂનતા હતી તે પૂર્ણ કરી જ દેવાની ઇચ્છાથી તે રાજમહાલયની અગાશીમાં જઇને બેઠો અને મોહનને હાક મારીને બોલ્યો : " મોહન ! મ્હારો રથ લઇને વેણુવનમાં જા, અને, 'અતિ મહત્વના કામ સારૂ આપને બોલાવ્યા છે' એમ કહીને યુવરાજ જીતેન્દ્રને અહિં બોલાવી લાવ."

મોહન ચક્રવર્તીને નમન કરીને તેની આજ્ઞા પ્રમાણે વર્તવા સારૂ ત્યાંથી સત્વર ચાલ્યો ગયો.

સંધ્યાકાળનો સમય હતો. પ્રવાસે જતાં પહેલાં જેમ કોઇ વિશાળ કુટુંબવાળો માણસ, ઘરનાં સૌ માણસો શાન્તિથી રહી શકે એટલા માટે તેમની સંભાળ-દેખરેખ રાખવા સારૂ કોઇ માણસને ભલામણ કરી જાય છે અને સંપસંપીને રહેવાની તેમને મીઠા શબ્દોથી શિખામણો આપે છે, તે જ પ્રમાણે-પોતાને અમુક કાળ સુધી પ્રવાસે જવાનું હોવાથી ભગવાન સહસ્રરશ્મિ પણ પોતાની પાછળ આ વિશ્વની સંભાળ રાખવાની ચન્દ્રને ભલામણ કરતા હોય અને અખિલ વિશ્વની પ્રજાને સંપસંપીને આનંદમાં રહેવાની શિખામણ આપતા હોય તેમ વસ્તુ માત્ર-પ્રાણીમાત્ર પર સુરૂચિર રક્તવર્ણ પ્રતિભા ફેંકતા પશ્ચિમ દિશામાં વિરાજી રહ્યા હતા. 'તમારી ગેરહાજરીમાં ગમે તેમ કરીને પણ હું ચાર પ્રહર આ વિશ્વની સંભાળ રાખીશ' એવું કહેતો હોય તેમ મ્લાન વદન ચન્દ્ર તેમના પ્રત્યે જોઈ રહ્યો હતો. વિવિધ પ્રકારની પુષ્પકલિકાઓ 'અમે આનંદમાં છીએ' એવો હર્ષ બતાવતી ભગવાન સહસ્રરશ્મિ પ્રત્યે નિહાળી રહી હતી. ગમે ત્યાં સ્વચ્છંદી રીતે વિહરનારા ભ્રમરોને કેદ કરવાની આજ્ઞા કમળને થઇ ચૂકી હતી. આખો દિવસ વસ્તુમાત્રનું સૌન્દર્ય નિરીક્ષણ કરવામાં કાળ ગાળનારા ગગનવિહારી પક્ષીઓ પોતાની ગેરહાજરીમાં શું દુષ્કૃત્યો કરે છે તેનું જ્ઞાન નહિ હોવા છતાં પણ સૂર્યે તેમને અંધ થવાનો શ્રાપ આપી દીધો. દરરોજના અનુભવથી શાણા થયેલા પક્ષીઓ પણ હવે પોતાનું અંધત્વ નજીકમાં આવેલું છે એમ વિચારીને, સૃષ્ટિનિરીક્ષણનું કાર્ય અધૂરૂં મૂકીને પોતપોતાના માળામાં ભરાઇ જવા લાગ્યાં હતાં. અશોક

બેઠો હતો તે અગાશી પાસેના એક માળામાં રહેતું મયૂર–મયૂરીનું યુગલ પણ ત્યાં આવી પહોંચ્યું. સૂર્ય ભગવાન હમણાં અસ્તાચલમાં ઉતરી પડશે એમ સહમજીને, અવશેષ રહેલા થોડા ઘણા સમયનો પણ લાભ લઇ લેવો એમ માનીને મયૂર–મયૂરીએ પ્રેમકલહ શરૂ કર્યો.

અગાઉ એકવાર મયૂર–મયૂરીની પ્રણયલીલા **અશોકે** નિહાળી હતી. આ જ તે મયૂર–મયૂરીનું યુગલ, પ્રણયલીલા પણ તે જ, આ રમ્ય સ્થાન પણ તે જ, અને એ સર્વનું નિરીક્ષણ કરનાર **અશોક** પણ તે જ. પરંતુ તે દિવસના ને આજના **અશોકના** નિરીક્ષણમાં કેટલું બધું મહદંતર ! પૂર્વના નિરીક્ષણ સમયે પ્રણય એટલે શું તે **અશોક** સમજતો નહોતો. આજે તેને પ્રણય વિષેનું પૂર્ણ જ્ઞાન છે. તે મનુષ્યજાતિમાં પણ મયૂર–મયૂરી જેવો પ્રેમ હશે કે કેમ તે વિષે પૂર્વે તેને સંશય હતો. આજે, મનુષ્ય પ્રાણીમાં મયૂર–મયૂરી કરતાં પણ ઉચ્ચ પ્રતિનો પ્રેમ છે. એવી તેને સ્વાનુભવપરથી ખાત્રી થઇ ચૂકી હતી. પોતાને માટે કોઇ પ્રેમાળ પ્રણયિની આ જગત્માં જન્મેલી છે કે કેમ, એ વિષે પૂર્વે તેના મનમાં સંશય હતો; પરંતુ આજે એવી પ્રેમાળ પ્રણયિની જન્મેલી છે, એટલું જ નહિ પરંતુ પોતાના પરના પ્રેમને લીધે પોતાનું જીવન સર્વસ્વ પોતાને જ અર્પણ કરવાને તૈયાર છે એવું માનવાને **અશોકની** પાસે પૂરતાં કારણો હતાં. પૂર્વે વેશધારી યુવરાજને પુરુષ માનીને, તેની સાથે ઉપલક મૈત્રી કરીને જ સુખી જીવન ગાળી શકાશે એવું તે માનતો હતો. પરંતુ આજે, તે યુવરાજ નહિ પણ એક મોહમયી સુંદરી છે, પોતાની કલ્પના સત્ય જ નીવડી છે, એવી તેને ખાત્રી થઇ ગઇ હતી. પોતાની ભાવી પત્નીના સુખમય સ્નેહબંધનને લીધે મળતા મૃત્યુલોકના સુખ આગળ સ્વર્ગનું સુખ પણ તુચ્છ છે એવું હવે **અશોકને** અંતરમાં લાગવા માંડયું હતું.

ભગવાન સૂર્યનારાયણ પશ્ચિમ દિગ્વધૂના પ્રેમળ સંગમમાં મગ્ન થયા હતા. નિશાનાથ રજનીરાણીને મળવા માટે આતુર થઇ ગયા હતા. મોર કળા કરીને પોતાની પ્રાણપ્રિયા મયૂરીને આનંદ પમાડતો નૃત્ય કરી રહ્યો હતો. પરંતુ સમ્રાટ્ **અશોક** તો અગાશીમાં એકલો જ બેસી રહ્યો હતો. ‘અલ્પ સમયમાં હું પણ તમારો બરોબરીયો થઇશ, હું પણ અલ્પ સમય પછી મ્હારી પ્રણયિની સાથે પ્રણયગોષ્ટિ કરીને આનંદ મેળવીશ,’ એવું જાણે કે સૂર્ય, ચન્દ્ર અને મયૂરને ન કહેતો હોય તેમ તે સર્વ પ્રત્યે **અશોક** એકી ટશે જોઇ રહ્યો હતો. તેટલામાં જ તેના કર્ણ પર એક મંજુલ શબ્દનાદ અથડાયો :

"ભગવન્ત! શા અગત્યના કામ સારૂ આપે અત્યારે મ્હને બોલાવ્યો છે?" અશોકના આસનનો અર્ધો ભાગ દબાવીને બેસવાને ટેવાઇ ગયેલી શોભના તેની નજીકમાં બેસતાં બેસતાં બોલી.

શોભનાની સુકુમાર કરલતા પોતાના હાથમાં લેતાં અશોક બોલ્યો: "જો, પશ્ચિમ દિગ્વધૂને પ્રેમાલિંગન આપવામાં આ સૂર્ય કેવો મગ્ન થઇ ગયો છે? પોતાની શ્યામવર્ણી સુન્દરીને મળવા માટે આ ચન્દ્ર કેવો આતુર થઇ રહ્યો છે? અને આ મયૂર પણ મયૂરીની પ્રણયલીલામાં કેવો તલ્લીન થઇ ગયો છે! મ્હને એ બધા પર દ્વેશ આવે છે. તપ્ત અંગારા કરતાં પણ પ્રખર તાપની વૃષ્ટિ કરનારો સૂર્ય સુરુચિર પશ્ચિમ દિગ્વધૂ સાથે સંગમ કરી રહ્યો છે! મ્લાન વદન અને પરાવલંબી ચન્દ્ર ઉદય પામતાંની સાથે જ રજનીરાણી સાથે પ્રેમગોષ્ટિ કરવા લાગ્યો છે! અને આ જ્ઞાનવિહીન મયૂર! તે પણ પોતાની પ્રિયા સાથે પ્રણયલીલા કરી રહ્યો છે! જ્ઞાન, સૌન્દર્ય, અને ઐશ્વર્યમાં આ બધાંના કરતાં હું ચ્હડીઆતો હોવા છતાં પ્રેમસુખની બાબતમાં હું તેમના કરતાં શા માટે પછાત રહું? તેમના કરતાં પણ શ્રેષ્ઠ અને નિર્મળ પ્રેમસુખ ભોગવવાની મ્હારામાં સત્તા છે એવું આ સ્વચ્છન્દીઓને બતાવી આપવાના ઉદ્દેશથી જ મ્હેં તને અત્યારે અહિં બોલાવ્યો છે. મિત્ર! ત્હારે મ્હને આ બાબતમાં સહાય કરવી પડશે. ત્હારી સહાયથી માત્ર અર્ધો જ ક્ષણમાં હું એમનું અભિમાન ઉતારી નાખીશ."

અશોકના સંભાષણનો મર્મ શોભના હવે સ્હમજી ગઇ. અત્યાર સુધીના અશોકના બદલાતા જતા વર્તનને લીધે તે પોતાની ખરી સ્થિતિ ક્ળી ગયો છે એવું શોભનાને લાગવા માંડયું હતું. આજે તેને તે બાબતની પ્રતીતિ થઇ. તે બોલી:

"મહારાજ! તમારૂં નિર્મળ વર્તન, તમારા સદ્ગુણ અને તમારી નીતિમત્તાએ મ્હને ક્યારનીયે તમારી સાહાય્યકર્ત્રી બનાવી દીધી છે. તમારૂં ઐશ્વર્ય અને સત્તા એ બન્ને ગમે તેટલાં બળવાન હોય તોપણ પશ્ચિમ દિગ્વધૂ નિશા અને મયૂરીના જેવું પ્રેમાકર્ષણ કરવાની શક્તિ તેમાં રહેલી નથી જ; પરંતુ તમારા ઉદાર સ્વભાવમાં, નિર્મળ વર્તનમાં, તમારા સદ્ગુણમાં અને તમારી નીતિમત્તામાં જ એ શક્તિ રહેલી છે, તે બાબતની સંપૂર્ણ પ્રતીતિ થઇ છે. આ જ સ્થળે મ્હને આપનો પ્રથમ મેળાપ થયો હતો ત્યારે મ્હારા મનમાં તમારા વિશે તિરસ્કાર, અપ્રીતિ અને ક્રોધ ઉપજ્યાં હતાં. એ દુષ્ટ પિશાચના સપાટામાંથી મ્હારા મનને તમારા નિર્મળ

વર્તનરૂપી જાદુએ માત્ર અલ્પકાળમાં જ મુક્ત કર્યું છે. તે જાદુએ પોતાની વિજયપતાકા ઉડાવી છે ત્યારથી મ્હારૂં મન પોતાના વિજેતાનાં ચરણોમાં સમર્પિત થઈ ચૂકયું જ છે." આટલું બોલીને શોભના નીચું જોઈ રહી.

"સુંદરી !" અશોક બોલવા લાગ્યો : "ત્હારા સૌન્દર્યને શોભાવનારો, ત્હારી કોમળતામાં મૃદુત્વ આણનારો, ત્હારી યુવાવસ્થાને વિકાસ પમાડનારો અને ત્હારા નૈસર્ગિક ગુણનો પ્રકાશ કરનારો સ્ત્રીવેશ ત્યજીને આ પુરુષવેશ ધારણ કરવાનું શું કારણ? કલિંગયુવરાજનું ખોટું નામ ધારણ કરીને તુરંગવાસ સ્વીકારવાનું ત્હને શું પ્રયોજન હતું ?"

"ભગવન્ત ! પુરૂષવેશ ધારણ કરીને તેમજ કલિંગ યુવરાજનું જૂઠું નામ ધારણ કરીને અત્યાર સુધી આપને મ્હેં ભૂલથાપ ખવડાવી છે, તે બદલ હું અપરાધી છું. પરંતુ એમ કરવામાં મ્હારો જે ઉદ્દેશ હતો તે જાણ્યા પછી આપનું ઉદાર હૃદય મ્હારા સર્વ અપરાધો બદલ મ્હને ક્ષમા આપશે એવી મ્હને દૃઢ પ્રતીતિ છે." શોભના નીચું જોઈને જ બોલી.

અશોક : "સદ્‌ગુણોથી વિભૂષિત થયેલી આવી અપ્રતિમ લાવણ્યમયી લલના અપરાધી છે એમ કહેવું એ પણ એક અપરાધ જ લાગે છે. યુવરાજ જીતેન્દ્રનું નામ ધારણ કરીને તું પુરૂષવેશમાં મ્હારી પાસે ન આવી હોત તો આ જગતમાં સત્ય પ્રેમનું અસ્તિત્વ છે કે કેમ, તે બદલ મ્હને સંશય જ રહી જાત. ત્હારા જેવી સદ્‌ગુણવિભૂષિત મોહક વસ્તુ મ્હારા જોવામાં નહિ આવવાથી, હું સંસારવિરકત થઈને સંન્યાસી થઈ ગયો હોત. આ સંસારમાં જ સુખ ઓતપોત ભરેલું છે એવું જ્ઞાન ત્હેં જ મ્હને આપ્યું છે. ત્હારા સાન્નિધ્યમાં રહેવાથી જ મ્હારી પ્રતીતિ થઈ છે કે સંસારમાં રહીને જનસમાજનું કલ્યાણ પણ કરી શકાય છે અને સાથે સાથે આપણું પણ પારલૌકિક હિત સાધી શકાય છે. પુરુષવેશમાં અહિં આવીને તેં મ્હને સત્યપ્રેમના પાઠ ભણાવ્યા છે, તે બદલ હું ત્હારો ઋણી છું. તે દિવસે રાત્રીના સમયે દરબારતુરંગમાં ત્હારી ખરી સ્થિતિનું અવલોકન કરવાથી જ તું સ્ત્રી છે એવી મ્હને ખાત્રી થઈ હતી. મ્હેં જ એ રહસ્યનો સ્ફોટ કર્યો છે, અને હું જ ત્હારો અપરાધી છું. પરંતુ ત્હારી ખરી સ્થિતિ સંબંધી લેશ માત્ર પણ મ્હને માહિતી નહોતી અને કેવળ ત્હારા પ્રાણ બચાવવાની ખાતર જ હું તે વખતે ત્હારી કોટડીમાં આવી પહોંચ્યો હતો. એ સંબંધી તું વિચાર કરીશ એટલે મ્હારા તે અપરાધ બદલ ત્હારે મ્હને સંપૂર્ણ ક્ષમા આપવી જ જોઈએ એવું ત્હને લાગ્યા વગર રહેશે નહિ."

દરબારતુરંગમાંથી નીકળ્યા પછી, અશોકે શોભનાને પોતાના રાજ-મહાલયમાં રહેવાનો આગ્રહ ન કરતાં વેણુવનમાં રહેવાની પરવાનગી શા માટે આપી હતી તેનો ભેદ હવે તે સ્હમજી ને શરમાઇ ગઇ. અશોક સાથે એક શબ્દ પણ બોલી શકી નહિ. જો અશોકે તેનો હાથ પોતાના હાથ-માંથી છૂટો કરી દીધો હોત તો તે ક્યારનીયે આસન પરથી ઉઠીને દૂર ખસી ઉભી રહી હોત.

કેટલાક સમય સુધી બન્ને જણ અવાક સ્થિતિમાં બેસી જ રહ્યાં હતાં; પરંતુ બોલવાની હિંમત ઉભયમાંથી એક પણ કરી શકતું નહોતું. બન્નેનાં હૃદય ધબકવા લાગ્યાં, બન્નેએ રોમાંચ અનુભવ્યો. આખરે મૌન તોડીને અશોક બોલ્યો : " સુંદરી ! હવે આપણે પરસ્પરના અપરાધ વિસરી જઇએ. નિર્મળ પ્રેમની આગળ સાંસારિક દુઃખો તણવત્ લાગે છે તેનું ઉદાહરણ આપણે જગતને બતાવીએ ! પ્રિયે ! પત્ની સરખા પ્રેમાળ, વિશ્વાસપાત્ર અને સુખ દુઃખ તેમજ કલ્યાણ અકલ્યાણના સમયે અર્ધા ભાગિદાર થનાર સહાયકર્તા મિત્રની પ્રાપ્તિથી મ્હારા જેવો ચક્રવર્તી પણ પોતાનાં અગણિત કર્તવ્યો અને અનેક જવાબદારીઓ કેવા શાન્ત રીતે બજાવ્યે જાય છે તેનો પાઠ મ્હારી જનતાને ભણાવવા દે ! એમ કરવાથી જ સંસારને દુઃખ-મય માનનારા કર્તવ્યહીન મનુષ્યોને યોગ્ય ધડો મળશે."

" ભગવન્તની ઇચ્છા મ્હને શિરસાવંદ્ય છે. " શોભના લજ્જાવિનિત મુખે માત્ર થોડા જ શબ્દો બોલીને ચૂપ રહી.

આનંદથી ઉભરાઈ જતા હૃદયે અશોક બોલવા લાગ્યો : " શુભાંગિ ! આપણા પ્રણયની મર્યાદા આટલી હદ સુધી આવી પહોંચ્યા છતાં પણ મ્હેં તું કોણ છે તે સંબંધી કંઇ પણ પૂછપરછ કરી નથી એ કંઇક ચમત્કારિક લાગે છે. પરંતુ પરિસ્થિતિ જ એવી વિલક્ષણ હતી કે તું કોણ છે એમ પૂછવાથી ત્હારૂં મન દુઃખાશે એવી મ્હારી કલ્પના હતી. આમ ગુપ્ત રીતે મ્હારી સાથે પુરુષ વેશમાં રહેવામાં ત્હારો કંઇ પણ ખાસ ઉદ્દેશ સમાયલો હોવો જોઇએ, એમ ધારીને, તું સ્ત્રી છે એમ જાણવા છતાં પણ આજ દિન સુધી હું આ રહસ્ય જાણું છું એવી મ્હેં ત્હને ખબર પડવા પણ ન દીધી. પરંતુ હવે મ્હારો પ્રેમ ગુપ્ત ન રાખતાં ત્હારી સમક્ષ તે વ્યકત કરીને, તે વિશે ત્હારી સંમતિ મેળવવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. પ્રિયે ! દરબારતુરંગમાં કે વેણુવનમાં ન રહેતાં હવે ભારત સમ્રાજ્ઞીની પદ્વિ

પર વિરાજ! હવે મ્હારા રાજમહાલયમાં રહીને દેવી તરીકેનું માન ભોગવ. ત્હારૂં સૌન્દર્ય, ત્હારા સદ્‌ગુણો અને ત્હારૂં નિર્મળ વર્તન એ સંબંધીના વિચારમાં જ હું રાત્રી દિવસ લીન રહું છું, અને તેથી જ ત્હારૂં નામ પૂછવાની પણ મ્હને સ્મૃતિ જ થતી નથી."

"ભગવન્ત!" શોભના બોલી: "હું કોણ છું, ને આપના કુળની યોગ્યતા જેવા જ કુળમાં મ્હારો જન્મ થયો છે કે કેમ, એ સંબંધી મનમાં કંઇ પણ શંકા ઉપસ્થિત થવા દીધા વગર આપે મ્હને પોતાની ધર્મપત્ની તરીકે સ્વીકારી છે, એ આપની કેટલી બધી ઉદારતા! સ્વર્ગની સુંદરીઓ પણ આપના પ્રત્યે પ્રેમ કરવાની ઇચ્છા રાખે એવી આપની યોગ્યતા છે. આપની સહધર્મચારિણી તરીકેનું જે માન આપે મ્હને આપ્યું છે તે બદલ ઉપકાર માનવામાં હું કયા શબ્દો વાપરૂં તેની મ્હને સ્હમજ પડતી નથી. મ્હેં મ્હારૂં હૃદય આપનાં ચરણોમાં સમર્પિત કરી દીધું છે. આપ જ તેની પરીક્ષા કરી લ્યો. તે સંબંધી શબ્દોચ્ચાર કરવાની શક્તિ મ્હારી જીભમાં અત્યારે નથી."

"મંજુભાષિણી! કુળાભિમાન, સંપત્તિનો છનછનાટ, ઐશ્વર્યનો આડંબર, અને સત્તાના જોરથી પ્રેમવિક્રય કરવો એ તો વિવાહ જેવા પવિત્ર પ્રસંગનો તિરસ્કાર કરવા જેવું જ છે. વિવાહ કરતી વખતે સદ્‌ગુણ અને પ્રેમની પરીક્ષા જ કરવાની જરૂર છે, મોટાઇ કે સંપત્તિની નહિ. વિવાહ કરતી વખતે જે મનુષ્ય પોતાની ભાવિ પત્નીના સદ્‌ગુણ સંબંધી વિચાર ન કરતાં માત્ર તેના ઉચ્ચ કુલ કે સંપત્તિનો વિચાર કરે છે તે ફસાયા વગર રહેતો નથી. તે સાંસારિક સુખમાળાનો મેરુ જ ગુમાવી બેસે છે. હું એવી રીતે મ્હારા પ્રેમનો ક્રયવિક્રય કરૂં તેવો નથી તે માટે મ્હારી પ્રશંસા કરવાની જરૂર નથી. વિવાહ અને પત્નીપ્રેમ એટલે શું તે જ હું સ્હમજતો નહોતો. ત્હેં જ એ બધું મ્હને શીખવ્યું છે. તે દિવસે મયૂર-મયૂરીની પ્રણયલીલાનું અવલોકન કરીને એક કાલ્પનિક પ્રણયિનીનું ચિત્ર હું મ્હારા મનમાં ચિતરતો હતો એટલામાં જ તું અહિં આવી પહોંચી. સૌન્દર્યની બાબતમાં તો કલ્પના અને સત્ય તે જ ક્ષણે સાચાં જ ઠર્યાં હતાં, અને ધીમે ધીમે સદ્‌ગુણની બાબતમાં પણ કલ્પના કરતાં સત્ય જ શ્રેષ્ઠ પ્રતીતું છે એવી મ્હારી ખાત્રી થઇ ગઇ. તું જ મ્હારી ખરી પ્રણયિની છે. તેં જ મ્હારા પર પ્રણયનો વર્ષાવ કરી મને શીતળ કર્યો છે. ત્હારૂં નામ ગમે તે હોય, પરંતુ મ્હારી સાથે લગ્ન કરીને તું સમ્રાજ્ઞીપદ પર વિરાજીશ એટલે

હું ત્હને કાલ્પનિક નામથી જ બોલાવીશ. પ્રણયપૂર્ણ પ્રણયિનીના નામથી જ હું ત્હને હાંક મારીશ !”

આટલું બોલીને અશોક શોભના પ્રત્યે અનિમિષ નેત્રે જોઇ રહ્યો. શોભના શરમથી નીચું જ જોઇ રહી હતી. વચમાં વચમાં તે વક્રદૃષ્ટિએ સમ્રાટ્ પ્રત્યે જોતી હતી, અને મ્હોં ફેરવીને મધુર સ્મિત કરતી હતી. એટલામાં પ્રધાન રાધાગુપ્તને ચક્રવર્તી પાસે આવતા તેણે જોયા. શોભનાએ ચક્રવર્તીને સાવધ કર્યો અને પોતે પણ સાવધ થઇ ગઇ. પ્રધાન રાધાગુપ્ત આવી પહોંચ્યા અને અશોકને ઉદ્દેશીને બોલ્યા: “અતિ મહત્વના કામને લીધે જ ભગવન્તના શાન્તિના સમયમાં વ્યત્યય પાડવો પડ્યો છે, તે માટે ક્ષમા ચાહું છું.”

“કાકા ! એ શું બોલ્યા ? તમારા આગમનથી મ્હને આનંદ જ થાય છે. બોલો, શું કાંઇ નવીન સમાચાર લાવ્યા છો ?”

“પ્રતાપરાય નામનો કોઇ કલિંગ સરદાર પ્રબળ સૈન્ય લઇને પાટલીપુત્ર ભણી આવે છે. આજે રાત્રે તે પાટલીપુત્ર પાસે આવી પહોંચશે એમ અનુમાન બાંધી શકાય છે.”

“કાકા ! આ સરદાર પ્રતાપરાય કોણ ?”

“એ સંબંધી તપાસ કરી, પરંતુ કંઇ પત્તો લાગતો નથી.”

“સૈન્ય સહિત અહિં આવવામાં તેનો શો ઉદ્દેશ હશે ?”

“ચક્રવર્તી સાથે મેળાપ કરવાનીજ પોતાની ઇચ્છા છે એવો સંદેશો તેણે પોતાના દૂત સાથે મોકલ્યો છે.”

“જો એમ જ હોય તો તેનો યોગ્ય રીતે આદરસત્કાર કરજો. અને જો તેમ ન હોય તોપણ—ના તેવી કલ્પના કરવાની જરૂર જ નથી.” એટલું બોલીને ચક્રવર્તીએ શોભના તરફ દૃષ્ટિ ફેરવી એટલે તે બોલી: “હજી મ્હારે ભગવન્તને કેટલુંક કહેવાનું છે.”

“હાલ તમે વેણુવનમાં જાઓ. આવનાર અતિથિનો આદરસત્કાર કેવી રીતે કરવો તે સંબંધી અમારે કેટલીક વાતચિત કરવાની છે. હું સ્હવારે વેણુવનમાં જરૂર આવીશ.”

ચક્રવર્તીનું આ ભાષણ સાંભળીને અનિચ્છાએ પણ શોભના આસન પરથી બેઠી થઇ. તે અશોક પ્રત્યે એક પ્રેમકટાક્ષ ફેંકીને ત્યાંથી ચાલી ગઇ.

# પ્રકરણ ૩૨ મું.

## ભ્રમ-વિલાસ.



ક્રવર્તી પાસેથી નીકળેલી શોભના રાજમહાલયના અગ્રભાગમાં આવી રહેલા ઉદ્યાનમાં આવી પહોંચી એટલે ચક્રવર્તી હજી અગાશીમાં બેઠેલા છે કે કેમ, તેની ખાત્રી કરવા સારૂ તેણે પાછું ફરીને જોયું. તો તરત જ એક સુંદર બાલા પોતાની પાછળ પાછળ ઝપાટાબંધ ચાલી આવતી હતી એમ તેને લાગ્યું. તે બાલા સાથે ચક્રવર્તીએ કંઇક સંદેશો મોકલ્યો હશે, એવી કલ્પના કરીને તેની તરફ જોતી તે ત્યાં જ ઉભી રહી. પાટલીપુત્રમાં આવ્યા તેને ઘણો સમય થઈ ગયો હતો, ચક્રવર્તી સાથે તેનો મેળાપ વારંવાર થતો હતો, પરંતુ ચક્રવર્તીના કુટુંબમાં કોણ કોણ માણસો છે તેની શોભનાને માહિતી નહોતી. જો કે તેને પાટલીપુત્રમાં આવ્યાં ઝાઝો સમય થઇ ગયો હતો પરંતુ ઘણોખરો કાળ તેણે દરબારતુરંગમાં અને વેણુવનમાંજ ગાળ્યો હતો. વળી ચક્રવર્તીના રાજમહાલયમાં તેને પ્રસંગોપાત જ જવાનું થતું હતું અને તેથી તે તેના ઘરનાં માણસો સાથે ભળી ગઇ નહોતી. જ્યારે જ્યારે તે ચક્રવર્તીના રાજ-મહાલયમાં જતી ત્યારે ત્યારે તે ચક્રવર્તી સાથે વાતો કરવામાં જ પોતાનો સમય વીતાડતી. રાજમાતા એ ચક્રવર્તીની સાવકી માતા થાય, અને કુમાર વીતાશોક તેનો ન્હાનો ભાઈ થાય એટલું જ માત્ર તે જાણતી હતી. અને તેથી પોતાના તરફ સપાટાબંધ ચાલતી આવતી બાલા, ચક્રવર્તીની બ્હેન ઇન્દિરા છે એમ શોભના ન જાણી શકે એ સ્વાભાવિક જ હતું. શોભના પાસે આવી પહોંચતાંની સાથે ઇન્દિરા શરમાતી શરમાતી બોલી: " સ્વામીન્! ક્યાં ચાલ્યા? તમારૂં નામ સંભળાવીને હવે મ્હારા કર્ણ પવિત્ર કરશો ને?"

" તમે ભૂલતાં જણાઓ છો!" આશ્ચર્ય પામતી શોભના બોલી.

" આજે હું એવું સાંભળવાની નથી. પોતાનો અવાજ બદલીને તથા મ્હને માનપૂર્વક બોલાવીને ગમે તેટલી ભોળવી લેવાનો યત્ન કરશો તોપણ આજે તમારૂં કંઇ વળનાર નથી. કબૂલ થયા છો તે પ્રમાણે આજે તમારો સવિસ્તર ઇતિહાસ મ્હને કહી સંભળાવો."

"શાનો ઇતિહાસ? પોતાનો ઇતિહાસ કહેવાનું તમારી પાસે કોણે કબૂલ કર્યું હતું?"

"કેમ જાણે કે કંઇ જાણુતા જ ન હોય ને!" ઇન્દિરા બોલી: "આમ ગાંડાં ગણી કાઢો છો તે ચાલવાનું નથી! તમારી સવિસ્તર હકીકત નહિ કહો ત્યાંસુધી આજે હું તમને જવા દેનાર નથી." એટલું બોલીને ઇન્દિરા લાડ કરતી શોભનાને આડી આંતરીને ઉભી રહી.

"દૂર ખસો. મ્હને જવા દ્યો!" શોભના મર્દાની સ્વરે બોલી.

"ઘડીવાર મ્હારી પાસે બેસો. હું જે પૂછું તેનો ખુલાસો નહિ કરો ત્યાંસુધી નહિ જવા દઉં!"

"મ્હને આમ અટકાવવાનો ત્હમને શો અધિકાર છે?"

"મ્હને શો અધિકાર છે?" ઇન્દિરા વિસ્મિત થતી બોલી.

"હા; ત્હમારા જેવી એક તરુણીએ રસ્તે જતા મ્હારા જેવા એકાદ પુરુષને શા માટે અટકાવ કરવો જોઇએ?"

"એકાદ પુરુષ!" ઇન્દિરા બોલી: "બસ કરો! હવે મશ્કરીની વાત જવા દ્યો. તમારી હકીકત સાંભળવાની મ્હને બહુ ઉત્કંઠા થઇ છે."

"હું ત્હમારી મશ્કરી કરતો નથી, પરંતુ ખરેખરૂં જ કહું છું. પરસ્ત્રીની મશ્કરી કરવાનું મ્હને બિલકુલ પસંદ જ નથી."

"પરસ્ત્રીની મશ્કરી કરવાનું તમને પસંદ નહિ હોય, પણ પોતાની પ્રાણપ્રિયાની મશ્કરી કરવાનું તો તમને યોગ્ય લાગે છે ને?"

"તેનો ઉત્તર હું આપી શકતો નથી. અત્યારસુધીમાં હું કોઇપણ સ્ત્રી સાથે પ્રેમમાં જોડાયો નથી, અને તેથી જ પોતાની સ્ત્રીની મશ્કરી કરવાનું મ્હને ગમે છે કિંવા નહિ તેનો ઉત્તર હું આપી શકતો નથી."

"પ્રાણનાથ! અંતર દુઃખિત થાય એવી ચેષ્ટા હવે ન કરો! તમને મશ્કરી સૂઝે છે અને મ્હારૂં તો કાળજું ચીરાઇ જાય છે. બીજી ગમે તેવી મશ્કરી કરવી હોય તો કરો, પરંતુ તમે મ્હારી સાથે પ્રેમમાં પડયા નથી એવું બોલીને મ્હારા હૃદયને દુઃખી ન કરો!"

"ભોળી બાળા! પ્રેમ કરવામાં તું કોઇની સાથે ઠગાઇ હોય એમ લાગે છે, અને તેથી જ ત્હારૂં મન ભ્રમિત થયું હોય એમ જણાય છે. નહિ તો મ્હને જ પોતાનો પ્રાણનાથ સ્હમજીને તું આવું આવું બોલત જ નહિ."

"નાથ! હજી પણ મ્હારી દયા આવતી નથી?" ઇન્દિરા ગદ્‌ગદ કંઠે બોલવા લાગી: "તમે મ્હારા પર પ્રેમ રાખો છો તે બદલ એકવાર બે વાર નહિ પરંતુ અનેક વાર તમે મ્હારા મનની ખાત્રી કરી દીધી છે. આ જ

ઉદ્યાનમાં આપણે પ્રેમગોષ્ટિ કરતાં કેટલીયે વાર બેસી રહ્યાં છીએ. ગઇ કાલે જ પોતાનો ઇતિહાસ કહી સંભળાવવાનું મ્હને આપે વચન આપ્યું છે. આટલું છતાં પણ હું જ ભ્રમિત થઇ ગઇ છું એવું તમે કહો છો ?"

"બ્હેન ! મ્હારૂં દુર્ભાગ્ય ! તું આવી સુંદર છે; ત્હારા સંસ્કૃત-પણાની સાક્ષી ત્હારૂં વદન જ આપે છે, આમ છતાં પણ તું ભ્રમિત શાથી થઇ ? ત્હારૂં નામ શું ? રાજમહાલયમાં ત્હારૂં કોઇ સગું રહે છે કે ?"

"પ્રાણેશ ! હું કોણ છું તે મ્હારે મ્હોંએ જ કહેવડાવા ઇચ્છો છો કે ? યાદ કરો ! હું ચક્રવર્તીની ભગિની છું. મ્હારૂં નામ ઇન્દિરા એ પણ ભૂલી ગયા ?" ઇન્દિરા કરૂણાજનક સ્વરે બોલી.

"ઇન્દિરા બ્હેન ! તમે ચક્રવર્તીનાં ભગિની થાવ છો કે ? તમારી આવી માનસિક સ્થિતિ જોઇને મ્હને બહુ દુઃખ થાય છે ! ચાલો, હું તમને રાજમહાલયમાં પહોંચાડી જાઉં. આવી ભ્રમિત સ્થિતિમાં ગમે ત્યાં રખડવું એ ભયભરેલું છે. તમારી વિશેષ સંભાળ રાખવાનું ચક્રવર્તીને મ્હારે કહેવું જ પડશે !"

"જાઓ, જાઓ, વ્હાલા ! આમ છેક જ શું મ્હને ભમાવો છો ! જે સ્વર્ગીય પ્રેમનાં મૂળ હૃદયભૂમિમાં ઉંડાં ચોંટી ગયાં છે તેને આમ એકદમ ઉખેડી શું નાખો છો ? તમારો સ્વભાવ તો ભારે ભૂલકણો જાણ્યો !"

"આ શું ? આ તો હજી મ્હને જ દોષ દેતી જણાય છે !" શોભના બોલી : "હું તમને પહેલ વહેલાં આજે જ જોઉં છું. પૂર્વે મ્હેં તમને કદિ પણ જોયાં જ નથી, તો પછી પ્રેમની તો વાત જ ક્યાં રહી ?"

"જો આ પુષ્પલતા બોલી શકતી હોત તો આપણી પ્રેમગોષ્ટિઓ અનેક વાર તેણે સાંભળી છે એવી તે સાક્ષી આપત. આ ફુવારામાંથી ઉડતાં જલબિન્દુઓએ, નભોમંડળમાંના તારકોએ, અને આ ઉદ્યાનમાંની સર્વ પુષ્પલતિકાઓએ પણ આપણો પ્રેમ અનેકવાર નિહાળ્યો છે. એટલું જ નહિ પરંતુ પંચમહાભૂતને સાક્ષી રાખીને જ આપણે પ્રેમગોષ્ટિઓ કરી છે. એ બધાંમાંથી એકાદ પણ આવા અણીના વખતે હાજર થઇને તમારી વિસ્મૃતિ દૂર કરે તો કેવું સદ્ભાગ્ય ?"

"ઇન્દિરા બ્હેન ! એકવાર મ્હને બારિકીથી જૂઓ એટલે હું તમારો પ્રિયકર નથી એવી તમારી ખાત્રી થશે."

ઇન્દિરાએ શોભના પ્રત્યે બારિકીથી જોયું. પરંતુ તેનો ભ્રમ દૂર થયો નહિ.

"ઇન્દિરાબ્હેન ! તમારો પ્રિયકર થવા જેટલી યોગ્યતા મ્હારામાં નથી."

"હવે યોગ્યાયોગ્યતાનો પ્રશ્ન જ રહ્યો નથી. હું સંપૂર્ણ રીતે તમારી થઇ ચૂકી છું. મ્હને આપની સહચરી તરીકે આપે ક્યારનીએ સ્વીકારી લીધી છે."

"મ્હેં તમને મ્હારાં સહચરી તરીકે સ્વીકાર્યાં નથી. અરે, તમે તો શું પણ અખિલ વિશ્વમાંની કોઇપણ સ્ત્રીને મ્હારી સહચરી તરીકે સ્વીકારવાની મ્હારી યોગ્યતા જ નથી."

"એનું કારણ મ્હને સ્હમજાવશો ?" ઇન્દિરા સજળ નયને શોભના પ્રત્યે તાકી રહી.

"એનું કારણ એટલું જ કે હું પણ તમારા જેવી એક સ્ત્રી જ છું."

"હેં ! તમે પણ મ્હારા જેવી એક સ્ત્રી જ છો !" વિસ્મય પામતી ઇન્દિરા બોલી.

"હા; હું તમારા જેવી સ્ત્રી જ છું બ્હેન."

પોતે જેની સાથે વાત કરતી હતી તે માત્ર વેશધારી પુરુષ જ છે એવી હવે ઇન્દિરાની ખાત્રી થઇ. ભૂલથી એક સ્ત્રીને પોતાનો પ્રિયકર સ્હમજીને તેની સાથે પોતે પ્રેમગોષ્ટિ કરી એવો વિચાર મનમાં આવતાં ઇન્દિરા શરમાઇ ગઇ. લજ્જાથી તે કેટલીક વાર સુધી એક શબ્દ પણ બોલી શકી નહિ. છેવટે શોભના બોલી: "ઇન્દિરાબ્હેન ! હવે તમારો ભ્રમ દૂર થયો ને ? હું તમારો પ્રિયકર નથી, તે વિશે હવે ખાત્રી થઇ ને ?"

"હા ખાત્રી થઇ. પરંતુ તમે મ્હારા પ્રાણનાથના જેવોજ વેશ ધારણ કર્યો છે અને તે મને એવો તો મળતો લાગે છે કે હજી પણ હું મ્હારી પાસે તેમને જ ઉભેલા જોતી હોઉં, એવો ભ્રમ મ્હને થયા કરે છે. તમારા અને તેમના સ્વરુપમાં એટલું બધું મળતાપણું છે કે એક જ ચિત્રકારે એક જ વ્યક્તિનાં ચીતરેલાં બે ચિત્રોમાં પણ તેવું મળતાપણું ભાગ્યે જ જોવામાં આવે. તમારા અને તેમના સ્વરમાં કંઇક ફેર છે, પરંતુ તે સહજમાં પરખી શકાય તેવો નથી. બાકી દેખાવ, બોલવું ચાલવું અને રીતભાત એ બધું તેમના જેવું જ છે. તમારા આ અંગ પરનો પોષાક પણ તમે તેમનો ચોરીને જ લઇ આવ્યા હો એવી કલ્પના થાય છે. આવી પરિસ્થિતિમાં તમને પોતાના પ્રાણનાથ માનવામાં મ્હારાથી ભૂલ થાય એ સ્વાભાવિક જ છે."

"હેં ! તમારા પ્રાણનાથનું સ્વરુપ મ્હારા જેવું જ છે ?"

"હા; તદ્દન તમારા જેવું જ. ત્હમારી પ્રતિમૂર્તિ જ સ્હમજો !"

"ત્યારે તે યુવરાજ જીતેન્દ્ર જ હોવો જોઇએ." શોભનાથી અધીરાઇથી બોલી જવાયું.

"એ યુવરાજ જીતેન્દ્ર કોણ ?" આનંદ પામતી ઇન્દિરાએ જીજ્ઞાસાથી પૂછ્યું.

" તમારા પ્રાણનાથ !" સ્મિત કરતી શોભના બોલી: " તમારા પ્રાણનાથના નામનીયે ખબર નથી કે ? વાહ ! વાહ ! "

" હજી સુધી તેમણે પોતાની સત્ય હકીકત મ્હને જણાવી નથી. આજે પોતાની હકીકત મ્હને કહેવાનું તેમણે વચન આપેલું હોવાથી તેમને શોધતી શોધતી હું અહિં આવી હતી એટલામાં તમારો મેળાપ થયો. તમે તેમને સારી રીતે ઓળખતાં લાગો છો ! મ્હારી જીજ્ઞાસા પૂર્ણ કરવા માટે તેઓ અહિં નથી ત્યારે તેમની સર્વ હકીકત કહીને તમે જ મ્હને ધન્ય કરો !"

ઇન્દિરાના પ્રિયકરને શોભના સારી રીતે ઓળખી ચૂકી હતી. પોતાની સર્વ હકીકત ચક્રવર્તીને કહી દેવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કરેલો હોવાથી, હવે ઇન્દિરાને તેના પ્રાણનાથ સંબંધીની હકીકત કહેવામાં હરકત નથી એમ તેને લાગ્યું. સ્ત્રીના નૈસર્ગિક કોમળ સ્વભાવ પ્રમાણે તેને ઇન્દિરાની દયા પણ આવી. તે બોલી:

" ઇન્દિરાબ્હેન ! યુવરાજ જીતેન્દ્ર મ્હારા ભાઇ થાય છે."

" આવા એક સરખા સ્વરૂપથી તે મ્હારે સમજી જવું જોઇતું હતું !"

" અને તે કલિંગદેશનો યુવરાજ છે."

" હેં ! તે કલિંગદેશના યુવરાજ છે ?" ઇન્દિરાના આનંદનો અવધિ જ થયો. તેનાં બન્ને નેત્રમાંથી હર્ષાશ્રુ વહેવા લાગ્યાં.

ઇન્દિરાનો પ્રેમ પોતાના બન્ધુ પ્રત્યે નિઃસ્સિમ છે એ જાણીને શોભના આનંદ પામી. પોતાના રાજકુટુંબ પર આવી પડેલી આપત્તિનો અંત ઘણો જ સુંદર રીતે આવવાનો છે એવી આગાહી તેનું મન તેને કરવા લાગ્યું. તે બોલી: " ઇન્દિરા ! મ્હારો ભાઈ ક્યાં રહે છે ? તેનો મેળાપ ક્યાં થઈ શકશે ?"

" તે આ રાજમહાલયમાં જ રહે છે. પરંતુ અત્યારે ક્યાંઇક બહાર ગયા હશે. કારણ કે રાજમહાલયમાં નથી અને અહિં ઉદ્યાનમાં પણ હું તેમને શોધી વળી પરંતુ એકે સ્થળે તેમને જોઇ શકી નહિ."

" ઠીક છે. હું પછી તેને મળીશ." એટલું કહી શોભના ત્યાંથી આનંદિત હૃદયે ચાલતી થઇ.

ઇન્દિરાએ ધાર્યું હતું કે યુવરાજ જીતેન્દ્ર ઉદ્યાનમાં નથી પરંતુ તેમ નહોતું. ઇન્દિરા અને શોભના ઉભાં હતાં તેથી થોડેક દૂરની એક લતામંડપની ઓથે બેઠો બેઠો જીતેન્દ્ર આ સર્વ પ્રકાર નિહાળી રહ્યો હતો. પોતાના જેવો જ વેશ ધારણ કરીને કોઇ તરુણ પોતાની પ્રિયતમા સાથે વાર્તા-

આરોપ કરતો હતો એ જોઇને તે આશ્ચર્ય પામ્યો. એટલામાં પોતાનું નામ ધારણ કરીને દરબારતુરંગમાં નિવાસ કરતા વેશધારી યુવરાજની તેને સ્મૃતિ થઇ આવી. તેનું સ્વરુપ પોતાના સ્વરુપ જેવું જ છે એમ ચિદાનંદ સ્વામી કહેતા હતા તે વાત પણ તેને યાદ આવી. આટલા દિવસ સુધી પોતાનું નામ ધારણ કરીને રાજકીય બાબતોમાં માથું મારનારો વેશધારી યુવરાજ છેવટે પોતાના પ્રણયની પણ આડે આવવાને તૈયાર થયો છે એ જાણીને જીતેન્દ્રને ક્રોધ ચઢયો. તરત જ તે શોભનાની પાછળ પાછળ વેણુવનમાં ગયો અને પોતાની ભગિનીનો હાથ પકડીને બોલ્યો : "રૂપસાદસ્યનો લાભ લઇને મ્હારૂં ખોટું નામ ધારણ કરનાર અને મ્હારા ઐશ્વર્યને અને તેના કરતાં પણ મ્હારી અધિકતર વ્હાલી ઇન્દિરાને અપમાન પહોંચાડનાર તું કોણ છે ?"

શોભનાએ તરત જ જીતેન્દ્રને ઓળખી લીધો. જીતેન્દ્રના આવા ઈર્ષ્યાયુક્ત વર્તન પ્રત્યે તેણે શાન્તિપૂર્વક સ્મિત કર્યું.

શોભનાને શાન્તિપૂર્વક સ્મિત કરતી જોઇને જીતેન્દ્ર વધારે ચીઢાઇ ગયો. તે ક્રોધપૂર્ણ સ્વરે બોલ્યો : "ત્હારા આવા અપમાનભર્યા વર્તન બદલ મ્હારે ત્હને યોગ્ય સજા કરવી પડશે."

"મ્હને સજા કરવી પડશે ! ત્હારૂં રક્ષણ કરવા સારૂ તો કેટલાક કાળ સુધી મ્હેં બૌદ્ધ લોકોના કારાગૃહમાં નિવાસ કર્યો. તેનો બદલો તું મ્હને આમ શિક્ષા કરીને જ દેવાનો છે કે ? ન્યાય તો બહુ સારો હાં !"

"હેં ! મ્હારૂં સંરક્ષણ કરવા માટે જ તેં કારાગૃહવાસ સ્વીકાર્યો હતો ?"

"એમાં શો સંશય ? ત્હારૂં સંરક્ષણ કરવા માટે, કલિંગદેશના રાજ્યની પુનર્ઘટના કરવા માટે, અને હિન્દુ ધર્મનું હિન્દુત્વ રાખવાની ખાતર જ મ્હારે તુરંગવાસ સ્વીકારવો પડયો હતો. કલિંગ સમ્રાજ્ઞી ઇન્દુમતી પણ એ વાત તો જાણે છે !"

"મ્હારા પ્રત્યે આટલો બધો નિઃસ્સિમ પ્રેમ ધરાવવાનું કંઇ કારણ ?"

"કેવળ બન્ધુપ્રેમ !"

"શું બન્ધુપ્રેમ ? ત્યારે તું કોણ શોભના જ ?"

"હા; મ્હારા બન્ધુ ! હું ત્હારી ભગિની શોભના છું !"

જીતેન્દ્રનો સંશય નષ્ટ થઇ ગયો. ચિદાનંદ સ્વામીએ તુરંગમાં જે બોધ આપ્યો હતો તેની હવે તેને ખાત્રી થઇ. ભાઇ બ્હેન એક બીજા પ્રત્યે નિર્મળ પ્રેમદૃષ્ટિ ફેંકતાં કેટલીયે વાર સુધી નિઃશબ્દ ઉભાં જ રહ્યાં.

## પ્રકરણ ૩૩ મું.

### સંકટરાત્રીની સમાપ્તિ.



યુવરાજ જીતેન્દ્ર વેણુવન ગુફામાંથી જ્યારે નીકળ્યો ત્યારે રાત્રીના લગભગ દસ વાગવા આવ્યા હતા. ગુફામાં જતી વખતે યુવરાજના અંતરમાં વૈષમ્ય, મત્સર અને ક્રોધ આદિ દુષ્ટ મનોવિકારની છાયા પ્રસરી ગઇ હતી; પરંતુ ગુફામાંથી બહાર નીકળતી વખતે તેનું મન પ્રેમ અને આનંદથી પ્રફુલ્લ થયું હતું. વેશધારી યુવરાજનો દ્વેશ કરી તેનો પીછો પકડનાર યુવરાજ જીતેન્દ્રનું હૃદય આ સમયે ભગિનીપ્રેમને લીધે આર્દ્ર બની ગયું હતું. તેના નેત્રદ્વયમાંથી પ્રેમાશ્રુ વહેતાં હતાં. પોતાના બન્ધુને ગુફાના દ્વાર સુધી વળોટાવવા આવેલી શોભનાને ઉદ્દેશીને તે બોલ્યો: “બ્હેન! આપણા સંકટની કાળરાત્રી પૂરી થવા આવી છે, અને સુખનો સૂર્ય હવે અલ્પ સમયમાં જ ઉદય પામશે.” એટલું બોલીને યુવરાજ ત્યાંથી ચાલતો થયો.

શોભનાનાં નેત્રદ્વયમાંથી પણ હર્ષાશ્રુ વહેતાં હતાં. પોતાનો બન્ધુ ક્યારે ચાલ્યો ગયો, તેની તેને ખબર જ રહી નહોતી. થોડીવાર પછી પોતાનાં ચક્ષુ લૂછીને તેણે પોતાની સામે જોયું તો ત્યાં યુવરાજને બદલે એક તરુણ ભિક્ષુણીને પોતાના સામે જોઇને ઉભી રહેલી તેણે જોઈ.

“ભગવતિ!” શોભના બોલી: “આપને માટે હું શું કરું? આપની શી આજ્ઞા છે?”

“યુવરાજ! આજે રાત્રે આ વેણુવન ગુફામાં શયન ન કરો એટલીજ મ્હારી ઇચ્છા છે.” ભિક્ષુણી મધુર સ્વરે બોલી.

“ભગવતિ! પૂર્વે મ્હેં આપને ક્યાંઇ પણ જોયાં હોય એમ મ્હને લાગે છે.” ભિક્ષુણીનો સ્વર સાંભળીને શોભના બોલી.

“યુવરાજ! મ્હારા પૂર્વના આયુષ્યની વાત હવે મ્હેં વિસારે પાડી દીધી છે, કારણ કે તેનું સ્મરણ કરવાથી ધર્મધ્યાનમાં વ્યત્યય આવતો હોવાથી, તે સંબંધી કંઈ વિચાર જ નહિ કરવાનો મ્હેં દૃઢ નિશ્ચય કર્યો છે.”

શોભના કંઇક યાદ કરતી હોય તેમ વિચાર કરતી ઉભી હતી. તરત જ તેને કંઇક યાદ આવ્યું હોય એમ કરીને ભિક્ષુણી પ્રત્યે દૃષ્ટિ ફેંકતી

તે બોલી: “ મ્હેં તમને એકવાર મથુરામાં જોયાં છે. તમે ઉપગુપ્ત શેઠનાં પત્ની બકુલા બ્હેન ખરાં કે! ભગવતિ! મ્હારૂં નમન સ્વીકારો!” એટલું બોલીને શોભના બકુલાનાં ચરણોમાં નમી પડી અને ગદ્ગદ્ કંઠે બોલી: “આચાર્ય ઉપગુપ્તજીએ જ્યારે મ્હને નરકાગારમાંથી છોડાવ્યો ત્યારે જ મ્હને ખબર પડી છે કે સાંસારિક સુખસર્વસ્વને લાત મારીને હવે તમે આત્મોદ્ધાર કરી રહ્યાં છો. આપનાં દર્શન કરવાની મ્હને ઘણી ઇચ્છા થયાં કરતી હતી. આજે તે મ્હારી ઇચ્છા અનાયાસે પૂર્ણ થવાથી હું કૃતકૃત્ય થયો છું.”

“નરકાગારમાંથી તમને છોડાવીને ઉપગુપ્તાચાર્ય તમારા ઋણમાંથી મુક્ત થયા છે. પરંતુ મ્હેં તો જાણી જોઇને જ તમને કેદ કરાવ્યા હતા. તેનું–મ્હારા તે પાતકનું ક્ષાલન હજી હવે થનાર છે. એટલા માટે મ્હારો આત્મા નિરંતર સંતપ્ત રહ્યા કરતો હતો. પરંતુ એટલામાં તમારા પ્રાણ બચાવવાની તક મ્હને ઇશ્વરે આપી છે.”

“મ્હારા પ્રાણ બચાવવાની તક તમને મળી છે? મ્હારા પ્રાણ હરવાની ઇચ્છા કોણ રાખે છે?”

“કળાવતી, સંપુષ્ટાચાર્ય અને રાજમાતા એ ત્રણે જણાએ મળીને રચેલા કારસ્થાનનો આજે તમે ભોગ થઇ પડનાર હતા.

“હજી પણ તેઓ કારસ્થાન રચ્યા જ કરે છે કે? સંપુષ્ટાચાર્યનો સર્વ અધિકાર હવે નષ્ટ થયો છે, રાજમાતાની સત્તા હવે કમી થવા લાગી છે, અને કળાવતી ક્યારે પદભ્રષ્ટ થશે તેનો કંઇ નિયમ નથી. આવી સ્થિતિમાં હોવા છતાં પણ હજી તેઓ કારસ્થાન રચ્યાં જ કરે છે! ધિક્કાર છે એ દુષ્ટાને!” શોભના બોલી.

“યુવરાજ!” ભિક્ષુણી બોલવા લાગી: “આજે તો તેમની અધમતાનો અવધિ જ થવાનો હતો. આજે તેઓએ જે કારસ્થાન રચ્યું છે, તે સાંભળીને તો ત્હારા જેવા વીરપુરૂષનું હૃદય પણ કંપી ઉઠે. પરંતુ પાટલીપુત્રની જનતાનું નશીબ બળવાન છે. આજની અમાનુષિ કતલ ન થાય, એવી દૈવી ઇચ્છા જ હોવી જોઇએ. લગભગ સાત આઠ દિવસ પૂર્વે, એક રાત્રે હું ગંગાનદીના કિનારા પાસે ધર્મધ્યાનમાં બેઠી હતી. અમુક સમય પછી ધ્યાનમુકત થયા બાદ મ્હારી આંખો ઉઘાડતાંની સાથે જ મ્હારેથી થોડા અંતરે કેટલાક શ્વેત વસ્ત્રધારી ભિક્ષુઓને ટોળું વળીને બેઠેલા મ્હેં જોયા. તે ભિક્ષુમંડળના સભાપતિ તરીકે

બે સ્ત્રીઓ મ્હારા જોવામાં આવી. સંપુષ્ટાચાર્ય પણ તે સ્ત્રીઓની નજીકમાં જ બેઠો હતો. શ્વેત વસ્ત્રધારી ભિક્ષુઓને જોઇને મ્હારી ખાત્રી થઇ કે મહાસભાએ ભ્રષ્ટ કરેલા આ સંપુષ્ટાચાર્યના ભક્તો જ હોવા જોઇએ. સુભાગ્યે તેઓમાંના કોઇ પણ મ્હને જોઇ શક્યા નહોતા. કુળાવતી તેમજ રાજમાતાને હું ઓળખતી નહોતી, પરંતુ તેમના સંભાષણ પરથી હું સમજી શકી હતી કે ન્હાની તે કુળાવતી રાણી, અને પ્રૌઢા તે રાજમાતા જ હતી. તે રાત્રે તેઓએ એવું અતિ ભયંકર કારસ્થાન રચ્યું છે કે મહાસભાએ યોગ્ય ઠરાવેલા તમામ ભિક્ષુઓ અને આચાર્યો, આચાર્ય ઉપગુપ્ત, આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્ય સુદ્ધાં એ સર્વની કતલ પોતાના ભિક્ષુગણની સહાયથી સંપુષ્ટાચાર્યે કરવી, ત્હારો નાશ કુળાવતીએ કરવો અને રાજમાતાએ શયનાગારમાં જઇને નિદ્રસ્થ ચક્રવર્તીનું શિર તલ્વારના એકજ ઝટકાથી ધડથી જૂદું કરી નાખવું. એ ઠરાવ આજ મધ્ય રાત્રીના સમયે અમલમાં મૂકવાનો છે. આ બાબતની તમને બાતમી આપવા સારૂ હું અહિં બીજે જ દિવસે આવી હતી, પરંતુ તમારો મેળાપ થયો નહિ. તેમજ ચક્રવર્તીને બારોબાર જઇને કહેવાથી, તે આ વાત માનશે નહિ તથા બૌદ્ધ સેના ભિક્ષુઓ પર શસ્ત્રો ચલાવશે નહિ એમ જાણીને, આ કતલ અટકાવવા માટે, અહિંથી નજીકના કોઇ હિંદુધર્મી સરદારને બોલાવી લાવવા સારૂ મ્હેં પાટલીપુત્ર નગરીનો ત્યાગ કર્યો. સુભાગ્યે પ્રતાપરાય નામના કોઈ હિન્દુધર્મી સરદાર સૈન્ય સહિત ચક્રવર્તીને મળવા સારૂ આવે છે એવી બાતમી મ્હને રસ્તામાં જ મળી. મ્હેં તેની પાસે જઇને પાટલીપુત્રમાં સત્વર આવવાની તેને વિનંતી કરી છે. તેણે તે સ્વીકારતાં હમણાં જ હું તેમને લઇને અહિં આવી પહોંચી છું. પરંતુ તમારા પ્રાણ બચાવવાની મ્હને બહુ ચિન્તા હોવાથી, અહિં આવતાંની સાથે જ હું તમારી પાસે અહિં દોડતી આવી છું. મારી સાથે ચાલો, અને સરદાર પ્રતાપરાયની છાવણીમાં શાન્ત અને નિર્ભયરીતે નિદ્રા લ્યો."

"ભગવતિ ! એમ નહિ બની શકે. ત્યાં રાજમાતા ભગવન્તનું ખૂન કરવા સારૂ ટાંપી રહી છે, અને હું સરદાર પ્રતાપરાયની છાવણીમાં સુખેથી ઘોરતો પડી રહું ! ભગવન્તના પ્રાણ બચાવવાની બાતમી મળવા છતાં પણ મ્હારો જીવ વ્હાલો કરીને હું અહિંથી પલાયન કરી જાઉં ! છટ્, એમ કદિ પણ બનવાનું નથી. તેમના પ્રાણ બચાવવાની આવી સુવર્ણ સરખી તક હું કદિ પણ ગુમાવવાનો નથી. ભગવતિ ! મ્હને રજા આપો. મ્હારૂં

મન ચક્રવર્તીના રાજમહાલયમાં જઇ પહોંચ્યું છે. મ્હારા શરીરને પણ ત્યાં જલદી જવા દો ! હું તમારો અત્યંત ઋણી થયો છું."

એટલું બોલીને શોભના રાજમહાલય તરફ જવા માટે ત્વરિત પગલે ચાલવા લાગી. તેનો હાથ પકડીને ભિક્ષુણી બોલી: "યુવરાજ ! આ શું ? ચક્રવર્તીના પ્રાણ બચાવવાની ખાતર ત્હારા પ્રાણ ત્હારે શા માટે જોખમમાં નાંખવા જોઇએ ? સરદાર પ્રતાપરાયને કહીને હું સત્વર તે બાબતની વ્યવસ્થા કરી નાખીશ."

"નહિ, ભગવતિ, મ્હને રોકો નહિ." શોભના બોલી : "પતિનું રક્ષણ કરવા જતી પતિવ્રતાને રોકવાનો પ્રયત્ન કોઈ પણ સાધુ મનુષ્યે કરવો જ ન જોઇએ. જવા દો મ્હને ! હવે મ્હને અટકાવશો તો મ્હારા અલ્પસ્વલ્પ સામર્થ્યનો ઉપયોગ કરવો પડશે. માફ કરો !" એટલું બોલીને શોભના પુનઃ ઝડપથી ચાલવા લાગી.

"પતિ અને પત્ની એ વળી શું ? આ તું શું બોલે છે ?" વિસ્મય પામતી ભિક્ષુણી બોલી.

દોડતી દોડતી શોભના બોલી : "ભગવતિ ! ચક્રવર્તી મ્હારા પ્રાણપતિ છે. હું દેખાઉં છું તેવો પુરુષ નથી, પરંતુ હું પણ એક સ્ત્રી છું. કેટલાંક રાજકિય કારણોને લીધે જ હું આવા ગુપ્ત વેશમાં રહું છું."

થોડી જ વારમાં શોભના દૃષ્ટિમર્યાદાની બહાર જઈ પ્હોંચી. ભિક્ષુણી તો આ બનાવથી દિઙ્મૂઢ જ થઈ ગઈ હતી. શોભના અદૃશ્ય થઇ ગયા પછી તે ત્યાંથી સરદાર પ્રતાપરાયની છાવણી તરફ ચાલતી થઈ.

દરરોજ રથમાં બેસીને ફરનારી પુરૂશવેશધારી શોભના આજે દોડતે પગે રાજમહાલય તરફ ધસ્યે જતી હતી. બે ઘટિકામાં તે રાજમહાલય પાસે આવી પહોંચી અને અશોકના શયનાગારમાં ચાલી ગઇ. આ સમયે લગભગ મધ્ય રાત્રી થવા આવી હતી. રાજમહાલયમાં સર્વત્ર નિઃસ્તબ્ધ શાન્તિ પ્રસરી રહી હતી. સમ્રાટ્ અશોકના અંગરક્ષકો અને શયનાગારના દ્વારપાળો નિદ્રસ્થ થઇ ગયા હતા. ખુદ ચક્રવર્તી પણ પોતાના પલંગમાં પડ્યો પડ્યો શાન્ત નિદ્રા લેતો હતો. અશોકના પલંગ પાસે જઇને, તેના હાથને સ્પર્શ કરીને શોભના બોલી : "આયુષ્મન્ ! જાગ્રત થાઓ ! જાગ્રત થાઓ !"

"કોણ યુવરાજ—અરે નહિ; પ્રણયિની ! અત્યારે મધ્ય રાત્રે તું અહિં ક્યાંથી ?" અશોકે આશ્ચર્ય પામતાં શોભનાને પ્રશ્ન કર્યો.

"પ્રિયકર ! આટલી મોડી રાત્રે મ્હારૂં કર્તવ્ય બજાવવા માટે જ હું આહં આવી છું."

"અત્યારે વળી એવું કયું કર્તવ્ય છે ?" અશોકના આશ્ચર્યમાં વધારો થયો.

"દગલબાજોના કારસ્થાનનો ભોગ થઇ પડતા આપને બચાવવા સારૂ, પત્ની તરીકેનું મ્હારૂં કર્તવ્ય બજાવવા સારૂ, અને મ્હારા બીજા આત્માનું રક્ષણ કરવા સારૂ જ હું દોડતી આવી છું." શોભના બોલી.

"હજી પણ કારસ્થાનીઓ અને તેમનાં કારસ્થાનો અસ્તિત્વ ધરાવે છે કે ?"

"અસ્તિત્વ ધરાવે છે એટલું જ નહિ, પરંતુ તેમની નીચતા દિનપ્રતિદિન વધતી જાય છે. ભગવન્તના આશ્રય નીચે રહેતા પાટલીપુત્રના સર્વ ધર્મગુરુએ, કલિંગયુવરાજ અને ખુદ ચક્રવર્તીના પણ પ્રાણ હરવાનો દગલબાજોએ દૃઢ નિશ્ચય કર્યો છે." એટલું બોલીને શોભનાએ અશોકને કારસ્થાન સંબંધી સર્વ હકીકત સંક્ષિપ્તમાં કહી સંભળાવી.

"પ્રણયિની, રાજમાતા ગમે તેવી દુષ્ટ હોય તોપણ—" અશોક આ પ્રમાણે બોલતો હતો તેવામાં શયનાગારમાં કોઇનો પગરવ તેણે સાંભળ્યો.

"આયુષ્મન્ ! હું કહું છું તે સત્ય છે કે નહિ તેની પ્રતીતિ કરવી હોય તો ક્ષણવાર મ્હારી સાથે ચાલો, એટલે રાજમાતા પોતાના હાથમાં શસ્ત્ર ધારણ કરીને કેવી લપાતી લપાતી અહિં આવે છે તે જોઇ શકાશે." એટલું બોલીને શોભના અશોકનો હાથ પકડીને તેને એક બાજુએ લઇ ગઇ. ત્યાં બેઠાં બેઠાં શયનાગારમાં શું શું થાય છે તે જોઇ શકાતું હતું. પરંતુ શયનાગારમાંની વ્યક્તિ જો આ બાજૂએ જૂએ તો માત્ર અંધકાર સિવાય કશું પણ તેને દૃગ્ગોચર થઇ શકે જ નહિ.

ધીમે ધીમે શયનાગાર પાસે આવતી વ્યક્તિનાં પગલાંનો અવાજ સાંભળીને, પ્રણયિની—શોભનાએ કહેલી હકીકત સત્ય હતી એવી અશોકની ખાત્રી થઇ. થોડી જ વારમાં એક વ્યક્તિ શયનાગારમાં દાખલ થઇ, પરંતુ શોભનાની અટકળ પ્રમાણે આ આવનાર વ્યક્તિ રાજમાતા નહોતી. તે સંપુષ્ટાચાર્ય હતો, તેણે શ્વેત વસ્ત્રો પરિધાન કર્યાં હતાં. તે ચક્રવર્તીની શય્યા પાસે ધીમે પગલે જવા લાગ્યો. ચક્રવર્તીની ખાલી પડેલી શય્યા જોતાંની સાથે જ તે વિસ્મય પામ્યો. તેણે એક વાર ચોમેર દૃષ્ટિપાત

કર્યો. ધીમે ધીમે તેના વદન પરની વિસ્મયની છટા અદૃશ્ય થવા લાગી. વિસ્મયને બદલે તેની મુખમુદ્રા પર ભયંકર હાસ્યની છટા વિલસી રહી.

"રાજમાતાએ આવીને ચક્રવર્તીનું કાસળ કાઢી નાખ્યું લાગે છે!" સંપુષ્ટાચાર્ય સ્વગત બોલવા લાગ્યો: "તો તો આ શયનાગાર અને આ શય્યા હવે મ્હારાં જ થઇ ચૂક્યાં! કુમાર વીતાશોક તો માત્ર નામનો જ ચક્રવર્તી ગણાવાનો! તેને હું મ્હારા હાથમાં પૂતળાની માફક નચાવીશ! અને તેનો પણ ઘાટ ઘડી નાખીશ એટલે પછી–" એટલું બોલીને તેણે ભયાનક હાસ્ય કર્યું. ક્ષણવાર વિચાર કર્યા પછી તે ચક્રવર્તીના પલંગ પર ચઢ્યો ને હર્ષાતિરેકથી તે તેમાં લોટવા લાગ્યો. ચક્રવર્તીની ઓઢવાની કિંમતી શાલ તેણે પોતાના શરીર અને મ્હોં પર લપેટી દીધી, અને તે નિંશ્ચિતપણે ઘોરવા લાગ્યો. પરંતુ તેની આ નિદ્રા અંતકાળની જ હતી.

પરંતુ સંપુષ્ટાચાર્યની આ નિંદ્રા અંતકાળની જ હતી તે ચક્રવર્તી શી રીતે જાણી શકે? સંપુષ્ટાચાર્યે થોડીવાર પહેલાં કાઢેલા ઉદ્ગારો સાંભળીને તે દિઙ્મૂઢ બની ગયો હતો. શોભનાનો હાથ પકડીને પોતાના શયનાગારમાં બની રહેલો પ્રકાર ચક્રવર્તી મૂંગે મ્હોડે જોયા કરતો હતો.

આજ ક્ષણે અશોકના રાજમહાલયના બીજા દિવાનખાનામાં એક ભીષણ બનાવ બની રહ્યો હતો. ચક્રવર્તીની બ્હેન ઇન્દિરા પોતાના શયનાગારમાં શાન્ત નિદ્રા લેતી હતી. ઇન્દિરાના સૌન્દર્યપૂર્ણ વદનમંડળ પ્રત્યે ક્રોધપૂર્ણ દૃષ્ટિ ફેંકતી કળાવતી પોતાના હાથમાં નાગી તલ્વાર પકડીને તેની શય્યા પાસે જ ઉભી હતી.

"આ તલવારનો એક જ ફટકો લગાવ્યો કે મ્હારા પ્રણયનો માર્ગ હવે ખુલ્લો થઈ ચૂક્યો!" એમ વિચારતી કળાવતીએ ઇન્દિરાનું શિર ધડથી જુદું કરી નાખવાની ઇચ્છાથી પોતાનો હાથ ઉગામ્યો. પરંતુ એટલામાં તે એકાએક ચમકી. એ વખતે ઇન્દિરાના વદનમંડળ પર આનંદની છાયા વિલસી રહી હતી. તે જોઇને કળાવતીના મનમાં ચળવિચળ થવા લાગી. ઘાવ કરવાને તૈયાર થયેલો તેનો હાથ અટકી ગયો, ને તે સ્વગત બોલવા લાગીઃ "આના કોમલ ગાલ પર પડેલા શરમના શેરડા તથા અધર પર વિલસી રહેલા મધુર સ્મિત પરથી, તે પોતાના પ્રિયકરની સાથે પ્રણયગોષ્ઠિ કરવામાં લીન થઇ ગઇ હોય એમ જણાય છે. આવી સ્થિતિમાં તેના પ્રાણ હરવાથી મ્હારું વેર સંપૂર્ણ રીતે વાળી શકાશે નહિ. પતિની

સાથે પ્રેમગોષ્ટિ કરતાં મરણ પામવું એ કંઇ ઓછું સુખપ્રદ નથી! મ્હારી વૈરિણીને હું એવું સુખ શા માટે પ્રાપ્ત કરવા દઉં! તેના પ્રાણનાથના વિરહ સમયે જ હું તેના પ્રાણ લઇશ. આ કળાવતીનો ક્રોપ કેવો ઉગ્ર છે એની પ્રતીતિ મ્હારે તેને આપવી જ જોઇએ. અત્યારે હું જો તેનો વધ કરીશ તો પરલોકમાં પણ તે તેવી સુખદ સ્થિતિમાં જ રહેશે." એટલું બોલી રહ્યા પછી ઇન્દિરાને જાગ્રત કરવા સારૂ તેણે પોતાની સમશેરની અણી તેના હાથને અડાડી અને બોલી: "ઇન્દિરા! જાગ્રત થા! આ કળાવતી પોતાના પ્રણયમાર્ગમાંનો કંટક હવે સદાને માટે દૂર કરનાર છે. ત્હારૂં સુખદ સ્વપ્ન વિસરી ને ચાલ હવે મરવાને તૈયાર થઇ જા."

તલ્વારના સ્પર્શથી જાગી ઉઠેલી ઇન્દિરા હવે પોતાના પલંગમાં બેઠી થઇ ગઇ હતી. કળાવતીનાં નેત્રોમાંથી લાલચોળ અંગારા જેવા અગ્નિકણનો વર્ષાવ કરી રહેલી તેની ભીષણ દૃષ્ટિ સાથે પોતાની દૃષ્ટિ મળતાંની સાથે જ તે કંપી ઉઠી. પોતાના બન્ને હાથ તેણે મ્હોં પર ઢાંકી દીધા.

આ જોઇને કળાવતી બોલી: "છોકરી! હવે ત્હારૂં આયુષ્ય માત્ર અર્ધા ક્ષણનું જ છે. મ્હને ઇચ્છા થતાંની સાથે જ આ ચમકી રહેલી સમશેરની સહાયથી હું ત્હને સત્વર યમસદનમાં પહોંચાડી દઇશ. હજી પણ ત્હારો મદ નથી ઉતર્યો કે? ત્હારા ગર્વનું અને ત્હારા જક્કી સ્વભાવનું પ્રાયશ્ચિત્ત ભોગવવા તૈયાર થઈ જા!"

"કળાવતી! મ્હેં ત્હારો શો અપરાધ કર્યો છે?" ઇન્દિરા સજળ નેત્રે બોલી.

"અલબત્ત! ત્હારો અપરાધ મ્હારે ત્હને જણાવવો જ જોઇએ. તે દિવસે ઉદ્યાનમાં મ્હેં ત્હને શિખામણના બે શબ્દો કહ્યા હતા, પરંતુ હજી સુધી તું તે ભિક્ષુ પ્રત્યેનો પ્રેમ વિસરી ગઈ નથી. ત્હેં મ્હારૂં અપમાન કર્યું છે, એટલું જ નહિ, પરંતુ અશોકને આડું અવળું સમજાવીને, તે ભિક્ષુને રાજમહાલયમાં રહેવાની વ્યવસ્થા પણ ત્હેં જ કરી આપી છે. મ્હારો ઉપદેશ માન્ય રાખીને, મ્હારી ઇચ્છા અને આજ્ઞા પ્રમાણે ન વર્તતાં, ઉલટું ભિક્ષુના દરિદ્રવેશનો ત્યાગ કરાવીને, ત્હેં તે તરુણને એક રાજપુત્ર જેવો બનાવી દીધો છે. ત્હારા આ ભયંકર અપરાધ બદલ ત્હારે મરણને શરણ જ થવું જોઇએ. ચાલ, મરવા માટે તૈયાર થઇ જા. હજી મ્હારે આ કરતાં પણ વધારે મહત્વનું કાર્ય કરવાનું છે. યુવરાજ જીતેન્દ્ર પણ, 'હમણાં કળાવતી આવીને મ્હને મુક્તિ આપશે.' એ પ્રમાણે મ્હારી વાટ જોઇને જ બેસી રહ્યા હશે."

" રાણી, મ્હારા શરીરના ટૂકડે ટૂકડા કરી નાખ. ઇચ્છામાં આવે તે પ્રમાણે નિર્દય રીતે મ્હારો વધ કર, પરંતુ કલિંગયુવરાજનો નાશ કરીશ નહિ."

" યુવરાજ જીતેન્દ્ર માટે ત્હને આટલી બધી લાગણી શાથી થાય છે ?"

" તે મ્હારા પ્રાણનાથ છે. મ્હારા પ્રાણ કરતાં પણ તે મ્હને અધિક વ્હાલા છે. "

" ઇન્દિરા ! વેણુવનમાં નિવાસ કરનારા યુવરાજને તું ચાહે છે ને ? રાજમહાલયમાં રહેનારા તરુણને તું તો નથી ચ્હાતી ને ? "

" હું તેને જ ચ્હાઉં છું. તે જ યુવરાજ જીતેન્દ્ર છે. વેણુવનમાં રહેનારા યુવરાજને હું ઓળખતી નથી. "

ઇન્દિરાનું બોલવું નહિ સાંભળતાં કળાવતી બોલી, " જે પ્રમાણે પ્રણયપ્રાપ્તિ માટે મ્હારે ત્હારો નાશ કરવો જોઇએ, તે જ પ્રમાણે મ્હારી રાજસત્તાની આડે આવનારા શત્રુ–યુવરાજ જીતેન્દ્રને પણ મ્હારે સદાને માટે યમસદનમાં પહોંચાડી દેવો જોઇએ. જો તે અત્યારે અહિં હોત તો આ તરવારની સહાયથી હું મ્હારા પ્રણય અને મ્હારી સત્તા એ બન્નેની આડે આવનારા બન્ને શત્રુનો અત્યારે જ નાશ કરી નાખત. ઇન્દિરા ! બોલાવ ત્હારા યુવરાજને, અને જોઇ લે કે આ સમશેર કેવી તેને એક જ ક્ષણમાં વીંધી નાંખે છે ! " એટલું બોલીને કળાવતીએ પોતાની તલ્વાર ઉગામી.

ભય પામતી ઇન્દિરાએ પોતાની આંખો મીંચી દીધી. યુવરાજ જીતેન્દ્રની કાલ્પનિક મૂર્તિ તેણે પોતાની દૃષ્ટિ સન્મુખ ખડી કરી અને અત્યંત કરૂણાજનક પરંતુ અસ્પષ્ટ સ્વરે બોલી.

" યુવરાજ, હવે આપણો મેળાપ સ્વર્ગમાં જ થશે. મૌર્ય સમ્રાટ્ અશોકની ભગિની અને કલિંગ સરખા વિશાળ દેશની ભાવિ સમ્રાજ્ઞીનો વધ એક પાતકી સ્ત્રીને હાથે થાય છે ! યુવરાજ ! યુવરાજ ! મ્હારી વારે ધાઓ !"

પરંતુ એટલામાં કળાવતીનો ઉગામેલો હાથ કોઇએ પાછળથી આવીને પકડી લીધો. કળાવતીએ પાછળ ફરીને જોયું તો તેણે ધર્માનુજને જોયો. કળાવતી પ્રત્યે તિરસ્કારપૂર્ણ દૃષ્ટિ ફેંકતો ધર્માનુજ બોલ્યો : " મ્હારી પ્રાણપ્રિય ઇન્દિરાના પ્રાણ બચાવવાની ખાતર જ ત્હારા જેવી દુષ્ટ સ્ત્રીના હાથને મ્હારે સ્પર્શ કરવો પડ્યો છે. દુષ્ટા ! એક નિરપરાધી તરુણીનો વધ કરતાં ત્હારૂં હૃદય સહજ પણ આંચકો ખાતું નથી ? ધિક્કાર છે ત્હને !"

"કેવળ મ્હારા પ્રણયમાર્ગમાંનો કંટક દૂર કરીને તમારા હૃદયનો સંપૂર્ણ કબજો મેળવવા માટે જ મ્હારે સમશેર ઉંચકવી પડી છે."

"નીતિભ્રષ્ટ સ્ત્રી! ત્હેં અનેક અપરાધ કર્યા છે. હવે ત્હારો અપરાધ ક્ષમ્ય ગણીને ત્હને જીવતી રાખવાથી જનસમાજને ભવિષ્યમાં નુકસાન થવાનો સંભવ રહે છે. હું ત્હને હમણાં જ ચક્રવર્તી સમક્ષ લઇ જાઉં છું. તેણે તને બે ત્રણવાર ક્ષમા આપી છે. આજે પણ જો તેનું ઉદાર અને દયાળુ હૃદય ત્હને ક્ષમા આપશે તો પછી મ્હારે મ્હારૂં કર્તવ્ય બજાવવું જ પડશે. કલિંગદેશનું વિસ્તૃત રાજ્ય ત્હેં દગાફટકાથી પડાવી લીધું છે, રાજા મૃગેન્દ્ર માટે ફાવે તેવી અફવાઓ ફેલાવી છે, અને પ્રજા પર જોર જૂલ્મ કરવામાં કચાસ રાખી નથી. કળાવતી! દુષ્ટા! મ્હારા રાજકુટુંબની ઉન્નતિની ખાતર, મ્હારા પિતાશ્રીનું વેર વાળવાની ખાતર, અને મ્હારી પ્રજાને જોર જૂલ્મમાંથી મુકત કરવાની ખાતર, આ કલિંગયુવરાજ હવે ત્હને સજા કર્યા વગર રહેનાર નથી."

"ધર્માનુજ!" કળાવતી ચમકીને બોલી: "તમે કલિંગયુવરાજ જીતેન્દ્ર છો?"

"હા; ત્હારા અત્યારસુધીનાં દુષ્કૃત્યોનાં ફળ ચાખતી થઇશ ત્યારે એ બધું તું સ્હમજી શકીશ." એટલું બોલીને જીતેન્દ્રે કળાવતીને કેદ કરીને ચક્રવર્તી પાસે લઇ જવાની પોતાના માણસોને આજ્ઞા કરી, અને પોતે પણ ઇન્દિરાને સાથે લઇને ત્યાંથી નીકળી ગયો.

જેવો યુવરાજ જીતેન્દ્ર ચક્રવર્તીના શયનાગાર પાસે આવી પહોંચ્યો કે તરત જ એક અસ્પષ્ટ કિકિયારી તેના સાંભળવામાં આવી. આ કિકિયારી સાંભળીને જીતેન્દ્ર, ઇન્દિરા, શોભના વગેરેને સાથે લઇને પોતાના શયનાગારમાં જવા નીકળેલા અશોકને પાછળ મૂકી દઇને કુમાર વીતાશોક પોતાના ભાઇના શયનાગારમાં દોડતો જઇ પહોંચ્યો. ત્યાં જઇને તેણે જોયું તો પોતાની માતા હાથમાં લોહીથી ખરડાયલી તલ્વાર પકડીને ઉભી હતી, અને ચક્રવર્તીની શય્યામાં એક માણસ તરફડીયાં મારતો હતો. પોતાની માતાએ ચક્રવર્તીનું ખૂન કર્યું એમ સ્હમજીને કુમાર વીતાશોક બોલ્યો: "કેવું અઘોર કૃત્ય! ઓ પાષાણહૃદયી! મનુષ્યનું હૃદય પણ કંપી ઉઠે એવું ઘોર કૃત્ય ત્હેં કર્યું છે."

"કેવળ ત્હારા માટે, ત્હારા રાજ્યપ્રાપ્તિના માર્ગમાંનો કંટક દૂર

કરવા માટે, અને મ્હારી શૌક્યનો ગર્વ ઉતારવાની ખાતર જ મ્હારે આ કાર્ય કરવું પડયું છે. "

" મ્હારા પ્રાણપ્રિય બન્ધુ **અશોક** ! " એમ બોલતો રાજકુમાર **અશોક**ની શય્યા પાસે દોડી ગયો. તરત જ પાછળથી તેનો હાથ પકડીને **અશોક** બોલ્યો : " રાજકુમાર ! વ્યર્થ શોક ન કર ! હું જીવતો છું, મ્હારી શય્યામાં તરફડતો માણસ નરાધમ **સંપુષ્ટાચાર્ય** છે. " એટલું બોલીને **અશોક** પોતાના પ્રેમળ બન્ધુને ભેટી પડયો.

" હેં ! આ **સંપુષ્ટાચાર્ય** છે ? " **રાજમાતા** બોલી.

પોતાના બન્ધુની ભેટમાંથી છૂટો પડીને કુમાર **વીતાશોક** બોલ્યો : " પાતકી માતા ! ત્હારાં આવાં અઘોર કૃત્યો જોઇને સંસાર પરથી હવે મ્હારી પ્રીતિ ઉઠી ગઈ છે. સંસાર ત્યાગ કરવાથી ત્હારો અને મ્હારો માતા પુત્ર તરીકેનો સંબંધ પણ હવે અદૃશ્ય થયો છે. જો હવે હું સંસારમાં રહું તો જ્યારે ત્યારે પણ તું ચક્રવતીનો નાશ કર્યા વગર રહેનાર નથી. માટે આજે સંસારત્યાગ કરવાની આવી હાથ આવેલી સોનેરી તક હું શા માટે ગુમાવું ? સંસારવિરક્ત થઇને મ્હેં ભિક્ષુવેશ ધારણ કર્યો એટલે ત્હારી વેરભાવના પણ શાન્ત થશે, અને ત્હારાં દુષ્કૃત્યો બદલ પશ્ચાત્તાપ કરવાનો અવકાશ પણ ત્હને મળશે. " એટલું બોલીને, ' **नमो बुद्धाय** ' એમ બોલી કુમાર **વીતાશોક** પોતાના અંગ પરનાં બહુમૂલ્ય વસ્ત્રો તેમજ અલંકારો કાઢી નાંખવા લાગ્યો.

" કુમાર ! ભિક્ષુવેશ ધારણ કરવાની આટલી બધી ઉતાવળ ન કર. હજી ત્હેં સાંસારિક સુખનો લેશ માત્ર પણ ઉપભોગ કર્યો નથી. " એટલું બોલતાં બોલતાં **અશોક**ના નેત્રદ્વયમાં અશ્રુ ભરાઇ આવ્યાં.

" કુમાર !" રાજમાતા ડૂસકાં ભરતી બોલી: " મ્હને કારાગૃહમાં પૂર, આ રાજ્યની હદપાર કર, અગર મ્હારા પ્રાણ હરી લે, પણ તું ભિક્ષુવેશ ધારણ ન કર ! "

પોતાની માતાની વિનંતી પ્રત્યે લક્ષ્ય ન આપતાં **અશોક**ને ઉદ્દેશીને કુમાર બોલ્યો: " કેવો વિચિત્ર દુરાગ્રહ ! આવા શુભ પ્રસંગે તો ત્હારે આનંદિત થવું જોઇએ. વ્યર્થ શોક ન કર ! ભગવન્ત ! તું આવો કાર્યદક્ષ ને ધર્માત્મા હોવા છતાં પણ આ વખતે શોક કરે છે ! મ્હને સત્વર આજ્ઞા આપ ! મ્હારા માટે ભિક્ષુવેશ મંગાવી આપ ! આ રાજમંદિરમાં હવે એક ક્ષણ પણ મ્હારાથી રહી શકાતું નથી. "

ક્ષણવારમાં એક પીત કફની, પાદુકાઓ અને એક કમંડળ મંગાવવામાં આવ્યાં. તેનો સ્વીકાર કરતાં રાજકુમાર '**નમો બુદ્ધાય**' એ મંત્રનો જાપ જપવા લાગ્યો. સમ્રાટ્ **અશોક** પોતાના બન્ધુના ચરણે નમન કરીને ઉભો રહ્યો હતો. તેને, "પુત્રપુત્રાદિકનું સુખ ભોગવ અને ભારતવર્ષની કીર્તિ ત્રિલોકમાં ગાજી રહે એવું ધાર્મિક સૌન્દર્ય તેને અર્પણ કર!" એવો આશીર્વાદ દઈને, **નમો બુદ્ધાય** એ મન્ત્રનો જાપ જપતો રાજકુમાર રાજમહાલય છોડીને ચાલતો થયો.

કુમાર **વી**તાશોકને ગયાં ઝાઝીવાર નહિ થઈ હોય એટલામાં **અ**શોકનું સંરક્ષણ કરવા સારૂ, પોતાના પાંચ છ માણસો સહિત સરદાર **પ્ર**તાપરાય ત્યાં આવી પહોંચ્યો. **અશોક**ને જીવતો જોઇને તે આનંદ પામ્યો અને બોલ્યો: "ચક્રવર્તી! આપના ધર્મગુરૂની કતલ કરવા માટે સંપુષ્ટાચાર્યે મોકલેલા માણસોને કેદ કરીને મ્હારી છાવણીમાં મ્હેં મોકલી દીધા છે. હું આપનું રક્ષણ કરવાની ખાતર જ અત્યારે અહિં આવી પહોંચ્યો છું."

"પ્રતાપરાય!" **અશોક** ગદ્‌ગદ કંઠે બોલ્યો: "આજ મ્હારી પર અને મ્હારા ધર્મગુરૂ પર તમે જે ઉપકાર કર્યો છે તે ઋણમાંથી હું કેટલાક જન્મપર્યંત મુક્ત થઇ શકનાર નથી!"

"એમાં ઉપકાર શાનો?" **પ્ર**તાપરાય ગંભીર વાણીથી બોલ્યા: "સંકટના સમયે એક બીજાને સહાય કરવી એ પ્રત્યેક મનુષ્ય ધર્મ છે. પણ ચક્રવર્તી! ત્હમારા પ્રાણ કોણે બચાવ્યા? કારસ્થાન સંબંધી હકીકત તમને કોણે કહી? મ્હેં તો એમ પણ સાંભળ્યું હતું કે કારસ્થાનીઓએ આપનો પણ વધ કરવાનું નક્કી કર્યું હતું."

"તે વાત ખરી છે. આ કારસ્થાનની હકીકત મ્હને પહોંચાડીને, મ્હારા પ્રાણ રક્ષણ કરનાર આ મ્હારા નાજુક મિત્ર જ છે." એટલું બોલીને અત્યારસુધી સહજ દૂર ખસીને ઉભી રહેલી **શોભના** પ્રત્યે ચક્રવર્તીએ આંગળી કરી. તરત જ **શોભના** દોડતી પ્રતાપરાયને ભેટી પડી. **શોભના** હજી તો પ્રતાપરાયને ભેટીને છૂટી પડી પણ નહોતી એટલામાં યુવરાજ જીતેન્દ્ર પ્રતાપરાયનાં ચરણોમાં શિર નમાવીને ઉભો રહ્યો. **અશોક** તો આ દૃશ્ય જોઇને ચકિત જ થયો. પરંતુ અલ્પ સમયમાંજ **અશોક**ની ખાત્રી થઇ કે પ્રતાપરાય તે બીજા કોઇ નહિ પણ કલિંગાધિપતિ **મૃગેન્દ્રરાજ** છે, પોતાની કાલ્પનિક પ્રણયિની તે મૃગેન્દ્ર-કન્યકા **શોભના** છે અને પ્રાયશ્ચિત્ત નિમિત્તે મળેલી

સભામાં અણીના વખતે આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યને તેડી લાવનાર તરૂણ કલિંગયુવરાજ જીતેન્દ્ર છે.

કૃતજ્ઞતા દર્શાવતો અશોક ગદ્ગદ કંઠે બોલ્યો: "રાજન્! વિનાકારણ કલિંગ દેશ પર ચઢાઇ કરીને મ્હેં આપને તથા આપના કુટુંબને બહુ દુઃખ આપ્યું છે. આમ છતાં પણ તમારાં છોકરાંઓએ તો મ્હારા પર વારંવાર ઉપકાર જ કર્યા છે. અપકાર પર પણ ઉપકાર કરવાનો કલિંગદેશના રાજકુટુંબે શિખવેલો પાઠ અમારા બૌદ્ધમાંના '**अहिंसा परमो धर्म**' એ તત્ત્વ કરતાં પણ ચઢીજાય તેવો છે."

રાજા મૃગેન્દ્ર કંઈ પણ ન બોલતાં પોતાના ભાવિ જામાતા અશોકને પ્રેમપૂર્વક ભેટી પડયા. ચક્રવર્તી અને મૃગેન્દ્ર મિત્રો થયા. બૌદ્ધધર્મ અને હિન્દુધર્મ વચ્ચેનો તિરસ્કાર અદૃશ્ય થયો. શોભના અને જીતેન્દ્રના આનંદની તો સીમા જ રહી નહોતી. મૃગેન્દ્રનુ પ્રેમાળ વર્તન જોઇને અશોક અને ઇન્દિરા આનંદ પામ્યાં.

અશોક, શોભના, જીતેન્દ્ર અને ઇન્દિરા એ સૌને પોતાના મનમાં લાગ્યું કે રાજા મૃગેન્દ્ર આપણા પ્રેમમાં કોઈ પણ જાતનું વિઘ્ન નાખશે નહિ.

પોતાનું કર્તવ્ય સમાપ્ત થયું છે એમ માનીને બકુલા આત્મોન્નતિ અર્થે અરણ્યમાં ચાલી ગઇ.

કૃણાવતીને બંદિવાન કરીને કારાગૃહમાં મોકલી દેવામાં આવી.

## પ્રકરણ ૩૪ મું.

### મનઃકામનાની પૂર્ણાહુતિ.




પુષ્ટાચાર્યની ઉત્તરક્રિયા સંપૂર્ણ થઇ ગયાના બીજા દિવસે પાટલીપુત્ર નગરના રાજમહાલયમાંના એક દિવાનખાનામાં પોતાના મેમાનોની સાથે વાર્તાલાપ કરતો ચક્રવર્તી અશોક બેઠો હતો. રાજમાતા સુભદ્રાંગિ રાણી ઇન્દુમતી સાથે ધીમે ધીમે વાર્તાલાપ કરતાં કરતાં પોતાના ભાવિ જમાઇ તેમજ ભાવિ પુત્રવધૂ પ્રત્યે પ્રેમળ દૃષ્ટિથી જોતી હતી. ગંગારામ પણ પોતાના મથુરાના પ્રવાસની વાતો કરતા ઘડીમાં સ્ત્રી મંડળમાં અને ઘડીમાં પુરૂષ મંડળમાં

મેળાતા હતા. ચિદાનંદ સ્વામી, આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્ય અને ઉપગુપ્તાચાર્ય સાથે ધાર્મિક ચર્ચા ચલાવતા બેઠા હતા. સમ્રાટ્ અશોક, મૃગેન્દ્રરાજ અને યુવરાજ જીતેન્દ્ર તેમની નજીકમાંજ બેઠા હતા. શોભના અને ઇન્દિરા પોતાના પ્રણય–વિજયની વાતો કરવામાં લીન થઈ ગઈ હતી. એટલામાં તરુણ ભિક્ષુ વીતાશોક ત્યાં આવ્યો અને બોલ્યો: "સંપુષ્ટાચાર્યના અનુયાયીઓ અને રાજમાતા બુદ્ધિમતીને તેમનાં દુષ્કૃત્યો માટે પશ્ચાત્તાપ થાય છે અને તેથી તિબેટ, ચિન વગેરે દેશોમાં ધર્મપ્રચારાર્થે જવાની તેઓ આજ્ઞા માગે છે."

"હવે પરમ પવિત્ર આર્યાવર્તમાં રહેવાને તેઓ લાયકજ નથી. તિબેટ, ચિન વગેરે દેશોમાં તેઓ ધર્મપ્રચારાર્થે જાય તેમાં મ્હને વાંધો નથી. પરંતુ તેમના વર્તન પર નજર રાખવાની હું ત્યાંના રાજાઓને આજ્ઞા કરીશ." ચક્રવર્તીએ જવાબ આપ્યો.

"ઠીક છે." એમ કહીને વીતાશોક ત્યાંથી ચાલ્યો ગયો. થોડીવાર પછી તે પુનઃ ત્યાં આવ્યો અને બોલ્યો: "ભગવંતની રાજમાતા અને સંપુષ્ટાચાર્યના અનુયાયીઓ ધર્મપ્રચાર કરવા સારૂ આપની આજ્ઞા પ્રમાણે પાટલીપુત્ર છોડીને ચાલ્યા ગયા છે." એટલું બોલીને તે ત્યાંથી ચાલ્યો ગયો.

રાજમાતા અને સંપુષ્ટાચાર્યના અનુયાયીઓના ત્રાસથી પોતે તેમજ પોતાની પ્રજા મુક્ત થવાથી ચક્રવર્તી પોતાના મનમાં આનંદ પામતો હતો તેટલામાં ત્યાં મોહન આવ્યો અને બોલ્યો: "મહારાજ ! કલિંગ દેશના હાલના રાજા વિશાખાનંદ આપને મળવા ઇચ્છા રાખે છે."

સમ્રાટે તેને અંદર લઇ આવવાની મોહનને આજ્ઞા કરી. દિવાનખાનામાં દાખલ થતાંની સાથે વિશાખાનંદ મૃગેન્દ્રરાજનાં ચરણોમાં નમી પડયો અને બોલ્યો: "મહારાજ ! હું ગુનેહગાર છું. કલિંગદેશ પરથી હું મ્હારો હક્ક ઉઠાવી લઉં છું."

"પ્રધાનજી !" રાજા મૃગેન્દ્ર બોલ્યો: "હવે તમારો સંશય દૂર થયો ને? હવે મ્હારી પ્રત્યે પૂર્વના જેવુંજ તમારૂં હૃદય શુદ્ધ થયું છે ને?"

વિશાખાનંદ નિરુત્તર રહ્યો અને નીચું જોઇ રહ્યો.

"રાજન્ !" થોડીવાર રહીને અશોક બોલ્યો: "કલિંગદેશના રાજકુટુંબે મ્હારા પર જે જે ઉપકારો કર્યા છે તેના અલ્પ સ્વલ્પ બદલા તરીકે હું મ્હારી ભગિની ઇન્દિરા યુવરાજ જીતેન્દ્રને અર્પણ કરૂં છું."

મૃગેન્દ્રરાજે સ્મિત કરતાં જીતેન્દ્ર પ્રત્યે દૃષ્ટિ ફેંકી. ઇન્દિરાનો હાથ યુવરાજ જીતેન્દ્રના હાથમાં આપતાં ચિદાનંદ સ્વામી આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્યને ઉદ્દેશીને બોલ્યા : “ આચાર્ય ! મ્હારૂં કાર્ય હવે પૂર્ણ થયું ! હિન્દુધર્મ અને બૌદ્ધ ધર્મનું ઐકય થયું. બન્ને ધર્મો એક જ છે. હવે તો આપનું જ કર્તવ્ય બાકી રહ્યું છે. ”

“ શોભના ! બેટા ! ” આચાર્ય મોગ્ગલીપુત્ર તિષ્ય બોલ્યા : “ કલિંગ દેશ માટે ત્હેં જે જે સેવાઓ બજાવી છે તેમજ બન્ધુપ્રેમ અને પતિ-પ્રેમનું જે દિવ્યસ્વરૂપ જનસમાજ સમક્ષ રજુ કર્યું છે તે બદલ ત્હને યોગ્ય પારિતોષિક આપવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. આવ ! શોભના ! મ્હારી પાસે આવ ! બૌદ્ધધર્મ હિન્દુધર્મને પોતાનો ગુરુ માને છે. તેની સહાયની બૌદ્ધધર્મને વારંવાર જરૂર પડશે, અને તેથી જ બૌદ્ધધર્મી ચક્રવર્તી સાથે ત્હને લગ્નગાંઠથી જોડું છું. હિન્દુધર્મમાં રહેલાં અમૂલ્ય તત્વોના પરિમળથી બૌદ્ધધર્મનો અંતરંગ પણ તું સુગંધિત કર ! ” એટલું બોલીને શોભનાનો હાથ ચક્રવર્તીના હાથમાં મૂકવા સારૂ, આચાર્ય ઉભા થયા. પરંતુ શોભના પોતાના પિતાપ્રત્યે દૃષ્ટિ ફેંકતી પોતાની જગ્યાએ જ ઉભી રહી.

“ દીકરી ! ” મૃગેન્દ્ર બોલ્યો : “ આચાર્ય ત્હારા પ્રત્યે જે અનુગ્રહ દર્શાવે છે તે માટે તું યોગ્ય જ છે. ચક્રવર્તી સાથે લગ્નગ્રંથિથી જોડાઇને ચિરકાળ પર્યંત સુખ ભોગવ એવો મારો આશીર્વાદ છે. ”

પિતાની અમૃતમય વાણી સાંભળીને શોભના આચાર્ય મોગ્ગલી પુત્ર તિષ્ય પાસે આવીને ઉભી રહી. આચાર્યે શોભનાનો હાથ ચક્રવર્તીના હાથમાં સોંપીને આશીર્વાદ આપ્યો. શોભના અને ચક્રવર્તી શિર નમાવીને આચાર્ય પાસે ઉભાં રહ્યાં.

ત્યાર બાદ ઇન્દિરા અને યુવરાજ જીતેન્દ્રનાં તેમજ અશોક અને શોભનાનાં લગ્ન એટલા આનંદોત્સવથી ઉજવવામાં આવ્યાં કે તેનું વર્ણન લખવાની શકિત આ ક્ષુદ્ર લેખિનિમાં નથી. ચક્રવર્તીનાં લગ્ન થયાં તે સાથે તેના નિમકહલાલ નોકર મોહનને પણ અલભ્ય લાભ મળ્યા વગર રહ્યો નહિ. ખુદ ચક્રવર્તીએ જ મોહનનાં લગ્ન વનમાલા સાથે કરાવી આપ્યાં.

ચક્રવર્તીના લગ્નની ખુશાલીમાં કુળાવતીને પણ બીજા કેદીઓની સાથે તુરંગમાંથી મુક્ત કરવામાં આવી. પરંતુ તે તરતજ દિવાની બની ગઇ અને ચક્રવર્તીના રાજમહાલયની આસપાસમાં ‘ ધર્માનુજ ’ નામના જાપ જપતી કેટલાંએ વર્ષો પર્યંત રખડી રખડીને મરણ પામી.

કલિંગ દેશમાં હિન્દુ ધર્મની પુનર્ઘટના થઇ. રાજા મૃગેન્દ્ર વૃદ્ધાવસ્થાને લઇને વાનપ્રસ્થાશ્રમ સ્વીકાર્યો અને યુવરાજ કલિંગદેશના રાજસિંહાસન પર આરુઢ થયો. ચિદાનંદ સ્વામી પોતાના અંતકાળ પર્યંત કલિંગ દેશના રાજકુટુંબના ધર્મગુરુ તરીકેજ રહ્યા; પરંતુ અશોકના રાજઅમલ પર્યંત તો બૌદ્ધધર્મનો સૂર્ય પૂર્ણપણે પ્રકાશ્યો.

પ્રિય પાઠક! હવે નવલકથાકારનું કાર્ય પૂર્ણ થયું છે. ભારતવર્ષરૂપી ઉદ્યાનનું અશોકરૂપી અદ્વિતીય પુષ્પ, વિકાળ કાળરૂપી પર્વતની નીચે ચગદાઇ ગયું; પરંતુ તે પુષ્પની સુગંધી હજુ પણ ભારતવર્ષમાં બ્હેક મારી રહી છે. જે દિશા તરફથી એ પરિમળની સુવાસ આવે છે તે દિશામાં જવા છતાં પણ તે પુષ્પ અચ્છિન્ન દશામાં હાથ નહિ લાગવાથી, તેની જે કંઇ પાંખડીઓ મળી આવી છે તે અમ્હારાં બન્ધુ ભગિનીઓને પવિત્ર ચરણે સાદર કરીને આનંદ પામીએ છીએ. આ સુગંધિત પાંખડીઓના સુપરિમળનો સદૈવ અનુભવ કરવાની સર્વ બંધુ ભગિનીઓને વિનંતી કરીને અને ધર્માત્મા 'સમ્રાટ્ અશોક'ની પણ આજ્ઞા લઇને વિરમીએ છીએ.



# યૂરોપનો પ્રવાસ.

**જુદા જુદા સ્થળોના દેખાવોનાં ૩૪ ચિત્રો; ડેમી આઠ પેજી ૨૫૦ ઉપરાંત પૃષ્ઠ; અને પાકું પુંઠું. કિંમત પોસ્ટેજ સાથે રૂ. બે.**

**જાતે પ્રવાસ કરીને લખનાર—રા. રા. દત્તાત્રય ચિમણાજી મુજુમદાર; બી. એ., એલએલ. બી.; વડોદરા.**

આ પુસ્તકનું એકંદર ખર્ચ રૂપીઆ ઉપરાંત આવે છે; પરંતુ શ્રીમાન લેખક ગૃહસ્થની ખાસ કૃપાથીજ **"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"** તથા **"વિચાર પુષ્પમાળા"ના ગ્રાહકોને અર્ધી કિંમતે—પોસ્ટેજ સાથે રૂ. ૧—૧—૦ માં મળે છે. ગ્રાહક નહિ હોય તેવાઓને પણ ઓગસ્ટ આખર સુધીમાં રૂ. ૧—૮—૦ માં અપાશે.** (વિ૦ પી૦ પોસ્ટેજ ૦—૪—૦ જુદું.)

રા. સા. **મહીપતરામભાઈએ "ઈંગ્લાંડની મુસાફરી"** ઘણાં વર્ષ ઉપર લખી હતી, ત્યાર પછી યૂરોપ ખંડના પ્રવાસનું જાતે અનુભવેલું વર્ણન આ નવુંજ બહાર પડેલું છે. લેખક શ્રીમાન ગૃહસ્થે શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ મહારાજની ખાસ આજ્ઞાથી સને ૧૯૧૩—૧૪માં પોતાના પિતા અને પત્ની સાથે યૂરોપનો પ્રવાસ કરેલો, તેનો અહેવાલ આ પુસ્તકમાં લખ્યો છે. યૂરોપમાં ખાવા પીવાની સગવડ કેવી થઈ શકે છે, અને મુખ્યત્વે કરીને ત્યાં ધાન્યાહારી રહી શકાય છે; અને તેમ રહેવા માટે કઈ કઈ બાબતો ખાસ ધ્યાનમાં રાખવી પડે છે તથા ત્યાંની રહેણીકરણી કેવી છે, આગબોટના તથા રેલવેના પ્રવાસમાં શી શી બાબતો ધ્યાનમાં રાખવા જેવી છે તે, યૂરોપ ખંડમાં આવેલાં જુદાં જુદાં સ્થળોનાં વર્ણનો તેના દેખાવના ફોટા સાથે આપવામાં આવેલ છે. આખા પુસ્તકને નીચે મુજબ ૨૦ ભાગમાં વહેંચી નાખ્યું છે:—

**ભાગ ૧ લો—પ્રવાસની પૂર્વ તૈયારી. ભાગ ૨ જો—મુંબઈથી એડન. ભાગ ૩ જો—એડનથી સુએઝ. ભાગ ૪ થો—ઇજીપ્ત. ભાગ ૫ મો—અલેકઝાંડ્રિયાથી બ્રિંડીસી. ભાગ ૬ ઠો—ઇટાલી. ભાગ ૭ મો—મીલાનથી સેંટ મૉરિટ્ઝ. ભાગ ૮ મો—ઑસ્ટ્રીઆ. ભાગ ૯ મો—જર્મની. ભાગ ૧૦ મો—ફ્રાન્સ. ભાગ ૧૧ મો—પારીસથી લંડન. ભાગ ૧૨ મો—ઈંગ્લાંડમાંનાં બીજાં શહેરો. ભાગ ૧૩ મો—સ્કૉટલેંડ. ભાગ ૧૪ મો—આયર્લેન્ડ—બેલફાસ્ટ. ભાગ ૧૫ મો—પાછા લંડનમાં. ભાગ ૧૬ મો—ફરી ફ્રાન્સ. ભાગ ૧૭ મો—બેલજીયમ અને હોલેન્ડ. ભાગ ૧૮ મો—ફરી જર્મનીમાં. ભાગ ૧૯ મો—ફરી ઑસ્ટ્રીઆમાં. ભાગ ૨૦ મો—ટ્રીએસ્ટથી મુંબઈ.**

ઉપરાંત પરિશિષ્ઠો નીચે મુજબ આપ્યાં છે:—

(૧) યુરોપના પ્રવાસમાં કપડાં વગેરે સામાન જોઇએ તેની વિગત.

(૨) યુરોપના પ્રવાસ માટે એકલા માણસને થતા ખર્ચની વિગત.

(૩) જુદા જુદા દેશનાં ચલણી નાણાંનું કોષ્ટક.

(૪) જુદી જુદી ભાષાનાં થોડાંક વાકયો તથા શબ્દો.

ખાસ લીધેલા ફોટોગ્રાફો ઉપરથી બનાવેલાં ૩૪ ચિત્રો પણ મુકેલાં છે, તેથી સ્ત્રીઓ તેમજ બાળકો પણ કંટાળ્યા વગર રસથી આ પુસ્તક વાંચવા લલચાય છે, ને ઘેર બેઠાં તે દેશ સંબંધીનું સત્ય જ્ઞાન મેળવે છે.

# ચાર દૃશ્ય નાટકો.

શ્રી ભારતવિજય નાટક સમાજે ભજવેલાં ગાયનો તથા પુરેપુરા **ભાષણ સાથેનાં** ચાર નાટકોનું પાકા પુંઠાથી બાંધેલું પુસ્તક:—

(૧) **પ્રતાપી પ્રમીલા** અથવા **ઔરંગજેબનો રાજરંગ.**

(૨) **કામલતા.** (૩) **ચિતોડનો કરણ.**

(૪) **સત્યવાદી હરિશ્ચંદ્ર** ( ઉર્દુ જબાન ને ગુજરાતી ટાઇપ. )

દરેક નાટકની છુટક કીમત આઠ આના છે. પરંતુ આ ચારે નાટક પાકા પુંઠામાં ભેગાં બાંધેલાની કીં. રૂ. એક રાખી છે. છુટાં છુટાં ચારે નાટક સાથે લેનારને ૦-૧૨-૦ માં મળશે.

---

**સ્મરણ સંહિતા—** એક કરુણ પ્રશસ્તિ. કર્તા:—**રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા.** ઉપોદ્ઘાત તથા વિસ્તારી ટીકા લખનાર:—પ્રો. **આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ,** એમ્. એ. એલ્એલ્. બી.

કાવ્યપ્રસંગમાંનાં ખાસ તૈયાર કરાવેલાં અને બે શાહીથી છાપેલાં **દસ** ચિત્રો છે. ગુજરાતી સાહિત્યમાં સર્વ પ્રકારે તદ્દન નવીન. **કિંમત રૂ. સવા.**

**નૂપુરઝંકાર—** રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઅનાં કાવ્યોનો વિસ્તારી ટીકા સાથેનો નવો ગ્રન્થ. કવિતદેવીના સુંદર ચિત્ર સાથે. **કિંમત રૂ. એક.**

**દીવાને સાગર—** સાગરનાં કાવ્યો, ગઝલો તથા પ્રેમભક્તિ અને જ્ઞાનવૈરાગ્યનાં ભજનોનો સંગ્રહ. 'કલાપીના કેકારવ' ના જેવડાં લગભગ ૪૦૦ પૃષ્ઠનો દળદાર ગ્રન્થ. **નારદ "ભક્તિસૂત્ર"નું** ભાષાન્તર તથા સૂફીની પરિભાષાના વિસ્તૃત શબ્દકોષ સાથે. **કિં. રૂ. અઢી.**

**જીવનલાલ અમરશી મહેતા, ઠે. પીરમશાહ રોડ—અમદાવાદ.**